શ્રી રઘુવીર સમર્થ.

સદ્ગુરૂ શ્રી કૃષ્ણરામ માહારાજ કૃત

# મહાકાવ્ય.

શ્રી નીતિ, ભક્તિ અને જ્ઞાન પ્રસારક ગ્રંથ.

ભાગ ૨ જો.


પ્રસિદ્ધ કર્ત્તા.

રામદાસી. હરિવલ્લભ નારાયણ માહારાજ.

મુકામ—અમદાવાદ સારંગપુર ફાફડાની પોળ સામે

શ્રી રણછોડજી મંદિર.



પ્રત ૧૨૦૦, પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

શ્રી માર્તંડ મુદ્રાલય પ્રેસમાં પટેલ. ભીખાભાઈ છગનલાલે

છાપ્યું. ઠે. રતનપોળ મરચીપોળમાં—અમદાવાદ.

કિંમત રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

શ્રીરઘુવીર સમર્થ.

# ઉપોદ્ઘાત.

મહાન્ ઇશ્વરની સમગ્ર સૃષ્ટિમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં વિવિધ પ્રાણીઓ જન્મ પામે છે અને પોતાના જીવનની યથાશક્તિ મુસાફરી કરી અન્તે તેજ પરબ્રહ્મમાં વિલય પામે છે. આવી ઘટમાળ નિરંતર ચાલ્યાજ કરે છે. આ અગાધ માયાને નિયમમાં રાખવાને તેમજ તેમાં લુબ્ધ થઈ જતાં પામર મનુષ્યોને સુપથે દોરવાને શ્રી પરમાત્મા સાક્ષાત્ પોતાની વિભૂતિરૂપ કેટલાક **મહાપુરૂષોને** પણ આ સૃષ્ટિમાં સરજે છે, અને તેવા ઉચ્ચકોટિના જીવો (મહાત્માઓ) સૃષ્ટિ ઉપર અનેક ઉપકારો કરતા પોતાની યથાર્થ ફરજ બજાવી અન્તે તે પરમપ્રભુના પદને પુનઃપ્રાપ્ત થાય છે.

દરેક દેશમાં મહાત્માઓ જન્મે છે અને તેઓ પોતાની નીતિરીતિથી પોતાના આત્માના અજવાળાથી પ્રજાના આંતર પ્રદેશને આંજી નાંખે છે તેમના ચારિત્ર્યમાં અજબ ફેરફાર કરી તેમની સ્થીતિમાં અવનવો સુધારો કરી જાય છે. ભારતવર્ષ પણ આવા મહાત્માઓના જીવનનાં સબંધમાં મગરૂર છે. આર્યાવર્તમાં અનેક નરરત્નો પાકયાં છે અને તેઓ સઘળાએ લગભગ એકજ ઇશ્વરી મહાજ્ઞાનનુંજ લક્ષ્યબિન્દુ સાધ્યુ છે. આપણા પવિત્ર દેશમાં ઈશ્વરી અંશરૂપ અનેક ભક્ત કવિઓ થઇ ગયાં છે અને તેઓએ દુનિયાની બીજી ખટપટથી વિરક્ત રહી કેવળ ઇશ્વરી જ્ઞાનની આપ લે કરવામાંજ પોતાનાં જીવનો વિતાવ્યાં છે. પોતે પોતાનોજ સ્વાર્થ સાધ્યો નથી, પરંતુ દેશના અન્ય સ્ત્રી પુરૂષોને પણ પોતાના ઈશ્વરી પ્રેમનો પ્રસાદ આપતાં ગયા છે. પ્રાચીન ઇતિહાસ પુરાણ ઉપરથી એવા ભક્ત કવિઓના અનેક દ્રષ્ટાંતો મળી આવે છે.

આવા પરમાત્માના પુનીત પ્રેમથી વિભૂષિત **મહાત્મા સદ્ગુરૂ શ્રી કૃષ્ણરામ મહારાજ** પણ હતા, તેમનાં પવિત્ર જીવનનો ઉલ્લેખ પ્રથમ ભાગમાં કરી ગયા છીએ એટલે હવે તત્સંબંધિ વિશેષ વિવેચન ઉચિત નથી.

આજે તેજ મહાત્માની પ્રસાદીરૂપ શ્રી પરમપ્રભુના પ્રેમમાં ચુસ્ત બની અરપેલી પ્રેમાંજલી રૂપ આ તેમનાજ **મહાકાવ્યનો** દ્વિતીય ગ્રન્થ શ્રદ્ધાલુ વાંચકોની સેવામાં રજુ થાય છે. પ્રથમ ભાગની પેઠે આ દ્વિતીય ભાગપણ અત્યંત રસીક અને જ્ઞાનના કીર્તનોથી ભરપુર છે. વ્યવહાર અને

પરમાર્થ ઉભય માર્ગને પ્રતિપાદન કરનાર **એકેશ્વરવાદી** આ મહાત્માના કીર્તનો એવાં તો સચોટ છે કે વાંચકના જીવનમાં તેથી કંઇ નુતનજ ફેરફાર થાય છે અને સામન્યતઃ રેહણી તેવીજ કહેણી રાખનાર પુરૂષોનાં વાક્યો અસર કરી શકે છે. સાક્ષર શ્રીયુત્ કેશવલાલ હરિરામ પોતાના **કેશવકૃતિ** નામના પુસ્તકમાં લખે છે કે.

હોઠે હરિ આવે નહિ, હૃદય વિષે નહિ રામ;
જૂઠાં જોડે જોડકાં, એ કવિનું શું કામ.
પાપી પામર લોકનાં, વર્ણન કરા અપાર;
કવિત્વને કાળું કરે, એ કવિને ધિક્કાર.
ઇશ્વરને વિષયી ગણે, જેવો પોતે હોય;
એવા પામર લોકનો, સંગ ન કરશો કોય.
નરનારીના અંગ કે, તેનો વિવિધ વિહાર;
તેમાં મન જેનું ભમે, તે કવિને ધિક્કાર.

કવિવર **સદ્ગુરૂ શ્રી કૃષ્ણરામ મહારાજ** પણ પૂર્વોક્તભાવને ટેકો આપનારા હતા. તેઓ શ્રી નક્કી માનતા હતા કે પ્રજાની નીતિનો મોટો આધાર પ્રજાના ધર્મ બળ ઉપર છે, અને ધર્મ બળનો મુખ્ય આધાર ધર્મ ગુરૂઓનાં અદર્શનીય ચારિત્રો ઉપર છે. તેમના જીવનનો ઉલ્લેખ વાંચતાં પણ જણાય છે કે તેઓ ઇશ્વરી જ્ઞાનના ચુસ્ત હિમાયતી હતા અને ભક્તિ રસમાંજ તલ્લીન રેહેતા.

આવા પવિત્ર પુરૂષની લેખિનીથી લખાએલા આ દ્વિતીય ભાગમાં પણ પ્રભુ પ્રાર્થના અને તે વિષે ઉત્તમ બોધ, સમસ્યા, દશ અવતાર ચરિત્ર, રામાયણનો સાર, અવસ્ય જાણવા યોગ્ય તેર મહાપાપનુ સ્પષ્ટિકરણ, પ્રભુ પ્રત્યે કટાક્ષ વચનો, યમયાતના દર્શન, પોતાના શિષ્યો કોણ હતા, તેમજ પોતાના કુટુંબનું વૃત્તાંન્ત, વ્યવહાર કી રીતે કરવો કે.પુનર્જન્મ ન આવે અને અન્ય જન્મમાં કઇ યોનીમાં અવતાર આવશે. તેનું ચિન્હકોટી નાંમથી વર્ણન, વિગેરે, ઉત્તમ બોધદાયક હૃદયભેદક વિષયયો વિસ્તારથી વર્ણવ્યાં છે, તે ઉપરાંત સંસ્કૃત, મરાઠી અને હિંદીભાષામાં અને લગ્ન સમયના રાગમાં રૂકમણિ સ્વયંવર, ચાલતાં જમાના વિષે કલિકાલનું વર્ણન, અને વેદાંત વિષય ઘણા ખુલાસા પૂર્વક કીર્તનોમાંજ સમાવેશ કરી દીધો છે. અલ્પમાં આ **મહાકાવ્ય અત્યંત** બોધદાયક અને વાંચવા લાયક છે.

મહારાજ શ્રીએ જ્યાં રાગ બદલાય ત્યાં દેશીફેર એવી સંજ્ઞા રાખી છે અને દરેક કીર્તન નીચે અસલ પુસ્તકનો નંબર મુકેલો છે. અને હ્રસ્વ, દીર્ઘ, રાગના પ્રમાણમાં પોતે રાખેલા છે. અને સાથે શુદ્ધિપત્ર મુક્યું છે. છતાં શુદ્ધાશુદ્ધ જણાય તો વાંચક સજ્જનો સુધારી લેશો એવી આશા છે.

આ અદ્વિતીય બંન્ને ભાગોમાંથી વાંચકને જો કાંઈ પણ બોધ વા કલ્યાણ સાધવાનો માર્ગ મળશે તો હું મહારા યત્નનું સંપૂર્ણ સાર્થક સમજીશ. એજ અંતરની અભિવાંચ્છના. અસ્તુ

કાર્તિક શુકલપક્ષ. ૧૧ (પ્રબોધિની) ૧૯૭૨

અમદાવાદ

પ્રકાશક.

**રામદાસી. હરિવલ્લભ નારાયણ માહારાજ.**



# અનુક્રમણિકા.

## કક્કાના કીર્તનો.

## દશાવતાર ચરિત્ર.

# ખાસ લક્ષમાં લેવું.

૧૩ મા પૃષ્ટ ઉપર ૧૬ મા કીર્ત્તનમાં ૪ થી તુકમાં—
" એકે ન સુઝે આરો, અતિ અકળાઉં છું રે;" એ લીટી પછી નીચેની બે લીટીઓ વધારીને વાંચવી.

" કષ્ટ કરે છે ક્રોધ લોભને કામજી,
" નથી ઠરવાનો ઠાંમ તે થાંથો થાઉં છું રે. સાં. ૪.

॥ गुरु श्री कृष्णराममहाराजकृत ॥

मंगलाचरणम्—सद्भक्तात्समपेक्षते प्रथमतःपूजान्तुसत्कर्मसु ।
दातुं दीनजनाय पाणिकमले योमोदकान् रक्षति ॥
नाम्ना स्वस्यकरोति सौख्यमतुलं विघ्नान्निहंत्यंजसा ।
भक्तिं दातुमभित्सितीह भजतां कुर्यात्सनोमंगलम् ॥१॥
गंगाद्याःसरितः शतक्रतुमखादेवादिनेशादयः ।
खेटाःसत्वमुखागुणास्तु हिनजा मुख्या महाशक्तयः ॥
ब्रह्मिष्ठाःशुकनारदप्रभृतयःप्रह्लादमुख्याहरेः ।
भक्ताभक्तिमकामिकां विदधतःकुर्वन्तुनोमंगम् ॥२॥

गुणवत्तरैर्विशदबुद्धिभिःश्रितम्
चरणं प्रसिद्धमखिलार्द्धिसिद्धये ॥
सुखदं पवित्रमखिलाघनाशनं
मुहुरानमामि निदधामि चानिशम् ॥१॥
भवतःपदाब्जरजसाभिसंगतो
ममगानसालिरटतित्वदाभिधाम् ॥
विमलार्थपक्षरजुषां सतांविदा
स्वयमीश्वरंत्वनुभवाम्यहंयतः ॥२॥

गुरोत्वद्वक्त्राब्जाप्रनिस्तममृतंनिगमवचो
यथाशक्त्या शिष्योऽप्यनुसरति धृत्वोरसिचतत् ॥
धियोजाड्यंहन्तुं शमितुमखिलाघं क्षममिदं
भवेदाम्नाय्येस्मरति सततं न त्यजतिचेत् ॥३॥
पुराऽविद्याऽध्यासाद्व्यवहितिरभूत्कोटिजनितः
प्रभोरीशात्कृष्णात्ममपुनरिदानींगतमिदम्
गुरोर्वाक्यंश्रुत्वौपनिषदमहंतत्वमसितत्
स्मृतःस्वस्यात्मामेह्यखिलरसरूपोहरिरिति ॥४॥



## સદ્ગુરૂ શ્રી કૃષ્ણરામ માહારાજ કૃત

# માહાકાવ્ય.

### કીર્ત્તન ૧ લુ.

આવો હરજી (૨) આ અવસરે સાંભળો અરજી,
મજ રંકનો વંક ક્ષમા કરીને, મેળ થાવા મનુજ તનું સરજી. આ૦ ૧
બિરુદ જાણ્યું (૨) વેદ શાસ્ત્ર વડે જયે વિખાણ્યું,
અધમોનું ઉદ્ધારણ, કષ્ટ હારણ, તમે તે વડે મન માહારુ તાણ્યું આ૦૨
ચરણ નમવું (૨) ગમે રમાનાથ પદે રમવું,
ભૂજે ભવ તારક વસ્તુને ગ્રહી, ભાવે ન ભૂધર હવે ભમવું. આ૦ ૩
સાહ્ય કરિયે (૨) સ્વામિ સંકટ સઘળાં હરીયે,
દયા નીધાન દાસના દાસ શીરે, કેશવજી હવે કર ધરીયે. આ૦ ૪
ચિત્ત ધરજ્યો (૨) માહારિ વિનતી માન્યજ કરજ્યો,
માગુ એટલું જયે માહારી મન વૃત્તિયો, વાસુદેવજીને નીત્ય વરજ્યો. આ. ૫
કઈંક તારયાં (૨) જેને જેને કેશવે કર ધારયા,
જે ચરણ શરણ થયા નાથજીને, તેને આંચોથી સદ્ય ઉગારયા. આ. ૬
વાહારે ધાજ્યો (૨) સુંદરવર હૃદયે સમાજ્યો,
કિંકર માની કૃષ્ણરામ તણો, કૃષ્ણચંદ્ર વેગે કર સાહાજ્યો. આ. ૭
વી૦ ૧ પા૦ ૧

### કીર્ત્તન ૨ જુ.

કૃષ્ણ આવો (૨) કાંઈ સરસ સમાચાર કાહાવો,
અતિ આકુલ મન માહારૂં ધીર્ય ધરે, તેહેવું બલવંત બિરૂદ બતાવો કૃષ્ણ.૧
શિઘ્ર મળિયે (૨) પુરૂષોત્તમ વચને પળિયે,
શઠ હું તો કાંઇ ન સાધિ સકું, તમે ફલ રૂપી પ્રભુ ફળિયે. કૃષ્ણ. ૨

વાટય નિરખું (૨) હરિ હાથ ગ્રહો તો હું હરખું,
સ્વામિ સરવ પદારથ સમજ્યણેંથી, જોતાં દીસે ન કો તુપ સરખું. કૃષ્ણ.૩
નથિ ઠરતું (૨) મન માહારૂં કહ્યું નથિ કરતું,
હવે કૃષ્ણ ચિદાનંદ નાથ વિના, નથિ અન્યના આશ્રય ધરતું. કૃષ્ણ. ૪
શું શું કહિયે (૨) અજિ હેત ન ઉપજે હઇયે,
કહો વાહાલા વિયોગ તણા દુઃખનેં, સેવક અમે કયહાં લગી સહિયેં. કૃ. ૫
રીસ આહાવિ (૨) કયમ ધરિયે કૃપાલ કહાવી,
ગુણ દોષ ગરીબના જોવાં તજી, હવેં બાંહુ બાળ્યકની સાહાવી. કૃ. ૬
રાખો શરણેં (૨) તેનો મુંજને બતાવો નિરણેં,
હરે કૃષ્ણ કૃપાનિધે આ અરજી, ધરો કૃષ્ણરામ તણિ કરણેં. કૃષ્ણ. ૭

વી૦ ૧ પા૦ ૧

## કીર્ત્તન ૩ જુ.

કૃપા કરિયે (૨) કેશવજી અમે કરગરીયે,
પુરૂશોત્તમ પૂરણ બ્રહ્મ વિના, કહો કોહોને પદર પસરિયે. કૃ. ૧
મિત્ર માહારા (૨) થઇ નાશિ ગયા કૃયહાં ન્યારા,
નહિ છુટિ સકો દયા સિંધો હરે, જગ જિવન અધમોદ્ધારા. કૃ. ૨
આ અવસર (૨) વશ્યા કયહાં જઇને વિશ્વેશ્વર,
સ્વામિનાથ સુતલ તણે દેશ જઈ, સકે બેઠા તમે બળિને ઘર. કૃ. ૩
અંશ અમને (૨) યદુનાથ ન સૂપશો યમનેં,
દીન દાસના દોષ જોષો જયો પ્રભો, તો તો લાજ લાગશે તમનેં. કૃ. ૪
પ્રતિ પાલક (૨) દોષ સકલ તણા નિદાલક,
મન બુદ્ધિ અહંકૃતિ પ્રાણ કરણ, સહચિત્ત તણા તમે ચાલક. કૃ. ૫
ગતિ માહારિ (૨) માહારા નાથ છો એક મુરારી,
મધુસુદન મૂકિ ન દેશો હવેં, મુને વિકલ જાંણિનેં વિસારિ. કૃ. ૬
દાદ શુણિયે (૨) ભક્ત વત્સલ ઉત્તર ભણિયે,
કૃષ્ણરામનેં કૃષ્ણ કૃપા કરીનેં, દેવદાસ દાસ તણો ગણિયે. કૃ. ૭

વી૦ ૧ પા૦ ૧

## કીર્ત્તન ૪ થુ.

નાથ મળિયે (૨) ત્રીકમજી અમે ટળવળિયે,
પ્રાણ તાર્ત્તિ નિવારક નાથ થઈ, મુંને છેક છબીલા ન છળિયે. ના. ૧

જુવો સાંહાંમું (૨) માહારા નાથ હું મસ્તક નામું,
કરો કરૂણા કટાક્ષ કૃપાલ તમે, તેણે વેદના હું સર્વ વામું. ના. ૨
આજ આહાવિ (૨) કોહોણે નિર્લજ ટેવ શિખાવિ,
રંક પાલ રમા તણા નાથ તમે, રહો રંક ઉપર શું રિસાવિ. ના. ૩
જાઉં ભામણે (૨) દાસ હાથે બંધાયાતા દામણે,
વશ્ય માય સ્વતંત્ર કેહેવાઇ થયા, વશ્ય કાંમિનીયો તણા કાંમણે. ના. ૪
શું છે કારણ (૨) નથિ બોલતા કષ્ટ નિવારણ,
સકે કલયુગ અડકયો અંગે હરે, કે વા નિદ્રા તણિ થઇ ધારણ. ના. ૫
એમ ન ઘટે (૨) પ્રભુજિ કાં પ્રેમ ન પ્રગટે,
મજ રંક તણો કર વેગેં ધરો, હવે વિશ્વનાથ વેળા વટે. ના. ૬
મેહેર આણો (૨) તાત થઈ આવડું નવ્ય તાંણો,
કૃષ્ણરાંમ કહે કર જોડિ હરે, હવે જીવ દયા કાંઇ જાંણો. ના. ૭

વી૦ ૧ પા૦ ૧

## કીર્ત્તન ૫ મુ.

શરણ વત્સલ (૨) બિરૂદ ધાર્યું તે દાખવિયે બળ,
કૃપા કીલિ વડે મજ કિંકરની, કૃષ્ણ ઉઘાડી દ્યો માંહિલિકળ. શ. ૧
દેહ દુર્લભ (૨) સખા જ્યે હતો તે કરયો સુલભ,
માનવનો આપ્યો ત્યારે મેહેર કરો, વિશ્વાસિ જનોનાં વલ્લભ. શ. ૨
તેહેમાં બ્રાહ્મણ (૨) સરજ્યો તમે સર્વ શિરોમણ,
મુખ માંનો છો માધવરાય તેને, રખે કામનું લાગતું કામણ. શ. ૩
વિદ્યા બોધી (૨) સાર સાર જેણે સકુ શોધી,
તોહ્ય માહારે બળે આ અવિદ્યા અજી, નથિ વેગળિ ખસતિ વિરોધી. શ. ૪
ક્રોધે લોભે (૨) ભ્રષ્ટ વચન વદ્યા જ્યમ શોભે,
વિષયી મનની વધે વૃત્તીયો તે, માહારિ વારિ અજિ નવ્ય થોભે. શ. ૫
આપેં કાચો (૨) જેને તૃષ્ણાનો વાગે તમાચો,
બળ હીનતે શ્યે બળ બોધ કરી, શ્રોતાને સધાવું હું સાચો. શ. ૬
નથી શમતી (૨) દામ દારાનિ વૃત્તીયો દમતી,
પ્રૌઢ પુરૂષ પ્રયત્ન કરયેથિ કદા, નથિ વાસનાઓ તે વિરમતી. શ. ૭
જયક્ત જાઠું (૨) કહુંછું પણ તેહેમાં હું લુંઠું,
પંચ મારવાને પાશ પડયો હું પ્રભો, કહો કોણ ઉપાયેથિ ઉઠું. શ. ૮

કૃપા પાખે (૨) રંકને કુણ શોળથિ રાખે,
કૃષ્ણ કરૂણા વિના નવ્ય કોય તરે, એમ વેદ પુરાણ તે ભાખે. શ. ૯
શીશ નાંમું (૨) સ્વામિ નાથ જુવો મજ સાહામું,
તારિ કઇને તરૂં જો તમારા થકી, પ્રતિતિ પરિ પૂરણ પામું. શ. ૧૦
જન્મ જાશ્યે (૨) કરૂણા વિના જન અથડાશ્યે,
જો. વિચારશો નહિ જગદીશ તો આ, બાલ રમત્ય સરીખું થાશ્યે. શ. ૧૧
માટે દોડો (૨) ગાઢો ગ્રંથી અવિદ્યાનો છોડો,
કૃષ્ણ કરૂણા કરિ અપરોક્ષ્ય બનો, હવે કાલ રયો છે થોડો. શ. ૧૨
બાંહ ધરિયે (૨) જયે જયે આપ્યું તે સાર્થક કરિયે,
શ્રોતા વક્તા અમે શ્રી નિવાસ તણી, સ્નેહ દ્રષ્ટિયે સઘળાં તરિયે. શ. ૧૩
દાસ માંન્યે (૨) ખોટય નહિ આવે ખાસા ખજ્યાને,
કૃષ્ણ રામને કરૂણા કરવિ ત્યાહારે કૃષ્ણ ઉધારો રાખવો શાંને. શ. ૧૪
વી૦ ૧ પા૦ ૨

## કીર્त्तન ૬ ઠું.

### દેશી બીજી. વિતર્ક.

કહો કેશવજી, અમથિ અંતર ધાન થઇ તમે કયાંહાં ગયા,
બોલો ન અજી, દામોદર શું દાસ ઉપર નાંણો દયા. ક. ૧
સકે ભૂતલથી ઉતરયા હેઠા, બળિરાય તણે દ્વારે બેઠા,
કે પરિક્ષિત માતુ ઉદર પેઠા. ક. ૨
સકે રમા સંગ રોકાઈ રહ્યા, કે માધવ મૈથિલ દેશ ગયા,
બે જાણને ઘર બે રૂપ થયા. ક. ૩
કે વંદ્રા વનને દેશ વશ્યા, કે વરૂણ તણે દરબાર ધસ્યા,
કે ગોપીજનને ફંદ ફશ્યા. ક. ૪
કે કાલિય દમવાને માટે, ગયા ગોવિંદ કાલિંદી ઘાટે,
કે ગાય ચરાવા વન વાટે. ક. ૫
કે રાસ ગોપિકાથી રમવા, કે શંખ ચૂડ પૂઠે દમવા,
કે વિદુર ઘેર ભાજી જ્યમવા. ક. ૬
તમે અચિંત્ય શક્તી છો ઈશ્વર, તુમ વિના ન ખાલિ સચરાચર,
માટે સમાચાર લેજયો સત્વર. ક. ૭
જયાંહાં જયાંહાં મન માંને ત્યહાં જાજયો, ધરણીધર મજ વાહારે ધાજયો
હવે કૃષ્ણરામનો કર સાહાજયો. ક. ૮
વી૦ ૧ પા૦ ૫

## કીર્ત્તન ૭ મુ.

કમળાના કાંત, અમર દ્રુમ સમ છો અભિમત ફલ દાતા,
મન કરવા શાંત પ્રેમ પ્રગટવા પ્રતીતિ દીજે ત્રાતા. ક. ૧
હું ચરણ શરણ આવ્યો હરીને, થાકયો છું ફેરિ ફરી ફરીને,
કર ધરો હવે કરૂણા કરિને. ક. ૨
અધ્યાસેં બહુ અથડાયો છું, ઘટ ઘોર ઘણે ઘેરાયોછું,
પ્રકૃતિ દ્વારા પીડાયો છું. ક. ૩
વિશ્વેશ્વરથી છું વિમુખ અજી, સાધનની સાંન નથિ ઉપજી,
કરગરૂંછું તમને કેશવજી. ક. ૪
વાહુ લાજી વેહેલા ધાઓ વાહારેં, કળ પડશે મુજનેં તો ત્યાહારેં,
યદુનાથ પ્રતીતિ ઘો જય હારે. ક. ૫
બલવંત બિરૂદનેં દેખાડો, પ્રભુજિ નિજ પ્રભૂતા પેખાડો,
અતિ થઈ છે અંક વચ્યો આડો. ક. ૬.
અચ્યુત બોલો આપદ્ હરવા, આપ્યો આ દેહ સફલ કરવા;
મન કૃષ્ણરામનું સ્થિર ઠરવા. ક. ૭

વી૦ ૧ પા૦ ૬

## કીર્ત્તન ૮ મુ.

### દેશી બીજી.

આંમ શું સરજિયા કૃષ્ણ અમનેં તમે, વિરતિકે ભક્તિ નથિ મંન ઠરતિ,
ભાવે છે ભ્રાંતિથી ભટકવું ભોગમાં, વૃત્તિ નથિ વિઠલ વરનેં વરતી. આ.૧
સચ્ચિદાનંદ શ્રી નાથનેં વીસરી, અન્ય ઉપાધિમાં બુદ્ધિ વિલસે,
હું કરૂં મેં કરયું મજ વડે એ થયું, એહ બકવાદ બુદ્ધીથિ ન ખસે.આ.૨
સકલ કલ્યાણ શ્રી નાથના ચરણમાં, જીવનેં જાંણ્ય તેહેની ન જાગે,
કંઇક કલેશેં ભરી કલ બલ કરમની, લોકની લવથિ ત્યહાં લક્ષ લાગે.આ.૩
કારણ સર્વ કલ્યાણનું કૃષ્ણ છે, તેહેનું ચિંતન નવ્ય ચિત્ત ચોટે,
રાગનેં દ્વેશથી નિત્ય રગડાઇયે પણ, બુદ્ધિ જઇ લંઘસમાંહે લોટે. આ.૪
કૃષ્ણ કીર્ત્તન કથામૃત રસ દુર્લ્લભ, સ્વલ્પ સુખ કાજ્ય તે જાય છૂટી,
ખોટિ થાવું ગમે ખળ તણા ખેલમાં, કંઇક કરંકોનેં કૂટિ કૂટી. આ.૫
ધર્મ મારગ વિષે ધીર્ય્ય નવ્ય ઉપજે, લોકની બક બકેં નીત્ય બિહિવું,
સૂધા રહિને સુધા પાન ભાવે નહિ, આવડે આડા રહી મૂત્ર પીવું. આ.૬

એક બીજી મરચે તોહે ત્રીજી કેરે, નારીના નિરયમાં ભાવે રમવું,
અખિલ આધારનો આશ્રય પરહરી, ભાવે ભૂષ્ટો તણે ઘેરય ભમવું. આ.૭
શાસ્ત્ર ભણિયે પણ સાંન આવે નહિં, બકતાંને બોધિયે અન્ન માટે,
નાથ નિરખી જુવો દુઃખ કહું કેટલું, અધિક કહેતાં મારૂં હૃદય ફાટે.આ.૮
કમળાના નાથ હવે કાંઈક કરૂણા કરો, ગરિબનિવાજ પ્રભુ જ્ઞાન આપો,
કર જોડી કેશવ કહું છું હું કરગરિ, કૃષ્ણ કૃષ્ણરામનું કષ્ટ કાપો. આ. ૯

વી૦ ૧ પા૦ ૮

## કીર્ત્તન ૯ મુ.

મનતણી વાત માહારિ કૃષ્ણ કુંણ સાંભળે, સર્વ સંકટ ભરચાં શરિર ધારિ,
પોત પોતા તણા દુઃખ દાવે દહ્યાં, તે તે શું લેઇ સકે ખબર માહારી.મ. ૧
અંધ કૂપે પડયા ગરવથી ગરબડયા, તાપેંથી તરફડયા દુઃખ પાંમેં,
કામ કીચે કળ્યા મોહ મગરેં ગળ્યા, ભીતિ તજવા ભળ્યા કઈક કાંમેં.મ.૨
રાગના રંગડિયા બડ બડયેં બિગડિયા, ટેકના તગડિયા કપટ ભરિયા,
મમતાયેં મર્દિયા ગર્ત્તામાં ગરદ્દિયા, દંભેથી દર્દિયા, વિષય વરિયા.મ. ૩
હું હું કરિ હુંકતા, ભ્રાંત્યેથિ ભૂકતા, માન નવ્ય મૂકતા, લોક લવનું,
તૃષ્ણામાં તાણતાં, મોટયમ માંણતાં, જ્યાંન નવ્ય જાણતાં, ભારે ભવનું.મ.૪
રામાના રોળિયા, ચરમમાં ચોળિયા, પૂત્રાના પોળિયા, કરમેં કુડા,
ચેટકે ચાલતાં, બોલીને બાળતાં, મંદ પણ માહાલતાં, ભટકેં ભૂડાં. મ. ૫
ખેદના ખાંડિયા, ભામાના ભાંડિયા, ડાહ્યા થઇ ડાંડિયા, પાપેં રળતા,
આપ્તોને પોખતા, દીનોને દોખતા, ધન માટે ધોખતા, છત્ય છળતા. મ. ૬
ધૃણતા દ્વેષથિ, કૂટતા કલેશથી, રાજિ રૂષિ કેશથી, કોન રેહેતા,
ધર્મમાં ધ્રુજતા, પાપિને પૂજતા, બડ બડેં બૂઝતા વૈર વેહેતા. મ. ૭
ચર્ દુમતેં ચઢેં, વાહાલા થઈનેં વઢે, નગણા થઈનેં નડે, ગુણ ગમાવિ,
જ્ઞાંનમાં ધ્યાંનમાં, ગોવિંદ ગાંનમાં, સમજેં નહિ સાનમાં, મન શમાવિ.મ.૮
ખળ તણા ખેલથિ, મદ ભરચા મેલથી, વિષય વિષ વેલ્યથિ રંગે રમતા,
દાઝિયા દાંમથિ, કામાના કાંમથિ, તિર્થાંના નામથિ, હીંડે મમતા. મ. ૯
વસ્તુ વિસારિનેં મૂકિ મૂરારિનેં નિરખતા નારિનેં રીઝે રંગે,
સ્નેહ જાંણે નહિ, કૃષ્ણજીનો કહિ. એસેં નહિ સ્થિર થઇ, સંત સંગં.મ.૧૦
સર્વ સરખા થયા, ગરવેં ઘેળાઈ ગયા, દીન ઉપર દયા કૃષ્ણ કરિયે,
હેત કરિયે હરી, કહિયે છે કરગરી, પીડા કરતાં પહિ, તરત તરિયે. મ.૧૧

કોણ્ કોહોને કહે, સરવ સંકટ સહે, દાવાનલમાં દહે, સરવ સાથ્યે,
હરજિ દેઈ હાંમને,પાળો નિજ નાંમને,કૃષ્ણ કૃષ્ણરામને,પકડો હાથ્યે.મ.૧૨

વી૦ ૧ પા૦ ૯

## કીર્ત્તન ૧૦ મુ.

કોણ કારણ અજી કૃષ્ણ બોલો નહિ, શું મુને શઠ લહિ મૂકો વરજી,
હેત હરજી જો દેખાડવું નોહોતું તો, શાંને આ માનવ તનુંને સરજી.કો.૧
આપે અલક્ષ્યની લક્ષ્ય હું કયમ લહું, ગમ્ય ઉઘાડયા વિના શૂરે ગાંઉં,
ભૂત ભાવી ભવત્ કાંઇ ભાસ્યા નહિ,સ્થિર મતી નહિ તેણું થાંથો થાંઉ કો. ૨
પ્રેઃ લાગી રહિ પંચ પર્ચા મુને, આંબળી નાંખે અધ્યાસ આડે,
કાંમ ક્રોધાદિ તે કયેડ મૂકે નહિ, ભેદ બુદ્ધિ ભજન ભંગ પાડે. કો. ૩
લોકની લવ તણો લક્ષ લાગી રહ્યો, પીડા કારી પ્રવત્તી ન છુટી,
સાચિ શ્રદ્ધા નથી ઉપજી શાસ્ત્રથી, કળ વિના શું લહું કૂટિ કૂટિ. કો. ૪
મોટા મોટા મનોરથ મન માંહરે, કોણ ઉપાયથી સાધિ જાંણું,
કૃષ્ણ કરુણા થવી ચ્યાહું છું કૃપણ હું, વ્યાકુલ થાઉછું,જ્યે વીતે ટાંણું. કો.૫
મજથી જ્યે થઈ તેહેવી વીનતીયો કરી, જેવી પ્રેરી તમે વિષ્ણુ વાણિ,
દીન હું દાસ આવ્યો નિજ આશરે, ચક્ષુ આપો મુને ચક્ર પાણી. ૬
અખિલ આધારને ઓળગું નિત્ય હું, ઓળગ અફલ નવ્ય હોય જેહેની,
જેહેવો તેહેવો કૃષ્ણ રામ છે કૃપણનો,લાજ રાખો ધરચું બિરુદ તેહેની.કો.૭

વી૦ ૧ પા૦ ૧૪

દેશી અગ્યારમી.

## કીર્ત્તન ૧૧ મુ.

વેગે નાથ ગ્રહો હાથ વેળા જાય છે વહી,
પછી થાય પરીતાપ સમય પાંમશ્યો કહી,
હાંની હોય ઉભયતા પછિ કેહેશો જ્યે કહ્યું નહી. વેગે. ૧
માહારું બાળપણું બહુ પ્રકારે બડ બડે ગયું,
પછિ તરુણપણું વિષય તણા વેગમાં વહ્યું,
રમાનાથ હવે સાચવજ્યો શેષજ્યે રહ્યું. વે. ૨
નથી ભૂસુરો મુખે ઘૃતાદિ હોમિયાં કદા,
ખાન પાન ભીતિ સ્વપ્ન રતીમાં રમ્યો સદા,
નથિ ભાગિ કોયની અનાથ જાંણિ આપદા, વે. ૨

કદી જ્ઞાંન, ધ્યાંન, દાંન માંન મેં નથી લહ્યા,
નથિ ગમ્યથી ગોવિંદ ચરિત કરણુથી ગ્રહ્યાં,
નથિ વાકયથી કૃપાલ કૃષ્ણુ નામનેં કહ્યા. વે. ૩
કરચાં કર્મ તે કુકર્મ અહંકારથી ભમ્યો,
કદા સંત સંગતી કરી ક્ષણેક ન શમ્યો,
વાસુદેવને વીસારિ નરક કુંડમાં રમ્યો. વે. ૪
નથી જાન્હવી જળે ઝબોળ્યું અંગ નાંહીનેં,
કદિ અર્ચિયા નથી ગોવિંદ ઘંટ વાહિનેં,
કદી રીઝવ્યા નથિ રમેશ ગાન ગાઇનેં. વે. ૫
બાંધિ ચરણુ ઘુઘરુનેં નથી નાચ નાચિયો,
ધરી કૃષ્ણુ કથા કાંન નથી રંગે રાચિયો,
હવે હું સમાન પાતકિ તે શોધશો કિયો. વે. ૬
ધરયું બિરુદ પતિત પાવન તે કૃષ્ણુ કયહાં જશે,
હવેં હું મળ્યે પતીત સફળ સહજમાં થશે,
કૃષ્ણુરામ તારતેથિ કૃષ્ણુ ડંકો વાજશે. વે. ૭

વી૦ ૧ પા૦ ૧૫

## કીર્ત્તન ૧૨ મુ.

શ્રી કૃષ્ણુ કૃપા સિંધો માહારું કષ્ટ કાપિયે,
વ્યગ્ર ધીનેં વિમળ કરી વિષ્ણુ વ્યાપિયે,
જયે રચ્યું અદ્રષ્ટ અનાયાસેં આપિયે. શ્રી. કૃ. ૧
ચ્યાર ખાણ્ય લક્ષ્ય ચોરાશિ વિષે ભમ્યો,
દંભ ભેદ લોભ મોહ તેમણે દમ્યો,
શ્રી નાથ ચરણુ પંકજેં ન હુ કદી નમ્યો. શ્રી. કૃ. ૨
કામ કર્દમેં કુંબુદ્ધિ હું ગયો ફશી,
વિષય વાસના વિશેષ ચિત્તમાં વશી,
શ્રી નિવાસનેં લહુ શું સાન નહિ કશી. શ્રી. કૃ. ૩
માત તાત ભ્રાત પૂત્ર માહરાં લહ્યાં,
તે પ્રતાપેં શત્રુ મીત્ર કઇકનેં કહ્યા,
ઉલટે અભ્યાસેં કષ્ટ કઇકિ મેં સહ્યા. શ્રી. કૃ. ૪
નારિ નિરય ગર્ત્ત માંહે હું રમ્યો ક્રમી,

વેદના વિસારિ પુનર્ત્ત જમ્યો વમી,
આવડી આપત્તિ હવેં જાય ન ખમી. શ્રી. કૃ. ૫
અધીભૂત આદિ ત્રિવિધ દાઝિયો દવેં,
ભૂલિ નાથ ભટકતો ભમ્યો ભવો ભવેં,
શ્રીપતે સુધારો શરણુ આવિયો હવેં. શ્રી. કૃ. ૬
પતિત પાવનાદિ વિરુદ બહુ તમે વહો,
સામળા સુજાણ માહારાં વંકને સહો,
ગરિબ જાણિ હસ્ત હવેં ગોપતિ ગ્રહો. શ્રી. કૃ. ૭
શરણાગત વત્સલ છો શ્રી પતિ તમે,
શીઘ્ર માહારિ વાહાર કરો આવી આ સમે,
કૃષ્ણરામ કૃષ્ણજિના ચરણને નમે. શ્રી. કૃ. ૮
વી૦ ૧ પા૦ ૧૫

## કીર્ત્તન ૧૩ મુ.

કૃષ્ણ કૃપા કરશો તો જન્મ સફલ થાશે,
ગમ્ય થયે ગમતા ગુણ આપના ગવાશે,
નહિતર જંજાલથી આ દેહ વ્યર્થ જાશે. કૃ. ૧
કરુણાના સાગરને કયહાં લગે પુકારું,
મોહથિ વિમોહ્યું મન દ્રઢ ન રહે માહારૂં;
બોધ ઉદય થાવાનું લાભું કયમ બારું. કૃ. ૨
જીવ જોર કેટલું તે જકડાયો કરશે,
ધારણામાં નાવો તે ધણિનેં કયમ ધરશે,
પ્રતીતિ પ્રત્યક્ષ વિના પ્રીતિ કયમ ઠરશે. કૃ. ૩
આપ્યો અવતાર આહાવો માનવનો મોટો,
ખાસાનિ કરુણા બિન ઠરશે તે ખોટો,
તમનેં શ્યો આવે છે કૃપા કર્યેં ટોટો. કૃ. ૪
લેશ કૃપા કરતેથિ લક્ષ્ય તે ઉઘડશે,
ભૂત ભાવિ જણ્યેથી ચિત્ત ચેન પડશે,
ઐશ્વર્ય ઉઘાડયેથી શોધ ખરો જડશે. કૃ. ૫
તમનેં છે શક્ય પ્રભુ જ્યે અશક્ય મુજનેં,
રંક જાંણિ રૂઆવો હૃદયના રૂજનેં,
ભવ્ય ભરુંસેંથિ ધરો ભક્ત તણા ભૂજનેં. કૃ. ૬

દીન જાંણિ દીનના દયાલ દયા આંણો,
જન્મ માહારો જંજાલેં જાય છે તે જાંણો,
કૃષ્ણરામ કૃષ્ણ તણી કીર્ત્તિયે લોભાણો. કૃ. ૭

વી૦ ૧ પા૦ ૧૬

## કીર્ત્તન ૧૪ મું.

કીર્ત્તિયો કૃપા નિધાન કૃષ્ણની કરું,
જેહેનું પતિત પાવન એ બિરૂદ આશરૂં,
જેહેનું ચરણ શરણ ધરી યમથિ ન ડરૂં, કી. ૧

જેહેનેં વાહાલા ભક્ત સદા શ્રી થકે ઘણા,
લેશ થયા શરણ તેંહેનેં માન્યા આપણા,
કૃપા વડે કીચ થકે કાહાડયા કઈ જણા. કી. ૨

જેહેના યશ મહિમા ના વાજે ડંકા,
તારયા કઈ ભક્ત જેણેં સૂધા વંકા,
શઠ હશે તે શરણ થતે ધરશે શંકા. કી. ૩

વિશ્વાસિ જનો થકે જયે વેગળા નથી,
ગ્રંથ જયેહેના ગાયા દ્વૈપાયનેં ગ્રથી,
સમજ્યામાં આવે જયે સંત સંગથી. કી. ૪

વિશ્વંભર બિરૂદ જયે સ્વયં સદા ધરે,
કોય કો નિમિત્તથિ જયે વિશ્વને ભરેં,
નિર્નિમિત્ત નિર્વાહ ભક્તનો કરે. કી. ૫

દાસ ગાય કીર્ત્તન તો રંગેં રાચેં,
નાચતાં ને સંગે પ્રેમ જાંણિ નાંચેં,
સખા થઈનેં સંગે ફરેં સંતનેં સાચેં. કી. ૬

જયેહેનો અકળ મહિમાં તે વેદ વિખાંણેં,
શિવ વિરંચિ સરખા તે યશનેં જાણેં,
એહેમાં અભાગિયા તે અંતર આંણેં. કી. ૭

આજ્ઞા અલંઘ્ય જેની ચકવે ચાલેં,
સિંધુ માંનેં સીમા ન પર્વત હાલેં,
વનસ્પતિ કાલેં ફલ પુષ્પેં ફાલેં. કી. ૮

તારાંગણુ સઘળા અંતરિક્ષમાં ફરેં,
ઈંદ્રિ મેઘ વરસે વાંયુ વાહ્યાં કરેં,
સર્વ ભૂત રોગ તે પણુ મંત્રથી ડરેં. કી. ૯
અર્ક કરે અજુવાલું અંબરેં ફરી,
અરણ્યાને આજ્ઞાથિ અગ્નિ લ્યે ચરી,
મરણુ તે પણુ આજ્ઞાથિ પ્રાણુ લ્યે હરી. કી. ૧૦
નામ સ્મરણુ જેહેનાથી ભવ ભય ભાજે,
લક્ષ જેહેનું કીધાથિ માયા લાજેં,
રંક દાસનેં શિરેં જયેં રંગેં ગાજે. કી. ૧૧
આજ અંતર ધાંન થયા શાંનેં અમથી,
દામોદરરાય અમનેં દાવો તમથી,
ભૂધર કાં અમને ભ્રમાવો ભ્રમથી. કી. ૧૨
રમાં નાથ રહ્યું નથી જાતું રંકે,
ઝેર તે ઉતારો જયે આવ્યું ડંકે,
પ્રીતિ કરી કાહાડો હું પડિયો પંકેં. કી. ૧૩
કઈ દિવા નિશીથી હું અરજી કાહાવું,
કાં કૃપાલ દુર્બલ મન કીધું આહાવું,
વાહાલાજિ થઇનેં આમ ન ઘટે વાહાવું. કી. ૧૪
અંતર પટ આભ્યંતર કેરો ખોલો,
જનનેં નવ્ય દીજિયે જયગજીવન ઝોલો,
બાળ્યક જાંણીનેં કૃષ્ણુરામ શું બોલો. કી. ૧૫

વી૦ ૧ પા૦ ૧૬

## કીર્ત્તન ૧૫ મું.

આવડિ આલસ કયહાં થકી આવી અંગે.જિ,
રંગાયા કુણુ રંગે, જયે દેવ નાંણો દયારે. સામળા.
નર હરિ નાયક શું નથિ ધરતા નાકજિ,
ચિત્ત ચઢાવી ચાક, નેં ગોવિંદ કયહાં ગયારે. સા. ૧
મન માહારાનેં વિષ્ણુ તણો વિશ્વાસજી,
દેવનેં વાહાલા દાસ, તે આજ કાં વીસરયારે. સાં.
દાસના ઉપર દેખીનેં દૈત્યનો દંભજિ,
તતક્ષણુ ફોડી સ્તંભ, તમે ત્યહાં નીસરયારે. સાં. ૨

ગૌતમ ગ્રહણી અહિલ્યા ઉદ્ધારીજી,
ગૌતમ કીધિ નારિ, ચરણ ના સ્પરશથીરે. સાં.
ગજ પતિ જલમાં જુઠ થકે મૂકાવાજી,
ગરૂડ તજીનેં આવ્યા, હરી તમે હરખથીરે. સાં. ૩
નંદ રાયનેં વરૂણ તણે દરબારેંજી,
વિઠ્ઠલ ધાયા વાહારેં, તે તરત છોડાવવારે. સાં.
ગૌ ગોપીંને કારણેં ગિરિવર ધરિયોજી,
ઇંદ્ર હતો મદ ભરિયો, તે માંન મોડાવવારે. સાં. ૪
દાવાનલનું બે વેળા કરયું પાનજી,
શેવકનેં સનમાંન કરચા બહુ કેશવારે. સાં.
દાસનેં માટે દેહ ધરચા માહારાજેંજી,
આજ અમારે કાજેં, હઠીલા કાં હવારે. સાં. ૫
અલબેલાજી મન માહારૂં અકળાયજી,
કો આગળ કેહેવાય દુઃખની વાતડીરે. સાં.
યદુ પતિ ચાલે જીવ તણું શૂં જોરજી,
અરજી આઠે પહોર, કરૂં દીન રાતડીરે. સાં. ૬
કેશવ મૂક્યાં કાંન તમે ક્યાંહાં ધરણેજી,
કાં ધરતા નથી કરણેં, આ અરજી આ સમેરે, સાં.
આપેં કેહેવાઇ અનાથ જનના બંધોજી,
કેશવ કરૂણા સિંધુ, નિપટ કાં થયા તમેરે. સાં. ૭
જયગજીવનના હેત વિના કયમ જીવુંજી,
જન્મ મરણથી બીહીવું, તે ક્યાહારે મિટાવશ્યોરે, સાં.
માધવ આપ્યો દુર્લભ માનવ દેહજી,
નાથ દેખાડવાન્યેહ ક્યાહારે તમે આવશ્યોરે, સાં. ૮
મનની વાતો માધવજી કયહાં કરિયેજી,
અન્ય થકી ઓસરીયે અમે તો સર્વદારે, સાં.
પોત પોતાના હાલમાં સઘળા મસ્તજી,
વીસારિ નિજ વસ્ત ભોગે છે આપદારે. સાં. ૯
તે આગળ શી કરીએ મનની વાતોજી,
અન્ય તણી કરિ ઘાતો જયે પોસે પ્રાણુનેરે, સાં.
છબિલા તમારો પાલવ હું નહિ છોડુંજી,
દસો દિશા નહિ દોડું તજી કલ્યાણુનેરે. સાં. ૧૦

ધરણીધર હવે રહેતી નથી મુંને ધીરજી,
હલધરજીના વીર વેગે આવો હરીરે, સાં.
બીરૂદ ધરયાની શ્રીપતિ રાખો શરમજી,
કૃષ્ણુરામનાં કરમ હવે જોવાં નહીરે. સાં. ૧૧

વી૦ ૧ પા૦ ૧૮

## કીર્ત્તન ૧૬ મું.

આજ કૃપાલને નિર્દયતા કયમ આવીજિ,
બાળ્યક થાકયો બોલાવી, તોહ્યે નથી બોલતારે, સાં.
ઘટિત નથી આમ અર્દિતને શું અરદોજી,
અજિયે અંતર પરદો તે કાં નથી ખોલતારે. સાં. ૧
પરોક્ષ્ય છો તે કાં અપરોક્ષ્ય ન આવોજી,
તપ્તને કાં ફરિ તાવો, અધુરૂં શું અજીરે. સાં.
ચિદાનંદ મેં શી કીધી છે ચોરીજિ,
કાલજડું કાં કોરિ નાખો છો કૃષ્ણજીરે. સાં. ૨
વિષમ નડે છે વિયોગ દાવાનલજી,
કશી પડે નહી કળ કહો હું શું કરૂંરે, સાં.
ગુણ ગાઉં છું પણ ગમ્ય નથી કાંઇ જાગીજિ,
પૃષ્ટે અવિદ્યા લાગિ ધીરજ્ય તે કયમ ધરૂંરે. સાં. ૩
મસ્તક ઉપર મરણ ભમે છે મારોજી,
એક ન સૂઝે આરો, અતિ અકલાઉં છું રે. સાં. ૪
સંત સમાગમ સેવાતો નથિ સાચોજી,
તૃષ્ણાનો વાગ્યે તમાચો પડું છું ઉથલીરે. સાં.
કદાપિ કીર્ત્તન ધારવા બેસું ધ્યાનેજી,
ત્યહાં પડે લોકની કાંને તે કૂછિત કૂથલીરે. સાં. ૫
પાઠ વાંચતાં પ્રગટે મધ્ય પ્રવૃત્તીજી,
વિકાર પામ્યે વૃત્તી મનોવશ્ય રેહે નહીરે. સાં.
પ્રતીતિ પાખે કયમ ઉપજે વિશ્વાસજી,
આઠે પ્રહર ઉદાસ થયો જાઉં કહીંરે. સાં. ૬
મંદ માણુસ તે મંદિરમાં જ્યમ તાકેજી,
કીશ· પેઠા કુણ હાકે બિગાડે વસ્તનેરે, સાં.

એમ હું મંદ મતિથિ ન ધરે બીકજી,
રંજાડે રાગાદિક ન માને દસ્તનેરે. સાં. ૭
ગરીબ ઉપર કાં નાંખ્યો છે ઘોરજી,
બાલ હું કરૂં બકોર ત્રાહિ ત્રાહિ પ્રભોરે, સાં.
ચરણ શરણ આવ્યો છું ચાકરી ચોરજી,
ત્રાતા તાંણી દોર, વિઘ્નવારો વિભોરે. સાં. ૮
રંક વત્સલને નિત્ય રટું હું રંકજી,
મજને થવા નિઃશંક પ્રતીતિ આપિયેરે. સાં.
કૃપણ જાણીને કરિયે કરુણા દ્રષ્ટજી,
કૃષ્ણરામનાં કષ્ટ કૃપા કરિ કાપિયેરે. સાં. ૯

વી૦ ૧ પા૦ ૧૯

## કીર્ત્તન ૧૭ મું.

કાં અજિ ઉત્તર આપો નહિ અલબેલાજી,
પ્રીતિમંત થઇ પેહેલા હવે કયમ રૂસશ્યોરે, સામળા
ભક્તવત્સલ છો ભૂધરજી તમે ભવ્યજિ,
આજ મુંને અપસવ્ય કૃપાકર કયમ થશોરે. સાં. ૧
કાલાવાલા માહારા કાં નથી ધરતા કાનેજી,
શરમ ધરો છે શાંને, તે ઉત્તર આપતાંરે સાં.
સમર્થ છો તમે સર્વ સુધારવા કાજજી
આલસ કરો કયમ આજ, અધ્યાસ ઉથ્થાપતાંરે. સાં. ૨
નામ તમારૂં પતિત પાવન છે પ્રશસ્તજી,
તે સાંભળીને હસ્ત ધરૂં છું આપનેરે, સાં.
ગૌબ્રાહ્મણ પ્રતિપાલક બિરૂદ નિભાવોજી,
અક્ષિ ગોચર મુને આવો શમાવા તાપનેરે. સાં. ૩
નામ તમારાથિ અશ્મા અંબુયે તરિયાજી,
મહાપાપી ઉદ્ધરિયા, અજામિલ શ્યા કઇરે, સાં.
તેહેવું જાણી હું આવ્યો તમારે શરણજી,
અલગું કરો આવરણ આપે અનુકુલ થઇરે. સાં. ૪
હરજી પૂર્ણ કરોને હઇયાનિ હુંશ્યોજિ,
ભવ્ય તમારો ભરૂસો તે સત્ય મનાવિયેરે, સાં.

દીનવત્સલ કરો દિવ્ય દ્રષ્ટિનું દાનજી,
ભીડચભંજન ભગવાન, નિર્બળને નિભાવિયેરે. સાં. ૫
પ્રભુ તમે આપી પરોક્ષ કંઇક પ્રતીતિજિ,
તેથિ ન ભાગી ભીતિ, માહારા મન મૂઢનીરે સાં.
પ્રત્યક્ષ પ્રભુની પ્રભુતાને જ્યમ પ્રીછુંજી,
એહેવી પ્રતીતિ ઇચ્છું શ્રી ગરૂડારૂઢનીરે. સાં. ૬
પરમ કૃપાલ કૃપા કરીને તે આપોજી,
વિમળ મનો કરી વ્યાપો,જ્યે ભાગે ભ્રાંતિયોરે, સાં.
રુગ્ણ જાણી કૃષ્ણરામના ઉપર રીઝોજિ,
અવસર આહાવો બીજો હવે આવશ્યે કીયોરે. સાં. ૭

વી૦ ૧ પા૦ ૨૦

## માર્મિક વચનો.

## કીર્ત્તન ૧૮ મું.

તુતો લોભિ છાનો ( ૨ )
તુને દીન દયાલ કેહે છે તે શાનો, તુંતો. ૧
દિઠા જ્યે જ્યે ધનવંત તુને ચરણે નમતા,
તેનું લેઇ સર્વસ્વ ને કીધા રમતા,
હતા મરદ તેને કરચા હાંશિ ખમતા. તુંતો. ૨
જ્યાહારે ગજપતિ જલમાંહે જૂડે સાહ્યો,
ત્યાહારે તે સમય તેં તારો મોખ ચાહ્યો,
ગજગંડ મુક્તા તણે લોભે ધાહ્યો. તુંતો. ૩
થયો પ્રગટ પ્રલ્હાદને સ્તંભ વાટે,
આવ્યો હસતો જ્યમ ઇતરનાં હૃદય ફાટે,
તેતો દૈત્યની ગાદિયે બેઠા માટે. તુંતો. ૪
તેંતો વામણો વેશ નિજ અંગે જોડયો,
ધનલોભને કાજ ગ્રહસ્નેહ ત્રોડયો,
વિના નોતરે બલિ તણે દ્વારે દોડયો. તુંતો. ૫
અણુલોભિ શો થઇને કરે અંબુ લીધું,
પછિ રૂપ ત્રીવિક્રમ તરત કિધું,
થયો જ્યમ હતો ત્યમ જ્યારે કાર્ય સિધું. તુંતો. ૬

તેંતો માત ને તાતથી પાંનુ છોડયું,
પછિ કોશિક વિપ્રથી હેત જોડયું;
તેંતો પરણ્યાને લોભે શિવધનુષ ત્રોડયું. તુંતો. ૭
છાયા જાનકીને દશ ગ્રીવે સાધાં,
બેઠા ક્ષુધિત વીયોગ ને દુઃખે દાધાં;
તોહ્યે તેતો શબરી તણાં બદરી ખાધાં. તુંતો. ૮
મારયો વાલિ વાનરને તેં કપટ કળવા,
કીધો મિત્ર સુગ્રિવ તે રિદ્ધિ રળવા,
વગર પઇસાનું વાનર સેન મળવા. તુંતો. ૯
દગો વડિલ બંધુને જેણે સહજ દીધો,
તેહેવા વિભિષણને તેંતો શરણ લીધો;
તાહારા કાર્ય માટે તેં લંકેશ કીધો. તુંતો. ૧૦
થયો પૂત્ર તું તાતને શું નિભાવા,
દેખી નિર્ધન તેં કર્યા કાવાદાવા;
ગયો નંદને ઘેર નવનીત ખાવા. તુંતો. ૧૧
આવી માશી હેતે તુંને ખોળે લીધો,
પયોપાન કાજ્યે સ્તન મુખમાં દિધો;
ત્યાહારે તેં અધિક લોભિ થઇ પ્રાણ પીધો. તુંતો. ૧૨
તુંતો ગુપ્ત ગોપી તણે ઘેર જઇને,
ખાધાં તસ્કરી ગવ્ય નિજ હાથે ગ્રહીને;
થાકી તે તાહારી માંને ઓલંભા કહીને. તુંતો. ૧૩
તુંને માત પય પાતિતિમથવું છોડી,
ગયું દૂધ ઉભરાઇ તે માટે દોડી;
તાહારો લોભ ન સરયો માટે મથની ફોડી. તુંતો. ૧૪
તુંને નાચ્યે તેં વિપ્રોનાં દિલ દઝાડ્યાં,
લીધાં વિપ્રપત્નિથી પકવાન્ન ધાઢાં,
પણ તોહે તેં પ્રેમિને પાછાં કાહાડ્યાં. તુંતો. ૧૫
ગયો નંદ છોડાવવા વરુણ ધામે,
તેતો નાના શણગાર લેવાને કામે;
તાહારી ડાહાડ્ય ડલકી સદા દેખી દામે. તુંતો. ૧૬
ઘણે લોભે તેં ગોપી ગોમાત કીધાં,

નાનાં વાસરૂ ગોપનાં રૂપ લીધાં;
તેહેનાં વર્ષ પર્યંત તેં દૂધ પીધાં. તુંતો. ૧૭
લોભે વૈકુંઠથી વ્રજવાસે આવ્યો,
તુંને ગોપીયે છાશ કાજે નચાવ્યો;
તાહારો ટેક તેં તાહારે હાથે તજાવ્યો. તુંતો. ૧૮
જેહેને પાસ હોય લેવાની કાંઇક વસ્તો,
તેહેને પાસે આવે હરિ હેતે હસ્તો;
મુજ રંકને તું કયમ જણવે રસ્તો. તુંતો. ૧૯
માહારા મેહેણાથી લાજ લાગે જો તુજને,
હોયે દીનદયાલ તો પકડ્ય ભૂજને;
કૃષ્ણરામ કહે આપ્યાનું ન મળે મુજને. તુંતો. ૨૦

વિ૦ ૨, પા. ૧.

## કીર્તન ૧૯ મું.

તુંતો આદી કપટી (૨)
કોણ કરમથી તુજ શું માહારી બુદ્ધિ લપટી. તુંતો ૧
તાહારો માંને વિશ્વાસ તે વિરલા પ્રાણિ,
બાકી કોય ધરતા નથી કરણે કાંણિ;
તાહારે લક્ષણે ટાંક નવ્ય પાય પાણી. તું. ૨
તુન્હે દેવહૂતિ પ્રથમ માત મળિયાં,
નમિ પાગ ઉલટાં તાહારે વચને પળિયાં;
ત્યાહારે તે ગરીબણી તણા હાડ ગળીયાં. તું. ૩
તુંને આપ્યાની હા કહી વચને પળિને,
ત્યારે તેંતો લીધાં ભૂવન ત્રણ્ય છળિને,
તોહે ઉલટો તે સમે બાંધ્યો બળિને. તું. ૪
તેંતો ભાર્ગવ ગોત્રમાં શરીર ધારી,
પીધું પય તેહેનું વાહાલ મુકયું વિસારી;
તેંતો અગ્રજો સહિત ત્યહાં માત મારી. તું. ૫
સૂખ્યુ દિતિ સૂતોયે સૂધા હાથ્ય તાહારે,
પાઇ અમરોને તેં કરયું કપટ ભારે;
હવે તાહારો વિશ્વાસ તે કોણ ધારે. તું. ૬

આવી સુંદરી વરવા તુને પ્રીતિ વ્યાપી,
ત્યાહારે તેં તેહેને નાથ શી પદવી આપી,
લીધા ઉલટા નાસીકા કાન કાપી. તું. ૭

કીધો મિત્ર સુગ્રીવ તેં માન ગાળી,
છુપી વ્રક્ષમાં વાનર માર્યો વાળી;
તેણે પારખી હ્રદય તાહારાની પાળી. તું. ૮

છાયા જાનકી કાજ્ય તે પરવ ધાર્યું,
નમ્યો પાગ્ય તે સિંધુશિરે તોલ ધાર્યું;
કુલ બ્રહ્મ રાક્ષસનું તેં હાથે માર્યું. તું. ૯

તેંતો જન્મ્યા પહેલાં ભાઇ છ મરાવ્યા,
વળી અરધી રાત્રે ઉચાળા ભરાવ્યા;
તાહારા તાતને તેંતો બંધન કરાવ્યા. તું. ૧૦

તેંતો પારકી પુત્રી પર ઘર ઘલાવી,
વલી કંસ કપટી તણે કર ઝલાવી;
કાહાડી એહેવી તેં નંદને હાથ્ય નાવી. તું. ૧૧

ન્યાહાળ્યો ગોપીયે તુજને ઘર કાજ છોડી,
ત્યારે તેને મંદીર ગયો ગુપ્ત દોડી;
ખાધું તસ્કરી ગવ્ય તેં ભાંડ ફોડી. તું. ૧૨

બાળા વ્રજની તુંને પૂજતી ચીત્ત હરખી,
ત્યારે તૂં નીપટ થઇ તેને નગ્ન નીરખી;
તેથી પ્રભૂ તાહારા મન તણી વાત પરખી. તુ. ૧૩

તેંતો રાત્રિયે વનમાં મુરલી બજાવી,
ગોપી સકલ ત્યહાં રાસ રમવાને આવી;
ત્યારે તું ગયો તેમને રણુવન ભમાવી. તું. ૧૪

તુંને નંદ યશોદાજીયે મોટો કીધો,
તેનું ખાઇ પીને દગો અંતે દીધો;
તેનો દામ ચિત્તાદિ તે હરીને લીધો. તું. ૧૫

તાહારો માન્યો વિશ્વાસ જન જેણે જેણે,
ખોયું હું ને માહારાનું સુખ તેણે તેણે;
ધરે લાજ તો લાજે તું માહારે મેહેણે. તું. ૧૬

જો તું રીઝે તો સત્વર ખબર લેજ્યે,
કદી ખીજે તો દેશનિકાલો દેજ્યે;
હોયે મરદ તો તું તાહારૂં બિરૂદ વેહેજ્યે. તું. ૧૭
માહારે પ્રભુજી તુજ સાથ પડીયુ છે પાનું,
છાનું રાખીયે પણ નથી રહેતું છાનું;
કૃષ્ણુરામનું મન તુજ ચરણે માન્યું. તું. ૧૮

બિ૦ ૨, પા. ૨.

## કીર્તન ૨૦ મું.

હરે રંગ રાખો હવે રંગ રાખો,
શાને શરણુ વત્સલ તણો જણુવ્યો સાખે, હ. ૧
પેહેલાં પ્રગટ કીધાં તમે બિરૂદ શાંને,
તેંતો વેદને શાસ્ત્રથી ગાયા ગાને;
આજ કહેશો અકરતા તે કુણ માને. હરે. ૨
ચરણ સ્પર્શથી ગૌતમ ગ્રહણિ તારી,
સાહામા જઇને સંભાળિ તમે શબર નારી;
રચ્યો ઉદધીને મસ્તકે સેતુ ભારી. હરે. ૩
તમે મરકટ સંઘને મિત્ર કીધો,
વિભિષણુ નમ્યો ચરણ તે શરણ લિધો;
ગજગ્રાહથી છોડવિ ડંકો દીધો. હ. ૪
અજામિલ ઉગારિયો નામ કેહેતાં,
નાવિ આંચ અંબરીષને શરણ રેહેતાં;
આજ લાજ ક્યમ આવે મજ ખબરય લેતાં. હ. ૫
થયા પાંડુ ઘર કિંકર સહીને હાશી,
કરયું વિશ્વ તૃપ્ત તમ્યે પત્ર પ્રાશી;
આજ ક્યહાં ગયા નાથ મજ વેળા નાશી. હ. ૬
રથ હાકયો અર્જુન તણો બાહારય બેશી,
રાખ્યો પરીક્ષિત જનનીને ઉદર પેશી;
મજ દીનને માટે કાં પલટો દેશી. હરે. ૭
વ્રજ રાખવા ગિરિવર હસ્તે ધરીયો,
અન્હે વેળા દાવાનળ પાન કરીયો;

તારી ગોપિકા સકલ વૃત્તિથી વરીયો. હરે. ૮

પ્રભો છૂટી સકશો હવે કોણ પેરચે,
રમાનાથ નિરખી જુવો રંગ ભેરચે;
નહિતર હું વગોવીશ હરિ ઘેર ઘેરચે. હરે. ૯

તેણે લક્ષ્મીવર લોકની ગાળી ખાશો,
તાંણા તાંણ્ય કરતાં થશે બહુ તમાસ્યો;
જયગજજીવન નાશીને કેટલે જાશો. હરે. ૧૦

માટે સામળા સારૂં દીસે તે કરજ્યો,
મજ રંકના વંક વીઠુલ વિસરજયે;
કૃષ્ણરામનો હાથ્ય કેશવજી ધરજ્યો. હરે. ૧૧

વિ૦ ૨, પા. ૪

## કીર્તન ૨૧ મું.

### દેશી બીજી.

કર ધરિયેજી માહારો કેશવા, સાંમળીયા કરો સંભાળરે;
નહિ મુકું છબીલાજી છેડલો, પ્રભૂ ગૌબ્રાહ્મણ પ્રતિપાળરે. કર. ૧
મેંતો જ્યારે જ્યારે કરચાં કરમને, ત્યારે ત્યારે તમો હતા ત્યાંહેરે;
વશ તમને હતી સરવ વૃત્તિયો, કોણ સત્તા હતી મજમાંહેરે. કર. ૨
કેહેશો વિષયમાં વશ થઇ કેમ રહ્યો, શાને કરવા ગયોતો સ્વાદરે;
તેતો માયાને માધવ પુછિયે, મુજને તો હતી શી યાદરે. કર. ૩
રમાનાથ ન ઉપજે રંકનું, હું તે જીવ કરૂં શું જોરરે;
માયાયે કરચું અજ્ઞાનથી, ઉરમાંહે અંધારૂં ઘોરરે. કર. ૪
એણિયે ઉલટો અધ્યાસ મનાવિયો, કરચો આનંદ અંતરધ્યાનરે.
સચ્ચિદાનંદ સુધા તજાવિયું, વાહાલું કીધું વિષય વિષપાનરે. કર. ૫
અજિ ઉદ્યમ એનો ન ઉખડે, એણે ઉરમાં અતિ અકળાઉંરે;
સંગ માયા ન મૂકે સરવદા, કેશવજી કહો કયાંહા જાઉંરે. કર. ૬
સુખે બેઠા તમ્યો સચરાચરે, વળિ વૈકુંઠ કેરચે વાસરે;
માધવજી શું મેહેર ધરો નહિ, દુઃખ પામતો દેખીને દાસરે. કર. ૭
તમે ભોગવો છો જે ભૂધરા, તેતો માહારા બાપનો માલરે;
તમે જોરાવર થઇ જોખ કરો, મુજને તો કરી બેહાલરે. કર. ૮

શ્રીધરજી ન સારૂં દીસશે, થઈ ઉચ્ચ કરો આનંદરે;
શી પદવી કમાશો શ્રીપતે, મજ ઉપર નાંખે ફંદરે. કર. ૯
કો ન પૂછનાર પુરૂષોત્તમા, નથી તમને કો ધણીની ધાકરે,
મન માન્યું કરોછો માધવા, નથી નાથજી ધરતા નાકરે. કર. ૧૦
મનમાં તમે નિશ્ચય માનજ્યો, માહારા ચિત્તતણા છો ચોરરે;
સુખે નહિ સુવા દેઉં સામળા, બહુ જાતીનો કરીશ બકોરરે. કર. ૧૧
પ્રભુ છીદ્ર પ્રકાશીશ પૂર્વનાં, જયે જયે કુટીલ કરચાં છે કરમરે;
ઉપહાસ થશે પ્રભૂ આપણી, સ્વામિ હું તો ન રાખું શરમરે. કર. ૧૨
કદી કામ કુટીલથી પડયું નથી, મજ સરખો મળ્યો નથી કોયરે;
જયેજયે મળિયા તે સરવ સોહામણા, હરિ સમજો તો હાંશી
ન હોયરે. કર. ૧૩
તાંણાતાણ્ય ન કરીયે ત્રીકમજી, જોયાં સરખું થશે યદુવીરરે;
ભલા દીસો તે કરજ્યો ભૂધરા, આપણબેનું રહે જયમ નિરરે. કર. ૧૪
કોઇને પૂછિ જ્યોજ્યો વળિ કૃષ્ણજી, મન માન્યો હોય જે મીત્રરે;
નહિતો વાંચીશ હું તો દસે દીશે, ચિદાનંદ તમારાં ચરિત્રરે. કર. ૧૫
માહારૂં મન મનભ્યેથી માધવા, પછિ શાની રહે પંચાત્યરે,
યશ વિશદ ગાઉં જગતીતલે, ભગવંત તણો ભલી ભાત્યરે. કર. ૧૬
દેવ કૃપા કટાક્ષે દેખતાં, તમને શો બેસે છે દામરે;
મજ સાહામી નજર કરો નાથજી, કર જોડી કહે કૃષ્ણરામરે. કર. ૧૭
વિ૦ ૨, પા. ૬.

## કીર્તન ૨૨ મું.

કાંઈ કરૂણા નજર કરો કૃષ્ણજી, દેવના દેવ દિન દયાળરે,
માહારા બોલ્યાનું દુઃખ ન માનસ્યો, હુંછું બોધ રહિત
નિજ બાળરે. કાંઇ. ૧
અજિયે નથી ચક્ષુ ઉઘડી, ઐશ્વર્ય દબાયાં છે ઉરરે,
જ્યારે કરૂણા કરીને જગાડશો; ત્યારે નાથનું
જાણીશ નૂરરે. કાંઇ. ૨
તમે કાલાના વાહાલા કૃષ્ણ છો, બાલ્યકની કરો બિરૂદાશરે,
વાહાલાને કરૂં નિત્ય વિનતી, પીડા વારી પાહાં કરો પાશરે.
કાંઈ. ૩

હું તે હરજી વિના દુઃખ કોહોને કહું, મુને વિષમ નડેછેવિયોગરે;
ઉરે એકે ઉકેલ ન ઉકલે, અહિ્ત કરૂં શો ઉદ્યોગરે. કાંઇ. ૪
સખા સખ્યપણું દેખાડીયે, જેણે જાડ્યતા મનની જાયરે;
સમદ્રષ્ટિ બને સર્વ સૃષ્ટિમાં, ઉરે ઉઠે નહિ અંતરાયરે. કાંઈ. ૫
આપ્યો ઉત્તમ જન્મ આ અવસરે, તેનું માધવ રાખીયે માનરે;
પ્રતિતી પૂરણ પેખાવીયે, સાધે ચિત્તનું જયમ સમાધાનરે.
કાંઇ. ૬
હું તો ભૂલ્યે ભમૂં છું ભવ્ય થઇ, નથી સ્વામિ શું ઉપજ્યો સ્નેહરે;
ગુણ ગમ્ય વિના શ્યા ગાઈ સકું, નથી મનના શમ્યા સંદેહરે;
કાંઈ. ૭
માહારો વ્યર્થ જન્મ છે વસુધાયે, મહિ માતાને કરવા ભારરે,
મધુસૂદન મેહેર કરી માહારી, કરો વૃત્તિ ને કૃષ્ણાકારરે.
કાંઇ. ૮
ભૂત ભાવિ જણાવિયે ભૂધરા, જેણે ઉખડી જાય અધ્યાસરે
અહંતા મમતા આધી ખસે, વાહાલાનો વધે વિશ્વાસરે કાંઇ. ૯
અનું દીન નીજની આરાધના, એકાગ્ર મતીથી હોયરે;
વિસરે વિષયો તણિ વૃત્તિયો, વચ્ચે વિઘ્ન ન વ્યાપે કોયરે. કાંઇ.૧૦
એક અનાથ બંધુને ઓળગુ, અન્યકેરી મિટે ઓશીયાળરે;
સર્વ રૂપીને સમજું સાંનથી, જલી જાય સકળ સંસારરે. કાંઇ. ૧૧
અનપાયિનિ ભક્તિ ઉપજે, વૈરાગ્ય વિવેક સમેતરે;
કૃષ્ણરામ કહે કર જોડીને, હરજી એહેવું દાખવો હેતરે કાંઇ ૧૨
વિ૦ ૨, પા. ૮.

## કીર્ત્તન ૨૩ મું.

### દેશી બીજી.

ક્યાહારે મળશો મુજને કૃષ્ણજી હે,
હો માહારા નાયક, જન્મ આહાવો જાય છે નિષ્ફળ. ક્યા. ૧
અનેક જન્મ થયા અથડાતાં, આપ્યો આ અવસર આજ, માધવ,
ભાગવત્ ભગવત્ ગિતા ભણાવ્યાં, લક્ષ્મિવર રાખો તેહેની લાજ.
ક્યા. ૨
ગોવિંદ ઘર ઘર શું અથડાવો, પ્રીતિ રહિત ને પાસ, માધવ;

કેશવજી અજિ આમ ન કરીયે, વિશ્વાસ વિનાના જનનો વ્યાસ.
કયા. ૩

પ્રેમ દેખાડી પ્રથમ પુરૂષોત્તમ, અલભ મેળવ્યો લાભ, માધવ;
અલ્પ કારણ હવે શૂં અથડાવો, પડતો મુકતા રખે પદ્મનાભ.
કયા. ૪

આપનું આપ્યું અફલ ન થાયે, વેદશાસ્ત્રનો એ લેખ, મા૦
હાથ ન પકડો જો હરજી તો, ભૂધરજી વગોવાશે આ ભેખ.
કયા. ૫

કઉતુક સરખું દીસે છે કેશવ, વાંચવું નિત્ય વેદાંત, મા૦
શિશ્નોદરના સ્વાદિયા જનને, સમજ્યામાં શૂં આવે સિદ્ધાંત.
કયા. ૬

ગમતું ન બોલિયે તો તો ગમે નહિ, ખરૂં કહ્યે હોય ખાર, માં૦
કૃષ્ણકથાને કામી તો માને, વિપ્રજન કેરો એ છે વ્યાપાર. કયા. ૭
શ્રોતા જાણે જયે ન્યાહાલ કરયાં અમે, વક્તાને આપ્યું અન્ન, મા૦
યાચક જાણે દાતા જનને, મેલના ભરીયા એહેવા મન્ન કયા. ૮
કૃપણ જનોનો સંગ કરંતાં, રંચ ન ઉપજે રંગ; મા.
કાલ જાય છે કલબલ કરતાં, ભટકયેથી ભજન પડે છે ભંગ.
કયા. ૯

આ અવસર નહિ એમ કરયાનો, ઉર માહારૂં અકળાય; મા૦
અન્યતણી ઓશીયાળ મિટાવો, પુરૂષોત્તમ નિત્ય નમું હું પાય,
કયા. ૧૦

સત્ય સચ્ચિદાનંદ તણે હું, સેવક આવ્યો શરણ; મા.
કૃષ્ણરામ તણી અરજી ધરજ્યો, કેશવજી રૂડી રીત્યે કરણ.
કયા. ૧૧

વી૦ ૨ પા૦ ૧૧

## કીર્ત્તન ૨૪ મુ.

કેશવજી કરૂણા કીજીયેહે,
હો માહારા નાયક, શ્રીપતિ છો શરણાગત વિશ્રામ. કે૦ ૧.
તાપ ત્રિવિધથી તનુઓ તપે છે, મનમાં નડે છે મોહ, મા૦
દીનદયાલ દયા આણીને, વાહાલાજી ભાગો હવે વિછોહ. કે૦ ૨

આમકામ હવે આપદા વારો, ઘણી થઇ છે ગોવિંદ, મા૦
આવર્ણ દૂર કરીને ઉઘાડો, આભ્યંતર મનો અરવિંદ. કે૦ ૩
કૃપણોની કરણીને ન જૂવો, કૃષ્ણજી કરૂણા નિધાન, મા૦
ચરણ શરણ ચાકરના ચિત્તનું, શ્રીધરજી કિજે સમાધાન. કે૦ ૪
આવી પડયો છે સમય આકરો, કાંઇ ન સૂઝે કળ, મા૦
ઇશ્વર જો ઐશ્વર્ય ઉઘાડો, મનના તો નાસે સઘળા મળ. કે૦ ૫
વિશ્વંભર વિશ્વાસ વિના ક્યમ, પરોક્ષેં વાધે પ્રીતિ, મા૦
કિંકર ઉપર કરૂણા આણી, પુરૂષોત્તમ દિજીયે પ્રતીતિ. કે૦ ૬
જો હોય જોર વળાવાનું તો, પંથે સુખે વહે સાથ, મા૦
જીર્ણ વોળાવીયાને જાણિને, ઉગારિ લ્યો આવિ અનાથના નાથ. કે૦ ૭
હાંમ હવે નથી રેહેતી હરજી, કષ્ટ કહ્યું નવ્ય જાય, મા૦
કૃષ્ણરામ તેં કૃષ્ણ કૃપાનેં, ચાતક વરષાના સરખી ચ્યહાય. કે૦ ૮

વી૦ ૨ પા૦ ૧૪

## કીર્ત્તન ૨૫ મું.

કહું કેટલું કરૂણા સિંધુનેહે,
હો માહારા નાયક, સેવકના સાહામું જુવો શ્રીધર. ક૦ ૧
અંધના ઉરની આંખ્ય ઉઘાડો, પ્રભુતા કરીને પ્રકાશ, મા૦
પોતાનો જન પીડાતો જાણી, બલવીર કીજીયે બિરૂદાશ, ક૦ ૨
ઇશને શરણે અબલ હું આવ્યો, શરણ વત્સલ શુંણી નામ, મા૦
આપનું બિરૂદ નિભાવા ઉગારો, ગરિબને ગોવિંદ ઘનશ્યામ. ક૦ ૩
શકત્ર તમે એક સર્વેશ્વર છો, બિજા સકલ બલહિણ મા૦
આપદો આશ્રીતની ઉદ્ધરવા, પુરૂષોત્તમ એક છો પ્રવીણ. ક૦ ૪
સ્વામિ સખા છો સેવક જનના, એક અનાથના નાથ, મા૦
દુઃખ દરિયામાં દાસ ડુબે છે, હરજી હવે પકડો માહારો હાથ. ક૦ ૫
ઇશ્વરતા જો ઉદય કરો તો, સરવ બને ગુણગાન; મા૦
પુરૂષોત્તમથી પામ્યેં પ્રતીતિ, ચિત્ત તણું હોયે સમાધાન. કા૦ ૬
વિકલદાસની વિનતિ શુણીને, કરૂણા કરો કરતાર; મા૦
કૃષ્ણરામને કૃષ્ણ ભરૂસો, ઓળખાવો આવી અખિલાધાર. ક૦ ૭

વિ૦ ૨, પા. ૧૫.

## કીર્ત્તન ૨૬ મું.

### દેશી ૬૨.

નહિ છોડું છબીલાજી છેડલો, કેશવજી લીધો મેં હેતો કેડલો.
નહી ધૃ. ૧

શાંને શરણવત્સલ કેહેવાઓછો, દોડયા દાસોની વાહારે ધાઓછો;
ગજરાજ મુકાવ્યો જળે જઇ, આજ મજ માટે આલસ કયમ
થઇ. ન. ૨

શાંને પતિત પાવન બિરૂદને ધરયું, એતો વિશ્વ સકલમાંહે વિસ્તરયું,
નામ બોલે અજામીલ તારિયો, આજ વાહાલા મુંને કાં વિસા-
રિયો. ન. ૩

શાંને કૃપણ વત્સલ ધરયું નામને, કીધું ચંદ્રહાસના કામને,
વિષ ઉગારિ વિષયા વરાવીયો, આજ મુજને કાં ઠગમાં ઠરા-
વીયો. નહી. ૪

શાંને અધમોદ્ધારણ ઓળખાયા, જટાયુ તણી દૂર કરી માયા;
શબરી તારવાને સાહામા ગયા, આજ મુજ ઉપર કાં નાણો દયા.
નહિ. ૫

શાંને તારક નામ ધરયું તમે, તારયા દશદ સમૂદ્રમાં તે સમે,
સ્વયંપાતિની પાંખો નવી કરી, આજ મુજને મુકો છો શું છેત્તરી.
નહિ. ૬

શાંને સુખ કારિણી કહો સન્નતિ, પિંગલા પણ તારિ દુર્મતિ;
કુબ્જાની સંગે કરી ક્રીડા, આજ માહારી નિવારો ન કાં પીડા.
નહિ. ૭

શાંને અંતર સાક્ષી તમે થયા, શ્રુતદેવ જનકને ઘેર ગયા;
ન્યુંન હોતિ તે શિખવી શીક્ષાઓ, આજ મજને મગાવો કાં
ભિક્ષાઓ. નહિ. ૮

શાંને તાપ નિવારક તમ્યે ઠરયા, પત્ર પ્રાશી પાંડવને ઉદ્ધરયા;
રાખ્યો સુધનવા તપ્ત તેલથી, આજ મુજને વિસારયો શા ખેલથી.
નહિ. ૯

મેંતો પાલવ પકડયો આપનો, ભરૂસો તજી પુણ્ય ને પાપનો,
પ્રભૂ નાથ પ્રતિતી દિજીયે, મુને ખળ જાણી ખાસા ન ખીજીએ;
નહિ. ૧૦

તમ્યે કરૂણા સમુદ્ર છો કૃષ્ણજી, અરભકથી ન બોલો કાં અજી:
હું તો શરણ છું શરણ વિશ્રામને, કૃષ્ણ માહારો કહો કૃષ્ણરામને.
નહિ. ૧૧

વી૦ ૨ પા૦ ૧૬

## કીર્ત્તન ૨૭ મું.

ક્યાહારે બોલશો કમળાના પતિ, અલબેલા હવે થઈ છે અતિ;
ક્યા. ધ્રુ૦ ૧

ઘડી એક એક જ્યે જાય છે, વિયોગે તે વરસ સમિ થાય છે;
તમ્યે સુખ સ્વરૂપમાં ઝીલો છો, મુંને પૂણ્ય પાપમાં કાં પિલો છો.
ક્યા. ૨

ધરચો ભારે ભરૂસો જો ભાગશે, ખાસા બિરૂદને *ખાંપણ લાગશે;
મુજને દાસ એટલું માન્યેથી, ખોટય તમને શી જાયછે ખજ્યાનેથી.
ક્યા. ૩

હું તો અપરાધિ છું અનાદિનો, પણ સેવક છું સમવાદિનો;
તમે ક્ષમાસમુદ્ર કહેવાઇને, વલવલતાને મૂકી શું વાહિને. ક્યા. ૪
મુજને ચરણશરણ વિના અન્યથા, કાંઈ કરતાં આવડતી નથી કથા;
કહો કુંણ હવે સાધન સાધું હું, આપ્ત કામને શ્યાથી આરાધું હું.
ક્યા. ૫

અન્યનો રંગ મુજને ન ઉપજે, મન માહારૂં મલિન છે +તમો રજે;
મનમાં સાક્ષાત્ ÷સત્વ રહે નહિ, કહો કૃષ્ણ હું કૃપણ જાઉં કહીં.
ક્યા. ૬

મુજને મન બુદ્ધિ નવ્ય વશ રહે, દિલ નાથ વિયોગે દૂઃખે દહે;
પ્રતિતિ વિના પ્રેમ ન પામું જી, પ્રેમ પાખે ન વેદના વાંમું જી.
ક્યા. ૭

હવે આળસ કરો તે અયોગ્ય છે, અજી મુજને જુવો અનારોગ્ય છે;
તાપ ત્રિવિધથી હું તપું છું સદા, કૃષ્ણ અરજી કરણ ધરશ્યો કદા.
ક્યા. ૮

કેહેવું વારવાર પડે જેટલું, ×અપ્રતીતને અજ્ઞાન એટલું;
સર્વજ્ઞ સખા સરવ જાણો છો, તો પણ તાત થઈ ક્યમ તાણો છો.
ક્યા. ૯

---

* ખાંપી. + તમોગુણ ને રજોગુણથી. ÷ સત્વગુણ. × અનુભવ વિનાનો.

બાલ બડબડ ન તજે ત્યહાંલગી, મન મા શુ મળે નહી જ્યહ્રાં લગી,
ન્યાહાનાની તો નિષ્ઠુ તા ન નીસરે, વાહાલા આપે પ્રતીતિ તો વિસરે.
કયા૦ ૧૦
શઠ જાણી આતુરતા શમાવિયે, રીઝ કરીને રંકને રમાવિયે,
અતિ શિઘ્ર પ્રતીતિ આપિયે, અકગામગુ ઉરથી ઉત્થાપિયે.
કયા૦ ૧૧
રમાનાથ રેહેવાતું હવે નથી, કહું કેટલી અરજી કથી કથી,
સેવકના સખા તમે સત્ય છો, કૃષ્ણરામ ગરીબની ગત્ય છો.
કયા૦ ૧૨
વી૦ ૨ પા૦ ૧૭

## કીર્ત્તન ૨૮ મુ.

કાંન બોલો કૃપાનિધે કેશવા, મેહેરબાંની કાં ન કરો માધવા,
હેતસ્વી થઇ હઠિલા કાં હવા. કાં૦ ૧
કૃષ્ણ કરૂણા નિધાન કેહેવાઇને, રમાનાથ રહો શું રીસાઇને,
વલવલતાને મૂકો શું વાહિને. કાં૦ ૨
દુઃખ દાવાનળે હુંતો દાઝું છું, લંઘસને લહ્યાં તેથી લાજુંછું,
જ્ઞાન ભક્તિ વિના વ્યર્થ ગાજું છું. કાં૦ ૩
શિખતો હોય જયમ શીશુ ચાલવા, નથી મરદપણું તોહ્યે માહાલવા,
તેહેને પડતો આવે મા ઝાલવા. કાં૦ ૪
એમ સેવક હું કાંઈ સાધુજી, નથી જ્ઞાન તથાપિ આરાધુંજી,
વિહિલો મૂકો નહિતો તો વાધુજી. કાં૦ ૫
સંતસંગ સધાવો સરવથા, વચ્ચે વિઘ્નની નાવવા દો વ્યથા,
કષ્ટ કાપી ચલાવો કેશવ કથા. કાં૦ ૬
હુંતો અપરાધી કઇ કાલનો, જીવ ભાવે ભરચો જંજાળનો,
વંક ક્ષમા કરો મજ બાળનો. કાં૦ ૭
આ સમય સાચવિ લ્યો શ્રીધરા, નિજ દાસ જાણ્ગુિને રાખો નરા,
પડે ટંટા તે પ્રભુજી કરો પરા. કાં૦ ૮
જો નહિ સાચવો તો મરદાઇ જશું, કિંકરનૂં તો નહી ચાલે કશું,
આપણ સ્વામિ સેવક સરખા થશું. કાં૦ ૯
એમ કરશો તો લાજ જશે વહી, કુંણ બોલાવશે કૃપાળુ કહી,
માટે નાથ નિર્લજ થાશો નહિં. કાં૦ ૧૦

નરહરિજી નિભાવજ્યો નાંમને, કિંકરના પુરણ કરો કાંમને,
કૃષ્ણદાસ માંનો કૃષ્ણરામને. કાં૦ ૧૧

વી૦ ૨ પા૦ ૨૩

## કીર્ત્તન ૨૯ મું.

માહારા નાથ બોલો મેહેર આણીને, જગજીવન જન મુને જાણીને,
તમને કેટલું કેહેવું પડે તાણીને. મા૦ ૧
સ્વામી સરવજ્ઞ સરવા ધાર છો, અતિ અકળિત ચરીત અપાર છો,
તમે સાર સકલ તણું સાર છો. મા૦ ૨
તમે માયા ત્રિગુણથી અતિત છો, રાગ રોષના દોષ રહીત છો,
તમે અતુલ અસુરથી અજીત છો. મા૦ ૩
તમે પ્રેમીજનો તણે પાસ છો, દયાશીલ દાસો તણા દાસ છો,
સેવકના સખા શ્રીનિવાસ છો. મા૦ ૪
ગુરૂગમ્ય વિના ઘણા ગૂઢ છો, અતિ શાંત અઘોર અમૂઢ છો,
ગરીબનિવાજ ગરૂડારૂઢ છો. મા૦ ૫
તમે પતિત પાવન કૃપા પૂર છો, દુષ્ટ વાસનાવાળાથી દૂર છો,
હૃદય રેહેતાં હેતેથી હજૂર છો. મા૦ ૬
તમને પ્રકૃતી પુરૂષ બે અધિન છે, સરવ તુમ વિના સત્તા વિહિન છે,
દેવતા તુમ આગળ દીન છે. મા૦ ૭
તમે નાથ સદા નિજ તંત્ર છો, વિશ્વ વ્યાપક બાહ્યાભ્યંત્ર છો,
નામ માત્રેથી તારક મંત્ર છો. મા૦ ૮
તમે કેશવ કરૂણા નિધાન છો, ભવ્ય ભક્તવત્સલ ભગવાન છો,
સ્વયં જ્યોતીઃ સકલના ભાન છો. મા૦ ૯
તમે સત ચિત આનંદરૂપ છો, અવિનાશી અખીલથી અનૂપ છો,
મજ માટે અજી કાં ચ્યૂપ છો. મા૦ ૧૦
તમને વેદે ને શાસ્ત્રે વિખાણ્યા છો, અપ્રમેયને પ્રેમે પ્રમાણ્યાછો,
જને જીવોનું દૈવત જાણ્યા છો. મા૦ ૧૧
તમે માહામાયી છો માધવા, કરો કરૂણા તો સમજુ સાધવા,
બલવંતી અવિદ્યાને બાધવા. મા૦ ૧૨
હું તો કરગરૂં છું કઇ કાલથી, આઘો રાખો અધ્યાસની આળથી,
બાપ માહારા બોલો નિજ બાળથી. મા૦ ૧૩

કયાહારે પકવ પ્રતિતી આપશ્યો, વિમલ હૃદય કરીને વ્યાપશો,
કળ પડશે જ્યાહારેં કષ્ટ કાપશો. મા૦ ૧૪
કેહેવું કેટલું પડે પૂર્ણ કાંમને, સૂજ્ઞ શરણાગત વિશ્રામને,
કૃષ્ણદાસ માંનો કૃષ્ણરાંમને. મા૦ ૧૫

વિ૦ ૨ પા૦ ૨૩

## કીર્त्तન ૩૦ મુ.

માહારા નાથ નમેરા શું થાઓ છો, તમે કૃપણવત્સલ કેહેવાઓ છો;
વેદે શાસ્ત્રપુરાણે ગવાઓ છો. મા. ૧
માહારૂં મનડું તે તુમ પૂઠળ ભમે, ગોવિંદ વિયોગે નવ્ય ગમે;
અજી બોલતા કાં નથી આ સમે. મા. ૨
ભવ કાંમ રચીત કારમો કૂવો, પડયો તેહેમાં તેહેના કરમ શૂ જાૂવો.
તેહેને મારવો શું જ્યે આપે મૂવો. મા. ૩
વાહાલાજીને વિછોહે હું રડવડું, જ્ઞાન પાખે ગરીબ તેં ગડબડું;
પ્રભુ નાથ પેખો હું પગે પડું. મા. ૪
કાહાડો કૂપ માંહાથી કર સાહીને, વેહેલી વેહેલી પોહોંચાડો વધાઇને
વાહાલા નાથ ન મૂકશ્યો વાહીને. મા. ૫
આતો આકરો સમય અતૂલ છે, પ્રાણીમાત્રને અતિ પ્રતિકૂલ છે;
માને તેહેને વૈરાગ્યનું મૂળ છે. મા. ૬
જ્યાહારે શિશુ ઓળખે સંતાપને, બીહે ત્યાહારે બોલાવે બાપને;
એમ હું અરજીયો કરૂં આપને. મા. ૭
ગુપ્ત રેહેવું આવેલા નવ્ય ઘટે, રંક દાસ જુવો તમને રટે;
વેહેલા બોલો વાહાલાજી વેળા વટે. મા. ૮
પાસ બેઠા પરોક્ષ ન થઇ રહો, સંકટ સેવક તણા કયમ સહો,
કૃપાસાગર કાંઇક ઉત્તર કહો. મા. ૯
સખા થઇને કાં અરજી ન સાંભળો, આહાવો અચ્યુત્ત રાખો કાં આંબળો
સાનુંકૂળ થઇને સફળ ફળો. મા. ૧૦
તમને રૂડું ગમે તે કીજીયે, સેવકની સંભાળ તો લીજીયે;
દીન જાણીને ઉત્તર દીજીયે. મા. ૧૧
માહારા માફ કરો અપરાધને, બાળકનો ન ચ્યાહાવો બાધને;
હું તે અલ્પ લહુ શૂં અગાધને. મા. ૧૨

કરી કેશવ કરૂણા દ્રષ્ટને, કાપી નાંખો કિંકરનાં કષ્ટને;
ભલા છો માટે તારોજી ભ્રષ્ટને. મા. ૧૩
માહારી અરજીઓ ઉરમાં ધારજ્યો, પ્રતિતિ આપવાને પધારજ્યો;
નાથ નિજના યશને વધારજ્યો. મા. ૧૪
દાસને દયા દ્રષ્ટેં દાખજ્યો, ભીડ્યભંજન ઉત્તર ભાખજ્યો;
કૃષ્ણરામની લાજનેં રાખજ્યો. મા. ૧૫

વી૦ ૨ પા૦ ૨૫

## કીર્ત્તન ૩૧ મુ.

### દેશી બીજી.

દેવના દેવ (૨) દીનદયાલ મુંને માહારો માંનીયે;
રમા રમણ (૨) રંક પ્રતિપાલ. ધૃ. મુંને. ૧
શ્રવણ ધરી માહારી સાંભળોરે, અરજી અનાથના નાથ;
હારચો જાણી (૨) ગ્રહો હવે હાથ. મુંને. ૨
વિષય વિલાસથી હું વહ્યોરે, વિસારીનેં વિશ્વેશ;
રંક સાહામું (૨) જુઓ રૂપી કેશ. મુંને. ૩
હું મારૂં લહ્યો હાનીયોરે, કઇક બની કઈક વાર;
અવ લોકો (૨) ને અધમોદ્ધાર. મુંને. ૪
ચઉદ ભૂવનના ચીત્રમાંરે, વિલશ્યા, મેં વિવિધ વિનોદ;
માધવજી (૨) મીટાવો એ * મોદ. મુંને. ૫
‡સૌરિયે સંતાપ્યો મુનેરે, †શૌરી વીસારયે સ્પૃષ્ટ;
દયા સીંધો (૨) કરો દયા દષ્ટ. મુંને. ૬
લક્ષ ચોરાશીમાં લોટીયોરે, લક્ષ્મીવર બિન લક્ષ;
પતીત પાવન (૨) કરો હવે પક્ષ. મુંને. ૭
જોપ્યમ સહું જાણો તમ્યેરે, સાક્ષી થઇ સરવત્ર;
આવો આપણ (૨) બે થઇયે એકત્ર. મુંને. ૮
ચરણ શરણ હું તો આવીયોરે, બિજું નથી કાંઈ જોર;
ઘણો થઇ છે (૨) નીવારીયેં ઘોર. મુંને. ૯
સ્નેહ નજરે કરી નાથજીરે, દાસનાં દુઃખ કરો દૂર;
દ્વિજેપકવ (૨) ભરુસો પૂર. મુંને. ૧૦

* મોહ. ‡ યમરાજા. † કૃષ્ણ.

દોષ જુવો રખે દાસનારે, શરણાગત વિશ્રામ;
કરજોડી (૨) કહે કૃષ્ણુરામ. મું'ને. ૧૧

વી૦ ૨ પા૦ ૨૬

## કીર્તન ૩૨ મું.

મધુસુદન (૨) નાથ મુકુંદ કૃપા કરો કૃષ્ણુજી,
પુરુષોતમ (૨) પુરણાનંદ. કૃ. ૧
તોય વિના જ્યમ તરફડેરે, માધવ †માસે મીન;
દુઃખ ભોગે (૨) બિચ્ચારાં એ દીન. કૃ. ૨
ત્યમ હું તમારી કરુણા બિનરે, કઠીણુ કલી તણે' કાળ;
જાત્ય જાત્યની (૨) સહુછું જંજાલ. કૃ. ૩
ત્રિવિધ તાપના તાપથીરે, ‡આગે તપ્યા છે અંગ;
વળિ લોક (૨) વળગાડે છે વ્યંગ. કૃ. ૪
સહવાશી શઠ સહુ મળ્યાંરે, અંધને જ્યમ મળે અંધ;
બાંધ્યાને (૨) વળી બાંધે બંધ. કૃ. ૫
જનક તજે જ્યમ *જાતનેરે, તેને જન કોઇ ઝાલી જાય;
જ્યેહેને હાથ્યે (૨) ચઢયો તેહેવો થાય. કૃ. ૬
ત્યમ તમે તાતે તરછોડયોરે, હું પડયો હરામીને હાથ્ય;
શઠ બુદ્ધિ (૨) થયો તેહેની સાથ. કૃ. ૭
કહ્યું ન માન્યું જો કુપણનૂંરે, તોતે પ્રબલ કરે પ્રહાર;
પરવશ પડયો (૨) કરૂંછું પુકાર. કૃ. ૮
તાણા તાણ્ય ઘણી કરેરે, તનુ ધન માટે તેહ;
શ્વાન સરખો (૨) સંસારીનો સ્નેહ. કૃ. ૯
ખીજે તો પાગ ખોડો કરેરે, મલપે તો ચાટે મૂખ;
દે તે દોય (૨) પ્રકારેથિ દુઃખ. કૃ. ૧૦
માનું તો મલીન મતી કરેરે, રોકું તો તે કરે રોષ;
દુર રેહેતાં (૨) ચઢાવે તે દોષ. કૃ. ૧૧
કષ્ટ કહુ કોહોને જઇરે, વિચારોને વિશ્વનાથ;
હઠ મુકી (૨) ધરો હવે હાથ. કૃ. ૧૨
ચૂક પડી ચિત્ત શૂં ધરોરે, કરૂણાસિંધુ કેહેવાઇ;
ધણી સાહેબ (૨) આવો વાહારે ધાઇ. કૃ. ૧૩

---

† અંદર. ‡ અગ્નીથી. * પુત્રને.

અકળાઉં છું આભ્યંતરેરે, સુઝે નહી સાધંન;
જંજાળે (૨) પડયો છું જંન. ક. ૧૪
આમ શું અરભક ઉપરેરે, રાખો રમાપતી રીસ;
શરણ આવ્યો (૨) હું નામીને શીશ. ક. ૧૫
માધવ મેહેર કરો મુનેરે, નીજનું નિભાવિને નામ;
કષ્ટ કાપો (૨) કહે કૃષ્ણરામ. ક. ૧૬

બિ૦ ૨, પા. ૨૭

## કીર્ત્તન ૩૩ મુ.

માહારા નાથ (૨) મોટું કરો મંન, આવો આણે અવસરે;
દીનબંધુ (૨) દેવા દરશંન. આવો. ૧
જ્યમ ત્યમ કરી હું જીવું છુંરે, આશા ધરી ઉર માંહે;
બલવીર (૨) પકડવા બાંહ. આ. ૨
અલબેલા તમે આપીયોરે, દીવ્ય આ માનવ દેહ;
નાથ તેહેવો (૨) નિભાવવા ન્યેહ. આ. ૩
આપ્યું ને વળી યે આપશોરે, શાસ્ત્ર ભણે તેની સાક્ષ;
કીજે કેશવ (૨) કરૂણા કટાક્ષ. આ. ૪
પતિત પાવન શું પેખશોરે, શઠના સાધનનો નેંમ,
પ્રણતપાલ (૨) કરો હવે પ્રેંમ. આ. ૫
શઠતે હું શૂં સાધી સકૂંરે, આવરણે છું અજાણ,
કૃપણ વત્સલ (૨) કરો કલ્યાણ. આ. ૬
જપ તપ તીરથ દાન વ્રતરે, સરવ તમારે વશ્ય;
રમાનાથ છો (૨) સહુનું રહસ્ય. આ. ૭
ગમતા ગુણ ગવરવવારે, ગોવિંદ આપીયે જ્ઞાન;
ત્રીવીક્રમ જ્યમ (૨) ત્રુટે ન તાંન. આ. ૮
જયોખેથી યોગ ક્ષેમનેરે, નાથ વહો નીરદોષ;
રૂષિ કેશ (૨) રોળો રાગ રોષ. આ. ૯
સધાવો સજ્જન સંગતીરે, ગુણ ગવરાવીને ગાઉ;
કરી કિર્ત્તન (૨) કૃતારથ થાઉ. આ. ૧૦
ઉંચા ફ્લ જ્યમ વામણોરે, પંગુ પયોધિનો પાર;
ત્યમ શિષ્ય હું (૨) ઇછું છું સાર. આ. ૧૧

કેશવ કરૂણાથી કશુંરે, દુર્લભ હોય ન દેવ,
તમને તરત (૨) તારવાની છે ટેવ. આ. ૧૨
અલબેલુ રૂપ અવલોકાવોરે, સચરાચર સરવત્ર;
શિરે ધરીયે (૨) શ્રી ચરણાતપત્ર. આ. ૧૩
મેહર કરીને મીટાવીયેરે, ભવતારક ભવરોગ;
વરદાતા (૨) મિટાવો વિયોગ. આ. ૧૪
મનવૃતિ માહારી મેલીયેરે, નીજ પદ પદ્મનાથ;
બલવંતી (૨) ભરાવીને બાથ. આ. ૧૫
દાસ વત્સલ દામોદરારે, અરજી આ અશરણ શરણ;
કૃષ્ણરામની (૨) ધારજ્યો કરણ. આ. ૧૬

વી૦ ૨ પા૦ ૨૮

## કીર્ત્તન. ૩૪ મુ.

કૃષ્ણચંદ્રજી (૨) કરૂણા નિધાન, ઉત્તર કયારે આપશ્યો;
મેહેરબાંનિ (૨) કરી મેહરબાન. ઉ૦ ધૃ૦ ૧
રાત્ર દીવસ તમને રટુરે, આતુર થઇ અખીલેશ;
કલીમલના (૨) મીટાવવા કલેશ. ઉ૦ ૨
અનાથ બંધુને આશરેરે, આવ્યો હું અબલ અધીન;
મમમતીનું (૨) મિટાવા મલીન. ઉ૦ ૩
કાળે કલન કરયું કાયનુંરે, વહિ ગયું વપુનું વિત્ત;
ચેંન પડવા (૨) ને માહારે ચિત્ત. ઉ૦ ૪
વર્ષ ગયાં તે વિફલ ગયાંરે, કળના વિનાથી કૃષ્ણ,
હવે વૃત્તીયો (૨) કરવા વિતૃષ્ણ. ઉ૦ ૫
આયુષ અલ્પ રહ્યું હશેરે, વૃત્તિયો ન થઈ વશ્ય,
સમજાવવા (૨) તેહેનું રહસ્ય. ઉ૦ ૬
ગમ્ય વિના ગુણ ગાઉછુંરે, થતું નથી મન સ્થીર,
બાંહ્ય પકડવા (૨) ને બલવીર. ઉ૦ ૭
આતુરતા ઉત્થાપવારે, વૃદ્ધિ થવા વિશ્વાસ;
વિશ્વનાથના (૨) જોવા વિલાસ. ઉ૦ ૮
શમળતણી શાંતી થવારે, બુદ્ધિને ઉપજવા બોધ,
ચિત્તવૃત્તિનો (૨) થાવાને રોધ. ઉ૦ ૯

અથડામણ ઉખડી જવારે, તૃષ્ણાની ત્રૂટવા તાંત્ય,
ભવભયની (૨) મિટાવવા ભ્રાંત્ય. ઉ૦ ૧૦
ઓળગ અફળ બને નહીરે, આપની અખીલાધાર,
કૃષ્ણરામની (૨) કરવા વાહાર. ઉ૦ ૧૧

વિ૦ ૨, પા. ૨૯

## કીર્ત્તન ૩૫ મુ.

### દેશી ફેર.

બોલો વીર બલદેવના, જનને જણાવો જવાપ,
પ્રતીતિયોને પેખ્યા વિના, કહો કયમ શમે અદાપ. બો. ૧
ઓળગ કીધી જયે આપની, તે અફળ જાશે કયંમ;
માધવ મનોરથ પૂરિયે, કલ્પ શાખિ પૂરે જયંમ. બો. ૨
મુને આશ્રય આપનો, ચિત્તમાંહાં ઠરે નિદાંન,
એહેવું કીજીયે આ સમે, ભીડયભંજન ભગવાંન. બો. ૩
માહારી વીનતિયો જયે થઈ, તે સકલ શુણિ કર્ણ;
તેના ઉત્તરને આપિયે, અળગું કરી આવર્ણ. બો. ૪
અતી આતુરતા ઉપજી, તેણેં કળ ન પડે કાંઈ;
વેગે હૃદ્રોગ રૂઝાવિયે, શ્રી ગિરધારી ગોસાંઈ. બો. ૫
વાહાલા વાટય હું જોઉછૂં, કયાહારે કૃષ્ણ દેશો કોલ;
તું છે સેવક માહેરો, બોલીને એહેવો બોલ. બો. ૬
દયા સિંધો દયા કિજીયે, પ્રતિતી દેઇ પ્રશસ્ત;
કૃષ્ણરામનો કૃષ્ણજી, હવે ધારિયે હસ્ત. બો. ૭

વી૦ ૩ પા૦ ૪

## કીર્તન ૩૬ મું.

કરૂં કેટલી વિનતી, તમનેં ત્રિભૂવન નાથ;
હવે ચિત્ત હારિ ગયું, નથી હૃદય રહેતું હાથ. ક. ૧
આહાવો જન્મ વહી જાય છે, તેણેં અકળાઉં અતૂલ;
અજી કયાહારે થશો કેશવ, અપરાધિને અનુકૂલ. ક. ૨
દયાસિંધુ જાણી દેવને, હું પદર પડિયો પાપિ;
કાં ન કાહાડો કરૂણા કરી, અંતરપટ અદ્યાપિ. ક. ૩

હું તો દુષ્ટ બુદ્ધિ છું પણ, આવ્યો તમારે શર્ણું;
નિજ બિરૂદને નિભાવવા, ઉઘાડી દ્યો આવર્ણ. ક. ૪
તમ્યો સત્ય સખા જીવના, તમને તજી ક્યાંહાં જાઉં;
આવ્યો આપને આશરે, અજી ક્યાંહાં લગી અકળાઉં. ક. ૫
પ્રતીતી પ્રભો આપીયે, સેવક જાણી સત્વર;
કૃષ્ણરામનો ધારીયે, કરૂણા કરીને કર. ક. ૬

વિ૦ ૩, પા. ૪.

## કીર્તન ૩૭ મું.

ગુણ ગાઉં ગોવિંદના, જેનું પતિત પાવન નામ;
જે ભક્ત મનોરથ પૂરે, જે શરણનો વિશ્રામ. ગુ. ૧
જયે સાક્ષિ ચરાચરના, સહુના શુભાશુભ જોય;
જેને જીવ જાણિ ન સકે, કરૂણા વિનાથી કોય. ગુ. ૨
જેણે આપી અચળ પદવિ, ધ્રુવને થઈ મેહેરબાન;
જેણે ગજપતી મૂકાવિયો, કીર્ત્તન શુણીને કાન. ગુ. ૩
જેની ઉલ્લંઘાય ન આજ્ઞા, જયે સકલ કેરો હેતુ;
જેણે અધમને ઉદ્ધારવા, રચ્યો સિંધુ શિરં સેતુ. ગુ. ૪
જેણે ગીરિવર કર ધારીયો, ગૌ ગોપી રક્ષણ કાજ;
જેણે પંચાલીને પૂરચાં, પટ રાખી રૂડી લાજ. ગુ. ૫
જેણે પારથનો રથ હાંકિયો, ગીતાં શુણાવી ગાઇ;
જે પ્રહલાદને પાળવા, સ્તંભમાંથી આવ્યા ધાઈ. ગુ. ૬
મજ સાંહાસું જોઇએ મેહેરથી, પ્રભૂનાથ પૂરણ કામ,
હવે કૃષ્ણરામ કંગાલનો, કર પકડો કૃષ્ણરામ. ગુ. ૭

વી૦ ૩ પા૦ ૪

## કીર્ત્તન ૩૮ મુ.

ઘણી થઇ છે ગરીબને, હવે સાહામું જુઓ સ્વામિ,
કરૂં વાહાલાને વિનતી, કરૂણા તણો છું કામી. ઘ. ૧
ભમ્યો ચોરાશિ લક્ષમાં, બહુ વાર નથી બાકી;
સકળ સંકટ ભોગવ્યાં, હવે શરણ આવ્યો થાકી. ઘ. ૨
ત્રિવિધ તાપેથી તાપિયો, હુંતો બહુ થયો હેરાન;
વિમોહેથી વહ્યો જાઉં છું, હવે ઠરાવીયે સ્થાન ઘ. ૩

અવિદ્યાએ હું આવરચો, ઉપજાવિને અધ્યાસ;
મુઘાં લોચન માંહિલાં, તેણેં દરદિ થયો હાસ. ધ. ૪
વાસુદેવ વિસારિયા, જે સુહૃદ સખા સત્ય;
તેણેં કામ કેડચે પડચો, હવે કોણુ થશે ગત્ય. ધ. ૫
દબ્યાં ઐશ્વર્ય દંભથી, લોભે લૂંટી છે લક્ષ;
મદેં મત્ત કીધો મુજને, અવળાં ચલાવી અક્ષ. ધ. ૬
ગુનેગાર છું તો પણ, સ્વામી કરો સંભાળ;
કૃષ્ણરામને કૃષ્ણજી, કૃપા કરો કૃપાળ. ધ. ૭

વી૦ ૩ પા૦ ૫

## કીર્ત્તન ૩૯ મું.

### દેશી પ્રેર.

કરચાં કરમ માહારાં કૃષ્ણ જોશો કેટલાંરે,
હું છું અવિદ્યાને આવરણેં અનીશરે;
જાણચે અજાણચેથી થઈ આવ્યાં જેટલાંરે,
કૃપા સિંધુને તે કરવાં બક્ષિસરે. ક. ૧
વિવિધ વિશ્વમાં વસો છો વિશ્વના પતીરે,
તે મેં જાણ્યા નથી જોતાં તારતમ્યરે;
તેણેં એમર્ચ્યાદિ મજથી બહુ વરાંથતીરે,
ગર્વે હું માહારૂં માન્યે ન લાભિ ગમ્યરે. ક. ૨
લીલાવતિયોના વિલાસ સ્વભાવો તણારે,
તેને સમજ્યા વિના *કાંમે થયો ÷ભંગરે;
જ્યમ ×નલિનીયોના પરિમલ સોહામણારે,
પેખિ પડિયા તે તે મરણ પામ્યા ભૃંગરે. ક. ૩
શુણિ કલરવ શિશુઓના માન્યા મીઠડારે,
તેણેં લક્ષ વિના લૂંટાયો હું નાથરે;
કિતવ કઈ વિધિના મિઠા બોલા દીઠડારે,
તેને વિશ્વાસેથી લુંટાયે જ્યમ સાથરે. ક. ૪
ગ્રામ્ય ગીત +જિનેં મીઠી માની મોદથીરે,
રહ્યો શુણવા તેણેં મરણે કરી બીકરે;

* વીષય માટે. ÷ ભાંગપીગે તેવો. × કમળ. + વાણીને.

મોહ્યો મૃગયુ તણા ગાયન વિનોદથીરે,
તેહેવા મૃગને જ્યમ મારે ‡શાકુનીકરે. ક. ૫
†ઉપાદેયની ઇછાયે કષ્ટ પામિનેરે,
સ્વર્ણ સાધતાં આયુષ ગયું વ્યર્થરે;
ભડકો ભૂતનો જ્યમ દેખી અગ્નિ કામીનેરે,
લેતાં વળગે તેણે ઉપજે અનર્થરે. ક. ૬
એહેવાં કઈ પ્રકારે કઉતુકને સેવતાંરે,
ઈશ વીસરયાને ઉપજયો અધ્યાસરે;
એણે નિરંજનમાં અંજન થયાં છતાંરે,
તેણે દેવ દેવનો ન થયો દાસરે. ક. ૭
કષ્ટ જાણ્યાં તોહે સ્વભાવ ન ઉખડેરે,
માટે પીડાતો હું આવ્યો છું શરણુરે;
પ્રભૂનાથથી જો પ્રતીતિ દૃષ્ટે પડેરે,
કૃષ્ણરામનું તો ઉઘડે આવર્ણરે. ક. ૮

વી૦ ૩ પા૦ ૫

## કીર્ત્તન ૪૦ મુ.

અજી કાં ન બોલો કૃષ્ણ કમળાપતીરે,
આહાવા શું નમેહેરા થાઓ છો નિદાંનરે;
માહારૂં આકુલ થયું છે મનડું અતીરે,
કરી વીનતીયો કાં ન ધરો કાંનરે. અ૦ ૧
તમને સત્ય સખા સમર્થને જાંણીનેરે,
શઠ શેવક હું આવ્યો છું શરણુરે;
પ્રભૂનાથ મુને પીડિત પ્રમાણિનેરે,
અળગું કરવું ઘટે મનનું આવરણુરે. અ૦ ૨
માહારિ શ્રદ્ધા ઠરે સત્ય તે સધાવિયેરે,
કુત્સિત વાસનાઓ કરાવિને દૂરરે;
અજ્ઞ જાણીને પ્રતિતી દેવા આવિયેરે,
જેણે નાથજીનું સમજું હું નૂરરે. અ૦ ૩
અવિશ્વાસ રૂપી ઉપાધિ આધો ખસેરે,

---

‡ પારધિ. † મેળવવાની.

ચમત્કાર જોઇ ચેન પડે ચિત્તરે;
જાણી ત્હકું હું જ્યે સખા સમીપેં વસેરે,
પછિ કાં આલોકું અન્ય નિમિત્તરે. અ૦ ૪
પકવ ભરૂસેથી ભજું પ્રભૂનાથનેરે,
લોક બડબડની રાખું ન બીકરે;
સકું શ્રેય તે સધાવિ શિષ્ય સાથનેરે,
ઉલ્લંઘાવી સકું અખીલ અલીકરે. અ૦ ૫
ભૂત ભાવિ વર્ત્તમાન ભાસેં સર્વનાંરે,
તેંણે કરવું ઘટે ત્યંમ કરાયરે;
ગમ્ય ઉઘડયેથી કષ્ટ પંચ પર્વનાંરે,
દૂર ખસે એહેવો ભરૂસો ભરાયરે. અ૦ ૬
પછિ પ્રારબ્ધ પોતાનાં ભોગું એકલાંરે,
આંગતુક વડે આવે ન આંચરે;
ક્રિયમાણ અરપાય કૃષ્ણને ભલાંરે,
તેથી પરવણીયો ખશી જાય પાંચરે. અ૦ ૭
મુંને મુંઢ જાણી મેહેર કરો માધવારે,
પ્રતિતી આપીને દીજીયે પ્રસાદરે;
આહાવા અવસરની સાર્થકતા સાધવારે,
કૃષ્ણરામને ઉપજાવવા અલ્હાદરે. અ૦ ૮

વિ૦ ૩, પા. ૬.

## કીર્ત્તન ૪૧ મું.

તમે કૃષ્ણ કેવળ સખા છો સેવક તણારે,
મુંને ભરૂસો છે નાથજીનો ભવ્યરે;
અજી અપરાધ જોશ્યો તો માહારાં છે ઘણાંરે,
કાંઇ પ્રીછયો નથી હુંતો હવ્ય કવ્યરે. ત. ૧
આઠે પ્રહર હુંતો અજી અનૃતવાદી છુંરે,
માહારૂં દિલ સદાયે દંભિ દગાખોરરે;
માહા મંદ મતી તેણું બેમર્યાદિ છુંરે,
ચિત્તેં ચિંતન વિના છું હુંતો ચોરરે. ત. ૨
શાસ્ત્ર શુણ્યાં ભણ્યાં વરણ્યાં તથાપિ ભ્રમેરે,
મુંઢ સમજ્યો નથી માંહ્યલો તે મર્મરે.

અજી ઉદરને *ઉપસ્થ તણે ઉદ્યમેરે,
કુટિલ થઇને અતી કરૂં છું કુકર્મેરે. ત. ૩
માહારૂં તાહારૂં પારકું અજી નથી શમ્યુંરે,
હું માહારાની અજી હોળી ન બુઝે રે;
વિશ્વાસે કરીને મનડું નથી વિરમ્યુંરે,
વાંકે અધ્યાસેથિ સાધન ન સૂઝેરે. ત. ૪
ઉરે આવરણથી અકળાઉં છું હું અતીરે,
નથી દૂર રેહેતાં ક્રોધ લોભ કામરે;
રમાનાથ તણી નથિ ઉપજી રતીરે,
હરે અજી સૂધી હું રહ્યો હરામરે. ત. ૫
શરણે આવ્યો હુંતો તમને સખા જાણિને રે,
ઉરથી શમી નથી અનીત્યની આસ રે,
શું સમજાવવું પડે તમને શારીંગપાણીનેરે;
હેવ ક્યાહારે અજી ગણશો મુંને દાસ રે. ત. ૬
આહાવો સમય આવ્યો અનૂપમ જાય છે રે,
પ્રભો કેટલો હું તે શુણાવું પુકાર રે;
કૃષ્ણ શુણો કૃષ્ણરામ અકળાય છે રે,
પ્રતીતી આપીને વેગે કરો વાહાર રે. ત. ૭

વિ૦ ૩, પા૦ ૭

## કીર્ત્તન ૪૨ મું.

### દેશી એ૨.

કેશવ ક્યાહારે બોલશ્યોરે, માહારૂં આભ્યંતર અકળાય. કે. ધૃ. ૧
અકળીત કળ્યા કયમ જાવો હરી મજ રંકથીરે,
અજી બોલો નહી બળવીર કહો કુંણ વંકથીરે;
વ્યર્થ જન્મ માહારો વહી જાય. કે. ૨
તમે દીનાનુંકંપી દયાળ ક્ષમો અપરાધનેરે,
શર્ણ આવ્યાનો શરણ્ય નાથ ઇચ્છો કયમ બાધનેરે;
તમને ત્યજીને ક્યાંહાં જવાય. કે. ૩
ભારી ગ્રંથી અવિદ્યાનો જયેહ અહં મમતા નામેરે,

* વિષય સુખ માટે.

તે ન ભેદી મજથી શકાય, પ્રયત્ન બહોદાંમેંરે;
કૃષ્ણ કરૂણા કરો તો ભેદાય. કે. ૪
જો શિરીષ કુસુમ પ્રાંતેથિ વજ્ર સકાયે વીધી રે,
જો †અંધ્રિ ઉર્ફાણ બળેથી ઉલ્લંઘાય જલનીધીરે,
તોએ મજ બળે ગ્રંથી કપાય. કે. ૫
જો આ વાહાતા વાયુનું જોર બાંધી સકે પાત્રથીરે,
જો અણાય અંબરનો પાર, બાહુબળ માત્રથીરે,
તોએ મજ બળે ગ્રંથી વધાય. કે. ૬
એવું આવી પડયું છે અશકય કહો હું કયમ કરૂંરે,
કરો કૃપા કટાક્ષ કૃપાલ તો તો સેહેજયે તરૂંરે;
કૃપા વિણુ નથી અન્ય ઉપાય. કે. ૭
હે રંક વત્સલ કરૂણાર્દ્ર સખા શુણો વિનતીરે,
કૃષ્ણરામને કરૂણા નિધાન હવે થઇ છે અતીરે;
ઘો પ્રતીતિ ત્વરિત સુખ થાય. કે. ૮

વિ૦ ૩, પા૦ ૧૦

## કીર્ત્તન ૪૩ મું.

પ્રતીતિ પ્રભુ આપીયેરે, પ્રાણનાથ શ્રી પુરૂષ પુરાણ. પ્રતી. ૧
ઉપકારિ અનાથના નાથ, દયાનિધિ દેવ છો રે,
સચરાચરના પ્રતિપાળ, સ્વામિ સ્વય મેવ છો રે;
કિંકર તણું કરવા કલ્યાણ. પ્રતી. ૨
ગુણજ્ઞાતા શરણ વત્સલ, ગરીબ નીવાજ છો રે,
અપ્રેમેય અલૌકિક રૂપ, શ્રી રાજાધિરાજ છો રે;
જીવ સકળના જીવન પ્રાણ. પ્રતી. ૩
પ્રણ તાર્તિ નિવારક પ્રેષ્ટ, રસજ્ઞ રમેશ છો રે,
ભવ્ય ભક્ત મનોરથ પુરક, શ્રી રૂષીકેશ છો રે;
*અંધ્રીશ્રીતને થવા ઓળખાણ. પ્રતી. ૪
ગીરધર ગુણસાગર ગુપ્ત, રહ્યા શે કારણે રે,
બીક ધારો છો શું બળવંત, નિકળતાં બારણેરે;
પેહેલું વાકય થવાને પ્રમાણ. પ્રતી. ૫

† પગવડે કુદવું તે. * ચરણના દાસને.

સેવા દાસ તણી હોય સ્વલ્પ, મેરૂ સમ માનો છો રે,
અવગુણના ભરચા અર્ણવ, બિંદુ સમ માનો છો રે;
સખા સેવક રતીના સુજાંણ. પ્રતી. ૬
માહારા અંતકષ્ટ અનંત, કૃપા કરી કાપીયે રે,
કૃષ્ણરામ મતીને કૃષ્ણ, વિમળ કરી વ્યાપીયે રે;
જ્ઞાનરૂપી ઉદય થવા *ભાણ. પ્રતી. ૭

વી૦ ૩ પા૦ ૧૦

## કીર્ત્તન ૪૪ મુ.

કયાહારે હરી આવશ્યોરે, માહારી વિનતીઓ થઇ અનેક. કયા. ૧
છાનાં હૃદય નિકેતન માહે બેસો કાંસર્વદારે,
થઇ સાક્ષી શુભાશુભ ઘોતી પ્રેરો છો કાં પર્વદારે;
છદ્મછલ છિન્ન શું રહો છેક. કયા. ૨
ભૂત ભૌતિક +સ્થાષ્ણું ÷ચરિષ્ણું સર્વમાં રહ્યા વશીરે,
રાખી માયા જવનીકાં અલગ રહો છો કાં ખશીરે;
કયહાંથી કૌતુક શીખ્યા એકેક. કયા. ૩
જેને જેવો હશે મન ભાવ, તેને ત્યમ ભાસો છો રે,
મુંને નિષ્ઠુર જોઇ શું નાથ, અગોચર નાસો છો રે;
એવો સરજ્યો કાં મુજને એક. કયા. ૪
હરિ સરૂવ તમારે હાથ્ય ધારો ત્યમ નીપજે રે,
જ્યમ વૃત્તિ જગાડશો ત્યમ મનો તમને ભજે રે;
તેવો રેહેશે રાખો જ્યમ ટેક. કયા. ૫
તવ કરૂણા વિના અજ્ઞાને વહે જન વાંકડારે,
અનિમિષને રૂપે અનંત ગ્રશ્યા જાયે ફાંકડારે;
×આશિ ‡વિષગ્રશિ લ્યે જ્યમ †ભેક. કયા. ૬
માટે ઇછું હું કરૂણાવલોક તમારો માધવારે,
આપ્યો માનવ દેહ પ્રસાદ તેનું સાર્થક થવારે;
કૃષ્ણરામનો ઉઘડે વિવેક. કયા. ૭

વિ૦ ૩ પા૦ ૧૧

---

* સૂર્ય. + સ્થાવર. ÷ જંગમ. × ખાતું. ‡ સર્પ. † દેડકો.

## કીર્ત્તન ૪૫ મું.

બોલ્યું બિરૂદ પાળિયેરે, નાથ પતિત પાવન જયે નામ. બો. ટે ૧
સુખકારીણી સેવા તમારિ શમલ સંહારિણિ રે,
ચ્યાર ખાંણ્ય ચોરાશી લક્ષ્યના ભ્રમણ નિવારિણિ રે;
તેહેવું જાણી કરૂં છું પ્રણામ. બો. ૨
જે જયે આવ્યા ચરણને શર્ણ તે તે સાર્થક થયારે,
તેમને દાસ જાણીને દયાળ તમે કીધી દયારે;
એહેવા સ્વામિ શરણ વિશ્રામ. બો. ૩
તવ કથા સુધાને પાંને વિષય વિષ વામિયારે,
કઈ કલ્પથી વિસરયું રૂપ તે નિજનું પામિયારે;
લાહ્યા પરિક્ષિત આદિ સ્વધામ. બો. ૪
નામ સ્મરણ થકી *સવિતાસુતના કિંકર ડરયારે,
ગુનેગારની ગ્રીવાથી પાશ કાહાડી પાછા ફરયારે;
બાધ કારી તે થઈ બદલાંમ. બો. ૫
જેના પદ પ્રક્ષાલન વારિથી સ્વઃસરિતા થઈ રે,
તેના સ્પર્શથી ષષ્ઠી સહસ્ત્ર તણી દુર્ગતિ ગઈ રે;
શમ્યા અખિલ અઘોઘના ધામ. બો. ૬
કૃષ્ણચંદ્રજી કરૂણાશીલ કૃપા કાંઈ કીજીયેરે,
બાળ્યકને ઉપજવા બોધ પ્રતિતીયો દીજીયેરે;
કહે કરગરીને કૃષ્ણરામ. બો. ૭
વિ૦ ૩, પા૦ ૧૨

## કીર્તન ૪૬ મું.

### દેશી ફેર, પ્રભાતિયાં.

કૃષ્ણજી કૃપાવલોક કિંકરને કરિયે,
વિનતીયો થઇ વિશેષ, સખા શ્રવણ ધરીયે. કૃ૦ ૧
આપ્તકાંમ અચ્યુતને, અાળસકાં આવી,
વીનતિયો વિકલ તણી, શૂં સકે ન ભાવી. કૃ૦ ૨
દીનના દયાળ તમને, કાં દયા ન આવે,
શરણ આવ્યા સેવકને, દમવું શે દાવે. કૃ૦ ૩

---

* સૂર્ય પુત્ર (યમ)

કોણ કરયાં કર્મ તેણે, મંદમતિ માહારી,
અકળગતી ઇશ્વરની, શૂં સકું વિચ્યારિ. કૃ૦ ૪
દિવ્ય દેહ દેવ તમે, આપ્યો આ વેળા,
સફળ કરવો ધારો તો, ભૂધર થાઓ ભેળા. કૃ૦ ૫
નહિતર આ બાળ્યકના, ખેલ સમૂંઠરશે,
ચર્ણ શરણુ ચાકરજો, ચ્યાર ખાંણ્ય ફરશે. કૃ૦ ૬
આતુર છું હુ તથાપી, માહરૂં શૂં ચાલે,
ઇશ્વિરની આજ્ઞા બિન, પત્ર કો ન હાલે. કૃ૦ ૭
કરૂણાના સાગરને, કેટલું કહું અજીએ,
અંધીના આશ્રીતને, તારક નવ્ય તજીએ. કૃ૦ ૮
કાંઇક ઘો પ્રતીતિતો, સ્થિરતા મન રેહેશે,
કૃષ્ણરામ કૃષ્ણ વિના, કોહોને દુઃખ કેહેશે. કૃ૦ ૯

વિ૦ ૩, પા. ૧૨.

## કીર્તન ૪૭ મું.

શ્રી નિવાસ નાથ હરે, હાથ હવે ગ્રહિયે,
આ સમયમાં આવિ આપ, ઝટ જવાપ કહિયે. શ્રી૦ ૧
શાંતચિદાનંદ તમે, કૃષ્ણ કૃપાસિંધો,
વિશ્વનાથ વિશ્વરૂપ, દેવ દીનબંધો. શ્રી૦ ૨
ગરૂડધ્વજ ગોવિંદજી, રૂષી કેશ વિષ્ણો,
ભક્તવત્સલ ભૂધરજી, રમાનાથજિષ્ણો શ્રી૦ ૩
વિશ્વંભર વીનતિયો, કર્ણે ધરો માહારિ,
દાસ તણો દાસ મુંને, માંનિયે મુરારિ. શ્રી૦ ૪
કઇ દિવાનિશી કૃપાલ, અરજી મેં કહાવી,
ઉત્તર ન આપો હજી, શૂં રહો રીસાવી. શ્રી૦ ૫
શૂં કહું કૃપાનિધાન, વારવાર વહાલ;
પુરષોત્તમ પ્રાણનાથ, કૃષ્ણ નથી કાલા. શ્રી૦ ૬
આતુરતા અતી થઇ, કાં ન્ય ધરો કેશવ;
કૃષ્ણરામ કિંકરને મેહેર કરો માધવ. શ્રી૦ ૭

વિ૦ ૩. પા. ૧૨

## કીર્તન ૪૮ મું.

### દેશી ફેર, પ્રભાત.

જાગોને જગજીવન માહારે, આભ્યંતર આવો,
રસનું ભરિયું રૂપ તમારૂં, નયને નિરખાવો. જા૦ ૧
આહાવો અનૂપમ અવસર આવ્યે, સૂંવું શ્યા સુખથી,
પાળો પોતાનું વચન જયે બોલ્યા, અર્જૂન શૂં મુખથી. જા૦
જાયે છે જિનગાંની જનની, ઉંઘો શૂં આહાવું,
ત્રીવીક્રમ આમ ન ઘટે તમનેં, વચન દેઈ વાહાવું. જા૦ ૩
સુંદર શ્યામ સખા થઇનેં આમ, આળસ કાં આણો,
દાસતણાં દુઃખને દેખિ અજી, મોટચમ શું માંણો. જા૦ ૪
મોટા હોય તે તો આમ ન ઉંઘે, ઝટ ઝબકી જાગેં,
શરણેં આવ્યા શેવકની તે, ભવ ભાવટચં ભાગેં. જા૦ ૫
કોણ કરી છે કેફ તમે જયે, અંગોમાં વ્યાપી,
ધંધોળું ધણિ સાહેબ તોહો. ન ઉતરે અદ્યાપિ. જા૦ ૬
રાવણનેં મારીને લંકા, વિભિષણનેં દીધિ,
કુંભકરણની ઉંઘસકે તમે, લોચનમાં લીધિ. જા૦ ૭
અરક ઉદય થાવાનો અવસર, આવ્યો અલબેલા,
કૃષ્ણરામ શૂં કૃષ્ણજી બોલો, જાગીનેં વેહેલા. જા૦ ૮

વિ૦ ૩, પા. ૧૪

## કીર્તન ૪૯ મું.

આવો ને અલબેલા નાયક, વાતડલિ કરિયે,
અન્યો અન્ય કરી આલિંગન, બાથડલિ ભરીયે. આ૦ ૧

કંઈક કલ્પનાં કર્મ કટી જાયે, તાપ ત્રિવિધ તરીયે,
વિયોગ વેગે ભાગે આપણો, સ્થિર થઇનેં ઠરિયે. આ૦ ૨

કાલાવાલા કરી કઇક કાળથી, કેશવ કરગરીયે,
દીન દાસને શ્રી દામોદર, છેક ન છેતરીયે. આ૦ ૩

માધવજી મજને માહારો કહી, મસ્તક કર ધરીયે,
કૃષ્ણરામની વૃત્તિ સાથ્યે, વીડલ વર વરિયે. આ૦ ૪

વિ૦ ૩. પા. ૧૪

## કીર્તન ૫૦ મું.

અલબેલા આપ્યો આ અવસર, જાયે છે એળ્યે,
કયાહારે કરૂણા કરશો મુજનેં, પોતાની મૈળ્યેં. અ૦ ૧
દેવાદિક સરખાને દુર્લભ, માનવ દેહ મોટો,
પ્રીત્યેં આપ્યો તો પરોક્ષ કાં રહો, તમનેં શ્યો ટોટો. અ૦ ૨
શણગારી સુંદરી જો શોભે, વાહાલ હોય વરનું,
માધવનેં માંને એમ ઉઘડે, આપ અનૂચરનૂં. અ૦ ૩
અતીથિનેં આમંત્ર્યો તે, પાતલ જોઇ હસે,
પકવાન્ન પ્રીશ્યા બિન તેહેની, ક્ષુધા ન કયહ્યેં ખસે. અ૦ ૪
એમ ચોરાશિ લક્ષે ફરતાં, માનવ તનું દીધિ,
સર્વ થકી વૈલક્ષણ માહારી, બુદ્ધિ તમે કીધી. અ૦ ૫
એટલે નિમંત્રણ પતરાળે, પૂરૂં કયમ પડશે,
ક્ષુધા જશે જ્યાંહારેં *ખાસાનો, લક્ષ જબર જડશે. અ૦ ૬
ભાંમણે ભૂખ ન ભાગે ભૂધર, અંત અવિદ્યા નડે,
કરૂણા કરો તો કિંકર કેરૂં, હૃદય કમલ ઉઘડે. અ૦ ૭
જીવ તણૂં તે યત્ન કેટલું, જગદીશ્વર જાણો,
અલક્ષ્ય પ્રભૂનો લક્ષ્ય કરે શૂં, ભ્રમથી ભરમાણો. અ૦ ૮
એહેવામાં આ સમય કલીનો, સંગતિ નહિ સારી,
જન સઘળાં જંજાળે જકડયાં, દીસેં દુઃખકારિ. અ૦ ૯
કોય કોય જો હશે કદા ચિત, સંત પુરૂષ સાચા,
અમે શું ઓળખીયે એહેવાનેં, કળના બિન કાચા. અ૦ ૧૦
દેવના દેવ દયા કરશ્યો તો, સઘળું નીપજશે,
કૃષ્ણુરામ તે કળ ઉઘાડયે, અનન્યતા ભજશે. અ૦ ૧૧

વિ૦ ૩. પા. ૧૪.

## કીર્તન ૫૧ મું.

સાંભળજ્યો વેગેં શ્રીધરજી, વિનતીયો માહારી;
જીતાવે જીતુ હું બાજી, જયે બેઠો હારી. સાં૦ ૧
પાસા સમા તો ત્યાહારે પડશેં, જો સ્નેહે જોશ્યો;
બાળક હારે બાપ તમારૂં, બિરૂદ તમે ખોશ્યો. સાં૦ ૨

* ઇશ્વરનો.

મ:ટે કેશવજી મુજને કળ, એહેવી ઉઘાડો;
બાજી તો જીતું બ:ળકજો, પાસા સમા પાડો. સાં૦ ૩
લક્ષ ચોરાશી અથડાવું જ્યમ, માધવ માહારે મટે;
કૃપા કરો તો કૃષ્ણ વિષે તે, પ્રેમ પૂરણ પ્રગટે. સાં૦ ૪
માહારે હાથ નથી કાંઈ માધવ, હું છું અપરાધી;
ઈશ કૃપાથી અનન્યતા હું, સેહેજ્યે સકું સાધી. સાં૦ ૫
આ સંસાર સમુદ્ર સરીખો, વિષય વિષે ભરીયો;
કહો કૃષ્ણજી કોણ કૃપા બિન, તનું દરશી તરિયો સાં૦ ૬
કેશવજી કરૂણા કરશ્યો તો, તારી લઇને તરૂં;
પતિત પાવન તો બિરૂદ કેહેવાશે, ખાસા એમ ખરૂં. સાં૦ ૭
જો સાધન સાહામૂં જોશ્યો તો, પાપીષ્ટ હું પ્રાણી;
જડબુદ્ધિથી જીવ તે હું ક્યમ, તમને સકું જાણી. સાં૦ ૮
કૃષ્ણ હતા અપરોક્ષ્ય જે વેળા, યાદવ રૂપ ધરી;
કહો તે વેળા કરૂણા બિન તે, કોહોણે લક્ષ્ય કરી. સાં૦ ૯
પ્રભો પરોક્ષ્યે આજ અમે તે, ક્યમ સમજી સકિયે,
આવરણે આંજ્યા અજ્ઞાંનિ, બોધ વિના બકિયે. સાં૦ ૧૦
મોહિત છે માધવ માયાયેં, જીવતે શૂં જાણે;
કૃષ્ણરામની કળ ઉઘાડો, કૃષ્ણજી આ ટાણે. સાં૦ ૧૧

વિ૦ ૩. પા. ૧૫.

## કીર્તન પર મું.

### દેશી ફેર.

કરૂણાના સાગરરે, કાં નથી બોલતારે,
આજ આહાવા નિલજ થયા ક્યમ નાથ. પૂર્વે જ્યૈ જ્યે કીધાંરે;
બળવંત બિરૂદનેરે, તેહેને સઘલો જાણે સેવકનો સાથ. ક૦ ૧
ધરાતળ જ્યાહારેરે ધશિયું રસાતલેરે,
ત્યારે તમે યજ્ઞ વરાહને વેશ, દંષ્ટ્રા ઉપર ધારીરે;
લાવ્યા તમે દોડતારે, આજ ક્યમ કરૂણા ન આણો લેશ. ક૦ ૨
રૂડે ગ્રગ્રા જળમાંરે, અહો જ્યારે ગજપતીરે,
ત્યારે ધાયા ગરૂડ તજીને ગોવિંદ;
શીઘ્ર મૂકાવ્યોરે સેવક સંકષ્ટથીરે, આજ ક્યમ ધરી બેઠા છો ફંદ. ક૦ ૩

*અપરમાયે દુહ્યોરે, પૂત્ર ‡મનુવંશનોરે,
તેના ઉપર મહેર કરી મહારાજ, અચલ પદ આપીરે,
†ધ્રૂવ કરયો ધ્રૂવજિનેરે, લક્ષ્મીવર આજ ધરો કયમ લાજ. ક૦ ૪

માબાપનો મેહેલ્યોરે, જ્યારે મારચો જાતો હતોરે,
અનાયાસે ઉગારયો તે ચંદ્રહાસ, ૧વિષ દેવું રાખીરે;
વિષયા વરાવિયોરે, આજ આહાવા શાંને થયા છો ઉદાસ. ક૦ ૫

વિભીષણ આવ્યોરે, વડિલ બંધુને તજીરે,
તેને તમે રાખ્યો ચરણને શરણ, લંકાપતી કીધોરે અભય આપી કરીરે;
આજ આહાવું કયમ ૨આદરયું આચરણ. ક૦ ૬

અક્રૂરજી આવ્યારે, +મામા તણા મોકલ્યારે,
÷તેણે ૫જ્યે જ્યે ચિંતવ્યા શુભ સંકેત:
તે તે પૂરણ કીધારે ઝલકી જલે દાખવીરે, આજ આહાવું હરજી
તજો કયમ હેત. ક૦ ૭

ઇંદ્ર જ્યારે કોપ્યોરે વરષા વરસાવિયારે,
ત્યારે ધરયો કર ગીરી ગોવરધન વ્રજવાસી *વંચાવ્યાંરે દેવ દયા કરીરે;
આજ આહવું મંદ કરો કયમ મંન. ક૦ ૮

+હલાહલે તાતુંરે જ્યારે યમુના જલ થયુંરે,
ત્યારે નાથ ‡નાથ્યો તમે કાલિયનાગ,
સજીવન કીધાંરે ગોગોપાલ ગોપીનેરે, વાહાલાં આજ આમ ધરો કાં
વિરાગ, ક૦ ૯

ધરમ ÷લોપાંણારે જ્યારે જ્યારે ભૂતલેરે,
અતીઘણો વાધ્યો ×ઉલ્વણ અધર્મ;
અવતાર ધરીનેરે ત્યારે તમે આવીયારે, ખામી નાથ આજ ધરો કયમ
શરમ. ક૦ ૧૦

---

* ઓરમનમાયે. ‡ ધ્રુવજી. † અચલ. ૧. ઝેર આપવાનું બંધ રાખી વિષયા કન્યા વરાવી. ૨. આરંભ્યું, + કંસ, ÷ અક્રુરજીએ, ૫. જે જે દર્શન વીગેરે માટે જે વીચારો ધારેલા તેઓ શ્રીકૃષ્ણે જળને વિશે વૈકુંઠ દર્શનથી પુર્ણ કરયા. * બચાવ્યાં, + ઘણું ઝેર વાળુ, ‡ દમન કરયો, ÷ નાશ થયા. ૯. ઉલટો,

અજામીલ પાપીરે તેને તમે તારિયોરે, †સુતદ્વારા લેતાં તમારૂં નામ,
એમ મુજનેં ઉગારોરે આ સમયમાં આવિનેરે;
કરજોડી કરગરી કહે કૃષ્ણરામ. ક૦ ૧૧

વી૦ ૩ પા૦ ૧૬

## કીર્તન ૫૩ મું.

ક્યારે કરૂણા કરશોરે રંકને રમાપતીરે,
વાહાલા વેગેં હુંતો જોઉં છું વાટય, ચાતક જ્યમ ઇછેરે;
જળ જળધર તણુંરે, અન્ય જળે એહેનો મીટે ન ઉચાટ. ક્યા. ૧
શા માટે જયેએહેનીરે ગ્રીવા કાંણી સર્વદારે,
માટે નીચા મુખથી પિવાય ન નીર; ઉંચી ગ્રીવા રાખીરે,
આરાધેએ ‡અંબુદનેરે, જેણે એહેનું શીતલ થાય શરીર. ક્યા. ૨
એ રીત્યેં છેં માહારારે મન મધ્યે છિદ્ર ઘણાંરે,
તેથી શુણ્યા નિર્ણય નિકળી જાય; સાધન તે શૂં સાધુંરે,
મન સ્થીર રહે નહીરે, માટે કરૂણા પાખે ન અન્ય ઉપાય; ક્ય. ૩
પંખીના જ્યમ બચ્ચાંરે પાંખો જેને આવિ નથીરે,
તેથી આપે ચારો તે કયમ ચરાય, વળીમાંથે ભીતિરે;
કાક ધુકાદિક તણીરે, નીડમાંથી નીકળી કયમ ફરાય. ક્યા. ૪
તે માતા પિતાનેંરે ઇછે જ્યમ આવતાંરે,
ચારો લ્યાવિ ચાંચમાં ઘાલેં તેહ, પક્ષ છાયા પસરીરે;
મોટાં કરે બાલનેરે, તો આકાશેં ઉડવું શીખેં એહ. ક્યા. ૫
એણી રીત્યેં મજથીરે વિધિ ઉલ્લંઘાય નહીરે,
નથી ઉગી જ્ઞાન વિરાગ બે *પક્ષ, માટે માળા સરખુંરે;
ગ્રહ તજી જોખમુંરે, કાકાદિક શ્યા કામાદિક કરે ભક્ષ. ક્યા. ૬
માટે કરૂણા કરીયેરે મુનેં દીન જાણીનેરે,
અનાયાસેં આપીને મારૂં અદ્રષ્ટ, પક્ષ જયે તમારીરે;
તે છાયાથી મોટો કરોરે, પછી મજથી સાધન બનસે સ્પૃષ્ટ ક્યા. ૭
જ્યમ ન્યાહાનું બાળ્યકરે, પીયે સ્તન પાનનેરે,
પય મળે નહી તો તો બને તેનો પાત, રડીનેં પુકારેરે;
બોલતા ન આવડેરે. તેહેની આવી રક્ષા કરે જ્યમ માત. ક્યા. ૮

---

† નારાયણ નામનોપુત્ર, ‡ મેઘને. * પાંખો.

પયો પાન પાઇરે શીશેંહસ્ત ફેરવેરે, બીગડયેથી સૂધરે કરાવે શયંન,
ઝબકી જાગી તેહેનેરે આપે લેઈ અંકમારે;
ઉર શૂં ચાંપી ચકૂ મુકાવે રૂદંન. કયા. ૯
એણી રીત્યે મજનેરે અલ્પ જ્ઞાની અર્ભનેંરે,
કરાવિયે કૃષ્ણ કથામૃત પાન, કથામૃત પાખેંરે પડવું બને પાપથીરે;
ગાતાં નથી આવડતું મુંજને ગાંન. કયા. ૧૦
કાલું ઘેલું બોલીરે, આરાધું હું આપનેરે,
પુરૂષોત્તમ શુણીને માહારો પુકાર,
દરશન દેખાડોરે, આલિંગન આપીયેરે,
શીશેંકર ધારીનેં કરિયે સાર. કયા. ૧૧
એણી એણી રીત્યેરે આતુર હૂં અતી થયોરે; એકે હવે ઉકલે નહી ઉકેલ,
કૃષ્ણરામ ઇછેરે કૃપા થવી કૃપણનીરે;
કરશ્યો ત્યાહારે મનના મીટશે મેલ. કયા. ૧૨
વી૦ ૩ પા૦ ૧૭

## કીર્ત્તન ૫૪ મું.

કીંકરની અરજીરે કરણેં ધરો કૃષ્ણજીરે,
ગોવિંદજી ગોબ્રાહ્મણ પ્રતિપાલ,
અનાથના બંધોરે, આહાવે રૂડે અવસરેંરેં;
જન તણી દૂર કરો જંજાલ. કીં. ૧
સંત સમાગમરે મેલ્યો તમે શ્રીપતેરેં, સુંદર સત્રનેં માટે સમાજ,
ત્રૂટવાને માટે રે ટંટા મધ્યેં આવીયારે;
લક્ષ્મી તણા નાથ નિભાવજ્યો લાજ. કીં. ૨
માતુલની રાહાડયરે, માહારે માંથે શૂં ધરોરે,
નિરબળ હુંતે કયમ કરીશ નિર્વાહ, પ્રથમ તો પંથેરે પગલું ન ઉપડેરે;
આભ્યંતરે થાતો નથી ઉત્સાહ. કીં. ૩
શરીરના અંગરે શિથીલ રેહે છે સદારે,
એહેવામાં છે ઉષ્ણકાળના દિંન, ગરીબ નિવાજરે ગામ્યશાંને મોકલોરે;
ભટકે ભૂધર ભાવ પડે છે ભિંન્ન. કીં. ૪
પૂર્વનાં તે પાપરે કોણ આતે પ્રગટિયાંરે,
આહાવો મોટો જ્યેથિ પડે અંતરાય,
સંતનો સમાગમરે, સુખ તણો સિંધુ તજીરે;
જન થકી યોજન કયમ જવાય. કીં. ૫

હુ ઘણો હરામીરે હઇશ કદી હૃદયથીરે,
તો પણ સઘળા મળિયા તે શ્રદ્ધાવાન;
તે સઘળાનેં પૂણ્યેરેં સત્રનેં નિભાવજ્યોરે,
તમારો છે ભારે ભરૂંસો ભગવાન. કીં. ૬

પ્રભુજી તમારારે પેખિ જોજ્યો બિરુદનેંરે,
પતિતનું પાવન જયે અધમોદ્ધાર,
શરણાગતના વત્સલરે છો તમે સાંમલારે,
વિશ્વપતી વેગેં કરજ્યો વાહાર. કીં. ૭

માહારિ મેળ્યેં મજથીરે કાંઈ સધાયે નહીરે,
નાથજી નિભાવજ્યો નિજનૂં નામ, સેવકના સંકટરે સત્વર શમાવિયેરે;
કરજોડી કરગરી કહે કૃષ્ણરાપ, કીં. ૮

વિ૦ ૩, પા. ૧૮

## કીર્ત્તન ૫૫ મુ.

કૃષ્ણ કાં ન બોલોરે કરૂણાના નિધાન થઇરે, કિંકરની કાંન શુણો ફરિયાદ,
ઉરેં કાં ન ઉપજાવો અલ્હાદ, જંજાલમાં જનનીરે જીનગાંની ગઇરે;
શૂન્ય આ જીવવું કયમ જીવાય, અતિ માહારૂં આભ્યંતર અકળાય.
કૃ૦ ૧

અનાથના બંધોરે આમ ન વિસારિયેંરે,
આહાવો આપી અનુપમ દૂર્લભ દેહ, છલ્યજણવી નવ્ય દીજિયે છેહ;
કૃપણ જાણીનેંરે કરમાહારો ધારિયેરે, દયા કરી દીજે પ્રતીતિ દયાલ,
અલગી ખસે જયમ અધ્યાસની આળ. કૃ૦ ૨

ઉગરવાનો આરોરે મજને ન ઉકલેરે,
વિષયને વેગેં વહ્યો હું જાઉં, સ્થિર મન બિન હું થાંથોથાંઉં,
ભક્તિ ન ઉપજેરે આ અવસરેં ભલેરે;
વૃત્તી માહારી થાતી નથીરે વિતૃષ્ણ, પ્રભુ કોણ સાંભળે માહારાં પ્રશ્ન.
કૃ૦ ૩

પશુ તણી પેરચેરે કયહાં સૂધી જીવાડશોરે,
ભજાવો શું ભય નીદ્રા રતિ અહાર, જયેથી પડે જાલ્યમ યમનો માર;
કાંમ કરદમથીરે કયાહારેં મુનેં કહાડશોરે, કેશવ કરિને કરૂણા દ્રષ્ટ,
કયાહારે કબિ મગનાં કાપશો કષ્ટ. કૃ૦ ૪

હું માહારાનિ ટોલીરે હૃદયથી ઓલ્હવોરે,
જયેથી મીટે તરત ત્રિવિધના તાપ, આભ્યંતરે ઓલખાયે આપે આપ;
લોપાઇ જ્યમ જાયરે લોક તણી લવોરે, રમાપતી સાથ્યે બને જ્યમ રંગ,
જેથિ ખસે વિવિધ વિવિધનાં વ્યંગ. કૃ૦ ૫
કલ્પદ્રુમ સરખારે કિંકરોને કૃષ્ણ છોરે.
દિવ્ય પદાર્થ તણા દાતાર, તવ શરણાર્થિ તણા ત્રાતાર;
વિઘ્ન રહિતરે વિઠલ વીતૃષ્ણછોરે; ભક્તાવત્સલ છો શ્રી ભગવાંન,
મેહેર કરોને મુંને મેહેરબાંન. કૃ૦ ૬
અભિનવસત્તારે ઉઘાડો આભ્યંતરેંરે,
દાસની દિવ્ય દ્રષ્ટી જ્યમ થાય, ભૂત ભવત્ ભાવી સમજાય;
અનન્યતા ઉપજેરે, આણે અવસરેંરે, મન તણો મિટિ જાયે જ્યમ મોહ,
વાહાલાજીની સાથ્ય પડે ન વિછોહ. કૃ૦ ૭
પ્રારબ્ધ મેળવિયેરે પ્રભો અનાયાસથીરે,
કરાવિયે કૃષ્ણાર્પણ ક્રિયમાંણ, સંચિત શમાવિ કરો કલ્યાણ;
અનુકૂળ થઇયેરે દામોદર દાસથીરે, સાદ્ય કરો શરણાગત વિશ્રામ,
કરજોડી કરગરી કહે કૃષ્ણરામ. કૃ૦ ૭

વિ૦ ૩ પા૦ ૧૮

## કીર્ત્તન ૫૬ મું.

કોણ જનમનીરે કરણિ આતે કલપિયેરે,
જેણે જાંમી જાડયતા મનનિ ન જાય, ઉરે ઉઠે અનેકધા અંતરાય;
માયિક મિથ્યાનેરે માહારાંમાંની મલપિયેરે,
જેણે જાડી જીવને હોય જંજાળ, કળિ ન સકાય જે માંથે કાળ.
કો૦ ૧
કાળે કવલ કીધાંરે દીઠા શૂણ્યા કંઈકિનારે,
તોહે ત્રૂટે નહિ તૃષ્માની તાંત્ય, નાથ ભજનની નાંવે નિરાંત્ય;
અવગતિયા અથડાતારે અહિ ભૂત અવનિયેરે,
ડાટયા હતા જેણે જોડીને દામ, કાંઈ તેહેને તેમાંના નાવ્યા કાંમ.
કો૦ ૨
જેહેને માંન્યા માહારારે જોખ્યમ તેહેણે કરયાંરે,
ગ્રહ સુતનારી સગાંને ધંન, તોહે માહારાં માનતું રહે નહિ મંન;
પૂર્વને પાપેરે પિંડે પીડા પેખિયેરે, શિષ્ણોદર કાજ્યે બને સંતાપ,
પાછું તોહે કરવું તજાય ન પાપ. કો૦ ૩

શાસ્ત્રેને વેદેરે પુરાણે શિક્ષા કરીરે,
જૂઠુ જગત્સાચા સચ્ચિદાનંદ, ફળમાંને અન્ય તે સઘળા ફંદ;
શુણિયે ને અનુભવિયેરે, તોહે સમજાય નહીરે,
વેગળા ન ખસે મનના વ્યંગ, સાચો સાધી ન સકાયે સત સંગ.
કો૦ ૪

અનુદિન આયુરે ઓછું થતૂં જાયછેરે,
વિષયના ભોગનો તોહે ન વિરામ, અહંમમ વાધતાં ઉઠે ઉદ્દાંમ;
ગોવિંદના ગાયનરે ગાવા અજી નવ્ય ગમેંરે,
ભય નિદ્રા આહાર મિથુનના ભાર, ચિત્તે ચોટયા કયહ્ને ન ઉખડે
વ્યાર. કો૦ ૫

સુધા કૃષ્ણ કથારે શ્રવણે સેવાય નહીંરે,
ઉદ્યમનેં વશ મન આઠે પોહોર, ઘણા ઘટે પેઠા ન નિકળે ઘોર;
શાસ્ત્ર ભણ્યાં તેથીરે સાંન ન ઉઘડીરે,
ઉલટું વાધ્યું તેથી અધિક અભિમાન, ગર્વે કરી ઘટમાં ન ઉઘડયું
જ્ઞાન. કો૦ ૬

સાચા સખા શ્રીધરરે, સમઝાયા નહીં શઠ ધીયેંરે,
વાહાલાજીનો ઉપજ્યો નહી વિશ્વાસ, દંભ તજીને થવાયું ન દાસ;
અનન્યતા ઉરમાંરે, અજીયે ન ઉપજીરે, સામ્ય નજર ન થઇ સરવત્ર,
સાચે સ્નેહે સેવાયા નહીં બ્રહ્મસત્ર. કો૦ ૭

પતિતનાં પાવનરે, પ્રભુ પક્ષ જો કરોરે,
ગરીબ જાણી જો ઉઘાડો જ્ઞાન, અબળને આપો અભયનૂં દાંન;
પ્રીત્યેથી પ્રતીતિરે પામુંજો પ્રત્યક્ષનેંરે,
તો તો મિટે ત્રિવિધ તપંતા તાપ, પાછાં હવે પુનર્ન પ્રગટે પાપ.
કો૦ ૮

અનાથના બંધોરે, ઉત્તમ આપી તનૂરે,
સફળ કરો તેહેને શારિંગધર, અનુદિન અરજી કરે અનુચર;
શ્રીધર મેલવિયારે, જ્યેને તમે સત્રમાંરે,
તેને જ્યમ પ્રિછયું બને નિજ નામ, કૃપા કરો એહેવી કહે કૃષ્ણરામ.
કો૦ ૯

વી૦ ૩ પા૦ ૧૯

## કીર્ત્તન ૫૭ મું.

સંભાળી લ્યો સ્વામીરે સેવકને આ સમેરે,
બળહીણો જાણી કરો બિરૂદાશ, પહાંકરો પીડાકારી જયે પાશ;
નિબળોના બંધુરે, કહ્યા તમને નીગમેરે,
એ શુણીને આવ્યો હું તમને શરણ,
આકુળ છે અજી માહારૂં અંતઃકરણ. સં० ૧
આહાવી તનું આપીરે, મુજને તમે અભિનવીરે,
જેણિયે કરી યદુપતી જાણિ સકાય;
વાહાલા તે તો વિષય વેગે વહીજાય,
લોચન ન ઉઘડેરે, જયમ ઉગ્યા વિના રવીરે;
એમ ન ઉઘડે કૃષ્ણ કૃપા વિના ઉર,
માટે મુજને દીજે પ્રતીતિ પૂર. સં० ૨
સત્સંગ મેળાવ્યોરે ભારે બ્રહ્મસત્રનોરે,
આતૂર હું સાધિ સકૂ કયમ એહ;
દુખાયે છે દુઃખેથી માહારો દેહ,
રોજગાર રોકાયોરે સ્વામી સરવત્રનોરે;
વર્ષે વર્ષે વિઘ્નનિ વાધી સવાઈ,
કૃષ્ણાર્પણનાં કર્મગયાં છે કવાઈ. સં० ૩
કૃપણના ઉપરરે કૃષ્ણ કૃપા કીજીએરે.
વાહાલાં હવે વળિયો છે આડો આંક;
વિકળના ક્ષમા કરો હવે વાંક,
આશ્રિત જાણીનેરે અભયતા દીજીયેરે;
પોતા તણું બિરૂદ નિભાવીને પરમ,
કૃપણનાં જોવાં મુકી દેઈ કરમ. સં० ૪
જંજાલે જકડાયોરે જનમુંને જાણીનેરે,
વિશ્વંભર વેગે કરિયે વાહાર;
એક છે મુજને તમારો આધાર,
તૃષ્ણાયે તણાતોરે મુજને કાહાડો તાણીનેરે;
હરિ હરિજનનો પકડો હાથ,
માહારે તો છે સખ્યપણું તુમ સાથ. સં० ૫

ઉરનાં ઐશ્વર્યરે માહારાં ઉઘાડીયેરે,
જેણે કરી જાસ્યમ વાધે જોર;
ઘટિ જાયેં ધારણાના જયમ ઘોર,
અદ્રષ્ટ જે મુજનેરે તેંને દ્રષ્ટે પાડીયેરે;
પેખિ સકું હુ જયમ નિજ પ્રારબ્ધ,
લક્ષ્મીવરની લક્ષ્ય બને જયમ લબ્ધ. સં૦ ૬
શરણ આવ્યાનીરે લાજ પ્રભો રાખીયેરે,
ઓળગતે આપની નોહે અફળ;
કૃપા કરી ઉઘાડો કાંઈક કળ,
ભરૂંસો જયમ આવેરે ઉત્તર એહેવો ભાખિયેરે;
સખ્યપણું જાણવો શરણ વિશ્રાંમ,
કરજોડી કરગરી કહે કૃષ્ણરામ. સં૦ ૭
વી૦ ૩ પા૦ ૧

## કીર્ત્તન ૫૮ મું.

### દેશી ફેર.

આવો આણુંદ ઘંન, પ્રબળ પ્રતીતિ આપવા,
મહારાજાનો મંન, વિશ્વાસ વિપુલી વ્યાપવા. ૧
કંઈ કાળથી કૃષ્ણ, અરજી શુણો છો અભિનવી,
વાહાલા છેક વીતૃષ્ણ, વૃત્તિ તમારી કયમહવી. ૨
દિવ્ય આપીનેં દેહ, આમ આળસ કાં આદરો,
શરણાર્થીને સ્નેહ, સમજાવા કરૂણા કરો. ૩
ભવ્ય આ બ્રહ્મસત્ર, આપને આશરે આદરયું,
તસ મળિયાં છે તત્ર, દિલ જેનું દુઃખભારે ભરયું. ૪
પોતાનેં પ્રારબ્ધ, પ્રાચીન પાપે પીડાયે છે,
લક્ષ્ય થાય ન લબ્ધ, ભારયે ભીડયેંથી ભિડાયે છે. ૫
દેવા દાવાનું દુઃખ, કળ ન પડે તેહેણે કશી,
મ્લાન જોઈને મૂખ, ઉઠે છે ઉર માહારૂં ઉધ્રશી, ૬
અન્નવસ્ત્ર ને ધંન, જોયતું જડે નહિ જંનને,
જાણો જગજીવંન, આતુરતા જયે મંનનેં. ૭
કીધે કોય ઉપાય, કાર્ય કશૂં સરતૂં નથી,
જીજીભાનીસો જાય, મંદશૂં સાધે મથી મથી. ૮

એહેવા સમયમાં આજ, આશ્રિત આશ્રય ક્યોધરે,
લક્ષ્મીવર લાજ, રાખો તો કાર્ય સકળ સરે. ૯
દેવ દીનદયાળ, કૃપણુ વત્સલ કેહેવાઓ છો,
આહાવે કપરે કાળ, નાથ શું નિર્દય થાઓ છો. ૧૦
બિરૂદ ધરિયાં બલીષ્ટ, કોણુ કામે તેં આવશેં,
આશ્રિતને અનિષ્ટ, તમ કરીને જો તાવશેં. ૧૧
માંઘ મિટવા માટચ, ચિતન કરીયે છે ચર્ણનું,
વાહાલી ઉઠે ન વાટચ, સંભાળજ્યો નિજ શર્ણનું. ૧૨
શરણુ વત્સલ જાણી, અંઘ્રી શરણુ અમે આવિયા,
તમે વૃત્તિને તાંણી, લક્ષ્મીવર જ્યાહારે લ્યાવિયા. ૧૩
જ્યમ રાનના રોઝ, પુરૂષ ધરી પુરેં આણુશે,
તે તો મોટી મોજ, મનુષની આપી માંણુશે. ૧૪
એમ અમે અજાણુ, પુરૂષ પશુ સરખા હતા,
કરવા કલ્યાંણુ, સત્રમાં આણી કરયા છતાં. ૧૫
પ્રભૂ પ્રેરક થઈ પ્રેરિ અમારી વૃત્તિને,
કેશવ કઇ કઈ, ઓળખાવી આપત્તિને ૧૬
ત્યારેં તરકનાથ, કરથી હવે નવ્ય મૂકશો,
સેવકનો સાથ, ચિંત્તન તેહેનું ન ચૂકશો. ૧૭
શરણુ આવ્યાનિ સાહાય, કરૂણાંસિંધો કીજીએ,
વિધ વિધની લાહ્ય, શાંતિ કરી સુખ દીજીયે. ૧૮
સ્વામિ રાખવી શરમ, આ શ્રવણે ધરી અરજીને,
કૃપણોના કર્મ, હવે ન જોવાં હરજીને. ૧૯
પ્રીત્યે દીજે પ્રતીતિ, શીષ્યને થાવા શાંતીની,
કૃષ્ણુરામનિ ભીતિ, ભાગે જ્યે રીત્યેં ભ્રાંતિની. ૨૦

વિ૦ ૪, પા૦ ૨.

## કીર્ત્તન ૫૯ મું.

કૃષ્ણુ કરૂણા નિધાન, અજી રહો શું અગોચર;
હું તો થાઉંછું હેરાન, આપ કૃપા વિના અનુચર. ૧
વપુ માહારાનું વીત્ત, વિશ્વનાથ વહી જાય છે;
ચાક ચઢિયું છે ચીત્ત, અનુદિન આકુળ થાય છે. ૨

ગુણ ગાવાની ગમ્ય, આભ્યંતર નથિ ઉઘડી;
રમાનાથથિ રમ્ય, ઇચ્છું પ્રતિતી ઘડી ઘડી. ૩
કાલાવાલા કૃપાલ, કંઇક પ્રકારેથી મેં કરચા;
તેંને દીનદયાલ, શૂં અજી શ્રવણે નથી ધરચા. ૪
દયાસાગર દેવ, કાંઇક તો ઉત્તર કીજીએ,
તત્પ ને તતખેવ, રંક વત્સલ પ્રભૂ રિઝીયે. ૫
આપી દ્રઢવિશ્વાસ, દૂર કરો પરિદેવના;
પ્રભુજી મજ પાસ, સત્ય સધાવો સેવના. ૬
આપ્યો જન્મ અનૂપ, શ્રીપતિ તે સાર્થક કરો;
સુખ સિંધુ સ્વરૂપ, દરશન આપતાં કાં ડરો. ૭
યદ્યપી છે અશુદ્ધ, મન માહારૂં વાસના વાસીત;
પ્રભો કરીયે પ્રબુદ્ધ; પ્રતીતિ આપીને પ્રકાશિત. ૮
રુઝે હૃદયના રોગ, કળજો ઉઘાડો કૃપા કરી;
વાહાલાજીનો વિયોગ, ભાગ્યેથી બેસૂ સુખે ઠરી. ૯
હૃદી જ્ઞાન સવિતૃ, ઉદય કરો જ્યે ખસે ક્ષપા;
પ્રતીતિ દ્યો પવીતૃ, કૃષ્ણરામને કરી કૃપા. ૧૦

વી૦ ૪ પા૦ ૩

## કીર્ત્તન ૧૦ મુ.

પ્રભો પ્રણતના પાળ, વાસુદેવ શુણો વિનતી;
કરો કૃષ્ણ કૃપાળ, કૃષ્ણાકાર માહારી મતી, ૧
આપ્યો માનવ દેહ, ભૂમિ તળે ભરતખંડમાં;
આજસુધિ તો એહ, વહ્યો ગયો છે વિતંડમાં. ૨
એથિ સાધે જ્યે અર્થ, તે નથી સાધ્યો અજી લગી;
વહિ જાય છે વ્યર્થ, ફળ તૃષ્ણાયે ફગી ફગી. ૩
અજિ એકે ઉકેલ, પડતો નથી મુને પાપીને;
મનમાં કરે મેલ, વાસના વિધ વિધ વ્યાપીને. ૪
અસંભાવના એક, વિપરીત બીજીએ બે મળી;
તેંણે છળકરચે છેક, વૃત્તિયો વિષય વિષે વળી. ૫
એંણે અંતરધાન, ઐશ્વર્ય આભ્યંતર થયાં;
સમજ્યા વિના સાંન, વર્ષ ગયાં તે વિફળ ગયાં. ૬

સાધ્યું નહી સાધન, એકે અજી સૂધી આ સમે;
વિષયોનું વ્યસન, વૃત્તિથી કયમ કરી વીસમે. ૭
આપ્યો આ અવતાર, વિફળ બને છે વિમોહથી;
કરૂં કોણ પ્રકાર, વ્યગ્ર થયો હું વિછોહથી. ૮
પ્રભુનાથ પ્રતિતી, આપો તો ઉકેલ ઉકલે;
ભાગે ભ્રાંતીની ભીતી, થાંથિ વૃત્તિયો ઠરે થલે. ૯
કિંધિ કરૂણા જો આપ, નૈતમ નરતનુ આપીને;
તો તો ત્રૈવિધ તાપ, શાંતિ કરો કષ્ટ કાપીને. ૧૦
માહારિ કરણિના કોશ, શું જોશો શરણના વત્સલ;
દેહદરશી તે દોષ, પ્રીછ્યા વિના કરે પલ પલ. ૧૧
ખાસા કરજ્યો ક્ષમાય, જાણો જયે જીવ એ આવરચો;
કૃષ્ણ કરજ્યો કૃપાય, ફંદમાં પાછો ન જાઉં ફરયો. ૧૨
પ્રતિતી વિના પ્રાય, મન માહારે મોદ થશે નહી;
જવાપ દ્યો યદુરાય, કૃષ્ણરામને કરે ગ્રહી. ૧૩

વી૦ ૪ પા૦ ૪

## કીર્ત્તન ૧૧ મુ.

શ્રીનીવાસ શરણ્ય, અપીચ્ય દરશણ આપિયે;
અખિલેશાગ્રગણ્ય, અંતરપટને ઉથાપિયે. ૧
શો છે હૃદયનો હેતુ જેથી ન ભોલો જન થકે;
તેને ખગેંદ્રકેતુ, કિંકર તે શું કળી સકે. ૨
અપ્રમેય અપાર, કૃષ્ણ કળાઓ કયમ કરી;
પ્રણતપાલ પૂકાર, સાંભળો માહારો શ્રવણ ધરી. ૩
તમને પ્રકૃતી પુમાંન, અનિમિષ આદિ અધીન છે;
દેવાદિક જયેષ્ઠમાંન, સ્વતઃ તે સત્તા વિહીન છે. ૪
વેદશાસ્ત્ર પુરાણ, કાવ્ય કોષ ઇતિહાસથી;
ગવાયા ગિર્વાણ, વાણિયે તે સ્વ વિકાસથી. ૫
અધોક્ષજ અનંત, કયપ કોનિ કળનામાં આવશે;
શેષશતધૃતી સંત, ગાશે તે જયેટલું ગવાવશો. ૬
ત્યારે હું કોણ માત્ર, અજ્ઞ અવિદ્યાનો આંજીયો;
છદ્મ જાણીને છાત્ર, પૂછે તે ઉત્તર કહું કીયો. ૭

મનમાંહ્યરે મેલ, વાસનાનો તે વિપુલ ભર્યો;
કોણ સાધવા ખેલ, વક્તાનો વેશ મુને કર્યો. ૮
હું તે શું કહી સકીશ, અતકર્યનો કરી તર્કને;
માટે ઉર માહ્યારે ઇશ, ઉદ્યોતો અનુભવ અર્કને. ૯
ભ્રમ ભાગવા ભવ્ય, ભૂત ભાવીને ભાસવા;
દિવ્ય દ્રષ્ટિ એ દ્રવ્ય, આપો આપને ઉપાસવા; ૧૦
એહેના પાખે અનીશ, આતુર હું અકળાઉં છું;
જવાપ ઘો જગદીશ, પ્રણુત બહુ પીડાઉં છું. ૧૧
ઘણી અરજીયો આઇ, તમને સમર્પિ શ્રીપતે;
સુજ્ઞ શાંને સંતાઇ, મજથી રહો છો મહામતે. ૧૨
ભક્ત ને ભગવાન, સુર શાખી સમ છો સદા;
અભિમત ફળદાંન, કરવા મિટાવવા આપદા. ૧૩
બોલિયે બળવીર, બાંહ બાળકની ધારવા;
નિજ ભક્તનું નીર, વાહાલ દેખાડી વધારવા. ૧૪
નથિ અન્ય ઉપાય, સાધવાનિ શકયતા કશી;
મુંને માધવરાય, વરજો રખે મનમાં વશી. ૧૫
વિશ્વનાથ વિફલ, સ્વાત્માની સેવા ક્યમ થશે;
કૃષ્ણ ફેરવ્યે કલ, જનની જવનિકા ખશી જશે; ૧૬
પ્રણતાર્ત્તિ પ્રભંગ, કરવાને કૃષ્ણ સમર્થ છે.
સુખરૂપ શ્રી રંગ, આશ્રીતના તમે અર્થ છે. ૧૭
મન માહારાનો મેદ, પૂર્ણ કરો પ્રતિતી વડે;
વાહાલાજીના વિનોદ, પ્રણુતને જ્યમ નજરે પડે. ૧૮
સ્વામિ સુખના સિંધુ, સતત સ્મરણ સધાવિયે;
દેવ દીનના બંધુ, અનુચરને ઓળખાવીયે. ૧૯
તપે આંતરી તાપ, મેહેર કરી તે મિટાવજ્યો.
કૃષ્ણરાપને જવાપ, કેહેવાને સત્વર આવજ્યો. ૨૦

વી૦ ૪ પા૦ ૫

## કીર્ત્તન ૬૨ મું.

### દેશી ફેર.

કરૂણા દ્રષ્ટિ કેશવજી કરોરે, દાસ તણાં દુઃખ કરવા દુર;
એક તમારો મજને આશરોરે, નાથ નિભાવો નિજનું નૂર. ક. ૧

તપિયો હું તૃષ્ણા તણી લહાયથીરે, તેણે કરી ગાત્ર થયા છે ભંગ;
કરૂણા કટાક્ષ તરૂની છાયથીરે, અચ્યુત શીતલ કરીયે અંગ. ક. ૨
વિષયરૂપી વિષધર ડશિયો મુંનેરે, ધન ધન વદતો પડયો હું ધરણ;
ગરૂડધ્વજ પાખે હું કહું કુન્હેરે, આવિ ઉગારો અશરણ શરણ. ક. ૩
આશા પાશ ઘણે હું આવરચોરે, પડીયો કુડુંબ કારાગાર;
કામીનીયે ત્યાંહાં પણ કંઠે ધરચોરે, બિરૂદ નિભાવી કાહાડો બાહાર.
ક. ૪
પૂર્વ કરમની કસર મુંને નડેરે, તેથી ન રૂચે વિમલ વિવેક;
ગમતાં સાધન મજથી નવ્ય ઘડેરે, ત્રીકમ રાખો તો રહે ટેક. ક. ૫
પાપે નરક પચ્યો હું જીવતાંરે, માહા મળમૂત્ર ભરેલે દેહ;
બાહારચ થવા બારાં નવ્ય દીસતાંરે, નીકળું નાથ કરો જો નેહ.
ક. ૬
કામે કુસંગ કર્દમમાં કળ્યોરે, મોહે મનમાં ભરિયો મેલ;
ભ્રાંત્યે ભોગ ભોગવવામાં ભળ્યોરે, એકે ન પડે મુને ઉકેલ. ક. ૭
આહાવો અવસર આવ્યો જાય છેરે, ક્રોધે કલન કરચાં ક્રિયમાણ;
વિવિધ વાસના મનને વહાય છેરે, કહો કયમ હું પામું કલ્યાણ.
ક. ૮
ઘણિ થઇ ઘણિ થઈ ગોવિંદજી હવેરે, ન્યેહ નજરભરિ નિરખો નાથ;
કૃષ્ણરામ કર જોડી વીનવેરે, હઠય મૂકી હવે પકડો હાથ. ક. ૯
વી૦ ૪ પા૦ ૬

## કીર્ત્તન ૬૩ મુ.

અરજી અરભકની ઉરે આણજ્યોરે, ગિરિવર ધારિ ગરિબ નીવાજ;
જડબુદ્ધિ છૂં પણ જન જાણજ્યોરે, મજને માહારો કરી મહારાજ,
અ૦ ૧
આદિ અવીનાશિનો હું અંશ છુંરે, ભોગ ભજ્યાથી પડિયો ભેદ;
વિસરચો પણ વિષ્ણુનો વંશ છુંરે, વિસ્મૃતિ તજવા વરણે વેદ.
અ૦ ૨
પંચ પરવવાળી પીડે મુંનેરે, આભ્યંતર કરતી આવરણ;
હેલાથી હલુવો પાડયો હુંને રે, વાહાલા વિષ્ણુ કરચા વિસ્મરણ.
અ૦ ૩

અહંતા ઉપજાવી આ અંગમાંરે, રજમાં રગડયો પ્રગટી રાગ;
રોપે રાસ કરયો રસ રંગમાંરે, દેખ્યા માત્ર લગાવ્યો દાગ. અ૦ ૪
અનન્યતા ભાગી અભિનિવેશથીરે, પ્રીછાવી નહી પ્રભુની પક્ષ;
કાળ સ્વભાવ કરમના કલેશથીરે, ચાલવિયો ચોરાશિ લક્ષ. અ૦ ૫
જકડયો જન્મ મરણ જંજાળથીરે, કઇ ભાંતીનાં કરાવ્યાં કરમ;
અતિશે અથડાવ્યો બહુ આળથીરે, માંહિલો લેવા ન દીધો મરમ. અ૦ ૬
યજ્ઞ તિરથ વૃત્ત તપને જણાવિયાંરે, પણ નવ્ય જણવ્યા પુરૂષપુરાણ;
ભ્રાંતિ વધ્યાનાં સાધન ભણાવિયાંરે, કેશવ જણવ્યાં નહી કલ્યાણ. અ૦ ૭
કુસંગમાં કચરયો કઇ કલ્પથીરે, સંચય કીધાં કંઈ સંચીત;
જકડ કરાવિ જૂઠા જલ્પથીરે, પુરૂષોત્તમથી ન બની પ્રીત. અ૦ ૮
સેવક સંકટ ક્યાંહાંસુધી સહેરે, દેવ દયા કરી છોડો દામ;
કરગરતો કર જોડીને કહેરે, કૃષ્ણ તણો કિંકર કૃષ્ણરામ. અ૦ ૯

વિ૦ ૪, પા૦ ૭

## કીર્ત્તન ૬૪ મું.

કેશવજી કાં કર ગ્રેહેતા નથીરે, વાહાલા થઇ કાં કરો વિલંબ;
કરણિ કેટલીક કહું માહારી કથીરે, વિવિધ વૃત્તિયો કરે વિડંબ. કે. ૧
આહાવી નરતનુ આપી ઉજળીરે, સાધન શુદ્ધ સધાવા કાજ;
વિદ્યા વિધ વિધ શીખાડી વળીરે, મનની શુદ્ધિ થવા મહારાજ. કે. ૨
અનુભવ ઉર ઉઘાડયો અભી નવોરે, જેથી યુક્તિ સકળ જણાય;
પૂછે તેહેને મજથી પ્રીછવોરે, તે જન તૃષ્ણાથી ન તણાય. કે: ૩
ઓળખિયા ઇશ્વર આભ્યંતરેરે, માધવ તો પણ છટકે મંન;
દૃઢ થઇ શરણ ચરણ નો નવ્ય ધરેરે, અથડાતું હીંડે અનુદિંન. કે. ૪
કામ ક્રોધ ને લોભ ન વીસમેરે, તૃષ્ણાની નવ્ય ત્રૂટે તાંત્ય;
રાગ દ્વેષ સદા હૃદયે રમેરે, ભોગ ભજ્યાની ન ટળે ભ્રાંત્ય. કે. ૫
હું માહારાની હઠ્ય હારે નહિરે, ચિત્તથી ચોટયું ન નિકળે ચાંમ;
ગર્વ તનુનો મન રેહે છે ગ્રહિરે, રસ ચાખ્યો પણ ન રટે રામ. કે. ૬
આ અથડામણ અજી ન ઉખડેરે, અનન્યતા નવ્ય ઉપજે ઉર;
જ્ઞાન છતાં પણ મન બહુ ગરબડેરે, ભરૂસો માને નહી ભરપૂર. કે૦ ૭
અલ્પ મતિથી અજી આશા કરેરે, સમજે પણ નવ્ય આવે શરમ;

મમતા ભરિયું મનડું નવ્ય મરેરે, અજીયે આદરે અતી અધરમ. કે.૮
આયુર્બલ તો અલ્પ રહ્યું હશેરે, તોપણ વહ્યો ફરૂં હું વાંમ;
કરૂણા કૃષ્ણતણી ક્યાહારે થશેરે, કર જોડી પૂછે કૃષ્ણરામ. કે. ૯

વી૦ ૪ પા૦ ૮

## કીર્ત્તન ૬૫ મુ.

જીવના જીવન જીવ સાહામું જુઓરે, વાહાલાજી વેળા વહી જાય;
કળ નથી પડતી કેશવજી કરયેરે, આભ્યંતર માહારૂં અકળાય.
જી૦ ૧

હાથ થકી હરજી રખે મેલતારે, દુષ્ટપણું માહારૂં દિલ ધારિ;
જો તરછોડો તો હું તરફડુંરે, સમજી જોજ્યો દેવ મુરારિ. જી૦ ૨
કરમ કરયાં મેં કઇ કલ્પાંતરેરે, અવળો માની મન અધ્યાસ;
સદગુરૂ શરણ વિના સમજ્યો નહીરે, તેણે વિસરયા વિશ્વ નિવાસ
જી૦ ૩

માયિક વસ્તુ વિષે મન મેલિયુંરે, વાહાલાજી શું પડયો વિયોગ;
લક્ષ ચોરાશી ભમિયો લક્ષ વિનારે, રાગરોષથી વાધ્યા રોગ. જી૦ ૪
કુણ જાણે કરણી કોણ જનમનીરે, કે એ પુરૂષોત્તમની પ્રીતિ;
જેણે માનવ તનું મુજને મળીરે, ન્યાહાળી સકાયે જેથી નીતિ.
જી૦ ૫

સુલભ કરયો સતસંગમ સેહેજમાંરે, જીવનું દૈવત જેણે જણાય;
પ્રીતિ ઉપજે પુરૂષોત્તમ વિષેરે, જેણ્યે ચિંતન સકળ ચ્યણાય.
જી૦ ૬

ભવતારક તે ભાગવત ભણાવિયુંરે, ભગવદ્ગિતા ભણાવિ ભવ્ય;
વિષ્ણુસહસ્ર નામ વાહાલું કરયુંરે, દીનને દુર્લભ મેળવ્યાં દ્રવ્ય.
જી૦ ૭

કુમતી કાંઈ કરી નથી કૃષ્ણજીરે, વદને વિરતારિ શુભ વાણી;
ગમતા ગોવિંદ ગુણ ગવરાવિયારે, આશ્રિત કીધા કઇને આણી.
જી૦ ૮

તોપણ કુલુપ ન ઉઘડે કિલી વિનારે, એમ પ્રતિતી વિના આવરણ
ઉઘડી જુદું થતું નથી જીવનુંરે, અવલોકોને અશરણ શરણ. જી૦ ૯
પ્રતિતી જ્યાહારે પૂરણ આપશોરે, કરૂણા કરી ઉઘાડશો કળ,
બાપ માહારાં બાળ્યકથી બોલશ્યોરે, સઘળું ત્યાહારે થશે સફળ. જી૦૧૦

અદ્ભુતતા જ્યાહારે ઓળખાવશોરે, દ્રષ્ટે દેખાડીને અદ્રષ્ટ;
હું છું માથે ધણી તું હઠીશ નહિરે, કેહેશો એમ ત્યારે મિટશે કષ્ટ.
જી. ૧૧
ફોકટ ફળની ફજેતી છુટશેરે, વાહાલાનો ઠરશે વિશ્વાસ;
વિષય વાસના વિગલિત થઈ જશેરે, દિલનાં દરદ વામશે દાસ.
જી. ૧૨
પૂરણાનંદ એમ પૂરણ કીજીયેરે, દીનદયાલ દયા કરી દેવ;
સવજ્ઞને શું શું કેહેવું પડેરે, તમને તારવાની નિજ ટેવ. જી૦ ૧૩
અવગુણ જોશો નહિ મજ અજ્ઞનારે, પતિતણા પાવન તમે પ્રેષ્ટ;
ચરણ શરણ ચાકરનાં ચિત્તમાંરે, સરવા વાસી વસજ્યો શ્રેષ્ટ. જી૦ ૧૪
વાટચ જુવું છું હું વેગે કરીરે, ચિત્ત ન બેસે ઠરીને ચોક;
પૂર્ણ પ્રતિતી જ્યાહારે બતાવશોરે, સેવકના ત્યાહારે સમશે શોક.
જી૦ ૧૫
મુજને આપ તણો એક આશરોરે, બીજું સાધનનું નથી બળ;
કૃષ્ણરામ કિંકરને કૃપા કરીરે, કેશવજી ઉઘાડો કળ. જી૦ ૧૬
વિ૦ ૪, પા. ૧૧

## કીર્તન ૬૬ મું.

### દેશી ફેર.

મનના મેહેવાસીરે, કયહાં ગયા કૃષ્ણજી,
અજી આપો ન ઉત્તર એક,
અલબેલા થઇનેરે, આળસ ન કીજીયે;
છબિલાજી છળો છો શું છેક. મં. ૧
તમારે ભરૂંસેરે તાપ ન ઉપજે, વેદ શાસ્ત્ર તણી એ વાણી,
પતિતનું પાવનરે, બિરૂદ છે આપનું, તેને સાચવિયે શારંગ પાંણી.
મ. ૨
આંમ શું આછેટોરે અચ્યુતઅર્ભને, દયાનિધાન દેવના દેવ,
સંત સમાગમરે, છોડાવો શું સેહેજમાં, તમને આહાવિ ઘટે નહી ટેવ.
મ. ૩
રમાતણા નાયકરે, રગડો ન રંકને, અવિનાશી અશરણના શરણ,
ગોવિંદનો દાસરે, ગાંજ્યો જાયે નહીંરે, માટે સેવકનું રાખીયે સ્મરણ.
મ. ૪

હાથ્યથી ન મેહેલોરે, હરજી હું રંકને, પ્રભો બાળકનો દેખિ બિગાડ,
કહું હું તે કોહોનેરે, કરૂણા નિધાન વિના, લક્ષ્મીવર પાળીયે લાડ.
મ. ૫

માતુલને માટેરે, ગાંમ્ય જવું પડે, એતો પુર્વનું પ્રગટયું પાપ,
આ સમયમાં આવોરે અતુલ બલીષ્ટ તમે, જન જાણીને કરવા જવાપ.
મ. ૬

મજથી શું થાશેરે, મેળ મંતુલ તણો, હુંતો પ્રાણી સદા પરતંત્ર,
જયે જયે કરવું ધારોરે, તે તે તુમથી બને, તમ્યો યંત્રીને હું જયમ યંત્ર. મ. ૭

નિમિત્ત છોડાવોરે, નિજ વશ ધારીનેં, રમા નાથ જાણી મુને રાંક,
દિનના દયાળરે, દેવ દયા કરો, ક્ષમા કરિનેંજિ માહારાં વાંક. મ. ૮
ભોજનને અર્થેરે, ભાજનેં સુધા પ્રીશું, ત્યાંથી ઉઠાડીનેં જયમ પાયે ઝેર,
એમ કૃષ્ણ કથારે, પરમ પિયૂષતજી, શાંને મોકલો જયાં વસે વેર.
મ. ૯

કરૂણાના સિંધુરે, કૃષ્ણ કેહેવાઈને, આહાવું કાં આદરાવો અનીષ્ટ,
જયમગર્ભ કાચોરે, વિછુટતાં વેદના, એમ કિંકર થાઉં છું હું કિલષ્ટ.
મ. ૧૦

અવગુણ ન જોવારે, અવિવેકી જન તણા, નાથ નિજનૂં નિભાવિને નામ.
કૃપણ જાણીનેરે, કરૂણા કેશવ કરો, કષ્ટ કાપો કહે કૃષ્ણરામ. મ. ૧૧

વિ૦ ૪, પા૦ ૧૨

## કીર્ત્તન. ૬૭ મુ.

સાંમલાજી સાહેબરે, સાંભળો વીનતી, કર્ણ ધારીને કરૂણા નિધાન,
કૃપણ પુકારૂંરે હુંતો કઈ કાળથી, માહારૂં હૃદય થયું છે હેરાંન
સા૦ ૧

જયમ તમે પ્રેરીરે, હૃદયથી વાણીને, તેવી રીત્યેં મેં પ્રાર્થના ગાઈ,
એકે અરજીનોરે ઉત્તર ન આવીયો, શ્રી નીવાસ રહ્યાં શું સંતાઈ,
સા૦ ૨

આભ્યંતર માહારેરે, અતી હું આતુર થયો, તે શું જાણો ન જગદાધાર,
રંકના ઉપરરે, આંમ ન રૂશિયે, સદાનંદ થઈ સિરદાર. સા૦ ૩
હુંતે માહારા મનનીરે, અકળામણ શી કહું, નથિ ગણુતી થતિ ગોવિંદ,

વાહાલાને વિછોહેરે, વિકલ હું બહુ થયો, તેણે મૂઢાયું મન અરવિંદ
સા૦ ૪
આવરણે આવરીયાંરે, ઐશ્વર્ય આંતરી, થયો આણંદ અંતરધાન,
વિસ્મર્ણ તે વાધ્યુંરે, વાસ્તવ વસ્તુનું, તેણે ભૂલી ગયો નિજ ભાંન.
સાં૦ ૫
પંચ પરવાનોરે, પાશ પૃષ્ટે પડયો, ઉલટો ઉપજ્યો અધ્યાસ,
શી ગતી કરસ્યોરે, હવે હરે માહારી, બોલો તો દુઃખ વામું હું દાસ.
સાં૦ ૬
પતિતનું પાવનરે, બિરૂદ જ્યે આપનું, તેં મે સાંભલ્યું શાસ્ત્રથી સત્ય,
શરણુ જ્યે થાશેરે, પ્રણુતના પાળનેં, તેની વેગળિ ખસશ્યે વિપત્ય.
સાં૦ ૭
એહેવું શુણ્યેથીરે, ઈષ્ટ મેં ઓળખ્યા, શરણાગત વત્સલ સ્વામી,
ચરણુનેં શરણેરે, હું આવ્યો હરજીને, સર્વજ્ઞને મસ્તક નાંમી.
સાં૦ ૮
અવલોકો મુજનેરે, અથડાતો આ ભવેં, હરે મદન કદનના મીત્ર,
અનન્યતા થાવારે, ઉર માહારે આ સમે, દીજે પ્રતીતિયો પ્રેષ્ટ પવીત્ર.
સાં૦ ૯
જેહેવો તેહેવો હું છુંરે, દાસ દયાળનો, દયા કરીને હવે છોડો દામ,
એકવાર બોલોરે, અરજીના જ્વાપનેં, કરજોડી કહે કૃષ્ણુરામ.
સાં૦ ૧૦
વિ૦ ૪, પા. ૧૩

## કીર્તન ૬૮ મું.

નમેહેરા ન થઇયેરે નંદજીના નંદન, રંક ઉપર કરીયે ન રોષ,
જન સાહામું જોઇએરે. જગતના જીવન, સેવકનો શુણીને સંક્રોશ.
ન૦ ૧
વ્યાકુલતા વાધેરે, નિત્યેં નિત્ય નવનવી, તેથિ એકે પડે ન ઉકેલ,
સાધન ન સાધેરે, સ્મરણ જાયે સવી, મનનો નથી છૂટતો મેલ,
ન૦ ૨
તનુંજે આ માહારીરે, વ્યર્થ છે સરવથી, મહી માતાને મારવા ભાર.
કટાક્ષ તમારીરે, કાં મજથી કરતા નથી, કરૂણા મૃત પુરિત અપાર.
ન૦ ૩

તાતનાં તરછોડયારે, જ્યમ ખિહે બાળ્યકાં, તેહેની કોણ કરેરે તજવીજ,
દસોદીશ દોડયાંરે, તેણે તપે તાળકાં, તે તો મરે જોતે ન કરે રીઝ.

નo ૪

એ રીત્યે અથડાઇયેંરે, અમે તો આ અવનીયેં, કૃષ્ણ કરૂણા વિના
થયા કલીષ્ટ,
જાણીને તે ચ્યાહિયેરે, કરૂણા કેશવનીયે, આઘાં ખસશે અમારાં અનીષ્ઠ.

નo ૫

કાં નથી ધરતારે, અરજીયો કાંનમાં, રગડાઇયે અમ્યો અતિ રાંક,
હાથથી કાં ફરતારે, મુકો અમનેં રાનમાં, એહેવો શો છે અમારો વાંક.

નo ૬

માતા જ્યમ જો મારેરે, બલહિણા બાળને, તે તે કચહાંજઈ કરે ફિરિયાદ,
તેને તે કુણ વારેરે, રામા રિસાલનેં, શિશુનો કોણ સાંભળે સાદ.

નo ૭

એણી રીત્યેં અમનેંરે, રૂસફ્યો જો રંકને, તો તો કો આગળ
કરીયે પુકાર,
કોણ વારે તમનેંરે, નાથજી નિઃશંકને, સરવનેં શિરે છો શિરદાર.

નo ૮

કદી નથી કરીયુંરે, અવળા આચરણુનેં, તમે કરૂણા સમુદ્ર કૃપાળ;
આજ કાં આદરીયુંરે, અમારા વિસ્મરણુનેં, રંક ઉપર થયા શું રિસાળ.

નo ૯

તમારા કેહેવાયરે, અમે તો આ લોકમાં, મન નિશ્ચય કરો માહારાજ,
મૂંઢાને જો માયારે, તાણી જાશે શોકમાં, તો તો જાશે તમારી લાજ.

નo ૧૦

હાથેથી વગોશોરે, આપજો આપનેં, તો તો તોલથશે જશે ટેક,
જનના ન જોશોરે, પ્રભો પુણ્ય પાપને, અમને આશ્રય તમારો છે એક.

નo ૧૧

માટે કરણે ધરજ્યોરે, અલએલા અરજીનેં,
પતિત પાવન પાળજ્યો નામ,
કૃષ્ણ કૃપા કરજ્યે.રે, જ્ઞાનના ગરજીનેં,
કરજોડી કહે કૃષ્ણરાંમ. નo ૧૨

વિo ૪ પાo ૧૪

## કીર્ત્તન ૧૯ મું.

અજી કાં ન બોલોરે, કૃષ્ણ કૃપાનીધે, કેણુ આવી પડયો અંતરાય,
આવડી તે આળસરે, મજ માટે કયમ ધરો, જાણી જોઇને શ્રીયદુરાય,
અ. ૧

આસાને ખજ્યાંનેરે, ખોટ્ય સકે આવી પડી, તેણે ઘરણે મુકાયાં બિરૂદ,
અધમ ઉદ્ધારણુરે, એ સકે ઓળાવ્યું, ગરિબ નિવાજને લાગી ગિરદ.
અ. ૨

પતિતનું પાવનરે, ડાટયું સકે પૃથ્વીયે, તાળામાં ઘાલ્યું તારક તેહ;
સંચમાં સંતાડયુંરે, શરણનું વત્સલ, આર્ત્તિ ભંગ ઉડાડિયું એહ.
અ. ૩

પ્રેમી તણું પાલકરે, નાંખ્યું શું પિટારિયે, કેદ કીધું શું કરૂણા નિધાન;
ભક્તનું વત્સલરે, ભગુવું શું થઇ ગયું, મહા બિરૂદનાં કયહાં ગયાં માંન. અ. ૪

કે કોય ઘરમાંરે, ઘોળ આવી પડયો, રમા રાણીથિ થઈ શું રાહાડ્ય;
કરજદાર જાગ્યોરે, શું સકે પૂર્વનો, તેણે દેઇ દુહુવાઇ કરી આડય.
અ. ૫

અજન્માનો બાપરે, શું સકે ગુદરયા. તેનો આવી પડયો સકે શોક,
કે ચાકર કીધોરે, શું સકે ગરૂડને, નાણું આપવા ન મલ્યું રોક.
અ. ૬

શૂં સકે લાગીરે, શીત શીયાળાની, તેણે બાહારય ન નિકળી સકાય,
નિદ્રાયે ઘેરાયારે, શૂં સકે નાથજી. તેણે આંખ્ય ન ઉંચી થાય.
અ૦ ૭

કે કોય સેનારે, અરીની આવી પડી, તેણે ઘેરા ઘાલ્યા ચહો તરફ,
શેહરમાં સંતાયારે, શૂં સકે સામળા, કોય શત્રૂનો માનીને કરફ.
અ. ૮

શૂં સકે મૂદ્યારે, પૂમડાં ઘાલીને, કેશવજી તમારા કાંન,
કે લીધી બાધારે, અરજીયો શુણવાની. સકે બેઠા ધરીને ધ્યાંન.
અ. ૯

અકળની કળનાંરે, કૃપણ હું શું કરૂં, મુંને એકે પડે ન ઉકેલ,

જીવતે શૂં જાણુંરે, હું જગદીશના, ખાંત્યેં કરતા હશ્યે શ્યા ખેલ.
અ. ૧૦
આતુરતા માહારીરે, સર્વજ્ઞ સમજજ્યો, નથી વેઠાતો વાહાલા વિયોગ.
સહાયતા કરજ્યોરે, શીઘ્ર શેવક તણી, મહારા મનના મિટાડવા રોગ,
અ. ૧૧
રહ્યુ નથી જાતુંરે, રમા નાથ રંકથી, હવે હઇયું ધરે નહી હાંમ,
ઉત્તર કાંઈ આપોરે, કેશવ કૃપા કરી, કરજોડી કહે કૃષ્ણરામ. અ. ૧૨
વિ૦ ૪. પા. ૧૫

## કીર્તન ૭૦ મું.

### દેશી ૧૨.

### શ્રી કૃષ્ણ પ્રત્યે ગર્ભિત વાણી.

જાણ્યો નંદનો ગોવાળીયોરે, તું તો શાંનો રાજાધિરાજ,
અરધી રાત્યેં નાઠો ઉચલીરે, તુને લક્ષ્યે નથી કાંઇ લાજ. જા૦ ૧
તુજને જાત્ય નથી કાંઇ યાદવારે, તાહારે માત તાતનો ન નીમ,
આહીર જાતીમાંહે ઉછરચોરે, તું તો વશિયો વ્રજની સીમ. જા૦ ૨
મરકટ સંગે તૂંતો માહાલિયોરે, તેણે કરમ ન સમઝેં કાંઈ,
તૂંતો ગોરસનો ઘણું લોભિયોરે, માટે આવ્યો તું અવની માંહિ.
જા૦ ૩
ગલિ ગલિ ગોપીનેં ઘર દોડિયોરે, ચોરી પીધાં ગૌનાં ગવ્ય,
તુજમાં અક્કલ આવે કયહાં થકીરે તું ન સમજે હવ્યને કવ્ય. જા. ૪
મોર પક્ષને તું માંથે ધરેરે, ગળે ઘાલે ગુંજ્યાનો હાર,
વૃન માંહે તું વજાડે વાંસળીરે, એણે ઓળખાયો અધિકાર. જા. ૫
કર માંહે રાખે તું શિંગડીરે, વળી કાંબળિ ઓઢે કંધ,
રંગ વિચિત્રની રાખેં જ્યેષ્ટિકારે, તુંનેં વનચર સંગે સંબંધ. જા. ૬
તું તો ગોરસ કાજ્યેં નાચીયોરે, તેણે તુજમાં હશે શા ગૂણ,
વ્રજ બાળાનાં વસ્ત્ર હરી ગયોરે, તેણેં આદરે તુજને કૂણ. જા. ૭
ભિક્ષા માંગી ભિક્ષુકિયો થકીરે, તેના ખાધા અણાવી અન્ન;
વ્રક્ષ વિખાંણ્યા તેં તો વીઠલારે, તેણે તારૂં જણાયું મંન. જા. ૮
રાક્ષ વિનોદ રમ્યો તું રામાથીરે, ઈંદ્ર યજ્ઞ કરાવ્યો ભંગ,
વિધી નિશેધ તેં કીધાં વેગળારે, તેણે તાહારા જણાયા ઢંગ.
જા. ૯

કરણી શી જાણું કોણ જન્મનીરે, જેણે પાનું પડયું તુજ સાથ,
મન માહારૂં તે હઠય પકડી રહ્યુંરે, ઘણું વારયે રહે નહિ હાથ. જા. ૧૦
કાળા કાંઈક કાંમણ તેં કરયુંરે, નહિ તો આહાવું બને શું આમ,
તાહારાં લક્ષણ જોતાં સરવથારે, કોણ પાડે તુજથી કામ. જા. ૧૧
જાણું છું પણ વશ મન રેહે નહીરે, આરાધે એ તુજને એક,
કૃષ્ણરામ કહે કૃષ્ણ કરે કશુંરે, છબિલા તું છળિશ ન છેક. જા. ૧૨

વિ૦ ૪. પા. ૧૬.

## કીર્તન ૭૧ મું.

શરણ સદા હું તે નાથનેરે, જે છે શરણાગત વિશ્રામ,
અનંત ઉજ્વલ મહિમા જયેહનોરે, જેનું કરૂણા સાગર નામ. શ. ૧
જેનો નિર્મલ યશ નિત્ય લોકમાંરે, જેને શુણતે મંગલ હોય,
જેહેનું તીર્થાસ્પદ પદ પંકજરે, જે ધારણાથી મન ધોય. શ. ૨
સંકલ્પ સત્ય છે જેહેના સદારે, જેનું વચન વિફળ નવ્ય જાય,
જે છે દેવ તણે શિરે દેવતારે, જેની આજ્ઞા ન ઉલ્લંઘાય. શ. ૩
વિશ્વંભર બાનું વહે સર્વદારે, જેને કેહેવું પડે નહિ કાંઈ,
જેને રાગ રોષ નહિ કોયથીરે, રહે જયે અચ્યુત ઉરમાંહી. શ. ૪
જે છે ભક્ત મનોર્થના પૂરકરે, જેનેં માથે નથી કોય નાથ,
જયે બાહ્યાભ્યંતર પૂરી રેહેરે, જેને પાસે ધરે સહુ હાથ, શ. ૫
ત્રિગુણા માયા જયેહેની કિંકરીરે, જે દુરત્યય છે નિજ તંત્ર,
જેની પ્રેરણાથી સહુ નાચતુંરે, જ્યમ યંત્રી તણે વશ્ય યંત્ર. શ. ૬
જયે છે સમર્થ છે સઘળું સરજવારે, જે છે વિશ્વ સકળ પ્રતિપાળ,
સંહારણ કરવા જયે શકય છેરે, જેને વશ વર્ત્તી છે કાળ. શ. ૭
અષ્ટ સિદ્ધિયો જેની અનુચરીરે, જેહેને વિશ્વ વિધાયક વશ્ય,
જેનો વેદ વિમલ યશ વરણવેરે, રુષિ કેશ જયે સહુનું રહસ્ય. શ. ૮
જયેની અદભૂત ઈશ્વિરતા ઘણીરે, જેની કરૂણા વિના ન કળાય.
જેના આશ્રયથી જન ઉગરેરે, સેવ્યેથી સાયુજય સમાય. શ. ૯
અંતર સાક્ષી અખિલમાં જયે રમેરે, સચરાચર રહિ સરવત્ર,
જયેનું શરણ અંધ્રિ પદ્મ છેરે, જ્યમ તપ તણે શિરે છત્ર. શ. ૧૦
દોષ જુવે નહિ જયે દાસનારે, જેનો પકવ ભરૂંસો પૂર,
જયેના નામ સ્મરણથી સેહેજમાંરે, દુઃખ દરીદ્ર ભાજે દૂર. શ. ૧૧

અનાથ બંધુ જયે છે આધથીરે, જે જીવન જગદાધાર,
જેહેનું અધમોદ્ધારણ બિરૂદ છેરે, જેછે અકળીત ચરીત અપાર શ.૧૨
જયેને વિરલા કો જાણી સકેરે, જ્યારે જાલ્યમ ગુરૂનું જોર,
બીજા બોધ વિના ખડ ખડ બકેરે, ચિંતન ચૂકયે થઇ ચોર. શ. ૧૩
માયા મોહિત મન છે જયેહનારે, તે શું સમઝે શુભ સંકેત,
હું માહારૂં કેહેતાં હાલ્યા ફરેરે, હુદી જાણે ન હરિનું હેત. શ. ૧૪
જેહેના દાસને દુઃખ ન ઉપજેરે, જયે કરમ કરે બક્ષીશ,
તે કલ્યાણ રૂપ શ્રીકૃષ્ણનેંરે, કૃષ્ણ રામ નમાવે શીશ. શ. ૧૫

વિ૦ ૪. પા. ૧૮.

## કીર્તન ૭૨ મું.

વેહેલા આવજયો વાસુદેવજીરે, સેવકની કરવા સહાય;
મુજને મોટું દુઃખ વિયોગનુંરે, માટે મન માહારૂં અકળાય. વે. ૧
નંદના નંદન નિર્દય કાં થયારે, કૃષ્ણ કરૂણા નિધાન કેહેવાઈ;
પતિતનું પાવન બિરૂદ ધરી હવેંરે, શાંને સામલા રહો સંતાઈ. વે. ૨
સાધન સાધી સકું હું કયમ કરીરે, ધણિ સાહેબ રહે નહિ ધીર;
રંક રસોઇ કરે કયમ જો તેહેનેરે, પેહેલા પીવાં મલે નહી નીર. વે. ૩
એમ મુને સ્વલ્પ પ્રતિતીના વિનારે, ચિત્ત કહો કયમ કરી રહે ચોક;
માટે ભાવિ સુચવીયે સામળારે, સેવકના શમાવવા શોક. વે૦ ૪
આનંદ ઘન અનાયાસેં આપીયેરે, દ્રષ્ટે દેખાડીનેં અદ્રષ્ટ;
મનનિ મલિનતા સર્વ મિટાવીનેરે, કરૂણા કરી કાપીયે કષ્ટ. વે. ૫
આપી અનુપમ આતનું આ સમેરે, તેહેનો નાથ કરો નિર્વાહ;
મજ કિંકરથી કાંઇ બને નહિરે, માટે દેવ મિટાવિયે દાહ. વે. ૬
મજથી કોટિ કોટિ કલ્પેં કરીરે, જયે સધાય નહી શ્રીનિવાસ;
તે તમે કરૂણા નજરથી કૃષ્ણજિરે, કરી સહજ સકો અવિનાશ. વે. ૭
જયમ ભૂતલનેં જલધર સેહેજમાંરે, પયો વરષી કરે પય પૂર્ણ
એહેવું અનેક જનથી ન નીપજેરે, ત્યમ નાથ કૃપા કરો તૂર્ણ વે૦ ૮
એક ભરૂંસો મુજને આપનોરે, હું તો આવ્યો છું ચર્ણનેં શરણ;
દીન દયાલ દયા કરી દાસનુંરે, અળગું કરિયે આવરણ. વે. ૯
આશ્રય અફલ ન હોયે આપનોરે, તમે સખા શરણ વિશ્રાંમ,
બળવંત બિરૂદ બતાવીયે બાળનેંરે, કરજોડી કહે કૃષ્ણરામ વે. ૧૦

વી૦ ૪ પા૦ ૧૯

## કીર્તન ૭૩ મું.

કામણ કીધું તમે કૃષ્ણજીરે, માહારા ચિત્ત તણા થઈ ચોર,
હું માહારાની હઠય હલુવી કરીરે, જયેથી જાલ્યમ કરતો હું જોર. કાં. ૧
પૂવે હું પશુની પેરચે માહાલતોરે, ભય નિદ્રા રતીને આહાર;
ભજતો ભાવે કરીને ભ્રાંતિથીરે, ચિત્તે માંની પદારથ ચ્યાર. કાં. ૨
એ ઉદ્યમ ઉથલાવી નાંખીયોરે, મુંને મનુજ કરયો માહારાજ;
આવિઘક એહેને ઓલખાવિયાંરે, લક્ષ્ય કરતાં ઉપજી લાજ. કાં. ૩
તૃષ્ણાનિ તંતુઓ મુજને તાણતીરે, રેહેતા રૂદયે રાગને રોષ;
સંકોચાણી તે હવે શાકયણીરે, દેખ્યા દ્રશ્યા દ્રષ્યમાં દોષ. કાં. ૪
મનમાં મિથ્યા મનોરથ ઉઠતારે, થતા સેહેજ ઘણા સંતાપ;
તે શમિયા સઘળા સંશય જતાંરે, પીડાકારી એ જાણ્યાં પાપ. કાં. ૫
સત્ય સંબંધી આ સંસારનારે, મન માંનતુ વધતો મેલ;
સમજયો સ્વપ્ના સરખા તે સહુરે, ફંદ ફોકટના એ ફેલ. કાં. ૬
અથડાતો અવળા અધ્યાસથીરે, ચિત્ત બેસતું નહિ કદી ચોક;
ધન પૂત્રાદિક માટે ઘણતુંરે, તેના સહજ શમી ગયા શોક. કાં. ૭
ગોવિંદ ગુણ ગાવા ગમતા નહિંરે, આડા પડતા અતી અંતરાય;
પંથે પાપને નિત્યે ચાલતોરે, જયેથિ વ્યર્થ જન્મ વહિ જાય. કાં. ૮
આલ પંપાલ સમાંતે ઓળખ્યાંરે, હરી ગાવાનું ઉપજ્યું હેત;
મનનો મોહ તેણે મરદાઇ ગયોરે, સમજાયો શુભ સંકેત. કાં. ૯
કીધું તે કેશવજી પૂરૂં કરોરે, વધે વાહાલાની સાથ્યે વાહાલ;
ઉરમાં અન્યાસક્તિ ન ઉપજેરે, કૃષ્ણરામ તરે કંગાલ. કાં. ૧૦

વિ૦ ૪, પા. ૨૦

## કીર્તન ૭૪ મું.

### દેશી ફેર.

કેશવજી કરૂણા કરશો તો, સફલ મનોરથ થાશેરે;
વિપ્રિય સઘળાં જશે વેગળાં, પાપ પ્રચંડ પળાશેરે. કે. ૧
વેહેમ વિસરશે વિધ વિધ કેરા, પ્રેમ પ્રગટશે સાચોરે;
કાલા વહાલા કરણ ધરીને, રંક ઉપર જો રાચોરે. કે. ૨
બાળકની બિરૂદાશ કરયેથી, સારૂં દીસશે સ્વામીરે;
પ્રણત પાળ પ્રતિતી દેખાડો, આ સમે અંતરયાંમીરે. કે. ૩

કઇક દીવસથી કરૂછું વીનંતી, યદુપતી જાણુવો જ્વાપરે;
સમ્યપણું સેવકને બતાવો, તમના મિટવા તાપરે કે. ૪
રંક વત્સલ હવે રંકના ઉપર, કૃપાવલોકન કરીયેરે;
કૃષ્ણરામનો કૃષ્ણચંદ્રજી, કરૂણા કરી કર ધરિયેરે. કે. ૫

વિ૦ ૫, પા૦ ૧

## કીર્ત્તન ૭૫ મું.

ગોવિંદજી ગુણ સાગર છો, હવે અવગુણ ચિત્તમાં નવ્ય ધરીયે. ક. ૧
આંજ્યા અવિદ્યાને આવરણે, ફંદિ થઇને અમે ફરિયે;
શું સાધન અમે શઠ કરિ સકિયે, કયમ કરિ વિઠલને વરિયે. ગો. ૨
શરિરાદિક કેરા અધ્યાસે, હું માહરૂં અમે કરિ મરિયે;
તૃષ્ણા કેરી તાંણે તણાંણા, સ્થિર થઇને કહો કયમ ઠરિયે. ગો. ૩
પ્રાણ તણા પ્રિય પ્રભૂને વિસારિ, હાથ ઘશી હાહા કરિયે;
કૂટ કરમના કરનારા અમે, અવિનાશિને કયમ અનુસરિયે. ગો. ૪
ભ્રાંતિ થકી અમે ભમિયે તોપણ, કાંન વળી કઇના ભરિયે,
શાસ્ત્ર શ્રવણ થકી યમરાયને ડરે, થર થર થર અમે થર થરિયે. ગો. ૫
પાપ કરમ અમે પ્રીછિ અમારાં. નરક યાતનાથી ડરીયે,
તનમન ધનથી ભ્રષ્ટ અમે જન, પ્રાયશ્ચિત કહો શ્યાં ચરિયે. ગો. ૬
કરૂણા કર કેશવજી તમને, કાલાવલા કરિ કરગરીયે,
કૃષ્ણરામ કહે અમે કૃપણ જન, તારયે તમારેથી તરીયે. ગો. ૭

વી૦ ૫ પા૦ ૧

## કીર્તન ૭૬ મું.

ઘણી થઇ (૨) ગોવિંદજી હવે,
હાથ અમારો ગ્રહિયેરે. ઘ૦ ૧
કઇક કલ્પથી વિષય રૂપિણી, વૈતરણિયે અમે વહિયેરે,
કેશવના કેહેવાઇ કિંકર, સંકટ હવે ક્યમ સહિયેરે. ઘ૦ ૨
અધમોદ્ધારણ બિરૂદ શુણી અમે, આપ આશરે રહિયેરે,
કરૂણા નિધાન વિના અમે કીંકર, કો આગળ દુઃખ કહિયેરે. ઘ૦ ૩
હું માહારાને હૃદય ધરી અમે, દાવ ત્રિવિધમાં દહિયેરે,
દારૂણ દુઃખ દેખિને દાસને, શ્રીધર સન્મુખ થઇયેરે. ઘ૦ ૪

માત તાત માધવને તજી અમે, જડજન કહો ક્યાં જઇયેરે,
કૃષ્ણરામની અરજી કેશવ, લક્ષ કરી હવે લહિયેરે. ધ૦ ૫
વી૦ ૫ પા૦ ૨

## કીર્ત્તન ૭૭ મું.

છેક થયા છળ બુદ્ધિ અમે, નથી નાથ ઉગરવા આરોરે,
કેટલિક કહું કુટિલાઇ અમારી, ધણિ ધરણિધર ધારોરે, છે. ૧
કૃષ્ણકથા કલ્પદ્રુમ શીતેથી, કરણ ખસે નિત્ય ન્યારોરે,
લોક લવે લાગે યશ અવયશ, પીડય કરે તે પ્યારોરે. છે. ૨
ગીથી ગોવિંદના ગુણ ગાતાં, શરમથી હોય વિસારોરે,
બાપડા જન શું બડબડ કરતાં, અલ્પ રહે ન ઉધારોરે, છે. ૩
દિવ્ય પુરૂષનૂં દરશન કરતાં, આંખ્યમાં પડે અંગારોરે,
નિરખવિ નીત્ય નવી નવી ભાવે, નષ્ટ નારિની લારોરે. છે. ૪
દંડવતેં નમતાં દક્ષોનેં, અંગ પડે અસિધારોરે,
અંગ મરોડી અબળા રમતાં, દુઃખ દાયિક જયે દારોરે. છે. ૫
દાંન કરંતા કર ધ્રૂજે જ્યમ, સાહામો થયો હોય મારોરે,
દામ દબાવવો ભાવે જ્યમ બહુ, પ્રગટ પચવવો પારોરે. છે. ૬
શ્રેષ્ટ ગણ્યાં સહુ નેષ્ટ હવેં હરી, શા અવગુણ સંભારોરે;
કૃષ્ણરામ કહે કુટિલ અમે તો, તરિયે તમે જો તારોરે. છે. ૭
વિ૦ ૫ પા૦ ૨

## કીર્ત્તન ૭૮ મું.

શૂં કરિયે સાંમળિયાજી, હવેં એકે ઉંકેલ પડે નહિરે;
જયે જયે કરવું યત્ન ધારિયેં, તે તે ઘોરેં ઘડે નહિરે. શૂ. ૧
શઠ બુદ્ધિથી શાસ્ત્ર શૂણ્યાં પણ, જોઇતો માર્ગ જડે નહિંરે;
કળ ન પડે જયે કોણ કરચાથી, રાગાદિક રગડે નહીરે. શૂં ૨
આત્મ વિચ્યાર કરયો પણ ઉરમાં, આવરણેથિ અડે નહિરે;
જન્મ જન્મની પાપ જાડયથી, આભ્યંતર ઉઘડે નહિરે. શૂં. ૩
કુટિલ કલીયુગ મધ્યે જનમ્યાં, તેથી ચિત્ત ઘડે નહિરે;
સંગ ન સંત પુરૂષનો સાધે, જયેથી મન બિગડે નહિરે. શૂં. ૪
કલબલ મૂકી કૃષ્ણ સ્મરણનેં, પંથે ચિત્ત ચઢે નહિરે;
મદ મોહાદિક રિપુની સાથ્યેં, લક્ષ્ય અમારિ લડે નહીરે. શૂં. ૫

વિષ્ણો અમારિ વાહાર કરો તો, તૃષ્ણાદિક તગડેં નહિરે;
કૃષ્ણરામ કહે કૃષ્ણ કૃપાથી, લંઘસ કોય નડેં નહિરે. શૂં. ૬
વિ૦ ૫, પા૦ ૩.

## કીર્ત્તન ૭૯ મું.

### દેશી ફેર.

ભરૂંસો તમારો મુંનેં ભક્ત વત્સલ હે,
બીજું તો નથિ કાંઇ સાધનોનું બલ હે. ભ. ૧
ઓળગ તમારી કરી અફળ ન જાય,
આગમેં નિગમેં કરી ગમ્ય વાળા ગાયહે. ભ. ૨
કલ્પતરૂં રિત્યે તમે પૂરનાર કાંમ,
સખ્યતા દેખાડો મુંનેં શરણ વિશ્રામંહે. ભ. ૩
નરતનું આપી તમે નિરખાવા નૂર,
દયા કરી દેવ મુંનેં કરશો ન દૂર હે. ભ. ૪
કરણિ તે જોશો માહારી કેટલી: કૃપાળ,
બોધ વિના હું છું અજી બળ હીણો બાળ હે. ભ. ૫
કાંમે કીધું કાંમણ તેણેં હુ થયો હરાંમી,
કેશવ તજીનેં કૂડી કાંતાનેં કામી હે. ભ. ૬
લોભેં લુટી લક્ષ તેણેં લોપ થઈ લાજ,
કૃષ્ણને વિસારી ધસ્યો કનકને કાજ હે. ભ. ૭
ક્રોધેં લીધિ કેડય તેણેં કુમતી ઉઘાડી,
એકેદ થઇ મેં કઇની વૃત્તિયો બિગાડી હે. ભ. ૮
ક્ષમા કરો ખાસા માહારા અનેક અપરાધ,
બાળક તમારો રખે પાંમતો હું બાધ હે. ભ ૯
ત્રાતાર તારક જાંણી તમને છું શરણ,
અચ્યુત ઉઘાડો માહારા ઉરનું આવરણ હે. ભ. ૧૦
પ્રગટ પ્રતીતિ આપો પ્રિયંકર દેવ,
સર્વના જ્યમ સમજું ભૂત ભાવી સ્વય મેવ હે. ભ. ૧૧
દાતાર એ દયા તુમથી એહેવી કરાય,
અનાયાસે આઘા ખસેં જ્યમ અંતરાય હે. ભ. ૧૨
યાચુંછું હું તમનેં એટલું યાદવાધીશ,
બક્ષીષ્ટ છો માટે કર્મ કરો બક્ષીશ હે. ભ. ૧૩

જગદધીશનેં તજી શરણુ કયંહાં જાઉં,
રૂષી કેશ જુવો હું તો રંક રગડાંઉ હે. ભ. ૧૪
દયાસિંધું તમનેં અજી દયા કયમ નાવે,
સ્વામી વિના મુનેં કોણ શાંતિ ઉપજાવે હે. ભ. ૧૫
ગમ્ય ઉઘાડયા વીના ગુણુ શ્યા ગવાય,
દરદ મિટાડયા પાખેં સ્થિરતા ન થાયરે. ભ. ૧૬
દીન દયાલ કરો દયા તણું દાંન,
કૃપા વડે કળ મરડો કરૂણા નિધાન હે. ભ. ૧૭
રમાનાથ રાખો ત્યમ રંક હુ રહીશ,
વેહેવા દેશો તો હું ભવ સમુદ્રે વહીશ હે. ભ. ૧૮
માહારે વશ નથી કાંઇ માયા કે માયીક,
સાધિ હું શું સકું સ્વયં સાંપરાયીક હે. ભ. ૧૯
પ્રતીતિ આપીનેં પ્રભો પીડાઓ નિવારો,
કૃષ્ણરાંમ તણો કર કૃષ્ણચંદ્ર ધારો હે. ભ. ૨૦

વિ૦ ૫, પા. ૫

## કીર્त્તન ૮૦ મુ.

આહાવી આલસ ન કીજે હે સાંમળિયા,
પ્રિત્યેં પ્રતીતિયો દીજે હે. સાં. ધૃ. ૧
કલ્યાણુના રાશી તમે કમળાના નાથ,
હારયો જાંણી હવેં માહારો પકડીયે હાથ હે. સાં. ૨
ત્રિગુણ માયા મૃગીતે નર્ત્તકી તમારી,
દેખડે છે તમનેં સહુના વેશ સમારી હે. સાં. ૩
મહદાદિ તત્વ તે છેં તમને અધીન,
તુમ પાખે દીસેં સ્વયં સત્તા વિહીન હે. સાં. ૪
અનાદિ નિધન જે છે અનિમિષ નાંમ,
તે તમારી ચેષ્ટા કહો તેટલું કરે કાંમ હે. સાં. ૫
વિરંચિ તુમારી મતી રૂદ્ર અહંકાર,
સકળનેં શિરે તમે એક સિરદાર હે. સાં ૬
વેદ તે તમારી વાંણી ગવાઓ તે ગાય,
શાસ્ત્ર કરેં શોધ્ર તોહે કળના ન થાય હે. સાં. ૭

ઈંદ્રાદિક દેવ સરવ તમારે છેં કર,
આપેં નીજ આજ્ઞા માફક સેવકોનેં વર હે. સાં. ૮
તરણી તે ચક્ષુ નિજ મનો નિશા નાથ,
શ્રોતૃ દિશા તેણે જુવો માંનો શુણો સાથ હે. સાં. ૯
સર્વના સાક્ષી તમે સર્વના નિયંતૃ,
માહા ભવ તારક છો નામ માત્ર મંત્ર હે. સાં. ૧૦
ભક્તનેં અધિન તમે ભક્તિના રસીક,
તમારો જે દાસ તેનેં શાંની કોની બીક હે. સાં. ૧૧
સર્વ સ્વરૂપી તમે સહુના આધાર,
સાર સકળ તણું સ્વામી એક સાર હે. સાં. ૧૨
તીર્થાસ્પદ પદ પદ્મ તમારૂં કૃપાળ,
પ્રબળ પીડાનું હારી પ્રણતનું પાળ હે. સાં. ૧૩
ભવ ભય ભારી તમે કરી સકો દૂર,
તેહેવાનેં હું શરણેં આવ્યો જાણીને જરૂર હે. સાં. ૧૪
મુંને માહારો કહિયે માહારા પ્રિયંકર દેવ,
સેવક ઠરાવો મુંને સખા સ્વય મેવહે. સાં. ૧૫
બાળક હું જાણું નહી સાધનોનું બળ,
કૃપા રૂપી કિલીવડે ઉઘાડિ દ્યો કળહે. સાં. ૧૬
વિશ્વાસ વધારો પ્રભો પ્રતીતિયો આપી,
કાલિમા વાસના કેરી કૃષ્ણ નાંખો કાપીહે. સાં. ૧૭
ભરૂંસો તમારો એક મનાવોજી ભવ્ય,
કૃપા કરી આપો દિવ્ય દૃષ્ટિ રૂપિ દ્રવ્યહે. સાં. ૧૮
શમાવિદ્યો સખા માહરા સકલ સંતાપ,
બિરૂદ બતાવો મુંને બળવંત બાપહે. સાં. ૧૯
વાહાલા હવે મુને વેહેવા દેશો નહિ વામ,
કૃષ્ણજીની કરૂણા થવી ઇચ્છે કૃષ્ણરામહે. સાં. ૨૦

વિ૦ ૫, પા. ૬.

## કીર્ત્તન ૮૧ મું.

માહારી કરણી ન જોઇએરે, કેશવજી,
આપી વેશ ન વગોઇએરે. કે૦ ૧

દયા કરી આપ્યો તમે માનવ દેહ,
છત્ય જણુવીને હવે દેવો નહી છેહરે. કે૦ ૨
શ્રીધરજી છો તમે ચતુર સુજાણુ,
કર પકડો તો માહારૂં હોય કલ્યાણુહે, કે૦ ૩
બાળક હું બીજું તે શું કરી સકું બળ,
કાપી સકું કયમ કઇકિ કલ્પના મળરે. કે૦ ૪
શઠ બુદ્ધિ હું તે શૂં શૂં કરીશ સાધન,
મજથી ન વશ બને મતવાળું મનહે. કે૦ ૫
વિષયની વાસનાનું વાધે નિત્ય જોર,
કૃષ્ણુ કથા સલિલથી પણુ ભીંજે નહી કોરહે, કે૦ ૬
બહુ વિધ લોભ મુંને કરે બહલાંમ,
કેડય ન મુકે અજી ક્રોધને કામહે. કે૦ ૭
તૃષ્ણાની તાંણ્યથી હું પામું નહી તીર,
રસ વિના રામ રટું જ્યમ કહે કીરહે. કે૦ ૮
શાસ્ત્ર ભણ્યાં શુણ્યાં પણુ સમજ્યો ન શોધ,
બકતાંને કરવો પડે ધન યાટે બોધહે. કે૦ ૯
વિશ્વંભર તણો અજી નાંવે વિશ્વાસ,
અજીયે ન ખસે આડો ઉરથી અધ્યાસરે. કે૦ ૧૦
દામને દારા વિશે ડલકે છે ડાહાડય,
રાગનેં રોષ અજી કરાવે છે રાહાડયહે. કે૦ ૧૧
ગોવિંદના ગુણુનું પ્રીત્યે ભાવે નહી ગાન,
માને ન બીક માહારૂં મન મસ્તાનહે. કે૦ ૧૨
શ્રોતાનેં સમજાવે મન શિક્ષાઓ અનેક,
એહેમાંની તે પાળે નહી આદરેથિ એકહે. કે૦ ૧૩
મુને મળ્યો અવસર એહેવો ઇચ્છે છે શક્ર,
તોયે નવનીત તજી હું પિયુંછું તક્ર હે. કે૦ ૧૪
માધવની માયાથી મુંને થયો મોહ,
વાહાલા વિશ્વનાથ સાથ્યે' પડિયો વિછોહહે, કે૦ ૧૫
સચ્ચિદાનંદજીનું રેહેતું નથી સ્મરણુ,
અળગું નથી ખસ્તું આડું ઉરનું આવર્ણહે. કે૦ ૧૬

અતિ થઈ અતી થઈ ઉર અકળાઉં,
જંજાલે હું જકડચો જન નાશિ કયહાં જાઉહે. કે૦ ૧૭
આવ્યો છું અનાથબંધો તવ પદ શર્ણું,
કરૂણા નિધાન શુણો અરજી આકર્ણુંહે. કે૦ ૧૮
ગિરીવરધારી તમે ગરીબ નિવાજ,
શરણુ આવ્યાની રાખો લક્ષ્ય ધરી લાજહે, કે૦ ૧૯
ઘણો ગુનેંગાર તોહ્યે ગોવિંદનો દાસ;
વિછોહ ન કરશો માહારો વિશ્વ નિવાસહે. કે૦ ૨૦
આપદા મિટાડો આપેં આણુંદ ઉઘાડી,
જન જાણી કાહાડો જનની જવનીકા જાડીહે. કે૦ ૨૧
પતિત પાવન તે પેખાડો નિજનાંમ,
કરજોડી કરગરી કહે કૃષ્ણુરામ હે. કે૦ ૨૨

બિ૦ ૫. પા. ૭

## કીર્ત્તન ૮૨ મું.

### દેશી ફેર.

આવો આવોને ગિરિધર આવોરે,
બોલ્યું બળવંત બિરૂદ બતાવોરે,
કયમ કરૂણા નિધાન કહાવોરે, ગિ. ૧
આહાવો મનુજ જન્મ જ્યાહારેં આપ્યોરે,
અજી અવળો અધ્યાસ કાં સ્થાપ્યોરે;
તે મેં કૃપણુથી જાશે કયમ કાપ્યોરે. ગિ. ૨
જ્યારે વિમળ વિદ્યાઓ શિખાડીરે,
ત્યારે આશાઓ રાખી શિદ આડીરે;
કયમ મજથી સકાશે તે કાહાડિરે. ગિ. ૩
જ્યારે શાસ્ત્રની જણુવી શીક્ષારે,
પ્રતીગ્રહની શું રાખી પ્રતીક્ષારે;
એથી ઓળખીશ કયમ અન્વીક્ષારે. ગિ. ૪
જ્યારે સજ્જન સંગતી મેલીરે,
ત્યારે ભ્રાંતિયો શાંને ભેલીરે;
કયમ મુકી સકીશ કામ કેલીરે. ગિ. ૫

જ્યારે વિશદ કથા વંચાવીરે,
શાંને અહં મમતા સંચાવીરે;
તેને કંચમ સકીશ ખંચાવિરે. ગિ. ૬
જ્યારે વ્યાસ મુને કેહેવરાવોરે,
ત્યારે લક્ષ કાં નવ્ય લેહેવરાવોરે;
અજી વિંડબણ શું વેહેવરાવોરે. ગિ. ૭
જ્યારે વાણી વિસ્તારી વદનેરે,
ત્યારેં મેળવીયો શીદ મદનેરે;
બાંધ્યો ગાઉં શું શૃંખલા સદનેરે. ગિ. ૮
તમે સર્વજ્ઞ અતર યામીરે,
ખુશી થઇને શું રાખો છો ખામીરે;
અંતરાયોનેં નાંખો ઉથાંમીરે. ગિ. ૯
આપે અનન્યતા ઉપજાવોરે,
ટંટા માત્ર ને તરત તજાવોરે,
ભાવેં ભક્તિ મારગનેં ભજાવોરે. ગિ, ૧૦
મજ રંકનું કાંઇ, ન ચાલેરે,
મોહ મન મધ્યે રહ્યો માહાલેરે,
ગાડાં ઘટમાં નવાં નિત્ય ઘાલેરે. ગિ. ૧૧
સારી સકળ સંપત્ય તમે સરજીરે,
તેનેં સફળ કરો શ્રીધરજીરે;
કૃષ્ણરામ કરે નિત્ય અરજીરે. ગિ. ૧૨

વિ૦ પં, પા. ૯.

## કીર્તન ૮૩ મું.

### દેશી ફેર.

કાં નથિ ધરતા કાંન અરજીયો, કાં નથી ધરતા કાંન,
વિષ્ણો તમારૂં મેં શું વણસાડયું, યદુપતિ શું કરયું જ્યાંન. અ. ૧
બાળકને શું બીક બતાવો, કેશવ કરૂણા નિધાન,
એમ ન સારા દીસો સાંમળિયા, ભક્ત પ્રિય ભગવાન. અ. ૨
મન માહારે તો માન્યો આશ્રય, નારાયણનો નિદાંન,
પૂર્વે પ્રેમી કેહેવાઇ પ્રભો હવે, કપટી ન થઇએ કહાન. અ. ૩
આકુળ થઈ અંતઃકરણ મારૂં, સ્થિર નથિ ઠરતું સ્થાન,

સત્વર કર સેવકનો પકડો, આપો અભય પદ દાંન. અ. ૪
સકળ કલ્યાણ ગુણાકર કેશવ, ધારી બતાવોને ધ્યાંન,
વાણિ વિમળ કરી નિત્ય કરાવો, ગોવિંદ ગુણનાં ગાંન. અ. ૫
શરીરાદિક અધ્યાસ સ્વપન સ્યા, તેહેનું ત્રોડાવોને તાંન,
સંતપુરૂષનો સંગ મેળાવો, વેગેં વધારોજી વાંન, અ. ૬
દોષ ન દેખિયે દાસ તણા હવે, મેહર કરો મેહેરબાન,
કો આગળ કૃષ્ણરામ પુકારે માધવ રાખો માંન. અ. ૭

વી૦ ૫ પા૦ ૧૨

## કીર્તન ૮૪ મું.

મનની પીડય શમાવો હરે માહારા, મનની પીડય શમાવો,
કરૂણા નિધાન કેશવ કર એહેવા, આ અવસર માંહે આવો. હરે. ૧
શું ઔષધ કરિયે સામળિયા. કોયની ન લાગે ટાંકી,
યત્ન ન ચાલે તાવત જ્યહાં લગી, વિષ્ણો નજર હોય વાંકી. હરે. ૨
કોયનું કોય નથીરે સંબંધી, જે જોઇએ તે તે જૂઠું,
માહારા કેહેનારા માયિક સઘળાં, લક્ષ્ય કરી ક્યહાં લૂંઠું. હરે. ૩
વિવેક થકી વેદાંત વિચ્ચારે, શોધી લહ્યું સરવ સાંને,
મળિયું સકળ મલીન સ્વારથી, માધવ મન ક્યમ માંને. હરે. ૪
કોથી ન અર્થ સરે કાંઇ કિંચિત, તાપ ત્રિવિધના વાધેં,
જ્યહાં જ્યહાં મનમાંને આસક્તિ, તે તે બળ કરી બાધે. હરે. ૫
ચઉદ ભૂવનની ચીત્ર સંપદા, કાંમ ન કોઇ આવે,
કાળ તણા મુખ માંહિ રહ્યું તે, કાળ થકી શું છુડાવે. હરે. ૬
આશ્રય અનુપમ એક આપનો બળવંત ગુરૂએ બતાવ્યો,
નિર્ણયની નિંદા કરીને નાથનો ચરણ શરણ હું આવ્યો. હરે. ૭
સચ્ચિત્ આણંદ રૂપ રમાપતે આપ કાંમ અવિનાશી.
સ્વયં પ્રકાશ સુદરશનધારી, વિશ્વ સકળના નિવાસી. હરે. ૮
માહા માયી માહારાજ મુરારે, સર્વજ્ઞ સર્વાધાર,
મધુસૂદન મન મથના મોહન, અકળિત ચરિત અપાર. હરે. ૯
જ્ઞાન ગમ્ય પુરૂષોત્તમ પૂરણ, ભક્તિ રસિક ભયહારી.
કારણ સકળ તણું તપે કારણ, બાંહ પકડજ્યો માહારી. હરે. ૧૦
તીરથ સકળ તણું તમે તીરથ, યજ્ઞ સકળના યજ્ઞ,
ચૈતન ધન તવ ચરણ પંકજે, માહારી લગાવજ્યો લગ્ન. હરે. ૧૧

પતિત પાવન જયે બિરૂદ તમારૂં, સાંમળા લેજ્યો સંભાળી.
કૃષ્ણુસમના સાહામું જોજ્યો, ન્હેહ નજરથી નિહાળી. હરે. ૧૨

વી૦ ૫ પા૦ ૧૩

## કીર્ત્તન ૮૫ મું.

### દેશી ફેર.

રૂષી કેશ શ્રી રમેશને સદા નમું રે,
પામું જવાપ તો સંતાપ થકે વીસમું રે;
આ સંસાર લાગે ક્ષાર જળધીજ શ્યોરે,
ઉલ્લંઘાય તે ઉપાય ન જડે કશ્યોરે. ૧

કળી કાળમાં રસાલ ભક્ત કયહાંમળે રે,
જેની વ્યક્તિ સેવ્યે ભક્તિ નવધા ફળે રે,
આજ લોક દીસે શોક દવના દહ્યારે,
માહા મત્સરે પરસ્પર બળી રહ્યારે. ૨

ઉપકારીને વિસારી ભજે આંધીનેરે,
કોહોનું સારૂં થતાં બારૂં નાંખે બાંધિનેરે;
ગુણુ લક્ષ્ય જયે પ્રત્યક્ષ તેને ઢાંકિનેરે,
અહે દોષ કરે રોષ બળ વાંકીને રે, ૩

નારિ નાણુાના દબાણુારહે દાબથીરે,
રળે દામ સેવે કામ બે હિસાબથીરે;
ભોગે પાપથી સંતાપ તોહ્યે તે કરેરે,
કૃષ્ણુ ચુકી માર્ગ મૂકીને આડા ફરે રે. ૪

નિંદે સંતને અનંત કરે આપદારે,
પોસે પ્રાંણુ અકલ્યાણુ સેવતા સદારે;
એહેવા જનોથી આ મનો માહારૂં લાગીયું રે,
પડયું પાંનું એતો ક્યાહાનું પાપ જાગીયું રે. ૫

કહો નાથ આ સંઘાતથી હું કયાહાં ખસું રે.
કૃપા દૃષ્ટિ કરો સૃષ્ટિમાં સૂખે વસું રે;
અભયદાન ભગવાન મુંને આપિયેરે,
રાખિ શર્ણુંને આવર્ણુ માહારૂં કાપિયેરે. ૬

હવે હારયો હું પુકારયો પ્રણુત પાળનેંરે,
ક્ષમા વંક કરી અંક ધરો બાળનેંરે,
ઘણી ગૈ છે થોડી રહિ છે તે સુધારિયેરે,
મેહેર આણિ દીન જાણીને ઉદ્ધારિયેરે. ૭

ચક્રધારી હું તમારિ કૃપા લેશથીરે,
જાણું સર્વ મિટયે ગર્વ છુટું ક્લેશથીરે;
અનવદ્ય કરો સદ્ય કૃપાદાસનેંરે,
ફંદ ફેડોનેં ખશેડો આ અધ્યાસનેંરે. ૮

કૃપા સિંધો દીનબંધો જાણી કરગરૂંરે,
હુંતે ચોર બીજું જોર કહો શૂં કરૂંરે;
અગોચર રમા વર અજી કાં રહોરે,
કરી પ્રીતીનેં પ્રતીતિ મુજને કહોરે. ૯

કરો સાંન જેણેં જ્ઞાન નેત્ર ઉઘડેંરે,
જાગેં વર્ય્ય તે ઐશ્વર્ય્ય નજરે પડેરે,
ભાગ્યે ભ્રાંતિ રહે શાંતિ મહારા મંનનેંરે,
ભૂત ભાવિ દેઉં બતાવિ સાચા જંનનેંરે. ૧૦

મુદ્યા નેત્ર હૃદય ક્ષેત્રનાં ઉઘાડજ્યોરે,
સજીવંન બુટિ જંનનેં સુંઘાડજ્યોરે;
ઘો નિવૃત્તિ મનોવૃત્તિ ચરણમાં રહેરે,
કૃષ્ણરામ તે પ્રણામ કરીનેં કહેરે. ૧૧

વી૦ ૫ પા૦ ૧૭

## કીર્ત્તન ૮૬ મુ.

વંદુ ચર્ણ શ્રી અશર્ણ શર્ણનું સદારે,
પુછું પ્રશ્ન કહો કૃષ્ણ મળશો કદારે;
નથિ ભ્રાંતિ જતી શાંતિ થતી ચિત્તનેરે.
હું તો શોકુ આલેકું કો નિમત્તનેરે, ૧
નર દેહ આપ્યો તેહ વ્યર્થ જાય છેરે,
વિના પ્રીતિયેંથી ભીતિયેં પિડાય છેરે;
આ આદિત્ય હરે નિત્ય આયુઃકાયનુંરે,
અજી દાખ્યો હું ન પામ્યો દાન દાયનુંરે. ૨

શો ઉપાય યદુરાય કૃપણ હું કરૂંરે,
આ વિયોગ તણો રોગ દેખિને ડરૂંરે,
કંઈ કલ્પ થકે જલ્પના ઘણી કરિરે.
થઈ ભ્રષ્ટ ભોગ્યાં કષ્ટ મેં ફરી ફરિરે. ૩

પૂર્વ પાપથી સંતાપ ઘણા મેં સહ્યાંરે,
ત્રણ્યે તાપના અદાપ ન જાયે કહ્યારે;
ગુનેગાર હું અપાર કંઈ કાળનોરે,
જાણી રંક ક્ષમા વંક કરો બાળનોરે. ૪

મહા પાપિ હું અદ્યાપિ છૂં અજાણતોરે,
તજી શ્રીશને અનીશ વિષય માંણતોરે;
વિદ્યા જાણી ચક્રપાણિને લહ્યો નહિરે,
થઇ યાદ તે પ્રસાદને ઇછું સહીરે. ૫

નથી નાથ કશું હાથ યત્ન માહ્યરેરે,
મિટે ગર્વ પંચ પર્વ ખસે જ્યાહારેરે;
જગદીશનેં હું શીશ નાંમિને કહુંરે,
ઘો પ્રતિતી તો હું ભીતી તજીને રહુંરે. ૬

અધોક્ષજ હૂં સલજ્જ ક્યહાંલગે ફરૂંરે,
વિના વીર્ય હું તે ધીર્યશે બળે ધરૂંરે;
હું સતૃષ્ણ સદા કૃષ્ણ અપરોક્ષનોરે,
દીઠે પાસે ભય નાસે બંધ મોક્ષનોરે. ૭

હે દયાલ હુંતો બાળ સદા આપનોરે,
કાં અધીન કરો દીન પૂણ્ય પાપનોરે;
બંધ મોક્ષ શું પરોક્ષ રહિ દાખવોરે,
ઘટે દાસનેં સ્વપાસ હવે રાખવોરે. ૮

નિજ અંશ હું વિભ્રંશ જો પામું ધણીરે,
તેંણે લાજ મહારાજ જશે આપણીરે;
જેવો તેવો તોહ્યે લેવો મુંને અંકમાંરે,
તે ઉતારો વિષ ધારો રહ્યું ડંકમાંરે. ૯

કરો દ્રષ્ટિ તો સમષ્ટિ વ્યષ્ટિને લહુંરે,
છુટ્યે ફંદ ચિદાનંદને સુખે ગ્રહુંરે;

આવ્યા શર્ણ જો આવર્ણ વશ્યા તે રહેરે,
ગુરૂનામને બદલામ તમને કહેરે. ૧૦
જે સમર્થ તે ન વ્યર્થ કરે નામનેરે,
થયા શર્ણ તેના પૂર્ણ કરો કામનેરે;
ઇચ્છે બાળ તે રસાળ સ્નેહ આપનોરે,
કૃષ્ણરામ વહ્યો વાંમ તેહ્યે આપનોરે. ૧૧

વિ૦ ૫, પા. ૧૮.

## કીર્ત્તન ૮૭ મું.

સુખસિંધો દીનબંધો શૂં છુપી રહોરે,
થઈ પ્રીતિમંત ભીતિમેં ન કાં દહોરે;
અપરાધ જે અગાધ થયા દાસથીરે,
તજી રીશ ને બક્ષીશ કરો હાસથીરે. ૧

હું છું બુદ્ધ તે પિનદ્ધ અવિદ્યા વડેરે,
કહો મુક્તિની તે યુક્તિ મુંને શૂં જડેરે;
કામ ક્રોધ તે વિરોધ કરે ચિત્તથીરે,
અજી લોભ તે ન થોભ ધરે વીત્તથીરે. ૨

મહા મોહતે વિછોહ કરે આપનોરે,
અજી દંભ તે આરંભ કરે પાપનોરે;
જે વિષાદતે અલ્હાદને ઉથાંમતીરે,
અજી આશ્યા તે તમાશ્યા જોવું કાંમતીરે. ૩

મદમસ્ત તે સમસ્ત અક્ષને વ્યથેરે,
તે વિકલ્પ શૂંન્ય જલ્પવાદને કથેરે;
રાગ રોષ મનોમોષ કરે સર્વથારે,
નથિ કૃષ્ણની વિતૃષ્ણ થૈ થતી કથારે. ૪

ગુણ શ્યા ગવાય દાગ દિલમાં રહ્યોરે,
ગયો જન્મ વ્યર્થ મન્મથ વેગે વહ્યોરે;
સાધી સેવા નથી રેવાના પ્રવાહ શીરે,
દબ્યું જ્ઞાન તેણે સાંન ઉપજે કશીરે. ૫
માહામાયી ને વરદાયીને વિસારિયારે,
સાધે ભોગ તે ઉદ્યોગ મેંતો ધારિયારે;

અજી ભ્રાંતિ તે આક્રાંતિ કરાવે ઘણીરે,
તે અધૃશ્ય મનોવશ્ય ન રહે ધણીરે. ૬

ચિત્ત ચાંમથી વિરામ નથી પામતુંરે,
અસદ્‌ગંધનો સંબંધ થવો કામતુંરે;
વિષય વાતનો સાક્ષાતકાર થાય છે રે,
ન વેદાંતથી એકાંત થવું ચ્યાહ્ય છે રે. ૭

વાંચે પાઠ તોહ્યે હાઠ ચણે આંતરીરે,
જપે માળ તોહ્યે જાળમાં પડે ફરીરે;
પ્રાયશ્ચિત કરી વિત્ત ઘણું વાવરેરે,
તોહ્યે તાપ કારી પાપ પંથ આદરેરે. ૮

કરે બોધ તોહ્યે શોધ લહે નહિ ખરોરે,
યદુરાયનો ન પ્રાય ધરે આશરોરે;
એ સ્વભાવથી પ્રસ્તાવ હુંતો પામિનેરે,
આવ્યો શર્ણ તવ ચર્ણ શીશ નાંમિનેરે. ૯

હરે જાણો હું તણાણો વિષય વેગથીરે,
શું શૂં આઉં હું રૂંધાઉં હુ ઉદ્વેગથીરે;
નથી સાધિ શકયો આધિથી હું આપનેરે,
હે કૃપાળો તે પ્રજાળો પૂર્વ પાપનેરે. ૧૦

કૃપાદ્રષ્ટિ સુધા વૃષ્ટિ સમી કીજીયેરે,
દાસ ધારિને ઉગારિ મુંને લીજીયેરે;
ઘો પ્રતિતી જેણે જીતિ સકું બાજિનેરે,
હું છું ઇશ તુજ શીશ વદો ગાજીનેરે. ૧૧

પરીપૂર્ણ કરો ચૂર્ણ દુઃખ રાશિનેરે,
ટાળો તોદ મહામોદને વિકાશિનેરે;
નીજ દાસ જાણો આસ કરે આપનીરે,
ધરી દીક્ષા ને પ્રતીક્ષા કરૂં જવાપનીરે. ૧૨

માહારાજ સર્વ સાજને સુધારિયેરે,
વિશ્વનાથ ધરી હાથને ઉદ્ધારિયેરે;
મુંને હાંમિ દિજે સ્વામિ મનો માંનવારે,
બને પ્રેમ ખસે વેહેમ તે નવ નવાંરે. ૧૩

મા વિલંબ કરો અંબ તાત માહારારે,
અપ્રત્યક્ષ તે સમક્ષ્ય થાઓ જાહારારે;
રહ્યું જાય નહી થાય ચીત્ત આકળુંરે,
કૃષ્ણુરામ કૃષ્ણુરામને જાણે મણુંરે. ૧૪

વી૦ ૫ પા૦ ૧૯

## કીર્ત્તન ૮૮ મું.

### દેશી ફેર.

કેશવજી છો પરમ મંગલ સુખકારીહે,
શરણે આવ્યા સેવકને લ્યો સુધારીહે;
વિનતી શુંણજ્યો વેગેંશ્રી વિશ્વ વિહારિહે,
ગોવિંદ ગરીબ નિવાજહે. ધ્રૃ. ૧
આપની આપી માનવતનું મેતો પાંમિહે,
અધ્યાસેંથી વૃત્તિ સકાય ન ઉથાંમીહે;
કરૂણા કરી તો એટલી કાં રાખો છો ખાંમીહે. ગો. ૨
ધારો મનમાં ધર્મ ધુરંધર જાણુહે,
મજને કયમ હોય આપ તણું ઓળખાંણુહે;
કેશવ કરૂણા કરશો તો થાશે કલ્યાંણુહે. ગો. ૩
જાલ્યમ કામાદિકને શું જીવ સકું જીતીહે,
પરમેશ્વરની સાચિ સધાય કયમ પ્રિતીહે;
પુરૂષોત્તમથી તે માટે ઈચ્છું પ્રતિતીહે. ગો. ૪
કળ સઘળાની કૃષ્ણ તમારે હાથહે,
સ્વામી તમને સ્વાધીન સત્વનો સાથહે;
આપે કરૂણા કરશો તો થઈશ સનાથહે. ગો. ૫
હશિ બોલો તો વાધશે માહારી હાંમહે,
શરણે આવ્યો જાણિ શરણ વિશ્રાંમહે;
કૃષ્ણુરામનો કર પકડો કૃષ્ણુરામહે. ગો. ૬

વી૦ ૬ પા૦ ૭

## કીર્ત્તન ૮૯ મું.

સામળિયાજી સખ્યપણું તે દેખાડોહે,
કલખલમાંથી મન કિંકર તણું કાહાડોહે;
આભ્યંતરના લોચન લક્ષ ઉઘાડોહે. ગો. ૧

પ્રારબ્ધોનું આવશ્ય જ્યમ સ્કુ પેખીહે,
ચાલિ ન સકે રૂણુની મજ ઉપર શેખીહે;
આગંતુકને જ્યમ સકૂં હું ઉવેખિહે. ગો. ૨

સંચિત તે જ્યમ સ્મરણેં સુકાય સકળહે,
ક્રિયમાણોની સમજાયે સ્વાર્પણ કળહે;
વાસના તે વિષ્ણુની હોય વિમળહે. ગો. ૩

સંત સમાગમ સુખથી સકાય જ્યમ સાધીહે,
અનન્યતા ઓળખી સકાય આરાધીહે;
અંતઃકરણે ઉઠે ન અન્ય ઉપાધીહે. ગો. ૪

શ્રોતા જનને સત્ય બતાવાય શ્રેયહે,
ગાઇ સકું હું ગવરાવી સકું જ્યમ ગેયહે;
પ્રિયતમ વિષ્ણો વેગે કરો એહેવું પ્રેયહે. ગો. ૫

અયોગ્ય છું પણ ઇચ્છું હું આઠે યાંમહે,
કેવળ કરૂણા કરશો તો સાધે એ કાંમહે;
કૃષ્ણરામનો કર પકડો કૃષ્ણરાંમહે. ગો. ૬

વિ૦ ૬ પા૦ ૮

## કીર્ત્તન ૯૦ મું.

આહાવો અવસર આંપ્યો તે જાય ન વ્યર્થહે,
શરણે આવ્યો શ્રીશને જાણી સમર્થહે;
આશ્રિત માની આંપેં સુધારજ્યો અર્થહે. ગો. ૧

સાધન સાહામું જોશ્યો તો શઠ છું હું પ્રાણીરે.
અજીયે મજનેં કૃષ્ણની કળ છે અજાણીહે;
ઓળખીશ જ્યારે ઓળખાવશો કરૂણા આણીહે. ગો. ૨

મજમાં એકે બોધ તણૂં નથિ બળહે,
ચિંતી ન સકે ચિત્ત જયે માહારૂં ચપળહે;
કરૂણા પાખેં મજનેં કશ્યે નથી કળહે. ગો. ૩

કૃષ્ણ કથાને શુણતાં નડે છે કાળિહે,
ખલ વૃત્તિયો મજથી સકાય ન ખાળિહે;
શિષ્ણોદરના વેગ સકાય ન સંભાળીહે. ગો. ૪

સાધન એકે સાધિ સકાય ન સાચુંહે,
માટે તમને અહર્નિશી હું યાચુંરે;
કેશવ કરૂણા પાખે દીસે સર્વ કાચુંહે. ગો. ૫
અળગું થાય જો ચિત્ત ચોટયૂં છે જે ચામહે,
તો તો છુટે દામ દારાદિક દામહે,
કૃષ્ણરામનો કર પકડો કૃષ્ણરામહે; ગો. ૬

વિ૦ ૬, પા. ૮

## કીર્તન ૯૧ મું.

આતે અમનેં આંમ શું મૂકી દીધારે,
અલબેલા કાં અમથિ અબોલા લિધારે;
કેશવ અમને આમ શું કાયર કીધાહે. ગો. ૧
ધીક્ પડો આ જીવવું વ્યર્થ અમારૂંરે,
પામ્યા નહિ જો કરૂણા કટાક્ષ્ય તમારૂંરે;
સુંદર તનું આપી તેણેં શું થયું સારૂંહે. ગો. ૨
ભાંમણે ન ભાગે અમારી ભૂખહે,
પ્રતીતિ પ્રીશ્યા પાખેં ભરે કયમ કૂખહે,
વિઠલ અમને કયહાં સુધી રાખશ્યો વિમૂખહે. ગો. ૩
કોણ કરયાંતાં કર્મ તે આવિ આ નડિયાંરે,
આભ્યંતરનાં ઐશ્વર્ય્યે અજી ન ઉઘડિયાંરે;
ઝુરણ ભાગે તેહેવાં ન સાધન જડિયાંહે. ગો, ૪
અકળાઇયે છે અનુદિન આઠે પોહોરહે,
બાળ્યક જન તે કેટલો કરિયે બકોરહે;
જણવો કરૂણા કરીનેં તો જાણિયે જોરહે, ગો. ૫
વાહાલા થઇને વેહેવું ઘટે કયમ વાંમહે,
પાળો પેલું પતિત પાવન જ્યે નાંમહે;
કૃષ્ણરામના કંર પકડો કૃષ્ણ રામહે. ગો. ૬

વી૦ ૬ પા૦ ૯

## કીર્ત્તન ૯૨ મું.

### દેશી ફેર.

કરૂણા કરીને કળ ફેરવશ્યો જો કૃષ્ણ,
વૃત્તી ત્યાહારેં વિષયોથી થશે વિતૃષ્ણ,

સંશય શમશેં પૂછવાં મિટશે પ્રષણ. ક૦ ૧
આપ તણો પણ હું દીસું અંશ અનીશ,
કામ નચાવે કામિનીયો કરિનેં કીશ;
છુટું સેહેજયેં તો ચરણ નમાવું શીશ. ક૦ ૨
લક્ષ્ય થતી તે લૂંટી લીધી છે લોભેં,
તેથી મનની ચંચળતા ક્ષણ નવ્ય થોભેં;
સ્થિરતા થાશે તો સેવક થાવા શોભેં. ક૦ ૩
કેડયે પડીને સત્‌કૃતને બાળે ક્રોધ,
આવરણેંથી આવરતો અંતર બોધ;
શાંતી થાય તો સચ્ચિતનો લાભે શોધ. ક૦ ૪
મત્સર વ્યાપે માધવજીનું બિન જાણયે,
ઠરે ન વૃત્તિ તૃષ્ણાની તિક્ષણ તાણયે;
વિરાગ આવે તો વહુ ન વ્યારે ખાંણયે. ક૦ ૫
ક્ષુધા પિપાસા તે ખીંચે છે કાયાનેં,
નિત્ય નમાવે તે ઉપસ્થ જઈ જાયાનેં;
માધવજી તુંતો આપ તણી માયાનેં. ક૦ ૬
પતિત પાવન મેં બિરૂદ તમારૂં બાંન્યું,
વેદેં શાસ્ત્રેં જયે શરણ વત્સલ તાંન્યું;
કૃષ્ણરામે સહુ કૃષ્ણ તણે વશ માંન્યું. ક૦ ૭

વિ૦ ૬. પા. ૧૦

## કીર્તન ૯૩ મું.

કરૂણા ઈછું તે કૃષ્ણચંદ્ર નિ થાવી,
જેણિયેં ભાસેં સઘળાનાં ભૂત ભાવી;
જેથી ઉરમાં આવરણ સકે નહિ આવી. ક. ૧

જેથિ જડ ને ચૈતનનેં ન્યારા ન્યાહાળું,
વિષયો માંહે જાતું મન પાછું વાળું;
શ્રીધર સેવા સન્મુખ થઇને સંભાળું. ક. ૨

ત્ત્વમસીનો જેથી હોય બોધ બલીષ્ટ,
આગંતુકનાં ઉત્થાપી સકું અનીષ્ટ;
દ૯ કરીમાંનું આનંદ રૂપ ને ઈષ્ટ. ક. ૩

કામ, કર્મની વાસનાઓ જેથી નાસે,
ભ્રાંતી ભાગ્યે ભગવંત સઘળે ભાસે;
વિકલ્પ છુટચે મન રહે હરિને વિશ્વાસે. ક. ૪
સરવાગમનું જયે સાર કહ્યું તે જાણું,
વિશ્વેશ્વરની કીર્ત્તિને વિશદ વિખાણું;
કલ્પીત મતથી મન જાય ન કદી તણાણું. ક. ૫
દામોદરનો જયમ દાસ સદા કેહેવાઉં,
નિર્ભય થઇને ગિરિધારિના ગુણ ગાઉં;
નરતનું પામી કૃત કૃત્ય જેણે થાઉં. ક. ૬
અઘમોદ્ધારણ નિજ બિરૂદ નિભાવિ નાથ,
કરૂણા કરિયે જયમ જાણે સઘળો સાથ;
આશ્રિત માની ધરો કૃષ્ણરામનો હાથ. ક. ૭
વિ૦ ૬. પા. ૧૨.

## કીર્તન ૯૪ મું.

### દેશી ફેર.

શરણ છું હરે તમને, હે સ્વામિન્. ધૃ.
શરણ છું હરે તમને, જાણું ન શમોદ્યમને;
મિટાવિ દ્યો મનોભ્રમને, હે સ્વામિન્. શર૦ ૧
સાધન ન મજથી સાધે, વિષય વાસના વાધે;
બળવતી તૃષ્ણા બાધે. હે સ્વા૦ શર૦ ૨
લોભાદિક તે લોપેલિક, દમે ઘણા દંભાદિક;
કાંઈ પડતું નથી ઠીક. હે સ્વા૦ શર૦ ૩
આ તનું જે સુંદર આપી, તેને પણ જરા વ્યાપી;
તોહે હું અસઠ અદ્યાપી, હે સ્વા૦ શર૦ ૪
શરણ આવ્યાની શરમ, રાખો પાવન પરમ,
જોશ્યો ન માહારાં કરમ. હે સ્વા૦ શર૦ ૫
ગરિબને થઈ છે ઘણી, ધારો ધુરંધર ધણી;
આપો પ્રતીતી આપણી. હે સ્વા૦ શર૦ ૬
રતિ રમેશ્વરની જાગે, ભ્રાંતિયો સઘળી ભાગે;
કૃષ્ણરામ એહ માગે. હે સ્વા૦ શર. ૭
વિ૦ ૫. પા. ૧૨.

## કીર્તન ૯૫ મું.

કાંઇક પ્રતીતિ દીજે, હે સ્વામિન, ક૦ ધ્રુ૦ ૧
કાંઇક પ્રતીતિ દીજે, કૃપણને કૃપા કીજે;
શીઘ્ર સંભાળ લીજે. હે સ્વા૦ કાં૦ ૧
તાપ ત્રિવિધના તાપેં, વ્યાકુળતા અતી વ્યાપેં;
પીડાઉં છું પૂર્વ પાપેં હે સ્વા૦ કાં૦ ૨
હૃદ્રોગ રૂઝયા નથી, વહુ છું વિમોહથી;
કેટલું કહેવાય કથી. હે સ્વા૦ કાં૦ ૩
પામ્યો માનવ કાય, જીવું છું પશુંપ્રાય;
એમ તે કયમ રહ્યું જાય. હે સ્વા૦ કાં૦ ૪
તિમિર ન નિકળે પેહું, હઇયું ન બેસે હેઠું;
કયહાં લગી કષ્ટ વેઠું. હે સ્વા૦ કાં૦ ૫
યત્ન ન ચાલે માહારૂં, અજીયે ન ઉઘડે બારૂં;
શરણુ ધરયું છે તમારૂં. હે સ્વા૦ કાં૦ ૬
જન્મ આપ્યો જો રળવા, તો પ્રભો આવો મળવા;
કૃષ્ણરામને ફળવા. હે સ્વા૦ કાં૦ ૭

વી૦ ૬ પા૦ ૧૨

## કીર્તન ૯૬ મું.

સુઝને કેટલું કહું, હે સ્વામીન, સુ. ધ્રુ.
સુઝને કેટલું કહું, વિયોગને દુઃખે દહું;
રીર કરતો કયમ રહું, હે. સ્વા૦ સુ. ૧
અદ્રઢતે બુદ્ધિ માહારી, રેહેતી નથિ વાકયે વારી,
હઠી હઠી જાય છે હારી. હે. સ્વા૦ સુ. ૨
મોહ સર્પે મનદશું, ઉતરે ન વિષ વશું,
યત્ન કીધું ચાલે ન કશું. હે. સ્વા૦ સુ. ૩
ઉતાવળા અધોક્ષજ, ધાજયો ગરૂડધ્વજ;
દેખાડવા ચરણાબ્જ. હે સ્વા૦ સુ. ૪
જાય છે જન્મારો માહારો, સુઝે નહિ એકે આરો;
આશ્રિતને નાથ ઉગારો. હે સ્વા૦ સુ. ૫

કૃષ્ણ મરડિને કળ, મનના મિટાડો મળ;
બિરૂદનું દાખવો બળ. હે સ્વા૦ સુ. ૬
પતિત પાવન તમે, શરણ રાખો આ સમે;
કૃષ્ણરામ પાચ્ય નમે. હે સ્વા૦ સુ. ૭

વિ૦ ૬, પા૦ ૧૩.

## કીર્ત્તન. ૯૭ મુ.

તમારૂં બિરૂદ સાચું. હે સ્વામિન. ત૦ ધ્રુ.
તમારૂં બિરૂદ સાચું, કદાપિ ન પડે કાચું;
તે જાણી હું જન યાચું. હે સ્વા૦ ત૦ ૧
માંનવાદિ મોહેં ભરયા, વિકલ્પ બુદ્ધિને વરયા,
તારે તે શું આપે ન તરયા. હે સ્વા૦ ત૦ ૨
જનોંથી જ્યે બને સારૂં, સામર્થ્ય તે તે તમારૂં;
બિજાનું તે કયમ ધારૂં. હે સ્વા૦ ત૦ ૩
અવ્યક્ત પ્રેરે પવન, વરસાવે ત્યહાં વરસે ઘન;
એમ વશ તમને જન. હે સ્વા૦ ત૦ ૪
પરવશ સરવ પ્રાણિ, તમને ન શકે જાણિ;
વિચ્યારે ન વેદ વાણિ. હે સ્વા૦ ત૦ ૫
સ્વાધિન તમારે સહું, જાણિ તમને શરણે રહું;
લક્ષ આપો એટલું લહું. હે સ્વા૦ ત૦ ૬
પ્રતિતી જો પૂર્ણ થાશે, તો મ્હારી જાડ્યતા જાશે;
કૃષ્ણરામ કીર્ત્તી ગાશે. હે સ્વા૦ ત૦ ૭

વિ૦ ૬, પા. ૧૩

## કીર્તન ૯૮ મું.

### દેશી ફેર.

કરૂં કેટલી કૃષ્ણને વિનતીરે, કાંઈ જવાપ દીજે.
મુકી મોદ હારી ગઈ મમ મતીરે. કાં૦
કશી વાતે પડતી નથી કળ હવેરે. કાં૦
દિલ દાઝે વિયોગને દુઃખ દવેરે. કાં૦ ૧
આપી માનવ તનું જ્યે આ અભિનવીરે. કાં૦
વળી વિમળ વિદ્યાઓ તે શીખવીરે. કાં૦

તોહે લક્ષ ઉઘડી નથી સરવથારે. કાં૦
કણ લોભ માટે અજી કહું કથારે. કાં૦ ૨
અજી વૃત્તીયો વિષયની વશ નહીરે. કાં૦
કદી ચિત્ત ઠરતું નથી સ્થિર કહીંરે. કાં૦
પ્રતીતિ વિના પ્રીતિ કયમ ઉપજેરે. કાં૦
રજોત્તમના વિક્ષેપ લય કયમ તજેરે. કાં૦ ૩

શુદ્ધ સત્વ ઉઘડયો નથી આ ઘટેરે, કાં૦
મનોવાસનાના મળ કયમ મટેરે; કાં૦
સાચું સાધન કો સધાતું નથીરે, કાં૦
મતી મરદી નાંખે છે મોહે મથીરે. કાં૦ ૪

પાપરાશિ પ્રગટયો કિયા ભવ તણોરે, કાં૦
અજી યોગ સધાયો ન આપણોરે; કાં૦
આંધી મૂઢિનો ભ્રમ હવે જાય છેરે, કાં૦
એણી આર્તિયે મન અકળાય છેરે. કાં૦ ૫
કરે પકડશો કે મુંને પટકશોરે, કાં૦
દયાસિંધુ થઈ નિર્દય કયમ થશોરે; કાં૦
આવ્યો ચરણને શરણ તે પ્રાણીનેરે, કાં૦
યદુનાથ તજશો કયમ જાણીનેરે. કાં૦ ૬

જેવો તેવો પણ શરણ હું આવીયોરે, કાં૦
મુંને અન્ય ઉપાય નવ્ય ભાવીયોરે; કાં૦
મુંને એક છે આપનો આશરોરે, કાં૦
કૃષ્ણરામને કૃષ્ણ કરૂણા કરોરે. કાં૦ ૭

વી૦ ૬ પા૦ ૧૩

## કીર્તન ૯૯ મું.

હું તો કૃષ્ણ કરૂણા થવી ચાહુછું રે, જગદીશ જાંણો;
એહેના પાખે ઉર અતી અકળાઉછું રે, જગ.
ગુનેગાર છું તોહે ગોવીંદનોરે; જગ.
આદી અંશ છું સચ્ચિદાનંદનોરે. જગ. ૧
તમે પતિત પાવન પિતા જાંણિનેરે, જગ.
શરણ આવ્યો હું શારિંગપાણીનેરે; જગ.

ક્ષમાવંક કરવા ઘટે દાસનારે, જગ.
કરી કરૂણા અવડાવો ઉપાસનારે. જગ ૨
પ્રભો પોતાના પૂત્રનેં પાળિયેરે, જગ.
તનૂ દરશી જાણીનેં નવ્ય ટાળિયેરે, જગ.
નિજ સ્મરણ ચૂકી જ્યે વાંકો વહ્યોરે; જગ.
તે તો માયાથી મોહ મજનેં થયોરે. જગ. ૩
નહિતો સ્મર્ણ અમૃત સમૂં કાં તજુંરે, જગ.
શાંને દુઃખદાયી વિષય વિષ ભજુંરે; જગ.
આહાવો દેહ પાંમી આપ્યો આપણોરે, જગ.
દિવ્યદાસ કાં થાઉં ન તુમ તણોરે. જગ. ૪
મારૂં માઠું થાય તે કાં હું આદરૂંરે, જગ.
માયા વશ નથી મુજનેં કહો શૂં કરૂંરે; જગ.
એ છે આપને સ્વાધીન સર્વદારે, જગ.
તમ્યો દૂર રાખો તો રેહેશે તદારે. જગ. ૫
રવડાવ્યો માયાંનો જ્યે રડવડેરે, જગ.
તેવા જીવથી જીતવી ક્યમ ઘડેરે; જગ.
માટે માયાથી વિષ મનુજને વ્યથારે, જગ.
માહારા બળથી મિટતી નથી સર્વથારે. જગ. ૬
ઘણી થઇ છે મજ ગરીબનેં જાંણીયેરે. જગ.
કૃપણ માંની કેશવ કૃપા આંણીયેરે; જગ.
શરણ આવ્યો જાંણી કરે ધારિયેરે, જગ.
કૃષ્ણુરામનેં કૃષ્ણ ઉગારિયેરે. જગ. ૭

વી૦ ૬ પા૦ ૧૪

## કીર્ત્તન ૧૦૦ મુ.

પ્રતીતિ દેઇ દાખવો પ્રેયનેરે, પ્રભો નાથ માહારા,
શઠ છું તે સાધી સકું શ્રેયનેરે, પ્ર૦
આભ્યંતર તણી આંખ્યો ઉઘાડિયેરે, પ્ર૦
ભૂત ભાવીનેં દ્રષ્ટે દેખાડિયેરે. પ્ર૦ ૧
સચરાચરે દેખું જ્યમ સ્વામીનેંરે, પ્ર૦
સાચો દાસ થઇ ચાલું શિર નાંમિનેરે; પ્ર૦

વિષય વિષ તણી વેદના વીસરેરે, પ્ર૦
મહા મોહ મન માંહેથી નીસરેરે. પ્ર૦ ૨
રહે સહજ સમાધિ જામ્યો સદારે, પ્ર૦
વિષય દૃષ્ટિ કહી ઉપજે નહિ કદારે, પ્ર૦
શમી જાય સકલ વાસનાઓ ગળીરે; પ્ર૦
મતી માહારિ માધવજી શુ રહે મળીરે. પ્ર૦ ૩
નવે જાતિની ભક્તિયો નીપજેરે, પ્ર૦
અતી વિરતી વિષયો વિષે ઉપજેરે; પ્ર૦
સકલ કર્મ સંચિત બળેં જ્ઞાનથીરે, પ્ર૦
ભારે ભાગે વીયોગ ભગવાનથીરે. પ્ર૦ ૪
બાધીત વૃત્તીયો બનિ સકે બોધથીરે, પ્ર૦
વ્યવધાન ઉઠે ન વિરોધથીરે; પ્ર૦
વાસુદેવનો વિશદ યશ વર્ણવુંરે, પ્ર૦
કૃષ્ણ કરૂણાથી ઇચ્છું એહેવું થવુંરે. પ્ર૦ ૫
નથી અન્ય સાધન બળ માહ્યરેરે, પ્ર૦
ઇચ્છું કૃષ્ણ કરૂણા થશે ક્યાહ્યરેરે; પ્ર૦
દયા દીન જાંણી કરો દાસનેરે, પ્ર૦
અંગી કરિને નિવારો આયાસનેરે. પ્ર૦ ૬
આપી માનવ તનું તો એ આપિયેરે, પ્ર૦
મુનેં દાસની પંક્તિમાં સ્થાપિયેરે; પ્ર૦
આહાવો સમય આપ્યો તે સાર્થક ઠરેરે, પ્ર૦
કૃષ્ણરામ નિત્ય કૃષ્ણનેં કરગરેરે. પ્ર૦ ૭

વિ૦ ૬, પા૦ ૧૫

## કીર્ત્તન ૧૦૧ મું.

સાચા સંત સેવ્યા નથી જયે જનેંરે, તે શૂં તમને જાંણે,
દેખેં દેહ દારાને અવેજનેંરે; તે૦
ઘણા કાળથી ગાડાં ઘટમા ભરયાંરે, તે૦
જેના ચામમાં ચિત્ત નિત્યે ઠરયાંરે, તે૦ ૧
બેટા બેટિયો કુળવધુ કાંમતારે, તે૦
જેથી શોકને મોહ મદ પાંમતારે; તે૦

ભજે ભૂતોને યક્ષોને પીરનેરે. તે૦
મારે મૂઠ્ય ચલવે વળી વીરનેરે. તે૦ ૨
જેના ઘહરમાં ઘટમાં ધુંણે ભૂતડાંરે, તે૦
શિરે શીગડિ હ્યે દાંતોથી જૂતડાંરે; તે૦
કાકાબળિયાની ઓળગો જે કરેરે, તે૦
બાધા રાખિને દેવ તીર્થે ફરેરે. તે૦ ૩
બાંધી નજરોને મૂકે ઉતારનેરે, તે૦
માંને સાચો આ મિથ્યા સંસારનેરે; તે૦
કરે ગોષ્ટિ મિથ ઉદર ઉપસ્થનીરે, તે૦
ન્યાહાલે નારિની બારી અધસ્થનીરે. તે૦ ૪
લવે લોકોની લવરીના લક્ષ્યથીરે, તે૦
ડરે નહિ જ્યે અભક્ષ્યના ભક્ષ્યથીરે; તે૦
મુખે મસો ચચ્ચો વદે માહાલતારે, તે૦
પર દારા ધનમાં નજર ઘાલતારે. તે૦ ૫
સદા પીડતા સ્થિર ચર માંત્રનેરે, તે૦
પોસે પાપે રળિ સ્વજનોને ગાત્રનેરે; તે૦
સાધૂ વિપ્ર સત્પાત્રને નિંદતારે, તે૦
વરણુસંકરોને ભજે વંદતારે. તે૦ ૬
કથા કૃષ્ણની કરણે ન સાંભળેરે, તે૦
કાર્ય મૂકી કોય લડતું હોય ત્યાંહાં મળેરે, તે૦
માંને પર મરે ને અમે જીવિયેરે, તે૦
પેઠાં ઘટમાં ધાડાં દાહાડે દીવીયેરે. તે૦ ૭
દેખા દેખ્યે દીક્ષા ધરે વૈષ્ણવીરે, તે૦
અંત ભ્રાંતિયો ઉપજે નિત્યે નવીરે; તે૦
કરી વાત નવ્ય સમજે વિતૃષ્ણનીરે, તે૦
કૃષ્ણરામ કરૂણા ચ્યાહે કૃષ્ણનીરે. તે૦ ૮

વિ૦ ૬. પા. ૧૫

## કીર્ત્તન ૧૦૨ જું.

### દેશી ફેર.

પ્રભુજીને કરૂં પ્રાર્થના, મસ્તક મૂકિને ચર્ણ;
યાચું એટલું જગદીશને, અગણું કરિયે આવર્ણ. પ્ર૦ ૧

એજું આવણું આવરયો, સ્વ સ્વરૂપનો બોધ,
કઈ વિધ કીધા ઉપાયથી, સાચો લાગ્યો નહિ શોધ. પ્ર૦ ૨
નિકટ વસોછો જે નાથજી, આનંદ રૂપી અતૂલ;
ભ્રમથી ભૂલ્યો હું ભવ્યને, તેનું મોહ એ મૂલ. પ્ર૦ ૩
વળતી વિકળતા ઉપજી, આ હું માનંતા અંગ;
માયિકને માહારાં માનતાં, ભગ સઘળાં થયા ભંગ. પ્ર૦ ૪
કીધાં કર્મ કંઈ વિધ તણાં, અનેક ધારિ ઉદ્દેશ;
વાધિ તે વડે વાસના, કંઈ કંઇ ઉપજ્યા કલેશ. પ્ર૦ ૫
તેણે તનુઓ બહુ ધારિયો, ચ્યારે ખાણોનેં ચોક;
અજીયે અથડાઉં છું એ વિષે, ભજતો હર્ષ ને શોક. પ્ર૦ ૬
કરૂણાથી કળ ફેરવો, વેગે થાઉં વિતૃષ્ણ;
પીડિત જાણી પ્રીતિ કરો, કૃષ્ણરામને કૃષ્ણ. પ્ર૦ ૭

વિ૦ ૬, પા૦ ૧૬

## કીર્ત્તન ૧૦૩ જું.

કળ ફેરવિયે કરૂણા નિધે, જનની જાડયતા જાય;
સ્મરણ સાધંતાં સ્વામિનું, ઉઠે નહિ અંતરાય. ક૦ ૧
ઉરનાં લોચન ઉઘડે, વિમલ વિભાસે વિવેક;
નિરખું નાથનેં નિત્યદા, અખિલાવાસમાં એક. ક૦ ૨
જ્યે જ્યે અદ્રષ્ટ જીવને, પ્રીછું તેહેને પ્રત્યક્ષ,
વિલોમ ઉદ્યમ વીસરે, અવળાં ચાલે નહિ અક્ષ. ક. ૩
ગ્રંથી છુટી જાય ગર્વનો, ઓગળી જાય અભિમાંન;
વિગલિત થઇ જાય વાસના, ત્રૂટે તૃષ્ણાનાં તાંન. ક. ૪
વિરાગ ઉપજે વિષયનો, ઉઠે નહિ કો આસક્તિ;
ચાપલતા છૂટેં ચિત્તની, ભાવે ભૂધરની ભક્તિ. ક. ૫
વિયોગ ભાગે વિશ્વેશથી, અવલોકું અપરોક્ષ;
જાતાં જવનીકાં જાણું હું, માહારા રૂપને મોક્ષ. ક. ૬
એહેવો દિન ક્યાહારે આપશો, પૂછું પ્રભુને હું પ્રષ્ણ;
ઉત્તર આપો ઉતાવળો, કૃષ્ણરામને કૃષ્ણ. ક. ૭

વી૦ ૬ પા૦ ૧૭

## કીર્ત્તન ૧૦૪ થું.

આશ્રિત હું તો છું આપનો, સર્વેશ્વરને સ્વાધીન;
રાખો જ્યે રીત્યે ત્યમ રહું, દાસ બિચ્ચારો હું દીન. આ૦

દોરે અંધને દેખતો, જ્યમ તે ચલવે ત્યહાં જાય;
મજથી એ રીત્યેં માધવજી, સધવો તેટલું સધાય. આ૦ ૨
ઉદ્યમ મજને શૂં ઉકલે, માહારી મેળ્યેં મહારાજ;
સત્તા આપ્યે સાધી સકું, કરવું જ્યે ઘટે કાજ. આ૦ ૩
શાસ્ત્ર પુરાણ જે સાંભળ્યાં, એહેમાં પણ એ રહસ્ય;
આશ્રિત થાશે તે ઉગરે, પ્રાણી પ્રભુનેં પરવશ્ય. આ૦ ૪
કરતા હું એમ જ્યે કેહેશે, ચૂકી તે થાશે ચોર;
બલીષ્ટ બંધાશે બધનેં, દેહાદિકને તે દોર. આ૦ ૫
સદ્‌ગુરૂ સંગે જ્યે સમજશે, સઘળું તમને સ્વતંત્ર;
તેહેનું કર્તૃત્વ ત્રુટશે, મોટો સમજીને મંત્ર. આ૦ ૬
માટે માધવજી માહરી, સમજી રાખજ્યો શરમ;
જન જાણીનેં જોશો નહી, કૃષ્ણરામના કરમ. આ૦ ૭

વિ૦ ૬. પા. ૧૭

## કીર્ત્તન ૧૦૫ મું.

કંઈ દિંનથી હું તો કરગરૂં, બોલો કાં નહી બળવત;
જોવો ન ઘટે જગદીશનેં, આવડો અરભકનો અંત. ક૦ ૧
દયા ન ઉપજે કાં દેવને, રંક તણી સૂણી રીર,
પ્રતીતિ પાખે પીડાઉં છું, અલ્પ મતી હું અધીર. ક૦ ૨
જળદાધારને યોગ્ય છે, કરવું કૃપણનું કાંમ;
પુરૂષારથ તો પ્રમાણીયે, હારયાને ઘો જો હાંમ. ક૦ ૩
જીમુત ગાજે જ્યમ ઘોષથી, સહુના શમવા સંતાપ,
ગોવિંદ બોલો એમ ગાજીને, જનને જણવવા જવાપ. ક૦ ૪
શાંને ડરપે છે શમલોથી, તાહારો હું છું ત્રાતાર;
માંથે મુજને ધણિ માંનજ્યે, દિવ્યપદનો દાતાર. ક૦ ૫
એમ ઉત્તર જ્યારેં આપશો, થાશે ત્યારે મન સ્થીર;
એટલા માટે કાં આળસો, ઝટ દેઇ બોલો યદુવીર. ક૦ ૬
એ આશાયે હું ઓળગું, શ્રીધર કીજે સફળ;
પ્રતીતિ પામ્યા બિન નહિ પડે, કૃષ્ણરામને કળ. ક૦ ૭

વિ૦ ૬, પા. ૧૭.

## કીર્તન ૧૦૧ હું.

અઘટિત ઘટના છે નાથની, યુક્તે જોતાં જણાય;
સ્વાધિન છો તમે સર્વદા, કળના કોથો નવ્ય થાય. અ૦ ૧
જે હોય જીવ ઝષરૂપનો. જોતાં તે પડે જાળ;
માધવ મીન રૂપેં થઇ, જાળો જનની જંજાળ. અ૦ ૨
નરતનું ગ્રીવા હયરાજની. અદ્ભુત ધારિનેં અંગ;
મન અતિ ચંચલ અશ્વથી. કીધા ભક્ત અલંગ. અ૦ ૩
પક્ષી હંસના રૂપથી, કાર્યે ન પંખાનું કીદ્ધ;
ભિક્ષુક શિવને રૂપેં કરી, રંકને આપો છો રીદ્ધ. અ૦ ૪
આપેં આરોગી ઝેરનેં, જનને અમૃત પાન;
મહા શ્મસાંને આપેં વસો, જનનેં આપો સંસ્થાન. અ૦ ૫
વિરંચિ વેદ વક્તા થઈ, વારચા જનના વિધિષેધ;
ભવના કરતા થઈ ભક્તના, ભવ ભય કીધા ઉછેદ. અ૦ ૬
આપેં સૂકર રૂપેં થઇ, સૂકર યોનિનો ત્યાગ;
ભક્તજનોનેં ભાવેં કરચો, દિલમાં રાખ્યો નહિ દાગ. અ૦ ૭
પૂત્ર દેવહૂતી તણા, થઇનેં તારી તે માત;
સિદ્ધ થઇને અસિદ્ધોને. મૂકયો મસ્તકે હાથ. અ૦ ૮
નરનારાયણ રૂપેં થઈ, તપિયા આતપના તાપ;
અવગુણ ઉપર ગુણ કરચા, કાહાડયા જનના સંતાપ. અ૦ ૯
રૂષભ દેવને રૂપેં કરી, મુખમાં લેઇને પાષાંણ;
જડચર્ય્યાયેં જડ ઉદ્ધરચા, મુનિ થઈ વિસ્તારિ વાણ્ય. અ૦ ૧૦
ક્રોધી નૃહરિના રૂપથી, કાપ્યા સજ્જનના ક્રોધ;
કાંમી યજ્ઞ રૂપેં કરી, તારચા કાંમિ કઈ યોધ. અ૦ ૧૧
કૂર્મ રૂપે જલમાં રહ્યા, પૃષ્ટે ધારિ ગિરિભાર;
જનનો ભાર ઉતારિયો, કીધા ભવ જલધી પાર. અ૦ ૧૨
વામન રૂપેં થઇ દાસનેં, આપ્યાં ઉંચાં પદ આપ;
ત્રિવીક્રમ થઈ સૂધા કરચા, બાંધી બધાણા બાપ. અ૦ ૧૩
પોતે યાચ્યા પણ દાસની, કીધી યાચના દૂર;
ક્ષત્રિય રૂધિરના કુંડમાં, તીરથ કીધાં ભરપૂર. અ૦ ૧૪
શાપાંકીતને ઘર અવતરચા, થઇને દશરથ સુત રામ;
કંઇના શાપ શમાવિયા, નિત્યેં જપતાં જયે નાંમ. અ૦ ૧૫

પોતે દુઃખિત થઈ દાસના, કીધાં કંઇક કલ્યાણ;
રૂપે રોકાઈ નાંમથી; તારચા જલમાં પાષાણ. અ૦ ૧૬
પોતે સ્રીને પરતંત્ર થઈ, તારચા સ્રીના પરતંત્ર;
ઉંચ કુળમાં હે અવતરી, માંન્યા મરકટના મંત્ર. અ૦ ૧૭
કૃષ્ણ થઇનેરે શુભ્રતા, કીધી દાસોને તર્ત;
ઇશ્વર થઇને રે ગોપીને, ઘર ઘર કીધાંરે નર્ત. અ૦ ૧૮
ગો ગોપીને માતા કરી, પીધું સ્તન પયોદપૂર,
પુનરપિ પીવું સ્તનપાનનું, કીધું દાસોનું દૂર. અ૦ ૧૯
નિર્બંધન થઇ બંધાઇયા, પોતે દામથી દેવ;
જનને બંધનથી છોડિયા, જોતાં જોતાં તત્ખેવ. અ૦ ૨૦
સવિતારૂપ થઇ અંબરે, ભ્રમણ કરોછોજી નિત્ય;
ભ્રમવું ભાગો છો ભક્તનું, પુરણ રાખીને પ્રીત્ય. અ૦ ૨૧
દેવ તણા તમે દેવ થઈ, આપે અચ્યુત અવિનાશ;
અંતઃકરણે છાના રહી, કીધા ભક્ત પ્રકાશ. અ૦ ૨૨
જન્મરહિત છો આપે સદા, તોપણ અખિલ અવતાર;
લિધા દાસને કારણે, મનનાં માન્યાં મોરાર. અ૦ ૨૩
જેની માયાએ જણવિયું, જૂદા સરખું આ જક્ત;
તોપણ જાણી કોય નવ્ય સકે, સમજે વિરલા કોય ભક્ત. અ૦ ૨૪
શા શ્યા ગુણને હું વર્ણવું, મુખમાં રસના છે એક;
ગહન ગતીરે ગોવિંદની, કેટલાં જાણું વિવેક. અ૦ ૨૫
કરૂણા સિંધુ કરૂણા કરી, પ્રીત્યે દીજે વિશ્વાસ;
કૃષ્ણરામને માંનજ્યો, કૃષ્ણદાસનો દાસ. અ૦ ૨૬

વિ૦ ૬, પા. ૧૮

## કીર્ત્તન ૧૦૭ મુ.

### અભંગ.

મંગળ મૂર્ત્તીના, ચરણ સરોજને,
વંદુ મનોજને, પૂર્ણ થાવા;
રથાંગ પાણીને, શીશ સદા નાંમું,
શીઘ્ર જુવો સાહામું, સેવકને. ૧
ઉત્તમ શ્લોકના, જે છો શિખામણી,
ઈછું હું આપણી, પ્રતીતિને,

પવિત્ર કીર્ત્તી જ્યે; મંગલ નામધેય,
સાધે સકલ શ્રેય, જેનેં નામેં. ૨
દિગ્વિતાન સમો, યશ જેહેનો જાણીને,
મન તનું વાંણીને, સૂપ્યાં તેહેનેં,
કોટિ કોટિ કલ્પ, કેરાં કલી મલ,
દીનના વત્સલ, કાપો માહારાં. ૩
આર્ત્ત જાણી માહારી, આર્ત્તિયો નીવારો,
કૃષ્ણ કરણ ધારો, વીનતીને,
કૃષ્ણરામ યાચે, કૃષ્ણની પ્રતીતિ,
આપો કરી પ્રીતિ, શરણાર્થિનેં. ૪

વી૦ ૭ પા૦ ૧

## કીર્ત્તન ૧૦૮ મું.

### અભંગ.

શ્રી રમાનાથનાં, વંદુ ચરણ પદ્મ;
જેથિ હૃદય સદ્મ, શુદ્ધ થાય.
અનાથ બંધુનો, ઇછું હું અવલોક;
જેણું શમે શોક, સર્વ સાથ્યે. ૧
પ્રાણજીવન તણી, પામું જો પ્રતીતિ;
ભાગે માહા ભીતિ, વિયોગની;
જગદઘહારિણિ, કીર્ત્તિ જેની જાંણી;
વેદેં જ્યે વિખાંણી, તેને ગાંઉ. ૨
આપી અનૂપમ, તરવાનિ આ તક;
કીજીયે સાર્થક, શીઘ્ર તેહેને.
દિવ્ય પદાર્થના, છો તમે દાતાર;
તમના ત્રાતાર, એક આપેં. ૩
ચંદ્ર ચકોરને, અમૃત જ્યમ આપેં;
તે ન તપે તાપે, અગ્નિ ચરતાં.
એમ તમારાથી, કરૂણા કટાક્ષનેં;
પાંમિ પ્રત્યક્ષનેં, સુખે રહું. ૪
કાતર્યતા માહારિ, ભક્તાવત્સલ ભાગો;
હવેં રખે ત્યાગો, ગરીબનેં.

કૃષ્ણરામ તણી, વિનતિ સાંભળો;
મેહેર કરીને મળો, વેગેં વેગે. ૫

વિ૦ ૭, પા. ૨.

## કીર્તન ૧૦૯ મું.

### અભંગ.

તવ પદ પંકજ, મકરંદનો વાત;
ઇછું હું સાક્ષાત, ઘ્રાણેં એહેવો.
નખમણી શ્રેણિની, ચંદ્રિકા શીશીર;
ઇછું હૃદી સ્થીર, થાવી માહારે. ૧
ભૂરિ પૂણ્યવંતેં, અર્પ્યાં તુલશી દામ;
શીશ વેહેવા કામ, ઇષિદિચ્છું.
પદ્મ ધ્વજાંકુશ, વજ્રાદિ ચિહ્નિત;
ચરણ તલે ચિત્ત, ચોટયૂં ચ્યાં હું. ૨
શ્રી રમા રાંણિ તે, સૌભાગ્ય સૂંદરી;
ચાપલ દુર કરી, જેહેને પૂંજે.
જે પદ પદ્મની, પુણ્ય રજો મીશ્ર;
ગંગા કરે તીસ્ર, લોક શુદ્ધિ. ૩
જન્મ અનંતથી, પકવ સમાધીયેં;
લીન ઉપાધીયેં, યોગી જાંણે.
શ્રેયો સકલ તણું, પ્રાગટ્ય જ્યાંથી બને;
એહેવા અલૌકિકનેં, આલોકાવો. ૪
કૃષ્ણ કૃપા કરી, નિજ પદ નિરખાવો;
તત્પનેં શૂં તાવો, દીનબંધો;
કૃષ્ણરામ તણી, વેગેં કરો વાહાર;
કહું કેટલી વાર, સર્વજ્ઞનેં. ૫

વિ૦ ૭, પા૦ ૨.

## કીર્ત્તન ૧૧૦ મું.

### અભંગ.

ઇછું પદાંબુજ, પલાશિનિ છાયા;
આશ્રિતની માયા, નિવારિણિ.

તાપેંથી તમને, તાપ હારિ છત્ર,
તવ પદાત પત્ર, શીશેં ધારો. ૧
વ્યવધાન વ્યાધીને, સદ્ય શમાવાનેં;
સ્મૃત્યૂપજાવાનેં, વૃત્તી પ્રેરો.
મમ મનો વિષ્ટર, કરિનેંકા શીઘ્રું,
પ્રગટ બનો વિષ્ણું, દ્રષ્ટેં દેખું.. ૨
મમાંતરાધિનું, નિર્મૂલન કરવા;
શીશેં હસ્ત ધરવા, વેગેં આવો.
ભક્ત સ્વપેક્ષિત, લીલાકૃતી ધરીનેં;
આવો કૃપા કરિનેં, આલોકું હું. ૩
અમોઘ વાંછિતેં. આ તનું જ્યેં આપી;
આતુર અદ્યાપી, વીયોગેંથી.
કાંતારને જ્યમ, ધૂમકેતુ દેવશ્રે;
એમ અપ્રત્યક્ષેં, દાઝે તનું. ૪
અચિંત્યમાહ્યની, કલના બને કયંમ;
ચાલે ન ઉદ્યમ, માહારો કીધો.
કરૂણા કટાક્ષનેં, કૃષ્ણરામ ઇછે;
પ્રતીતિયે પ્રીછે, આપો ત્યાહારેં. ૫

વી૦ ૭ પા૦ ૨

## કીર્તન ૧૧૧ મું.

### અભંગ.

કંજ નયન કૃત્તી, વાસના સનમીત્ર,
પાવન ચરીત્ર, પૂણ્ય કીર્ત્તિ,
ગોદ્વિજ ભૂમી, સુરાર્ત્તિ નિવારક,
ઉદ્ધર્મ હારક, જન્મ જેહેના. ૧
શ્રીલલામતીથો, સ્પદ પદ પદ્મ,
ભક્ત હૃદય સદ્મ, વિભાસક,
અચિંત્ય શક્તિ, અજેય અનંજન,
ભવ ભય ભંજન, સ્મર્ણે માત્રેં. ૨
અકુંઠ બોધ, ચરાચર વિજ્ઞાતા,
નિર્ભય પદ દાતા, ધ્યેય મૂર્ત્તિ,

ભક્ત મનોરથ પૂરક, કલ્પતરૂ,
જક્ત ગુરૂના ગુરૂ, કંજનાભ. ૩
ચરાચર ધ્યક્ષ, પ્રધાન પુરૂષેશ,
રામ રૂષીકેશ, સર્વ સાક્ષી,
સચ્ચિદાનંદ, સતાં પતિ શ્રીકાંત,
વર્ણિત વેદાંત, ક્ષાંતી રાશી. ૪
તે પ્રભુનાથ, પ્રતીતિ મુંને આપો,
અંત સ્તિમિર કાપો, કૃપા કરી,
કૃષ્ણ સખા કૃષ્ણરામ, નેં કહો માહારો,
દુસ્તર ભવ તારો, હાથે ગ્રહિ. ૫

બિ. ૭ પા. ૩

## કીર્ત્તન ૧૧૨ મું.

### અભંગ.

નંદના નંદન, ગોપીકા વલ્લભ, સંતને સુલ્લભ સંતાપતી,
બિનતીયો તણો, ઉત્તર કાંઈ આપો,
કષ્ટ સકળ કાપો પ્રતીતિથી. ૧
ક્યાંહાં સુધી કૃષ્ણના, વેઠું વિયોગનેં,
હ્રૃદયના રોગનેં, ક્યમ સહું,
દીન દયાલનેં, કાં અજી નાવે દયા,
કેશવજી ક્યહાં ગયા, મુજનેં મૂકિ. ૨
આંતરિ પેશીને, શૂં અજી છાંના રહો,
કૃષ્ણજી કાં ન કહો, જવાપ કાંઈ,
વાટય જુવું છું હું, બ્યગ્ર થઈ ચિત્ત,
વપુનું વહ્યું વીત્ત, ચિંતા વેગેં. ૩
કાળ ભુજંગની, લાગે સદા ફૂંકો,
દેહ દુઃખે સૂકો, તત્પ થઈ,
એકાદિ અવસરે, કાળ લેશે ગ્રાશી,
વિયોગ દુઃખ રાશી, ભાગ્યાં વિના. ૪
કૃષ્ણ તણો જે હું, કેહેવાયો લોકમાં,
પડતાં વનોકમાં, તમને હાશી,
સત્ય સખા જાંણી, જયે હું શરણ આવ્યો,

ભ્રમ તણો ભ્રમાવ્યો, જાઇશ જો. ૫
પાપિ પાવન પેલું, બિરૂદ તે કયમ રેહેશે;
કોણ પછી કેંહેશે, શર્ણ વત્સલ.
બિરૂદ બલીષ્ટનું, જુઠાપણું ઠરશે;
હાશી પછી કરશે, મોટા મુનિ. ૬
એહેવું વિચ્યારીનેં, હાથ માહારો પકડો;
પત્ર લિખી કકડો, પઠાવોજી,
પ્રગટ થઈ પ્રભુ, કીજે માહારિ પક્ષ;
પ્રતીતિ પ્રત્યક્ષ, વેગેં આપો. ૭
સંવત્ અઠારસેં, સીત્યરના વરસેં;
શાકે સત્તરસેં, છત્રીસના,
જેષ્ટની શુદ, તૃતીયા રવીવારેં;
વીનતીયો ત્યારેં, લખાઇ છે. ૮
વીનતીયો સર્વે, વાંચજ્યો વિશ્વપતી;
હવે થઇ છે અતી, વેગે આવો.
વિયોગ વન્હિયેં, ચિત્ત થયું તાતું,
રહ્યું નથી જાતું, કૃષ્ણરાંમે. ૯

વિ૦ ૭ પા૦ ૩

## કીર્ત્તન ૧૧૩ મું.

દેશી ઢેર.

શ્રી હરજી ઉગારોરે, તો ઉગરિયે આ ભવથી,
નહિતર નથી આરોરે, દહિયે છે ત્રિવિધ દવથી. ૧
ખચી રહ્યો છું પંચ વિષયમાં, નથિ નિવૃત્તિનો લેશ,
કૃષ્ણ વચનનું કહ્યું નથિ કરતા, આજ્યે કરિયે છે વેશ;
ખોયો જન્મારોરે, લુંટાયો છું લોક લવથી. શ્રી. ૨
દશે ઇંદ્રિયો દુશમન થઈ લાગ્યાં, નિત્ય નવી કરે હાણ્ય,
એકલડા મનને અથડાવે, કરિને તાણા તાંણ્ય;
એક જો સુધારોરે, તો નથિ ડરતા નવથી. શ્રી. ૩
અનેક કલ્પ થયાં અથડાતાં, અજી ન પામિયે પાર,
કઉતુક સકળ ભૂવનનાં જોયાં, તોહ્યે અજી જોયાનો વિચાર;
તૃષ્ણાનો પસારોરે, શમાયે ન વાસવથી. શ્રી. ૪

તો કુંણુ રંક અમે પ્રાંણિ પ્રલયના, ક્યમ કરી છુટિયે પાશ,
પતિત પાવન નાંમ સાંભળિને, છે તુમ તણો વિશ્વાસ;
વચન વિચ્યારોરે, જ્યે બોલ્યાં છોજી ઉદ્ધવથી. શ્રી ૫

રખે માહારાં કર્મ જુવો કેશવ છો, શરણાંગત વિશ્રામ,
કૃષ્ણરામને તારો કૃપાનિધે, પાળો પોતાનુ નામ;
આશરો તમારોરે, માંન્યો છે મોટો મેં સરવથી. શ્રી. ૬

વી૦ ૭ પા૦ ૪

## કીર્ત્તન ૧૧૪ મું.

કૃપાયેં અધિકારીરે, કિજે મુંને કેશવજી;
વૃત્તી જેંણેં માહારીરે, ભરૂંસે તમનેં સકે ભજી. કૃ૦ ૧

ભૂત ભાવિ વર્ત્તમાન ભૂતોનાં, જાણિ સકૂં હું જયંમ,
જ્યે જયમ ત્યમ ઓળખાયા પછી મુંને, ઉકલે શુભ ઉદ્યંમ;
હઠીને ખસે હારીરે, મોહાદિક મુજને તજી. કૃ૦ ૨

કાળ કરમ ને ર ભાવ વાસના, ઓળખું હું તેનાં રૂપ,
અસંભાવના ઉખડી જાય પછી, ચિત્ત ચિંતન કરે ચ્યૂપ;
ખુશિની ખુમારીરે, હૃદયમાં રહે રજી. કૃ૦ ૩

વિષય તણાં વિષ જાયેં ઉતરી; ઉપજે કથાનો સ્વાદ,
વિપરીત ભાવના, વીસમતાં પછી, ઉદય બને અલ્હાદ;
ધારણાયેં ધારિરે, સ્વામી શું નિત્ય રહું સજી. કૃ૦ ૪

કલિમલ કેટી કલ્પના બળતાં, પ્રીત્યેં ભજું પ્રારબ્ધ,
આગંતુક અવળાં ઉપજે નહિ, લક્ષ્ય બને જ્યારે લબ્ધ;
કરૂણા તમારીરે, થયેથી સકું રૂપ સમજી. કૃ૦ ૫

આ અરજી મજ અરભકની તમે કેશવ ધરજ્યો કાંન,
કૃષ્ણરામ તવ કરૂણા ઇચ્છે, ભક્તિ થવા ભગવાન;
તારવાની તઇયારીરે, મુંને કરો માધવજી. કૃ૦ ૬

વી૦ ૭ પા૦ ૫

## કીર્ત્તન ૧૧૫ મું.

પ્રતીતિ એહેવી આપોરે, મન માહારૂં જેથી માંને;
કલિમલ કાપોરે, ગમ્ય ઉઘાડીને જ્ઞાને. પ્ર૦ ધ્રૂ૦ ૧

સેવા તમારી સફળ સદા એમ, વદે છે વેદ પુરાણ,
સ્વાત્મા સુહૃદ સખા સાક્ષિ તમે પ્રભો, નિખિલના છો નિર્વાણ;
અધ્યાસ ઉત્થાપોરે, ધણિને જ્યમ ધારૂં ધ્યાંને. પ્ર. ૨
કિંકર કેરા કોશ કરમના, જોવા ન જગદાધાર,
માફ કરો મેહેરબાની કરી હવે, અજ્ઞના અધમોદ્ધાર;
તપ્યાને વળી તાવોરે, શમલનાહારી શાંને. પ્ર. ૩
નાંમના અક્ષર લેખથી તરિયા, પયોનિધિયે પાષાણ,
તેહેવા તારક નામને રટતાં, કયમ ન બને કલ્યાણ,
મનને મેળાપોરે, બલીષ્ટને માંની બાંને. પ્ર. ૪
આધિ ખસે અકળામણ ઉરની, સ્વામિનો સમજી સ્નેહ;
સાર્થક પામે સ્મરણ કરંતાં, દુર્લભ આહાવો દેહ,
વૃત્તીયોને વ્યાપોરે, જે તણાયે ન બીજે તાંને. પ્ર. ૫
કાલાવાલા કરી નિત્ય કરગરૂં, સાંભળા લીજે સંભાળ,
ઉત્તર આપો અરજીયો કેરા, પ્રણત જનોના પાળ,
સ્થિર કરી સ્થાપોરે, જ્યે કૃષ્ણરામ ગાયે ગાને. પ્ર. ૬

વી૦ ૭ પા૦ ૫

## કીર્ત્તન ૧૧૬ મુ.

### દેશી ડેર.

ઘણી થઇ છે ગરીબને ગોવિંદજી,
માહારા બાપ કાં જવાપ ન આપો અજી,
શું અગમ્યને ગમ્ય વિના ગાંઉં,
તજી કૃષ્ણ સતૃષ્ણ હું કયહાં જાઉં. ઘ. ૧
મહા મોહ વિછોહથી કયમ ભાગે,
ઘો પ્રતીતિ તો પૂર્ણ રતી જાગે,
પૂર્ણ કાંમ શું વાંમ વહો મુજથી.
શું રિસાળ થશ્યો તજશ્યો ભુજથી. ઘ. ૨
ક્ષમો વંક હું રંક રટું તમને,
થઇ નાથ ન હાથ સુપો યમને,
પ્રતિપાળ કરાલ ન દ્રષ્ટિ કરો,
જોવા કર્મ તજી સખા શર્મ ધરો. ઘ. ૩

સુખ રાશિ ઉદાશિ શમાવો હરી,
ધરો હસ્ત અઘોઘ નિરસ્ત કરી,
અનુકુળ થઇ દુઃખ મૂળ દહો,
કૃષ્ણરામનો હાથ શ્રીનાથ ગ્રહો. ઘ. ૪

વિ૦ ૭ પા૦ ૬

## કીર્ત્તન ૧૧૭ મું.

ક્યારે. બોલશ્યો કરૂણા સિંધુ હરે, આશ્રિતના ઉરની જાણી અરે,
નથિ રંકનું મન નિશ્ચલ રેહેતું, લક્ષ્મીવર લક્ષ્ય નથી લેહેતું,
ક્યારે. ૧

ઘણા કાળ થકે જે વિયોગ પડયો, સતસંગતિ દ્વારાયે શોધ જડયો,
સખા સતચિત આનંદ રૂપી લહ્યા, હવે શોકાદિક કયમ જાયે સહ્યા.
ક્યા૦ ૨

પ્રભોનાથ થકે પ્રતિતી ઇચ્છું, હું પ્રત્યક્ષ પરોક્ષને કયમ પ્રીછું,
નથિ ઉરની અકળામણ મટતી, રમાનાથને વૃત્તિ સદા રટતી.
ક્યા૦ ૩

હવે જ્યે ઘડી જાય તે યુગસરખી, પ્રભુનાથ તમે જુવો મન પરખી,
સરવજ્ઞ સખા સઘળું જાણો, આશ્રિત ઉપર કરૂણા આણો. ક્યા૦ ૪

રમાનાથ હવે નથી જાતું રહ્યું, દિલ દાઝે વિયોગને દુઃખે દહ્યું,
પુરૂષોત્તમ પીઉ તમે પરખો, કરી નેહ નજર મુજને નિરખો.
ક્યા૦ ૫

હવે કિંકરને કરૂણા કરવી, અમૃત નજરે આપત હરવી,
પ્રભૂ જોર ન કાંઈ જીવનું ચાલે, તોહ્યે બિરૂદ શુંણી મનડું માહાલે.
ક્યા૦ ૬

કૃપણોના વત્સલ કૃષ્ણ સખા, તમે અંગિકૃતોના અંગ રખા,
એવી હુસ્ય ઉઠે માહારે હઇયે, એકવાર મુંને માહારો કહિયે.
ક્યા૦ ૭

જગજીવન જો જુવો મજ સાહામું, તોતો પ્રબળ પ્રતિતી હું પામું,
નથિ કૃષ્ણ અશકય કશું તમને, અલબેલા ન અથડાવો અમને.
ક્યા૦ ૮

તમે જેહ કરો તે સર્વ બને, માહારા નાથ પ્રતિતી ઘો મુજને.

કરિ ઓળગો કૃષ્ણનિ સત્ય ઠરે, એમ વેદને શાસ્ત્ર સકલ ઉચ્ચરે.
કયા૦ ૯
માહારિ કરણિ ન નાથ હવે જોવી, ખુશિ થઇ ખળતા મનની ખોહોવી,
નિરખી સહુ શાસ્ત્રતણો નિરણે, પ્રભુનાથ હું આવ્યો ચરણ શરણે.
કયા૦ ૧
વેગે વાહાર કરો વાહાલાજી હવે, દયાસિંધુ ન દાસને નાંખો દવે,
શરણાગત વત્સલ બિરૂદ વહો, કૃષ્ણરામને કાંઇક પ્રતિતી કહો.
કયા૦ ૧૧

વિ૦ ૭, પા. ૬.

## કીર્તન ૧૧૮ મું.

કરૂં કેટલી વીનતી કેશવજી,
કોણ ધ્યાંનથી કાંન સુધા છે અજી;
ગુણ ગાંઉ તોહે શરમાંઉ ઘણો,
અજી જવાપ ન પાંમ્યો અમાપ તણો. કરૂં. ૧
નિજ અંશ ભજ્યે જ્યો વિભ્રંશ થશે,
માહારાજ તમારી લાજ જશે;
વિરહાનલ પ્રબળ નડે મુંજને,
તેની શાંતિ કરોજી ધરો ભુજને. કરૂં. ૨
ગુનેગારના વંક અપાર હશે,
કરચે કરૂણાથિ ત્રિગુણા સમેત જશે;
હરે સ્વામિના કામિના કામફળો,
સુખ શશિ સુદ્રષ્ટિ વિકાશિ સળો. કરૂં. ૩
કોણ ઉદ્યમથી પ્રીય તમને મળ્યું,
અકળીત અજીતને કયમ કળ્યું;
થયો શર્ણ તેનું આવર્ણ કટે,
કૃષ્ણરાંમથી વાંમ ન વેહેવું ઘટે. કરૂં. ૪

વિ૦ ૭, પા. ૮

## કીર્તન ૧૧૯ મું.

### દેશી ઉપર.

આવિયે બંધુ અનાથના, દાસને દરશન દેવારે;
પ્રણત જને કરિ પ્રાર્થના, સફળ થવા તેની સેવારે. ૧

ચંદ્ર ચકોરની ચ્યાહના, સફળ કરે છે જ્યંમ સાચેરે;
ચાતક જ્યમ જલ વાહના, નીરને લેવાને યાચેરે. ૨
એમ પ્રીયંકર નાથની, પ્રબળ પ્રતીતિયો યાચું રે;
સેવક જનના સાથની, સફળતા સાંભળી રાચું રે. ૩

હું એક કયંમ અભાગિયો, હરજીના હેતને ન જાંણું રે;
તાત શું મુજને ત્યાગિયો, તરવાનું આપીને ટાંણું રે. ૪
ધિક્ પડો જીવવું માહારૂં, ત્રિવિધના તાપનૂં તાપ્યું રે;
જગંદાધારનું જાહારૂં, હેત ન હૃદયામાં વ્યાપ્યું રે. ૫

પ્રાર્થના કંઇક પ્રકારની, કીધિ તે બડબડમાં ખપશેરે;
ગોવિંદના ગુનેગારની, વૃત્તીયો વિકળ થતી જો તપશેરે. ૬
સેવા જયે સચ્ચિદાનંદની, પ્રણતના પાળની પ્યારીરે;
અચ્યુત આનંદ કંદની, તમને જો ન સકે તારિરે. ૭

જેવો તેહેવો પણ આપનિ, ઓશ્રમાં આશ્રિતને સ્થાપોરે;
કૃષ્ણરામ તણા તાપનિ, શાંતિ થવા પ્રતિતી આપોરે. ૮

વિ૦ ૭, પા. ૮

## કીર્તન ૧૨૦ મું.

કોણ સાધન કરૂં કૃષ્ણને, મળવાને કારણે માહારેરે;
વીનતિ કરૂં છું વિતૃષ્ણને, કરૂણાથી બોલશ્યો કયાહારેરે. ૧
કૃપણ જનો તણા વત્સલ, દીનના બંધૂછો દેવરે;
નિર્બળ જન તણા છો બલ, તારવાની તમને ટેવરે. ૨
ગૌ દ્વિજ ભૂમિના પાળક, અશરણ શરણ તમે આપરે;
દુષ્ટતાના નિર્દાલક, પ્રગટ તમારો સિદ્ધ પ્રતાપરે. ૩
પતિત તણા તમે પાવન, ઉત્તમ શ્લોક તમે એહેવારે;
નાથજી જનના નિભાવન, સુખની સીમ તમારી સેવારે. ૪
સેવકને છો સુલભ સદા, દુષ્ટથી દૂર છો ઘાહાડીરે;
અંગિની ટાળવા આપદા, જવનીકા દૂર કરો જાડીરે. ૫
વિકલ જાણિ ન વિસારશ્યો, સેવકને સુખના રાશિરે;
પ્રતીતિ દેવાને પધારશ્યો, કો સમે કમનીયતા કાશીરે. ૬
વિયોગ વહ્નિ બુઝાવવા, મેઘ ગંભિર આ વાચારે;
બોલશો બિરૂદ બતાવવા, સેવકને સ્વામી સાચારે. ૭

તે દિન ક્યાહારે દેખાડશો, રંકની રીર શુણી રાજારે,
કીચ થકી જ્યારે કાહાડશો, મહિમાનિ રાખવા માઝારે. ૮
પ્રીત્યે પ્રતીતિ બતાવિયે, ભ્રાંતનાં સાધનસ્યાં ભાળોરે;
આર્ત્તિયો અખિલ શમાવિયે, કૃષ્ણરામની કૃષ્ણ કૃપાળોરે. ૯
વી૦ ૭ પા૦ ૯

## કીર્ત્તન ૧૨૧ મું.

કૃષ્ણ કૃપાલ કૃતજ્ઞને, ચરણ નમાવું છૂં શીશરે;
આકુંળ જોઈ મજ અજ્ઞનેં, સખ્યપણું જણુવો શ્રીશરે. ૧
ચેન પડે નહિ ચિત્તનેં, પ્રભુની પ્રતીતિયો પાખેંરે;
નિઃશંક થાવા નિમિત્તનેં, અવલોકિ જોયું મેં આંખેંરે. ૨
નાગલોક સુરલોકનેં, જીવ જો યત્ન કરી પાંમેરે,
જન્મ મરણ ભય શોકનેં, વિવિધ વિકલ્પનેં ન વાંમેરે. ૩
અષ્ટ મહા મળે સિદ્ધિયો, સુર સઘળાં હોયેં સ્વાધીનરે,
માયિક સ્વપ્ન શી રીદ્ધિયો, કાળનેં વેગેં બનેં લીનરે. ૪
પશ્ચાતાપ પછી બને, મરણના મુખથી ન નિકળાયરે;
કૃષ્ણ શરણ વિના જીવનેં, નિર્ભય થાવાનો ન ઉપાયરે. ૫
સંત સમાગમે સાંભળ્યું, બિરૂદ તમારૂં તેહ બલીષ્ટરે;
મન માહારૂ તુમ પાખેં વળ્યું, ચરણ શરણ આવ્યો હું કિલષ્ટરે. ૬
અનેક આપદો વેઠીયો, વિષ્ણુથી વિમુખ વહી વાંમરે,
વાસના ચિત્તમાં પેઠિયો, લાભ્યો ન ઠરવાનો ઠામરે. ૭
અખિલ અનિષ્ટનેં છૂટવા, આવ્યો છું શ્રીપતિનેં શરણરે,
તૃષ્ણાનિ તંતીયો ત્રૂટવા, શુદ્ધ થવા અંતઃકરણરે. ૮
કરણિ હવે જોશો નહિ, શરણના વત્સલ સ્વામીરે,
સ્થિર મન માહારૂં રહે સહિ, હરિજો એટલિ ભરો હાંમિરે. ૯
હું છુ ધણિ તુજ મસ્તકે, ડર કાં ધરેં છેં તૂં દાસરે,
એટલુ કહો જો આ તકે, તો મુને ઉપજે વિશ્વાસરે. ૧૦
દિવ્ય દ્રષ્ઠિ થયે ગમ્યથી, ગુણ ગોવિંદના ગાઉરે.
ઇછું પ્રતીતિ એ રમ્યથી, આપો તો કૃત કૃત્ય થાઉરે. ૧૧
એ વિના ચિત્ત ન સ્થિર ઠરેં, વેદના કહો કયમ વાંમુંરે,
કૃષ્ણરામ નિત્ય કરગરે, કૃષ્ણ કૃપાળ જુવો મજ સાહામુંરે. ૧૨
વી૦ ૭ પા૦ ૯

## કીર્ત્તન ૧૨૨ મું.

આજ શું આળસ આણિને, નાથ નમેહેરા થઈ બેઠારે,
જડ જન મુજને જાણીને, પ્રભુ કયહાં પરોક્ષ થઇ પેઠારે. ૧
કેટલીક અરજીયો ગાઇને, કિંકરે કૃષ્ણાર્પણ કીધીરે,
રશિયા સકે રિસાઇને, લક્ષ્ય ધરીને તે નવ્ય લીધીરે. ૨
કૃપણ વત્સલ કેહેવાઓ છો, પતિતના પાવન પોતેરે,
વિકળ જાણિને શું વાહો છો, યદુપતિ જન સઘળા જોતેરે. ૩
આમ ઘટે નહિ ઇશિને. નાથ અનાથના બંધુરે.
શરણ આવ્યો નાંમિ શીશને, અવલોકો કરૂણાના સિંધુરે. ૪
ગાતાં ન મુજને આવડે, ગુણ ગંભિર તમારા ગાજીરે,
અવ્યક્ત કયમ નજરે પડે, રંક જાણિને થાઓ રાજીરે. ૫
શેષ સહસ્ર મુખે કરી. નિત્ય નવિન ગુણોને ગાયરે,
વેદ વદે વિધિ વિસ્તરી, તોપણ પાર ન તેહેનો થાયરે. ૬
હું કોણ માત્ર તે આગળે, ગાઇ સકું શું ગુણસાગરનેરે,
મન માહારૂં ચ્યારે ભાગળે, સત્ય સખા માને શ્રીધરનેરે. ૭
બોબડું બોલવું બાળનું, તોપણ તાતને તે પ્રીય લાગેરે,
બિરૂદ પ્રણતના પાળનું, જાણિ હું એમ બોલું તુમ આગેરે. ૮
વાટ્ય ન ઉઠે વરણવ્યું, કૃષ્ણને કિંકરે જયે અરપ્યુંરે,
કાલાવાલા જાણિને કવ્યું, સત્ય સખાને સ્વરૂપ સમર્પ્યુંરે, ૯
દીનદયાલ દામોદરા, મીષ્ટ નજર કરીને ન્યાહાળોરે,
ગુણ ગાયા જે ખોટા ખરા, અંગિ કરીને પ્રણતને પાળોરે. ૧૦
એક તમારો છે આશરો, યદુપતિ જન મુજને જાણોરે,
પ્રભુજી રખાવિને પાંશરો, અજ્ઞ ઉપર કરૂણા આંણોરે. ૧૧
આવર્ણ આઘું ખસેડીને, ખુશ થઇને પરદો ખોલોરે,
અભે ને અંકમાં તેડીને, બાપ માહારા મુજ શું બોલોરે. ૧૨
ગોવિંદજી ઘણી થઈ હવે, આતુરતા જાણી આવોરે,
કૃષ્ણરામ નિત્ય વીનવે, એકવાર માહારો મુજને મનાવોરે. ૧૩
વી૦ ૭ પા૦ ૧૦

## કીર્ત્તન ૧૨૩ મુ.

દેશી દૂર.

જયે કરો તે થાય, હરિ તમે જયે કરો તે થાય.
કર્ત્તું અકર્ત્તું અન્યથા કર્ત્તું, શકય તમે સર્વદાય. હરિ. ૧

જીવ જવનિકાયે આવરયોતે, કયમ સમજે કલનાય,
હું કરતા એમ માંની હઠચથી, અંતે અતિ અકળાય. હરિ. ૨
જીવથી જેટલું બની સકે તે, સ્વામિની સહુ સત્તાય,
પરાધીન શું કરે પરાક્રમ, જંજાળે જયે જાય. હરિ. ૩
જ્ઞાનભક્તિ નેં વિરક્તિ તે, શઠથી કયમ સધાય;
ભૂત ભાવિ જયે ભૂતોનાં તે, આવરચે કયમ ઓળખાય. હરિ. ૪
ધારયું કયમ હોય જીવનું સર્વ, હાથ તમારે દાય;
અંતર્દ્રષ્ટિ ઉઘાડવા તમે, કૃષ્ણ કરો કરૂણાય. હરિ. ૫
પ્રણુતપાલ પ્રસાદ તમારે, આઘાં ખસે અંતરાય,
ઐશ્વર્ય સઘળાં ઉઘડે જ્યારે, શ્રીધર કરો સહાય. હરિ. ૬
એવું જાંણિ તમને આરાધું, નાથ નમી નિત્ય પાય;
કૃષ્ણરામની કળ ઉઘાડો; ઝટ દેઈ યાદવરાય. હરિ. ૭

વી૦ ૭ પા૦ ૧૫

## કીર્તન ૧૨૪ મું.

મજ સરખો મતિમંદ, નથિ કોય મજ સરખો મતિમંદ. ધૃ.
દુર્લભ દેહ જયે આપ્યો તે, ખોયો મેં કરતાં ફંદ. નથિ. ૧
લોક લવ કરતાં લુંટાયો, ગાયા ન મેં ગોવિંદ;
ધર્મ ધુરીણનું ધ્યાન ન ધાર્યું, ધસતાં ઘરનેં ધંદ. ન. ૨
સંતની સંગતિ સાધિ ન કદિયે, આદરચે ક્ષુદ્રાનંદ;
જ્ઞાનગતિ વિના ગ્રહિ શકયો નહિ, ચરણ કમળ મકરંદ. ન. ૩
કથામૃત રસ કર્ણ ધરયો નહિ, સેવતાં વિષયી વૃંદ;
નારિ નાણાં માટે નૃત્ય કરંતાં, સેવ્યા ન સુખના કંદ. ન. ૪
પતિત પાવન નાંમ સુણિને, શરણ છું તમનેં મુકુંદ;
કૃષ્ણરામનો કર ધરો હવેં, વેગે વૃંદાવન ચંદ. ન. ૫

વિ૦ ૭, પા૦ ૧૫

## કીર્ત્તન ૧૨૫ મું.

રાખશો ત્યમ હું રહિશ, હરિ મુંને રાખશો ત્યમ હું રહિશ.
તારશ્યો તો તરિશ હું સેહેજ્યે, વેહેવાવશો તો વહિશ. હરિ. ૧
સાધનની નથી સાંન મુજને, શો ઓશંકલ થઇશ,
રામ કૃષ્ણ ગોવિંદ એટલું ગ્રેહેવાવશ્યો તો ગ્રહિશ. હ. ૨

લક્ષ્યનાથની નિર્મળી જો, લેહેવાવશ્યો તો લહિશ;
વિયોગ વન્હિહનિ વેદના જો, સેહેવાવશ્યો તો સહિશ. હ. ૩
સત્ય સખાને શરણુ આવ્યો, જંજાળે કયમ જઇશ;
કૃષ્ણુરામ હું કૃષ્ણુ પાખે, કો આગળ દુઃખ કહીશ. હ. ૪

વિ૦ ૭, પા૦ ૧૬.

## કીર્ત્તન ૧૨૬ મું.

તમસે જ્યે ગમે તે ખરૂં. ધ્રૂ૦ ત૦
કોય પ્રકારે યત્ન કરે પણુ, તેથી ન હોયે પહું, ત૦ ૧
કાળ કહે હું કલ્પ ઘણો પણુ, દામોદરથી ડરૂં;
ભિષ્મનું મરણ મેં પાછું બોલાવ્યું, આજ્ઞા એમ અનુસરૂં. ત૦ ૨
મઘવાયેં મદથી વિચારયું જે, ગે કુલ જલથી ભરૂં;
અંબુદ અંતર્ધાંન કરી તમે, ગિરધર રાખ્યું નરૂં. ત૦ ૩
સુપર્ણે સંકલ્પ કરયો તો જ્યે, કાલિય નાગને ચરૂ;
તે શિરતવ પદ લાંછન જોઇને, આપે કહે ઓસરૂં. ત૦ ૪
દુર્યોધને દિલ ધાર્યું જ્યે, કૃષ્ણાનાં વસ્ત્ર હરૂં;
ચીરના ઢગ જોઈ કહે હવે, જો છેડું તો હું મરૂં. ત૦ ૫
પ્રલ્હાદજીના પિતા કહે જ્યે, કુંઅર કડકા કરૂં;
સ્તંભથિ નિકળ્યું રૂપ જોઈ કહે, હું હવે નહિ ઉગરૂં. ત૦ ૬
પારથ પાપ જાણી કહે, હું યુદ્ધથી પાછો ફરૂં;
તેહેને કર કૈરવ હણાવ્યા, ગોવિંદ થઇને ગુરૂ. ત૦ ૭
માટે મુજને માહારો કરો તો, પડે સહુ પાંશરૂં;
ગાંજ્યો કેહોનો જાઉં નહી પછિ, વૃત્તિથી તમને વરૂં. ત૦ ૮
પોતે પોતાનાં પાપ પ્રીછિ હું, થાંથો થઈ થરથરૂં;
કરૂણાનિધાન કૃપા કરો તો, તાપને તત્ક્ષણ તરૂં. ત૦ ૯
કેશવ શુંગુતા કાં નથી, કઇ કાળથી હું કરગરૂ;
પ્રતીતિ મળે પ્રભુનાથથી તો, અભય મન આદરૂં. ત૦ ૧૦
પતિત પાવન બિરૂદની, હવે રાખજ્યો આબરૂ;
કૃષ્ણુરામનો કર ધરો તો, ચરણુ શરણે ઠરૂં. ત૦ ૧૧

વિ૦ ૭. પા. ૧૬

---

## કીર્ત્તન ૧૨૭ મું.

### દેશી ફેર. કક્કાના કીર્તનો.

કરૂણાસિંધો કેશવજી, અજી કાં ઉત્તર નવ્ય આપોરે;
કઇક કાળથી કરૂં વિનતી, કાં અજી કષ્ટ ન કાપોરે. ક૦ ૧
કાંઇ કૃપણને કળ નથી પડતી, શાં સાધનને સાધુંરે;
કામ ક્રોધથી કસણાયો કયમ, અભેદને આરાધુંરે. ક૦ ૨
કોટિ કોટિ કલ્મષે ભરેલું, મન અશુદ્ધ છે માહારૂંરે;
દ્રઢ ધીરજ્ય ધરીને કયમ બેસે, બેહેમ તણું વેહેનારૂંરે. ક૦ ૩
કઠિણ કળિના કાળ વિષે વળિ, પડયું વિકળથી પાનુંરે;
શઠને શઠ સંગત્યથી ઉઘડે, શાહાણપણું તે છાનુંરે. ક૦ ૪
કર્મ કુકર્મ કરંતા કયાંહાંથી, જાંણ્ય જીવને જાગેરે;
અવળે પંથે વેહેતાં મજને, તૃષ્ણા કદી ન ત્યાગેરે. ક૦ ૫
કિંચિત્‌કરૂણા કૃષ્ણ કરો તો, સઘળું થાયે સવળુંરે;
બાળ્યક જનની બાંહ્ય ધરો તો, નિષિદ્ધ પંથે ન વળુંરે. ક૦ ૬
કેટલું કેહેવું પડશે તમને, સર્વ જાણ શ્રીધરનેરે;
કૃપા કરીને કેશવ પકડો, કૃષ્ણરામના કરનેરે. ક૦ ૭

વી૦ ૮ પા૦ ૧

## કીર્તન ૧૨૮ મું.

ખલજન છું પણ હવે તમારો, પ્રભો પકડીયો પલ્લોરે;
ફરતાં ફરતાં આજ ફળ્યો છે, દરીદ્રને જયમ ડલ્લોરે. ખ૦ ૧
ખોળંતાં ખેળંતાં મુજને, વ્યાસ વાંણિયે વાસ્યું;
હરિ હિતકારીને તજીને હવે, જંજાળે કયમ જાશુંરે. ખ૦ ૨
ખેલ્યો છું ખેટામાં ઘણુયે, કામ કામના કામિરે;
વાહાલા વિણું વિસારીને હવે ન થાઉં હરામિરે. ખ૦ ૩
ખણ્યા ખડ તેટલામાં પડીયો, અતિ વેળા હું આપેરે;
આશ્રય આપ તણો ઉલ્લંઘી, પીડાયો છું પાપેરે. ખ૦ ૪
ખાંપણ લાગ્યાં ખલને સંગે, ખશી પડયો છું ખાડેરે;
પાવન પુરૂશોત્તમ પ્રિછ્યા બિન, કિલ્વિષને કોણ કાહાડેરે. ખ૦ ૫
ખાસા એક તમારે ખાસો, અધમોદ્ધારણ કેરોરે,
તે માટે મજ તમ ઉપરે, હરિ કરૂણાયે હેરોરે. ખ૦ ૬

ખરા ધણી એક વીસારીને, ઘણા ધણિ શીર થાપ્યાંરે:
તેમણે નિજનો સ્વારથ સાધ્યો, કોણે બંધન કાપ્યાંરે. ખ૦ ૭
ખપથી મેં માહારા શીર ઉપર, સખા કરયા શ્રીધરનેંરે;
કૃપા કરીને કેશવ પકડો, કૃષ્ણરામના કરનેંરે. ખ૦ ૮

વિ૦ ૮ પા. ૧

## કીર્તન ૧૨૯ મું.

ગમ્ય ઉઘાડો ગોવિંદજી તો, મેલ મિટી જાય મનનોરે;
આંભ્યંતર ઉજ્જુવાળો ઉઘાડો, જન્મ સફળ થાય જનનોરે. ગ૦ ૧
ગહન ગતિ ગોપાલ તમારી, કાંઇક કળ્યામાં આવેરે;
વિધવિધ કેરા વેહેમ વિસરે, ભજન તમારૂં ભાવેરે. ગ૦ ૨
ગમતા ગુણ ગિરિધારીજીના, ગાવા ઉકલે જ્ઞાનેંરે;
હું માહારાની હઠ્ય હારીને, ઉપજે નહિ અભિમાંનેરે. ગ૦ ૩
ગુપ્ત રહ્યા છો ગોપીકેશ તેં, જયમ જાણ્યામાં આવોરે;
એંણી રીતે મજ આશ્રીતનેં, બલિષ્ટ બિરૂદ બતાવોરે. ગ૦ ૪
ગતિયો ભંગ થઇ છે ગીની, ગીત ગ્રામ્યનાં ગાતાંરે;
ચીંતન બિન ચિત્ત ચાક ચઢયું છે, અહર્નીશી અથડાતાંરે. ગ૦ ૫
ગૌબ્રાહ્મણ પ્રતિપાલ તમારે, અધમોદ્ધારણ બાંનુંરે;
આશ્રીતનૂં ઐશ્વર્ય ઉઘાડો, માધવજી મન માહાનુંરે. ગ૦ ૬
ગણતી શી કહું મજ દુઃખોની, સાક્ષીરૂપ શ્રીધરનેરે;
કૃપા કરીને કેશવ પકડો, કૃષ્ણરામના કરનેરે. ગ૦ ૭

વિ૦ ૮, પા. ૨.

## કીર્તન ૧૩૦ મું.

ઘણિ થઇ છે ગુણ દોષ ન જોશ્યો, હરજી હવે હઠ્ય મૂકોરે;
સત્ય સખા શ્રવણે સાંભળજ્યો, તમ તનુજની તૂકોરે. ઘ. ૧
ઘર્મ તમ અવની જાણી જ્યમ, વર્ષા શીચેંવારીરે;
એમ મુજનેં આકુળ જોઇનેં હવે, ખબર લીજીયે માહારીરે ઘ. ૨
ઘાસ તણી ગંજી જ્યમ કીચીત, પાવકથી પ જલશેરે;
અજ્ઞના ઢગ એ રીત્યે માહારા, તવ કરૂણાથી ટળશેરે. ઘ. ૩
ઘડી ઘડી પલ પલ સખા તમારૂં, સ્મર્ણ સધાવો સાચુંરે;
વિયોગ ભાગો વાહાલા વેહેલો, જન હું એટલુ યાચુંરે. ઘ. ૪

ઘટ ઘટ સઘળે ગોવિંદ છો તે, જીવ સકું હું જાણીરે;
પ્રિતી પ્રબળ પરસ્પર પ્રગટે, એહેવી કરો ઇધાંણીરે. ઘ. ૫
ઘોર ઘણા ઘટમાં પીડે છે, કેશવ તેને કાહાડોરે;
મેહેરે માનવ તનું આપી તો, દીવ્ય દીવસ દેખાડોરે. ઘ. ૬
ધારણ છૂટે માયાનો તો, સેવી સકું શ્રીધરનેરે;
કૃપા કરીને કેશવ પકડો, કૃષ્ણરામના કરનેરે. ઘ. ૭

વિ૦ ૮, પા૦ ૩.

## કીર્ત્તન ૧૩૧ મું.

ચેંન પડે નહિ ચિત્ત માહારાને, વાહાલાજીને વિયોગેરે;
પ્રેમ પ્રબળ પ્રગટ્યા બિન પ્રભુને, આલોકું શ્યે ઉદયોગેરે. ચે. ૧
ચિદાનંદને ચ્યહાહું ઘણો પણ, કયમ કરી શોધી કહાડુંરે;
અવલોકંતાં અંતર પાડે, ઉરમાં આવર્ણ આડુંરે. ચે. ૨
ચેટક વળગ્યું હોય જ્યમ જનને, તે તેહેને જાય તાંણીરે;
એમ અવિદ્યાને વશ હું તે, જાઉં જંજાળે જાણીરે. ચે. ૩
ચાપલતા છૂટે નહિ ચિત્તની, ઠરી ન બેસે ઠાંમેરે;
કૃષ્ણ કૃપા બિન કૃપણ પુરૂષ તે, કૃષ્ણજીને કયમ પામેરે. ચે. ૪
ચ્યાતૂરી માહારી કાંઈ નવ્ય ચાલે, અકળ પ્રભૂને કળવારે;
અલભ પડ્યું પણ આશાઓ ઉઠે, માધવજી શું મળવારે. ચે. ૫
ચટપટી લાગી હરી મળવાને, પરોક્ષ્ય જાગી પ્રીતિરે;
દીનદયાળ દયા કરી દીજે, પ્રગટ થવાની પ્રતીતિરે. ચે. ૬
ચાકરના ચિત્તની જ્યમ ચ્યાહાના, પ્રભૂ સકે તે પૂરીરે;
એમ અવિદ્યા દૂર કરીને, હરી મુને રાખો હજુરીરે. ચે. ૭
ચક્ષુ ઉદય કરો ઉરનાં જ્યમ, અખિલ સકું અવલોકીરે;
કૃષ્ણ કૃપા થયે કૃષ્ણરામને, કોણ સકે પછી રોકીરે. ચે. ૮

વી૦ ૮ પા૦ ૩

## કીર્ત્તન ૧૩૨ મું.

છાંના રેહેશો ક્યાંહાં સૂધી અજી, અમોઘ મહીમાવાળારે;
ચોગમાયાની જવનીકાયે કયમ, ફળી સકું તમને કાલારે. છા. ૧
છાતી ઉર ધરી આવે માહારી, નાથનાં બિરૂદ શુંણિનેરે;
કોણ કરમથી કેશવ મુજને, ગુણથી નાંખ્યો ગુણીનેરે. છા. ૨

છત્રધારીને કાં છુપી રેહેવું, ચોરની પેઠયે ચકતાંરે;
નાથને નીરખ્યા પાખે માહારા, જન્મ ગયાં કાંઈ બકતાંરે. છા. ૩
છેકજ માહારી કરણી જોવી, ઘટે ન તારક અજનેરે;
મજથી અગોચર રેહેવું હતું ત્યારે, કાં માનવ કરચો મજનેરે. છા. ૪
છળ કરવું તમને ક્યમ શોભે, અનાથ જનના બંધોરે;
કૃપણ ઉપર આંણો કાંઇ કરૂણા, કેશવ કરૂણાસિંધોરે. છા. ૫
છાપ તમારી વેદશાસ્ત્રમાં, શરણાગતની વત્સલરે;
પુરૂષોત્તમ તે દીજે પ્રતીતિ, કાપવા માહારી કલીમલરે. છા. ૬
છતા બનો તો છોગાળાનેં, આંખે સકું અવલોકીરે;
કૃષ્ણ કૃપા થયે કૃષ્ણરામને, કોણ સકે પછી રોકીરે છા. ૭

વિ. ૮ પા. ૪

## કીર્त્તન ૧૩૩ મું.

જોર કેટલું જીવ કરે જ્યે, ઇશને પકડી આણેરે;
અચીંત્ય માય અકલની કળના, જીવ તે ક્યમ કરી જાણેરે. જો ૧
જ્યમ તરંગ તે વશ જલધીને, ત્યમ જીવ વશ અજનેરે;
તરંગને વશ તોયનિધી નહી, ત્યમ તમે વશ નહી મજનેરે. જો. ૨
જલ જલમાં જ્યમ દીનકર દીસે, પ્રતિબિંબીત બહુ વેશેરે;
પ્રતિબીંબોની ગતીને જાંણે, દીનકર રહિ નિજ દેશેરે. જો. ૩
જુદાં પડ્યાં પ્રતિબિંબ ન જાંણે, અન્યને કે સવિતાનેરે;
એમ તમો અમ સહુને જાંણો, હું ન બિજાને પીતાનેરે. જો. ૪
જંજાલે જ્યે જીવ પડ્યો તે, કેશવને ક્યમ કળશેરે;
તારક નાથ જો થાય તમારી, મેહેર તો તમને મળશેરે. જો. ૫
જાણો છો જોખ્યમ જીવોનેં, કૃષ્ણ કૃપા વિના કોટીરે;
માટે મુજનેં આપ કૃપાની; મનમાં આશા મોટીરે. જો. ૬
જ્યગદીશ્વરને ચરણ શરણ છું; અતી આતુર હું પ્રાણીરે;
પીડીતની પીડા પહો કરવા, નાથ બતાવો નીશાંણીરે. જો. ૭
જબર પ્રતીતિ જો આપો તો; આપનેં સકું અવલોકીરે;
કૃષ્ણ કૃપા થયે કૃષ્ણરામને; કોણ સકે પછી રોકીરે. જો. ૮

વિ૦ ૮. પા. ૫

## કીર્તન ૧૩૪ મું.

ઝૂરણુ ભાગે જીવ તણી કયમ, પ્રભો પ્રતીતિ પાખેરે;
તિમિર અંધ તે તરણી વિના કયમ, દીવાપતીને દાખેરે. ઝૂ. ૧
ઝષ તે જલ પાખે કયમ જીવે, ઘૃતમાં મૂકયાં તથાપીરે;
એમ આતૂર હું આ ભવ માંહે, આપ વિયોગે અદ્યાપિરે. ઝૂ. ૨
ઝાલ દસો દિશ પ્રગટી તે જ્યમ, મેઘ વિના નવ્ય બૂઝેરે;
તાપ તસનેં તવ કરૂણા વીના, એમ ન શાંતી સૂઝેરે. ઝૂ. ૩
ઝેર ચડ્યૂં જ્યમ અમૃત પાંખે, ઉતરે ન અન્ય ઉપાયેંરે;
એમ વિષય વિષ હું નવ્ય વાંમુ, કેશવ વગર કૃપાયેરે. ઝૂ. ૪
ઝટકા સરખાં લોક વચન તે, વગર સમજણે વાગેરે,
પુરૂશોત્તમ પ્રતીતિ પાખે કયમ, ભ્રાંત્તની ભ્રાંતીયો ભાગેરે. ઝૂ. ૫
ઝાડ સરીખું કાં જીવાડો, આ માનવ અવતારેરે;
જન્મ સફલ થાવા જગજીવન, કરસ્યો કરૂણા કયાહારેરે. ઝૂ. ૬
ઝાતકાર જયોતી જણવો તો, આપે સકું અવલોકીરે;
કૃષ્ણ કૃપા થયે કૃષ્ણરામને, કોણ સકે પછી રોકીરે. ઝૂ. ૭

વિ૦ ૮, પા૦ ૬

## કીર્ત્તન ૧૩૫ મું.

### દેશી ફેર.

ટેક તમારો રખે તજો, શરણ વત્સલ કેરો;
અદ્રષ્ટને જ્યમ દેખું હું, તેહેવી પ્રેરણા પ્રેરો. ટે. ૧
ટોળિ મેળવી જયે તમે, તે પણ દુખિણી દીસે;
અણુત્ત જનોને પીડવું, રશીયા કોણ રીસે. ટે. ૨
ટાલ્ય પડી મજ મસ્તકે, જન જૂતીને મારે;
મારથી મુજને મુકાવવા, કૃષ્ણ આવસ્યો કયાહારે. ટે. ૩
ટક્કર લેવી કયમ બને, મજનેં હરજીથી;
અંધનેં આપેં કયમ જડે, વાહાલા મળવાની વીથી. ટે. ૪
ટાળા દેશો અજી કયંહાં લગી, છતે અછતા થઇને;
સૂતાઓ છો કાં સાંમળા, હૃદયામાં રહિને. ટે. ૫
ટુટશેં જો તાંણસ્યો ઘણું, સેવકની સાથ્યે,
પતીત પાવન પેલું બિરૂદતે, હરી હારસ્યો હાથ્યે. ટે. ૬

ટાળશો જો મજ પીડાનેં, તે તો દીસશે સારૂં;
શરણ આવ્યાને સાચવ્યેં, બિરૂદ રેહેશે તમારૂં. ટે. ૭
ટાંણુ વિતે છે શોકમાં, સેવકને સંભાળો;
કૃપાવડે કૃષ્ણરામનું, વાહાણ વહી ગયું વાળો ટે. ૮
વિ૦ ૮. પા. ૬.

## કીર્ત્તન ૧૩૬ મું

ઠેકાણું નથી તુમ વિના, જીવને ઠરવાનું;
કાલ માયાના યોગથી, સઘળે ડરવાનું. ઠે. ૧
ઠામ ન ખાલી કો કહે, હરિ બિન નીજ ભાખ્યા;
તોપણ મુંજને અગમ્ય છો, એ તમારા તમાશ્યા. ઠે. ૨
ઠસ્સા કરવાને હું ગયો, આ હું માહારાને માંની;
એણે અંતર પડયો આપથી, મજને થઈ હાંની. ઠે. ૩
ઠગ પંક્તી મુજને મળી, ધન સુત ગ્રહ જાયા;
આવરણેં મે નચ્ય લહી, માધવની એ માયા. ઠે. ૪
ઠાઠ નવા નીત્ય દાખવી, મજને ભોળવિયો;
રાગ રેષ ઉપ્રજાવીને, યમ હાથ્યે ઓળવિયો. ઠે. ૫
ઠરી રહી ચીત્તવૃત્તિયો, અભ્યાસેથી આડી;
કામ કરમ ને સ્વભાવથી, વાસના થઇ જાડી. ઠે. ૬
ઠેલી ન નીકળે મજ થકી, બલીયણ થઇ બેઠી;
શાસ્ત્ર તણી પણ શીક્ષાની, ચાલી નહિ શેઠી. ઠે. ૭
ઠરી બેસૂ કયમ હું હવે, નથી ચલણુજ માહારૂં;
માટે મેં પકડયું નાથજી, ચરણ શરણ તમારૂં. ઠે. ૮
ઠોઠ જાણિ મુજનેં હવે, પ્રતિતી દેઈ પાળો;
કૃપાવડે કૃષ્ણરાંમનું, વાહાણ વહી ગયું વાળો. ઠે. ૯
વી૦ ૮ પા૦ ૭

## કીર્તન ૧૩૭ મું.

ડગતું ચિત્ત હવે સ્થીર કરો, પ્રભો આપી પ્રતીતિ;
આનદ ઘનને ઓળખ્યે, ભાગે ભ્રાંતની ભીતિ. ડ. ૧
ડગલે ડગલેં ચોર છું, હુંતો અવિનાશીનો;
મજ આશ્રીતના ઉર થકી, કાહાડો કરમનો કીનો. ડ. ૨

ડંકે આવ્યું ઝેર તે, આશ્રીતનુ ઉતારો;
પાછું વિષય વીષમાં જતુ, મન માહારૂ નીવારો. ડ. ૩
ડાહાપણુ ચાલે ન મજ તણૂં, મનને વશ કરવા;
નથ નાંમ નૌ આશરી, મેતો ભવજલ તરવા. ડ. ૪
ડંડ સહ્યા યમરાયના, મેતો નીજ શીરે ઝાઝા;
શરણ વત્સલ હવેં શરણની, પ્રભો રાખો માઝા. ડ. ૫
ડંકો વ.ગશે દેશમાં, તમને જો ત્રૂઠે;
વાહાલા વેળા વહી જાય છે, આલસ તજી ઉઠો. ડ. ૬
ડાંહામ સહુ હું કયહાં લગી, લે.કો તણી લવના;
તાપે તપે કયમ તે હવેં, જે થયા માધવના. ડ. ૭
ડાટયું ધન જ્યમ તે જડે, જો જાણ બતાવે;
હરી કરૂણાથી એમ હરી, હાથ મુજને આવે. ડ. ૮
ડુંગર કાપી દુઃખ તણા, શેવકને સંભાળો;
કૃપાવડે કૃષ્ણરામનું, વાહાણ વહી ગયું વાળો. ડ. ૯

વિ૦ ૮, પા. ૮

## કીર્ત્તન ૧૩૮ મુ.

ઢંગ તે માહારા સુધારજ્યો. જ્યે જ્યે બિગડ્યા છે પેહેલા;
કળ જાણ્યા વિના કૃષ્ણની, ઘટે જ્યે થયા ઘેહેલા. ઢં. ૧
ઢોઈ ધૂળ્ય મેં કઇ વરાં, હરી હીરો ગમાવિ;
મલીન થયો છું મંદથી, તોયે સાંન ન આવિ. ઢં. ૨
ઢુંઢા કંડન કીધા ઘણાં, મહા અન્ન ઉવેખી;
સબલ થયો શ્રમ તોહે પણ, દીવ્યતા નવ્ય દેખી. ઢં. ૩
ઢાલ તજીને જ્યમ લડ્યો, ઝાઝા વાગે ઝટકા;
શાંતી તજ્યે જ્યમ તોષના, ક્રોધે થયા કટકા. ઢં. ૪
ઢોલ વજાડયો આગમે, શુણી શ્રવણે ન ધરીયો;
સુધા સ્મરણ તજી શ્રીશનું, વીષ વિષયોને વરીયો. ઢં. ૫
ઢીલો પડયો છું હું હવે, કષ્ટ ભોગી અનેરાં;
સુખ થાવા હવે આશરયાં, ચરણ કેશવ કેરાં. ઢં. ૬
ઢાળે જ્યમ જલ ઉતરે, નમતું નમ્ર દેશે;
એમ નમ્યાને નાથજી, આવી હૃદયે બેસે. ઢં. ૭
ઢાંકી દ્રષ્ટી આવણેથી, આશ્રીતની ઉઘાડો,

કીંકરને કળ્યા કામના, કીચમાંથી કાહાડો. દ. ૮
દળવા ન દેશ્યો ક્રર થકી, સુધા પ્યાલો સંભાળો,
ક્રપાવડે કૃષ્ણરામનું, વહાણ વહી ગયું વાળો. દ. ૯

વિ૦ ૮, પા. ૯.

## કીર્તન ૧૩૯ મું.

### દેશી ફેર.

તમે જીવ સકળના જાણ, તમને શું કહીયે;
કેશવ કરવા કલ્યાંણ, કર મુજને ગ્રહીયે. ધ્રૂ. ૧
તારક નામ ધરયું છે તેહેનું, નાથ બતાવો નૂરરે;
ખીચી લ્યો ખીચે છે મુજને, ભવ પાથોધી પૂર. ત૦ ૨
તરંગ તૃષ્ણાના તાંણે છે, તેથી ન ઠરે પાગરે;
મજ આતુરને ઉતરવાનો, ન જડે એકે લાગ. ત૦ ૩
તીર રૂપીણી નીવૃત્તિને, હું કયમ પામું આપેરે;
મંદ પ્રજ્ઞ કયમ મનોર્થ જલને, કૃષ્ણ કૃપા બીન કાપે. ત૦ ૪
તનું ધન ગ્રહસુત જાયારૂપી, બંધ વડે બંધાણોરે;
હાથ પાગશું સકું હલાવી, તેણે જાઉં છું તણાણો. ત૦ ૫
તક આવી છે તરવા કેરી, હાથ ધરો જો હરજીરે;
કાહાડવો નોહોતો કૃપણને જોતો, શીદ મનુજતનું સરખી. ત૦ ૬
તટસ્થ થઇને તમે તનુંજને, દુઃખી જુવો કયમ દયાહાડીરે;
તારક નામ નિભાવો મજને, કૃપા કળે લ્યો કાહાડી. ત૦ ૭
તવ નાંમે પાષાણ તરયાં તો, કિંકર ન તરે કયંમરે;
કૃષ્ણરામને કૃપા કરયેથી, ઉકલશે ઉગ્રંમ. ત૦ ૮

વિ૦ ૮ પા૦ ૯

## કીર્ત્તન ૧૪૦ મું.

થતું નથી કોયથી પ્રાય, થાય તમારાથી;
સમજાવ્યે શંશય જાય, મનડા માહારાથી. ધ્રૂ. ૧
થાંદેલાથી દૂધ ઝરે જયહાં, રૂધીર માંસનો વાસરે;
ક્ષારપણાથી મીષ્ટપણું તે, કોણે કરયું પ્રકાશ. થ૦ ૨
થાળ ભરીને માંસ જયમે તે, પેટે પાચન થાયરે;
ગર્ભ બળે નહી તે અનલે તેં, કોણ થકી સચવાય. થ૦ ૩

થાકું શું રેતોનું જલતે, પ્રવાહમાં ક્યમ જાંમેરે;
સાજ સકળ તે માંહે શરીરી, કોનાં આપ્યાં પાંમે. થ૦ ૪
ધડ મૂળે જળ સીંચ્યું તે ક્યમ, પત્રાદીકમાં પોહોંચેરે;
સુકાય કોય એક શાખા તેના, જલને કોણ સંકોચે. થ૦ ૫
થૂ થૂ કહીને જે વીષ્ટાનેં, દૂર કરે જન દાહાડીરે;
તે ખાતરથી બીજ થકે તે, કોણે સુગંધ કાહાડી. થ૦ ૬
થાંણે થાંણે એક જાતિનું, સલિલ સિચાયે બહુનેરે;
તે પાણીથી પ્રગટ કરે કુંણ, સદ્રશ રસ તે સહુને. થ૦ ૭
થયો શરણ સત્તા જાણી તેનેં, કૃષ્ણજી તજશ્યો ક્યંમરે,
કૃષ્ણરામને કૃપા કરયેથી, ઉકલશે ઉદ્યંમ. થ૦ ૮

વિ૦ ૮, પા. ૧૦.

## કીર્તન ૧૪૧ મું.

દયાનિધાન નિજનો દીન, દાસ મુજને જાણો;
અખિલાંગે માની અધીન, કાંઇક કૃપા આણો. ધ્રૂ. ૧
દુર્લભ દેહ દયાથી આપ્યો, માનવનો મહા મોટોરે;
કરૂણા કરી તો પૂરણ કરતાં, તમને શાંનો ટોટો. દ૦ ૨
દૈવત સઘળાંનું તમે દૈવત, એક સદા અવિનાશીરે;
અખિલેશ્વર એવા ઉર માહારે, પ્રિત્યે ઠરો પ્રકાશી. દ૦ ૩
દક્ષપણું માહારૂં શું દેખો, હું અવળો આચરણીરે;
ગુણથી ગુણીત ગરીબ તણી હવે, કૃષ્ણ ન જોવી કરણી. દ૦ ૪
દીવ્ય દ્રષ્ટિનું દાન કરીને, કેશવ કલિમલ કાપોરે;
વિયોગ વીરહાનલ શમવાનેં, પ્રેષ્ટ પ્રતીતિ આપો. દ૦ ૫
દરદ મિટાવો દીલ માહારાનાં, સત્ય સધાવો સેવારે;
માત તાત માધવને તજી હું, કો આગળ જાઉં કેહેવા. દ૦ ૬
દીનદયાલ તમ્યો છો માહારા, સહાય સર્વ પ્રકારેરે;
ઉર માહારાની આતુરતાનેં, કૃષ્ણ ભાગશ્યો કયાહારે. દ૦ ૭
દુઃખ દાવાનલ દૂર થવાને, કેશવ કરવું કયંમરે;
કૃષ્ણરામને કૃપા કરયેથી, ઉકલશે ઉદ્યંમ. દ૦ ૮

વિ૦ ૮, પા. ૧૧



## કીર્તન ૧૪૨ મું.

ધિક્ પડો સકળ ચતુરાઈ, ધણી જો નવ્ય રીઝયા,
તૃષ્ણાથી જતાં તણાઇ, અર્થ કીયા શીઝયા. ધ૦ ૧
ધોરી થઇને ભાર વહ્યા બહુ, ઘરની ખીચી ઘાંણીરે;
બાપ ભાઇ કેહેનારા અંતે, ટાંક ન પાયે પાંણી. ધ૦ ૨
ધંધા કરીને અધર્મદ્વારા, દાંમ મેળવ્યા ઝાઝરે;
જે આવ્યા તે ત્યમ વવરાયા, અંતે ન રહી માઝા. ધ૦ ૩
ધુરંધર વિદ્વાન થયા, જે દેશ જાણીતા ડાહ્યારે;
ગમ્ય ન ઉઘડી ગોવિંદની તે, ગયા વિષયથી વાહ્યા. ધ૦ ૪
ધરા સકળ જીતીનેં ફેરવી, દસો દીશામાં દુવાહીરે;
કૃષ્ણ વિમુખ તે ફળ જાણ્યા વિના, મહીપ ગયા મરદાઈ. ધ૦ ૫
ધન મળવાને ધનવાળાની, ક્યાહિ ચાકરી કીધીરે;
ધર્મ લહ્યા બિન તે તે બેની, રોળાઈ અંતે રિદ્ધી ધ૦ ૬
ધસ્યા અહર્નીશ ધરામંડળે, કનક કામિની કાજયેરે;
અજ્ઞજનોને આવી અચાનક, ધરી લીધા યમરાજે. ધ૦ ૭
ધિર ધરીને ધ્યાન હરીનું, કહો કરી સકું હું ક્યંમરે;
કૃષ્ણરામને કૃપા કરયેથી, ઉકલશે ઉદ્યંમ. ધ૦ ૮

વિ૦ ૮, પા૦ ૧૨.

## કીર્ત્તન ૧૪૩ મું.

### દેશી ફેર.

નરતનું આપી તે સુધારીયેરે, પુરૂષોત્તમ પરમ કૃપાળ;
પ્રગટ પ્રતીતિ પેખાવિયેરે, જ્યમ ત્રૂટે વાસના જાળ. ન૦ ૧
નષ્ટ સરીખાં જે થઈ રહ્યાંરે, ઐશ્વર્ય માંહ્યરે ઉર;
જન જાણીને તેહ જગાડીયેરે, ભરૂસો થાવા ભરપૂર. ન૦ ૨
નાથનો આશ્રય હું અહીં રહુંરે, પછિ તૃષ્ણા ન તાંણી જાય;
વિવેકદ્રષ્ટિનેં ઉઘાડતાંરે, જ્યે જ્યમ તે ત્યમ ઓળખાય. ન૦ ૩
નિર્મળ યશને ગાઉં નિત્યદારે, ચીત્તથી ઉખડી જાય ચર્મ;
હું માહારાની હઠ્ય હારી ખસેરે, પછિ કુત્સિત ન બનેં કર્મ. ન૦ ૪
નીરખ્યામાં આવો સચરાચરેરે, જે વશા છો વિશ્વ નિવાસ;
શત્રૂ મિત્ર તણી જાય કલ્પનારે, વાસુદેવનો જોઇ વિલાસ. ન૦ ૫

નજર તમારીયે એ નીપજેરે, અનાયાસે અખીલ પ્રકાર;
ત્રૈકાલિક દ્રષ્ટિ તાજી થતેરે, સમજાયે સર્વ વિચ્ચાર. ન૦ ૬
નિર્ભય પામું હું સેહેજમાંરે, પછિ પદર ન પકડે કોય;
કૃષ્ણુરામને કૃષ્ણ કૃપા વડેરે, હિતકારી આ સઘળું હોય. ન૦ ૭
વી૦ ૮ પા૦ ૧૨

## કીર્તન ૧૪૪ મું.

પદર તમારો પકડયો પ્રભોરે, તમે ભવ ભયના હરણાર;
આપ વિના કો બિજો નથીરે, મન વાંછીતનો કરણાર. પ. ૧
પદારવિંદ તમારાં આશરયાંરે, જ્યે એયો સકલનાં સ્થાંન;
કાલ તણો પણ જ્યહાં ભય નહીરે, મનમથનૂં જ્યહાં નહી માંન. પ.૨
પહીન કરશો મુજને પાપીનેરે, તમે પતિત તણા પ.વંન;
દેજ્યો પ્રતિતી પ્રભુ નાથજીરે, માંને જ્યમ માહારૂં મંન. પ. ૩
પરોક્ષ્ય છો તેહેની પીડા ઘણીરે, મજને ન પડે ઉકેલ;
આપનો અરભક મુજને માનીનેરે, નીરખાવો તમારા ખેલ. પ. ૪
પણ પાંકયું પ્રણુતોનું પાળજ્યોરે, યદુપતી જ્યમ વાધે યશ;
મજથી કારજ્ય કોય ન નીપજેરે, પ્રભુ સર્વ તમારે વશ. પ. ૫
પટહ તમારા યશ નાંમનોરે, વાજતો સાંભળી વીશ્વેશ;
શરણ થયો છું હું સ્વામિનેરે, કાપો કૃષ્ણજી માહારા કલેશ. પ. ૬
પક્ષ્ય કરો જો પ્રભુ માહારીરે, પછી મુજને ન પુછે કોય;
કૃષ્ણુરામને કૃષ્ણ કૃપાવડેરે, હીતકારી આ સઘળું હોય. પ. ૭
વિ૦ ૮ પા૦ ૧૩

## કીર્તન ૧૪૫ મુ.

ફંદ નિવારજ્યો માહારારે, સૌહૃદ દેખાડી સત્ય;
પ્રગટ પ્રતીતિ પેખાડજ્યોરે, જ્યમ વામું હું વીષય વિપત્ય. ફં. ૧
ફશિગયો છું હું અધ્યાસથીરે, આ હું મારૂં માનીને ઉર;
માધવની માયાના મોહથીરે, નિર્બળ થઈ બેઠાં નૂર. ફં. ૨
ફૈલ ભરેલી લવ લોકનીરે, તેહેનો મુજને થયો છે લક્ષ્ય;
તેણે પરમારથ પ્રીછ્યું નહીરે, અવળાં ચાલ્યાં છે અક્ષ. ફં. ૩
ફોકટ માયાની આ સત્યતારે, માંની બેઠો છૂં મંદ;
અંતરધાન એણે થયોરે, ઉર માહારા તણો આણંદ. ફં. ૪

ફાલ્ગુન માસની ઘેરનેરે, જ્યમ બોલ્યા રમ્યાનું જોર;
બકવા બહુ વિધનો મેં એમ કરચોરે, રમ્યો રજમાં આઠે પોહોર. ફું.૫
ફાળ પડી જ્યારે સાંભળ્યુંરે, જ્યે યમરાય છે પુછનાર;
માટે અંઘ્રિ શરણુ હું આવિયોરે, શીર જાંણ્યા તમ્યો શીરદાર. ફું. ૬
ફળ દેખાડો તમે શરણનૂંરે, પછી મુજને ન પુછે કોય;
કૃષ્ણરામને કૃષ્ણ કૃપાવડેરે, હીતકારી આ સઘલું હોય. ફું. ૭

વિ૦ ૮ પા૦ ૧૪

## કીર્તન ૧૪૬ મુ.

બીરૂદ તમારાં તે બતાવીયેરે, બલવીર ધરચાં જે બલીષ્ટ;
ભવ્ય ભરૂંસો જો ઉપજેરે, હુંતો ઓળખું તમને ઇષ્ટ. બિ. ૧
બકસો કઇક કલ્પના કર્મનેરે, મેંતો કીધાં અજાંણે જ્યેહ;
છેદો વશીરહી જે વાસનારે, જ્યમ શમે સકલ સંદેહ. બિ. ૨
બુદ્ધિને કરો કૃષ્ણાકારતારે, એકાગ્રહ રેહે જ્યમ આપ;
ભૂત ભવત્ ભાવી ભાસે ઉરેરે, જનને એમ દીજે જવાપ. બિ. ૩
બોધ ઉપજે જ્યમ આભ્યંતરેરે, બિજાને બતાવી સકાય;
શર્ણ આવ્યા તે જ્યમ સુખીયા બનેરે, એમ અદ્રષ્ટ ગોચર થાય. બી.૪
બડબડ કરવી જ્યમ છૂટી ખસેરે, વહ્યું વાકય ન હોય વિફળ;
આભ્યંતર અભીમાન ન ઉપજેરે, કરૂણાંથી ઉઘડે કળ. બી. ૫
બાહ્યાભ્યંતર દેખું કૃષ્ણનેરે, વાણીથિ વિશદ યશ ગાઉં;
અનાથ બંધૂને એક આશરેરે, કલીયુગમાં કૃતારથ થાઉં. બિ. ૬
બાધા સર્વ ખસે આ અવસરેરે, પછી મૂજને ન પૂછે કોય;
કૃષ્ણરામને કૃષ્ણ કૃપાવડેરે, હીતકારી આ સઘલું હોય. બિ. ૭

વિ૦ પા૦ ૧૫

## કીર્તન ૧૪૭ મું.

### દેશી ફેર.

ભમાવશો કેટલુંરે, અજીયે મુજને કૃષ્ણજીરે,
કરૂણા દ્રષ્ટી કરતાં કરો કાં વાર;
ઉચીત છે તમનેરે, અદ્ધમ ઉદ્ધારવારે,
આપ્યો જ્યારે અનુપમ આ અવતાર. ભ. ૧
ભક્તી થવી દુર્લભરે, અમિતના મન વિષેરે,

જાંણોછો તે જાણુ તમે જગદીશ,
પરોક્ષ્ય પ્રભુનીરે પ્રિતિ કયમ ઉપજેરે;
અનન્યતા કયમ સાધુ હું અનીશ. ભ. ૨
ભલા ભલા ભુલેરે, માયા તણા મોહથીરે,
આભ્યંતરથી કાહાડી સકે ન અધ્યાસ;
વાસના વીધ વીધનીરે, મનોથી ન વીરમેરે,
દીવ્ય દ્રષ્ટી પાખે થવાય કયમ દાસ. ભ. ૩
ભવઇયા જયમ લાવેરે, રાજ્ય વિના વેશનેરે,
તેનાથી કયમ રાજાની તુલના થાય;
વીર હાક વાગેરે બેશી રહે વેગળારે,
સાચો હોય તે સમરમ સાંહામો ધાય. ભ. ૪
ભક્ત થાવું દુર્લભરે, એણી રીત્યે ઓળખેરે,
કૃષ્ણ કૃપા કિધેથી ભક્ત થવાય;
કૃષ્ણરામ ઇછેરે, કૃપા થવી કૃષ્ણનીરે,
એ વિના નહિ મુજને અન્ય ઉપાય. ભ. ૫

વિ૦ ૮ પા૦ ૧૫

## કીર્તન ૧૪૮ મું.

મનડું તે માહારૂંરે, ત્યારે સ્થીર બેસશેરે,
દયા સિંધો દેશો જયાહારે પ્રતિતી;
સેવકને સત્વરરે, પ્રભુતા પેખાડજયોરે,
જયેણે આહાવી બાજી સકું હું જીતી. મ. ૧
માનવનો દેહરે, આપ્યો તે સાર્થક થશેરે,
હ્રદયામાં જો આવશો જગદાધાર;
બિડંબણુ સઘળાંરે, મનથી જાશે વેગળાંરે,
બુદ્ધિ જ્યારે કરશો કૃષ્ણાકાર. મ. ૨
મનોરથ સઘળાંરે, સવળાં થાશે મંનનારે,
સત્ય સાધી સકાશે નીજનો શોધ;
દેવાદીનાં દેણાંરે, સઘળાં સાથ્યે છૂટશેરે,
ઉપજશે બલવંત જ્યારે બોધ. મ. ૩
મંગલ સકલનુંરે, સદન જયે શ્રીપતીરે,
તેહને વિષે રેહેશે અખંડીત તાંન;

અદ્રષ્ટ તે સઘલાંરે, મુજને નજરે આવશેરે,
ઉર માંહે ઉઠશે નહિ અભિમાંન મ. ૪
મુરારીને ચરણેરે, ચીત્ત જ્યાહારે ચોટશેરે,
ભક્તિયેથી ભાવ થશે ઉજ્વળ;
એહેવા દીવસ આવેરે, મુંને અનાયાસથીરે,
કૃપાવડે કૃષ્ણ જો ઉઘાડો કળ. મ. ૫
માધવ વિનતીયોરે, કયાહારે કરણે ધારશ્યોરે,
અનાથના બંધુ આ અવસર જાય;
કૃષ્ણરામ ઇચ્છેરે, કૃપા થવી કૃષ્ણનીરે,
એ વિના નહી મુજને અન્ય ઉપાય. મ. ૬

વિ૦ ૮ પા૦ ૧૬,

## કીર્તન ૧૪૯ મું.

યત્ન કરૂં કીયાંરે, પ્રભુ તમનેં પાંમવારે,
અજી સુધી હુંતો અતી છું અજાંણ,
અકળ પ્રભૂનિરે; કળના કયમ કરી સકુંરે,
શું કીધાથી રીઝોછો પુરૂષ પુરાણ. ય. ૧
યદ્યપિ પુરાણેરે, સાસ્ત્રે વેદે કાવ્યે કહ્યાંરે,
નાના વિધનાં સાધન જયે નીરદોષ,
તે તે મજથી સાધ્યાંરે; જાતાં નથી સેહેજયમાંરે,
રગડેછે હૃદયમાં રાગને રોષ. ય. ૨
યતેંદ્રિય વાલારે, હશે તે સાધી સકેરે,
પૂર્વ જન્માંતરનાં હશે જયેહેને પૂણ્ય,
કુત્સિત કરનારોરે;હુંતો કંઇક કલ્પનોરે,
તેણે કરી હૃદય છે માહારૂં શૂન્ય. ય. ૩
યાદ નથી રેહેતીરે ક્ષણની ક્ષણાંતરેરે,
કર્ણ શુણ્યાં સાધન વીસરી જાય,
શરીરે ન સત્તારે; સાધન સાધ્યા તણીરે,
કેશવજી કહો કોહોને કેહેવાય. ય. ૪
યાચું છું હુ તમનેરે, પ્રતિતીયો પાંમવારે,
જો આપો તો જન્મ સફળ આ થાય;

કૃષ્ણરામ ઇચ્છેરે કૃપા થવી કૃષ્ણનીરે,
એ વીના નહી મુજને અન્ય ઉપાય. ચ. ૫
વિ૦ ૮ પા૦ ૧૭

## કીર્તન ૧૫૦ મું.

રહ્યું નથી જાતુરે, વાહાલાના વિયોગથીરે,
સહ્યા નથી જાતા હવે સંતાપ,
કાલાવાલા કરૂંરે; કરૂણાના નીધાનનેરે,
બાલ્યકથી અજી કાંન બોલો બાપ. ર. ૧
રગડાઉછું નીત્યેરે, ભ્રાંતીયો ભાગ્યા વિનારે,
સકે મુને સ્વામિયે મુકયો વિસારી,
કૃપણુના કરનેંરે; ધરસ્યો કે નહિ ધરોરે,
હારિ જાઉછું હુંતો એમ વિચ્ચારિ. ર. ૨
રોગ અજી માહારારે, રૂઝયા નથી હૃદયનારે,
અવીશ્વાસે આતુર આઠે યામ,
ચાતક વર્ષાનેરે, ઇચ્છે ત્યમ ચ્યાહાઉંછુંરે,
વાહાલાજી કાં થઇ બેઠા છો વાંમ. ર. ૩
રૂસવું ન શોભેરે, તમને રંક ઉપરેરે,
કૃપણ વત્સલ કેહેવાઓ છો કૃષ્ણ,
પતીતનું પાવનરે;બિરૂંદ પેલું જયે ધરચુંરે,
વાહાલા હવે રેહેવું ન શોભે વિતૃષ્ણ. ર. ૪
રમાપતી બોલોરે, બોલ્યું બીરૂદ પાલવારે,
પ્રતીતિ પામ્યા વીના જન પીડાય,
કૃષ્ણરામ ઇચ્છેરે; કૃપા થવી કૃષ્ણનીરે,
એ વિના નહી મુંજનેં અન્ય ઉપાય. ર. ૫
વિ૦ ૮ પા૦ ૧૭

## કીર્તન ૧૫૧ મું.

### દેશી ફેર.

લાખેણો આ અવસર આજ. લાહાવો લીજીયેરે;
મધુસુદન શ્રીમહારાજ, કરૂણા કીજીયેરે. લા૦ ૧
લાગ મળ્યો ત્યારે ગુપ્ત ન રહેવું, કેશવ પરમ કૃપાલ;

પ્રતિતી આપવા પ્રગટ બનો પ્રભુ, દિનને દિનદયાલ. લા૦ ૨
લક્ષ લક્ષ અવતારે ભમતાં, લાભ્યો નથી હુ તો લક્ષ્ય;
આજ ઇષત્ ઉપજી તે પૂરણ થવા, શ્રીધર થાઓ સમક્ષ. લા૦ ૩
લોકોની લવથી લૂંટાઉં છું, અદ્યાપિ હું તો અજાણ;
સત્ય સખા તુંમ પાખેં માહારૂં, કોણ કરે કલ્યાણ. લા૦ ૪
લાતો સહિ છે યમ કિંકરની, મેં પ્રભો વાર અનેક;
હવે શરણ હું તો આવ્યો હરીને, તારક રાખજ્યો ટેક. લા૦ ૫
લાભ લેવા તમે મુજને આપ્યો, આ અવતાર અનૂપ;
કૃપણને કાહાડયો ત્યાહારે સાચવજ્યો, પાછો પડું નહિ કૂપ. લા૦ ૬
લાયક છે તમને એ કરવું, કૃષ્ણ ઉઘાડવી કળ;
કૃષ્ણરામ તો કૃષ્ણ કૃપાને, સમજે શ્રેય સકળ. લા૦ ૭

વિ૦ ૮, પા. ૧૮

## કીર્ત્તન ૧૫૨ મું.

વહિ જાયછે આ અવસર, વાહાલા વિચ્યારીયેરે;
પ્રતીતિ આપવા સત્વર, પ્રભુજી પધારીયેરે. ધ્રૂ. ૧
વિશ્રાંતિ નથી થાતી મુજને, શમ્યા વિના સંતાપ;
હરજી મુજને હાથ્યે ધરયાનો, ઝટ દેઈ દીજે જવાપ. વા૦ ૨
વિયોગનાં દુઃખ વેઠ્યાં ન જાયે, કહો માહારે કરવું કયંમ;
પરમેશ્વરથી પ્રતીતિ મળ્યા વિના, ઉકલે નહીં ઉદ્યંમ. વા૦ ૩
વાટ્ય જુવું છું વ્યગ્ર થઇને, ચીત્ત ચઢયું ચકડોલ;
રમાનાથ રંકને રાખશ્યો, અજીયે શું અરઝોલ. વા૦ ૪
વાંણી સાંભળી વ્યાસ તણી તેણે, ઉપજી હૃદયે આશ;
કૃપણ વત્સલ કેહેવાઓ તો કરો, બાળ્યકની બિરૂદાશ. વા૦ ૫
વધાઈ પામું વિઠલથી તો, રૂઝે હૃદયના રોગ;
આશા બને જયે અંતે ભાગશે, વાહાલાજીનો વિયોગ. વા૦ ૬
વિશ્વનાથ ઉઘાડો હવે તે, કૃષ્ણ જાણ્યાની કળ;
કૃષ્ણરામ તો કૃષ્ણ કૃપાનેં, સમજે શ્રેય સકળ. વા૦ ૭

વી૦ ૮ પા૦ ૧૯

## કીર્ત્તન ૧૫૩ મું.

શરણ વત્સલ શુંણીને નાંમ, શરણ થયો તપનેરે;
સેવકના શરણ વિશ્રામ, વારીયે વિભ્રમનેરે. શ૦ ૧

શુક સ્વામિની વાંણિ સાંભળી, મુંને તો સૂઝયું એમ,
શરણ થયા તે સંકટ વાંમ્યા, શુણ્યાં સરવના ક્ષેમ. શ૦ ૨
શોક હૃદયના સર્વ શમાવો, ચિત્ત ધરે જ્યમ શાંતિ;
એક વાર પ્રતીતિ આપો તો, ભ્રાંતની ભાગે ભ્રાંતિ. શ૦ ૩
શઠ બુદ્ધિવાળો છું હું તેંણે, આશા ન ઉરની જાય;
નાથજી કરૂણા નજર કરો તો, સેવકને સુખ થાય. શ૦ ૪
શત્રૂ મિત્ર એ બુધિ ન ઉપજે, †આંખે તમે ઓલખાઓ;
આપદા આર્ત્ત તણી છૂટાવા, શ્રીપતિ સન્મુખ થાઓ. શ૦ ૫
શાસ્ત્રે કહ્યું તે ત્યમ સમજાયે, એહેવિ ઉઘાડો સાંન;
હઠ્ય મૂકિ કર પકડો માહારો, ભક્તવત્સલ ભગવાન. શ૦ ૬
*શાળા સકળ સુધરે એ રીતેં, કૃષ્ણ ઉઘાડો કળ;
કૃષ્ણરામતો કૃષ્ણ કૃપાનેં, સમજે શ્રેય સકળ. શ૦ ૭

વિ૦ ૮, પા૦ ૧૯.

## કીર્ત્તન ૧૫૪ મું.

સાંમળિયા શારિંગધર, સૂતા જાગીયેરે;
શરણ આવ્યાનાં સત્વર, સંકટ ભાગીયેરે. ધ્રૃ. ૧
સૂઝય પડે નહિ મુજનેં હૃદયમાં, ઉઠે અતિ ઉચ્ચાટ;
ચાતક મેઘ સરીખિ તમારી, વાહાલાજી જોઉંછૂં વાટ. સૂ. ૨
સમાચાર અજી એકે ન આવ્યા, અરજીયો થઇ છે અનેક;
વિકળ જાણી શું મુજનેં વિસારચો, છખિલાજી છેકા છેક. સૂ ૩
સર્વજ્ઞ થઇને સેવક જનનાં, કષ્ટ સહો છો કયંમ;
અમોઘ વાંછિત ઇશ્વર તમને, અશક્ય શો ઉદ્યંમ. સૂ ૪
સ્વલ્પ સેવા હોય સેવકનિ તેહેંને, માંનો છો મેરૂં સમાન;
અઘના અદ્રિનેં અણુંસમ માંનો, ભીડ્યભંજન ભગવાન. સૂ. ૫
સખા તમારૂં સખ્ય એહેવું હું, શુણીને આવ્યો શર્ણું;
વારવાર કરૂંછું વિનતી, કાં અજી ન શુણો કર્ણ. સૂ. ૬
સમાધાન સેવકને હોયે ત્યમ, કૃષ્ણ ઉઘાડો કળ;
કૃષ્ણરામ તો કૃષ્ણ કૃપાનેં, સમઝે શ્રેય સકળ. સૂ. ૭

વી૦ ૮ પા૦ ૨૦

† સર્વત્ર. * શેવક મંડળી.

## કીર્તન ૧૫૫ મું.

### દેશી ઉપર.

હું શીલા હરજી હું શ્ય માહારિ તમે પૂરો;
એકવાર મુજને પ્રતીતી આપીને પ્રલો,
ચિત્ત તણું ચેટક ચૂરોરે. હું. ૧
હશી હશી પ્રેમે કરી મુજ સાથ્યે બોલો,
જ્યમ હું સખાપણું જાણુંરે;
પુરૂશોત્તમથી પામું પ્રતીતિ,
ઉરમાં વિશ્વાસ તેણે આણુંરે. હું૦ ૨
હળી મળી બેસૂં પછી કીર્ત્તન કરવા,
ગોવિંદના ગુણ ગાઉંરે;
વિશ્વેશ્વરનો વિશદ યશ વર્ણતાં,
કળથી કૃતારથ થાઉંરે. હું૦ ૩
હઇયા માંહે વિયોગ હુંતાશન,
અતી મુજને આકરસેરે;
સેવક મન શીતલ તો થાય જો,
તવ કરૂણામૃત વરસેરે. હું૦ ૪
હાશ્ય કરીને ત્યારે હું બેસુ,
મુજને કહો જો માહારોરે;
અનાથ બંધૂ તમને જાંણીને મેતો,
પકડયો છે *શરણ તમારોરે. હું૦ ૫
હાથ્ય તમારે દોરી સરવની;
જેહ કરો તે નીપજશેરે,
કૃષ્ણરામ તે કૃષ્ણ કૃપાથી,
ભ્રાંતી ગયે તમને ભજશેરે. હું૦ ૬

વિ. ૮ પા. ૨૧

## કીર્તન ૧૫૬ મું.

અલબેલા નાયક, આશા છે એક તમારી;
બિરૂદ નીભાવા ‡બાંહડી પકડો, અબળ જાણીને હવે માહારીરે. અ. ૧

---

* આશ્રય. ‡ હાથ.

આતુરતા ચિત્ત મ:હારે ઘણેરે, કળ કશી ન પડે તેણેરે;
એકવાર આપો પ્રતિતી મુજને, જવનીકા દુર ખસે જેણેરે. અ. ૨
આનંદ ઉપજે આભ્યંતરમાં, વિયોગની વેદના જો વાંમુરે;
સર્વ શમે સંતાપ સંઘાત્યે જો, પ્રગટ પ્રતીતિ પ:મુંરે. અ. ૩
ઓ:ળગ આપનિ અફળ ન જાયે, વેદ પુરાણ એમ ભાખેરે;
દીન જનો તણું દુ:ખ મિટે કયમ, પ્રભૂની પ્રતીતિયો પાખેરે. અ. ૪
અનાથના તમે બંધુ કેહેવાઇને, તનુજને કયમ તરછોડોરે;
ટળવળતો મુજને તજીને તમે, પ્રભુકયમ સુખેથી પોહોડોરે. અ. ૫
આશ્રીતને સુખ સઘળાં તમારિ, નજરવડે નીપજશેરે;
કૃષ્ણરામ તે કૃષ્ણ કૃપાથી, ભ્રાંતી ગયે તમને ભજશેરે. અ. ૬

વિ૦ ૮. પા. ૨૧

## કીર્તન ૧૫૭ મું.

ક્ષમાલો હરજી, ક્ષેમ સકળ હોય તુમથી;
તમારિ કૃપા વિના મૂળ વાસના તે, ઉખડે ન અન્ય ઉદ્યમથીરે. ક્ષ.૧
ક્ષોણીતલે અવતાર આપીને, એ.ળખાવો પ્રભૂ તમનેરે;
અથડાતો જાણીને ઉગારો, ફરીને ન સૂંપશ્યો યમનેરે. ક્ષ. ૨
ક્ષેત્ર સહીત ક્ષેત્રજ્ઞ એ તમને, સર્વદા છે સ્વાધીનરે;
આજ્ઞા તમારી સહુ શીરે ધારે, દેવાદિક પણ દીનરે. ક્ષ. ૩
ક્ષિણ કરે છે અનિમિષ નિત્યે, આયુ માહારાને જાણોરે;
ત્રિવિધ તાપથી તપ્ત જોઇને, મુજ ઉપર કરૂણા આણોરે. ક્ષ. ૪
ક્ષણ ક્ષણ તુમને યાદ કરૂંછું, હઇયું ન બેસે હેઠુંરે;
વાહાલા વિયોગ તણા સંકટને, કયાંહાંલગી અજીયે વેઠુંરે. ક્ષ. ૫
ક્ષાર સમુદ્ર સરીખો આ ભવ, તેહેમાં હું ખાઉંછું ગોથાંરે;
તમારી કૃપા ઉઘડ્યા વિના મુજને, પાર કરે કયમ પોથાંરે. ક્ષ. ૬
ક્ષાંતી કરો તો ક્ષેમ તમારી, નજરવઢે નીપજશેરે;
કૃષ્ણરામ તે કૃષ્ણ કૃપાથી, ભ્રાંતી ગયે તમને ભજશેરે. ક્ષ. ૭

વી૦ ૮ પા૦ ૨૨

## કીર્ત્તન ૧૫૮ મુ.

આ તમને અરપ્યાં, કક્કાના ધૃપદ બત્રીસ;
શ્રવણ ધરી સખા સેવક ઉપર, અનુકુળ થાજયો ઇશરે. આ. ૧
વાંણિ વિકાશી તે રીત્યે વરણવ્યાં, ઉર થઇને આતૂરરે;

દીન વત્સલ દીલ ધારીને દેજ્યો, જનને તો જ્વાપ જરૂરરે. આ. ૨
સાધન મુજથી અન્ય ન સાધે, જાણોછો તે યદુરાયરે;
આવર્ણાંધ તે એટલું કરી સકે, અંધ દળે કે જ્યમ ગાયરે. આ. ૩
દાસના દીલમાં શાશ્યાં દુઃખ છે, જાંણોછો તે જગદીશરે;
શરણ વત્સલને શરણ થઈ હું, ચરણ નમાવું છું શીશરે. આ. ૪
જીવતણું એથી જોર ન બીજું, વિષ્ણું છે તમને વિદીતરે;
આંખ્યો તે માહારી ત્યારે ઉઘડશે, પ્રભુજી દેશો પ્રતીતરે. આ. ૫
સંવત્ અઢાર એકોન સપ્તતી, દશમિ ફાલ્ગુન વધરે;
શનીવારે સંપૂર્ણ થયાં છે, આ દ્વાત્રીંશતિ પદ્યરે. આ. ૬
નજર તમારીયે નીપજીયાં વળી, નજર કરયે નીપજશેરે;
કૃષ્ણરામ તે કૃષ્ણ કૃપાથી, ભ્રાંતી ગયે તમને ભજશેરે. આ. ૭

વિ૦ ૮, પા૦ ૨૨

# તિથિઓ.

## કીર્ત્તન ૧૫૯ મુ.

### દેશી ઉપર.

પ્રતિપદે આગમે નિગમે, વિષ્ણુને વરણીયારે;
પણ પ્રતીતિ પામ્યા જન જયેહ, તે તમને પરણીયારે. ૧
પ્રભુજીની પ્રભુતા પેખી તેં, નિઃશંક થઇ રહ્યાંરે;
મજ સરખા આ ભવજલમાંહે, વેહેમેથી જાય વહ્યાંરે. ૨
આ કલિયુગના કેહેરમાં, હું કયમ ઉગરૂંરે;
નથી એક વાતનો ઉકેલ, સાધન શ્યાં કરૂંરે. ૩
આ કોણ જન્મનાં પાપ તે, આજ ઉદય થયાંરે;
જેણે પ્રેમ થયા વિના સર્વ, વર્ષ વિફલ ગયાંરે. ૪
માત યૌવન વન છેદવા, પરશુ શ્યો હું હવોરે;
જ્યારે દયા કરીને દયાલ, જવાપ ન પાડવોરે. ૫
કાં મુંને ભૂમિને ભાર, કરવાને સરજીયોરે;
તમે પ્રથમ દેખાડી પ્રીતિ, હવે કયમ વરજીયોરે. ૬
શરણ વત્સલ કાંઇ સાંભળો, અરજીયો મજતણીરે;
કૃષ્ણરામને કરવા જવાપ, ધશી આવો ધણીરે. ૭

વિ૦ ૮, પા૦ ૨૩

## કીર્ત્તન ૧૬૦ મું.

દ્વિતિયાભિનિવેશથી ભય, મજને ઉપજ્યારે,
વિસારીને નિજનૂં સ્વરૂપ, ભોગ ભ્રમે ભજ્યારે. ૧
જેને જેને માંન્યાં માહારાં, તે તેથી દુઃખ થયાંરે;
ઉર માંહે વસાવી અધ્યાસ, અદર્શ થઇ ગયાંરે, ૨
વિષમ બુદ્ધિયે વૈરમે, કંઇ જનથી કરચાંરે;
તેણે પ્રગટ થયાં જયે પાપ, તે મનમાં ઠરચાંરે. ૩
સ્વપ્ને સમાં સંસારમાં, રાગ વડે રમ્યોરે;
જયમવા ઇછયો તે જરૂર, પૂર્વે હું જયે વમ્યોરે. ૪
વાસુદેવ નીજ વસ્તુને, વિકલ હું વિસરચોરે;
તેણે જન્મ મરણની જાળ, તેથી ન નીસરચોરે. ૫
તમે કરૂણા કરીને આજ, આપી જયે નરતનુંરે;
તોહે બાંધ્યુ રહ્યું છે મંન, દારા ને દામનુંરે. ૬
કરૂણા કરી તેઃતો છોડીયે, ગોવિંદ થઇ ઘણીરે,
કૃષ્ણારામ કરવા જયાપ, ધરી આવો ધણીરે. ૭
વી૦ ૮ પા૦ ૨૪

## કીર્ત્તન ૧૬૧ મું.

તૃતિયા અવસ્થા તનુને થઇ, ગતી વિગલિત હુવીરે;
અજી ન સરચો એકે અર્થ, આયુ ગયુ સબિરે. ૧
આભ્યંતર અજી વ્યાપીયુ, અંધારૂં અતી ઘણૂંરે;
અવલોકયામાં નાવ્યું કાંઇ, એશ્વર્ય આપણૂંરે. ૨
અનુદીન અતી આકૂલ રહું, ભ્રાંતિયે મન ભમેરે;
ફળ જાણ્યા તણી કરૂંણાય, કરૂરયો કો સમેરે. ૩
આદી અંશ હું આપનો, આજ આ લોકમાંરે;
આપનો તજયો થઇને અનીશ, પડીયો શોકમાંરે. ૪
કરૂંણા નજર કિંચીત્ કરી, હાથ્ય ધરો હવેરે;
અતિ દુઃખીત થયો છું હું દીન, ભૂલ્યે ભવો ભવેરે. ૫
આ અવસરમાંહાં આવિયે, વાહાલાજી વેગથીરે;
હુંતો વળી વળી જોઉં છું વાટ્ય, અતી ઉદ્વેગથીરે. ૬
કેશવ કરણે ધારજ્યો, અરજીયો આપણીરે;
કૃષ્ણરામને કરવા જવાપ, ધરી આવો ધણીરે. ૭
વિ૦ ૮ પા૦ ૨૪

## કીર્ત્તન ૧૬૨ મું.

ચતુર્થી નાસે જારથી કઇ વરાં નિકળ્યોરે;
તોહ્યે વળિ વિસારી વિપત્ય, પાછો ત્યહાં વળ્યોરે. ૧
માધવ માયાની મોહિની, તેથી મોહિત થયોરે;
અજી ઉદ્ધરવાનો ઉપાય, મેં કાંઈ નવ્ય લહ્યોરે. ૨
કામ ક્રોધ નેં લોભ તે, ઉરથી નથી ખસ્યાંરે;
મજ અજ્ઞના કીધા ઉપાય, ચાલે નહિ કસ્યાંરે. ૩
પરોક્ષ પ્રભૂના પ્રેમનેં, કયમ લાભિ સકુંરે;
તૃષ્ણા તણી ભારે તાંણ્ય, ત્યહાં હું કયમ ટકુંરે. ૪
કેવળ પઠન શ્રવણ કરચે, મનો ન વશ રહેરે;
પેખ્યા વિના પ્રગટ પ્રતિતી, વેહેમે સદા વહેરે. ૫
કૃષ્ણ પ્રતીતિ પામ્યેથી, ઓળવી સકું અણીરે;
કૃષ્ણરામને કરવા જવાપ, ધરી આવો ધણીરે. ૬

વી૦ ૮ પા૦ ૨૫

## કીર્તન ૧૬૩ મું.

### દેશી ફેર.

પંચમી વૃત્તી જયે અવિદ્યાતણીરે, જયેનું અભિનીવેશ એ નામ;
તેતો અભ્યાસે અથડાવતીરે, બળવંતી કરે બદલામ ૧
પીંડ મરચેથી મનાવે હું મરૂંરે, ઉર ઉપજાવી અભ્યાસ;
અવિનાશી આત્માનેં એ કરેરે, આહાંના અભ્યાસેથી ઉદાસ. ૨
વ્યાપક આત્માને એ ફેરવેરે, ચુકાવીને ચોરાશી લક્ષ;
માનવા દે નહિ માધવરાયનીરે, પ્રતીતિ પેખ્યા વિના પક્ષ્ય. ૩
કેશવજી કહોને હું શું કરૂંરે, મુંને એકે પડે ન ઉકેલ;
અશક્ય જે જે છે મજને ઘણુંરે, તે તે તમને સદા છે સેહેલ. ૪
કિંચિત્ કિંકર ઉપર કિજીયેરે, કરૂણાનીધે કરૂણા દ્રષ્ટ;
દેશો પૂર્ણ પ્રતીતિ જ્યાંહાંરેરે, ત્યારે કિંકર વામશે કષ્ટ. ૫
આ અવસર આપ્યો ઉદ્ધારવારે, ત્યારે વાહાલા કરાવો ન વેહેમ;
કૃષ્ણરામનેં કૃષ્ણ જગાડીયેરે, પ્રતીતિ આપીને પ્રેમ. ૬

વી૦ ૮ પા૦ ૨૫

## કીર્તન ૧૬૪ મું.

ષષ્ટી ઘટીકા જયે દીન રાત્રનીરે, તેમાં એક ઘડી રહી સ્થીર;
ચૈતનધનને ચિત્ત ચિંત્તે નહીરે, અથડાતું ફરે છે અધીર. ૧
કૃષ્ણ કથા કદીયે જો સાંભળેરે; તેમાં આપે રહે ન એકાંત્ય;
વિશ્રાંતિ ન ધરે વિશ્વાસથીરે, તૃશ્ચા બિન તૃષ્ણાની તાંત્ય. ૨
આઠે યામ તણે તે ઉદ્યમેરે, પૂરૂં પેટ ન પૂરી સકાય;
રૂંણિયા રંજાડે રોષે ભરીરે, તેણે આભ્યંતર અકળાય. ૩
ઉરમાં અંધારૂં આવર્ણનુંરે, તેણે ભાવિ જણાય ન જયેહ;
અણઘટતાં આચર્ણે ઉપજેરે, શમ્યા પાખે સકળ સંદેહ. ૪
વપુ સુંદર આવ્યું વહી જાય છેરે, વાહાલા વાહાલા વિનાથી વ્યર્થ;
કરૂણા કિંચિત્ કેશવજી કરેરે, તો તો અખિલ સધાયે અર્થ. ૫
દિવ્ય દેહ આપ્યો જો દયા કરીરે, ત્યારે ખાસા કરીયે ક્ષેમ;
કૃષ્ણરામને કૃષ્ણ જગાડીયેરે, પ્રતીતિ આપીને પ્રેમ. ૬

વિ૦ ૮, પા૦ ૨૫

## કીર્તન ૧૬૫ મું.

સપ્તમી ધાતુ શુક્ર સ્વરૂપીણીરે, તેણે ઉપજે અયોગ્ય અનંગ;
આડખણુંતાં ત્યાહાં પડવું પડેરે, તોહ્યે ધાર્યો રહે નહી ઢંગ. ૧
પરનારીથી પ્રબળ યમ યાતનારે, ×પોતાનીથી પ્રબળ પ્રસ્તાવ;
જાણ્યામાં આવ્યું પણ જીવનેરે, અજી ભગનો ન ભાગ્યો ભાવ. ૨
નવ યૌવને નજરે દેખનોરે, આંધિ આવે છે આંખે અત્ય;
વિભ્રમથી તે વીસરી જાય છેરે, વેડી જયેથી વિશેષ વિપત્ય. ૩
વિષ્ટા થકી નીકળીયો જયે કૃમીરે, જયમ વળી વીષ્ટામાં જાય,
એ વાટે જાતાં કોય આંતરેરે, તો તે આભ્યંતર અકળાય. ૪
એપ આ ભગથી નીકળીયો વળીરે, ભગ ભોગ્યાનું રાખે મંન,
માહા માયાની એહેવી મોહીનીરે. તેને જીતી સકે કયમ જંન. ૫
કયહાં સૂધી અજી કૃષ્ણ કરાવશ્યોરે, મુંને અંધને એમનું એમ.
કૃષ્ણરામને કૃષ્ણ જગાડીયેરે, પ્રતીતિ આપીને પ્રેમ. ૬

વિ૦ ૮, પા. ૨૬.

× પરણેલી સ્ત્રીથી.

## કીર્ત્તન ૧૬૬ મું.

અષ્ટમી સિદ્ધિ જે છે ઇશિતારે, જેણે ભોગ છતે ભય દૂર,
મલીન વૃત્તિયો મનની મર્દવારે, જગદીશ તે જણવો જરૂર. ૧
તેથી તાપ ટળે તનુ મનનાંરે, ઉરે આશા ન ઉડે એક,
વેહેમ ગયે વેદાંત વિચારતાંરે, પછી પ્રગટે પરમ વિવેક. ૨
આભ્યંતરની આંખ્ય ઉઘાડતાંરે, જ્યે છે જ્યમ તે ત્યમ ઓળખાય,
પુરૂશોત્તમની પ્રભૂતા પેખતાંરે, મન નિર્ભય નીશ્ચલ થાય. ૩
ગાયનં ગાતાં ગીરધારી તણૂંરે, રસ ઉપજ્યે હોય રોમાંચ,
કૃષ્ણ કથામૃત સીંધુ ઝીલતાંરે, ત્રણ્યે તાપની નાવે આંચ. ૪
સાચુ સ્મરણ સધાયે શ્રીશનૂરે, ભ્રાંતી ટળતાં ભાગે ભેદ,
કામ સ્વભાવ કર્મને વાસનાનાંરે, એટલાનો હોયે ઉછેદ ૫
કરૂંણા કરશો એહેવી કૃષ્ણજીરે, ત્યારે થાશે ટાહાડું હેમ,
કૃષ્ણરામને કૃષ્ણ જગાડીયેરે, પ્રતીતિ આપીને પ્રેમ. ૬

વિ૦ ૮ પા૦ ૨૭

## કીર્ત્તન ૧૬૭ મું.

### દેશી ફેર.

નવમી જ્યે નિષેકને આદી, મરણાવસ્થા દેહેની જો;
દેવે ગુપ્ત કરી છે માટે, કળના ન પડે તેહેની જો. ૧
કોણ દેશમાં કીયે અવસરે, કોણ પ્રકારે આવે જો;
અણ પ્રીછ્યા માટે એ નીત્યે, ભ્રાંત કરી ભૂલાવે જો. ૨
ચતૂર પડ્યો હોય ચોકે તો પણ, ઉઠ્યાની હોય આશા જો,
દાન કરંતા દીલ ચાલે નહીં, તૃષ્ણા કરે તમાસ્યા જો. ૩
કદાપી કોય કહે કૃષ્ણ તણો જન, તે પણ પરોક્ષ્ય વાંણી જો;
તનું દરશીથી ધનને ધોખે, જાય નહી તે જાંણી જો. ૪
આપે દંભિ તે બિજાને, દીલથી જાંણે દંભી જો;
માટે શૂં કરવું છે તેહેને, તે ન સકે આરંભી જો. ૫
જાણુ અજાંણુ સમાન ઠરે છે, મૃત્યુ ગોચર ન થતાં જો;
સાંપરાયિકનું સાધન ન બને, સત્તા છતાં કે અછતાં જો. ૬
કરમ હીણુ જન કૃપણ સદા તે, પ્રતિતી બીન પીડાઇયે જો;
કૃષ્ણરામને કૃપા કરીને શ્રીધરજી કર સાહિયે જો. ૭

વિ૦ ૮ પા૦ ૨૭

## કીર્તન ૧૬૮ મું.

દશ મિલીને આ કરસે નીત્યેં, ઇંદ્રિયો એકલા મનને જો;
લક્ષ્મીવરની લક્ષ તજાવી, દાખવે તનુ સુત ધનને જો. ૧
આપ આપણા વિષય વિષે તે, મલિનોમાં મન મેલે જો.
ભોગ ભજ્યાની ભ્રાંતિ માટચે, ભવ્ય રસે નવ્ય ભેલે જો. ૨
આઠે યામ અહર્નિશ એહેનો. તાંતો કદી ન ત્રૂટે જો;
અનેક આપત્તિ ઉઠે પણ, વિષય વ્યસન નવ્ય છૂટે જો. ૩
કૃષ્ણ ભરૂસો કદીયે ન ધરે, મન એમ નિત્ય અથડાતું જો;
વિષય કદાચિત્તજાવિયે તો, રોષે થઈ જાય રાતું જો. ૪
પરોક્ષ વાતે પ્રીતી ન ધરે, રસિકોયે રગદેલું જો;
નાથ વીષે કયમ નીશંક થઇ રહે, બારે વાટચે બિગડેલું જો. ૫
પ્રગટ પ્રતીતિ બીન મન એહેવે, અજ્ઞ સદા અથડાઇયે જો;
કૃષ્ણરામને કૃપા કરીને, શ્રીધરજી કર સાહીયે જો. ૬

વિ૦ ૮ પા. ૨૮

## કીર્તન ૧૬૯ મું.

એકાદશી તલ સંત મેળવો, જેહેને ઘટ માહા શાંતિ જો;
વિરામ વચન વડેથી તે તો, ભાગે મનની ભ્રાંતી જો. ૧
પરોક્ષનેં પ્રત્યક્ષ કરીને, અવલોકાવે તમને જો;
બ્રહ્માકાર જગાડે વૃત્તિ, શમાવે સઘળા ભ્રમને જો. ૨
કરૂણા નજર કરીને કળથી. પ્રેરે આભ્યંતરને જો;
લૌકિક લક્ષ્ય તજાવિને. લક્ષાવે લક્ષ્મીવરને જો. ૩
પ્રેમ પ્રબળ પુરૂષોત્તમજીનો, પ્રગટ કરાવે મનને જો;
શોક સમુદ્ર થકી તે કાહાડે, જોર કરીને જનને જો. ૪
બોધ વડેથી બાધીત વૃત્તિ, ઇંદ્રીયોની ઉપજાવે જો;
દુરીત સકલને દહન કરીને, ભગવદ્ભક્તિ ભજાવે જો. ૫
આમાનવતનું આપી નાથે, તો એમ સાર્થક કરવી જો;
ચરણ શરણ ચાકરના ચિત્તની, વૃત્તી વીઠલ વરવી જો. ૬
સંત સમાગમ પ્રબળ પ્રતીતી. થયે સુખે ગુણ ગાઇએ જો;
કૃષ્ણરામને કૃપા કરીનેં, શ્રીધરજી કર સાહિયે જો. ૭

વી૦ ૮ પા૦ ૨૮

## કીર્તન ૧૭૦ મું.

દ્વાદશી તે જ્યમ વિષ્ણુ પર્વણી, પૂર્વ વૃત્તિને પોસે જો;
ઉજાગરીતના આભ્યંતરના, શ્રમ સઘળાને શોસે જો. ૧
કીરતન કરણારા શુણનારા. પ્રાશન પાંમે પેહેલું જો;
તપસ્વિ ફરી તપે તો તેહેનું, ઘટ થઈ જાયે ઘેલું જો. ૨
એ રીતે હુ વૃત્તિ પુરવનો, કીરતનનો કરણારો જો;
ઉજાગરીતને શ્રમીત થયો છું, આપનેં અનુસરણારો જો. ૩
પ્રતીતિ રૂપી પ્રસાદ પેહેલો, ઇછું છું એ માટે જો;
આપો નહિ તો થશે આકળું, આભ્યંતર ઉચ્ચાટેં જો. ૪
વિષ્ણુ પામવા કાજે પર્વણી, આ નરતનું તે આવી જો;
પૂર્વ તમને ફરી તપાવ્યે, ભ્રમ નાંખશે ભ્રમાવી જો. ૫
કરૂંણા સાગર કેશવને છું, ચરણ શરણ હું પ્રાંણી જો;
મજ આભ્યંતરની આપત્તિ, આપનેં નથી અજાંણી જો. ૬
કૃપણ ઉપરે કરૂણા કરવી, ચીદાનંદ તમે ચ્યાહિયે જો;
કૃષ્ણરામને કૃપા કરીનેં, શ્રીધરજી કર સાહીયે જો.. ૭

વિ૦ ૮, ૫ા૦ ૨૯.

## કીર્ત્તન ૧૭૧ મું.

### દેશી ઢેર.

તેર શકય નથી દેવતા, ક્ષેત્રજ્ઞ પાખે;
આ આત્મા તે આપને, ભુલિ દીન હું ભાંખેં; ૧
આકાશને જ્યેં આવરે, વિશ્વને જ્યે વ્યાપે,
તે સ્વ સ્વરૂપ વિસારીને, તમ થાય છે તાપે. ૨
શુદ્ધ બુદ્ધને મુક્ત જ્યે, અવ્યય અવિનાશી;
આપ વિસારીને તે થયો, અન્યનો અભિલાશી. ૩
એક અભેદ અજન્મા જ્યે, ભૂલ્યે બહુ વિધ ભાસ્યો;
પીડા વિનાનો પીડાતાં, પુછે ગ્રહને રાસ્યો. ૪
આમ કામને કામના, અતી ઉરમાં ઉઠે;
અબાધ્ય રાખે બાધાઓ, ભૂજ બાંધીને પૂઠે. ૫
નજરબંધીયે નાથની, માયા તણી મોટી;
જ્યમનું ત્યમ ભાસ્યા વિના, ઉઠે કલ્પના કોટી. ૬

માધવ માયા ખશેડો તો, સકું સ્વરૂપ જાણી;
કૃષ્ણુરામનો કૃષ્ણુજી, પકડો હવે પાણી. ૭

વી૦ ૮ પા૦ ૨૯

## કીર્ત્તન ૧૭૨ મુ.

ચઉદ શતક્રતું સૂધી આ, ત્રણ્ય લોક વસે છે;
કલ્પ રૂપીયો કાળ તે, પછી એહેને ગ્રસે છે. ૧
નીમિત્ત પાંમિ શેષની, શ્વાસા નળ ફૂકે;
નૈમિત્તિક એ લયવડે, ત્રણ્ય લોકજ સૂકે. ૨
નિત્યે આયુઃ આ કાયથી, અનિમિષ આ કરસે;
નિત્ય એ લયના તાપથી, તનુ દરશી તરસે. ૩
શત ધૃતીના સો વરષે તે, મહા કલ્પ કેહેવાશે;
પ્રકૃતી કાર્યના માત્રનો, ત્યારે લય થઇ જાશે. ૪
ચઉદ લોકની રચનામાં, કાંઈ રેહેશે ન બાકી;
સમય આવ્યો નથી ત્યાંહા સૂધી, કાળ બેઠો છે તાકી. ૫
પ્રાકૃત પ્રલય કહ્યો એહેને, ઓળખવા કાજે;
સુખ નહી આ સંસારમાં, શીરેં અનિમિષ ગાજે. ૬
મરણુ તણુા મુખમાં રેહેતાં, ત્યહાં સુખ તે શાંનુ;
તોપણુ પશુની પેરચે હું, દુઃખમા સુખ માંનું. ૭
જંજાળે પડ્યો જીવ હું, મરદાઉં છું મોહે;
પ્રતીતિ પાખે પીડાઉં છું, વાહાલાને વિછોહે; ૮
શરણુ આવ્યાનેં સાચવો, મન મેહેરજ આણી;
કૃષ્ણુરામનો કૃષ્ણુ ચંદ્રજી, પકડો હવે પાંણી. ૯

વિ૦ ૮, પા. ૩૦

## કીર્તન ૧૭૩ મુ.

પૂણ્ય મહાંન હશે જેના, તેહને ભાવશે ભક્તિ;
કૃષ્ણુ કૃપા થયે તેંહને, હશે વિષય વિરક્તી. ૧
પૂર્ણ પ્રતિતિ પામ્યાં તે, વેદશાસ્ત્રે વિખાણ્યા;
માહારા કરિને માધવે, જે જનનેં જાણ્યાં. ૨
સત્ય સખા શ્રી નાથનેં, જાણ્યા મન જેહેણે;

લાજે ન તેં લૌકિક લવે, કે મરણને મેહેણે. ૩
વિઘ્ન વીલય કરવા જેહને, શીરે ગોવિંદ ગાજે
નિઃશંક ગાયે નાથને, મળી સત્ર સમાજે. ૪
ચકોર પ્રાસે પાવકને, ચંદ્રામૃત ચુસ્યે;
ભક્ત ગ્રસે ત્યમ ભવ દુઃખને, હરિ સેવતાં હુંસ્યે. ૫
ભક્તિ રસાયણ પાંમિયા, સંજીવન બુટી;
હ્રૃદય રોગ તેહના રૂઝયાં, મૂળ વાસના છુટી. ૬
અબલ આંણી શકું ક્યમ આપે, તે ભક્તિને તાંણી;
કૃષ્ણરામનો કૃષ્ણજી, પકડો હવે પાંણી. ૭

વિ૦ ૮ પા૦ ૩૦

## કીર્તન ૧૭૪ મું.

અમાંસ દ્રષ્ટી ઉઘડેતો, ચીત *ગ્રામ ન ચોટે;
કૃષ્ણ કથા મૃત સિંધુમાં, લક્ષ્યે મન લોટે. ૧
મનન કરે મન સરવદા, જગદીશ્વરજીનું;
અળયપણું સમજી સકું હું, સખાનું સખીનું. ૨
દીન વત્સલ એહેવી દાસને, દયા દ્રષ્ટી કરીયે;
વિશેષ થઇ જ્યે વિનતિયો રૂદયામાં ધરિયે. ૩
એક તમારે આશરે, સઘળું એ સધારો;
પ્રતીતિ પ્રીત્યે આપશ્યો, તો સ્થિર મન થાશે. ૪
સત્ર સમાજ સુધારવા, સમાચારજ લેજ્યો;
પ્રતિ ઉત્તર ઉતાવળો, કિંકરને કેહેજ્યો. ૫
શોડશ તિથી સમર્પિયો, ષોડશ પદ બંધે;
કુંઠિત વાણી વિકુંઠ થજ્યો, શ્રીધરને સમંધે. ૬
સંવત સેંહે અષ્ટાદશ, અગન્યોત્તરે વર્ષે;
માઘ વદ્ય તૃતિયા કુંજે, થયો ગ્રંથ સહર્ષે. ૭
‡ગી જગવી જ્યમ ગોવીંદે, તેહેવી મજથી ગવાણી;
કૃષ્ણરામનો કૃષ્ણજી, પકડો હવે પાંણી. ૮

વિ૦ ૮, પા૦ ૩૧.

---

* વિષયમાં. ‡ વાણી.

## કીર્ત્તન ૧૭૫ મું.

### દેશી ૯૨.

કૃષ્ણ તમારિરે કરૂણા થાય તે તરીયે,
નહિતર ભણિનેરે; અભિમાની થઈ ફરીયે. ૧
વિશ્વ સકળમાંરે, કોય સુણ્યો ન સર્વજ્ઞ;
માધવજી બિનરે, અન્ય સકલ જન અજ્ઞ. ૨
તોપણ જે જનરે, અમ્યો અનૂપમ માંને;
શાસ્ત્ર નિપુણ છુંરે, એમ કલ્પે અજ્ઞાંને. ૩
સહુ જન સરખારે, ત્રણ્ય તાપ નવ્ય વામે;
સહુથી અધીકારે, ચ્યાર ચતુર થઇ પાંમે. ૪
ઘોષ ઘણાનુંરે, કંઠેથી નીત્ય કરવું;
બ્રહ્મ કરમનેરે, મૂકિ ઘરઘર ફરવુ. ૫
માન જનોથીરે, મળવું ચ્યાહે એ ભ્રાંતિ;
કદી અવજ્ઞારે, થાય પણ ન બને શાંતી. ૬
શાસ્ત્ર સકલનુંરે, શ્રુતિયોનું સજ્જનનું;
રહસ્ય એ છેરે, શુદ્ધ થવું જ્યે મનનું. ૭
દિગ્ગજ જીત્યારે, તોપણ નહી સુખકારી;
બલવંતી તૃષ્ણારે, એહેવી જેમણે મારી. ૮
અભય હરીનેરે, લહી દ્રઢ થઈ ઉપાસે;
તે જન ધન્યારે, વિમલ રહે વિશ્વાસે. ૯
શબ્દ કુશળ થઈરે, અનુદીન જ્યે અથડાયા;
હરી ન જાણ્યારે, તે જન શાંના ડાહ્યા. ૧૦
હે મા માયારે, તૂં છે પ્રબલા ધાઢી;
ચીત્ર ચરીત્રારે, રૂપ જવનીકા જાડી. ૧૧
બેઠી સહુનેરે, અંત નિલયેં સાચે;
બલાતકારેરે, પંડીતને શીર નાચે. ૧૨
એ અનુંમાનેરે, જાણી તૂં નીકટની;
કૃષ્ણરામેરે, અનંત હરીની નટની. ૧૩

વિ૦ ૯. પા. ૬.

## કીર્તન ૧૭૬ મું.

### દેશી ફેર સાખી.

કૃષ્ણ કૃપાલ દેવાને દરસન, આહાંવે અવસરે આવોજી;
માધવ મન માહાશનું સંકટ, મેહેર કરીને મીટાવોજી. ધૃ. ૧
હઇયું હાથ રહે નહી હરજી, બલવંત બીરૂદ બતાવોજી;
ધીરજ્ય આવે ત્યમ ધરણીધર, સરસ સમાચાર કાહાવોજી. કૃ. ૨
અનન્યતા ઉપજાવો ઇશ્વિર, ભુધરજી જ્યમ ભાવોજી;
યોગ ક્ષેમ કાજ્યે જ્યગજીવન, આવડું કાં અથડાવોજી. કૃ. ૩
વેદ વચનથી વિશ્વંભર તમે, કરૂણાં સિંધો કહાવોજી;
ઉત્તમ મનુજ જન્મ આપીનેં, કલબલ શાંનેં કરાવોજી. કૃ. ૪
સર્વ સામર્થ્યે પુર્ણ છતાં તમે, રકને શું રઝળાવોજી;
ગરીબ નીવાજ ઘટીત નહી તમને, ફંદમાં શું ફેલાવોજી. કૃ. ૫
ભમવું ભાવે નહી મુને ભૂધર, સ્થીર કરી સ્થાને ઠરાવોજી;
કલેશ કલ્પનાં કેશવ કાપો, ગોવિંદ ગુણ ગવરાવોજી. કૃ. ૬
સાચો છે શ્રીધર તુંમ સાથ્યેં, દાસ જનોને દાવોજી;
માટે સાહ્ય કરો મધુસૂદન, વચન પ્રતિતી જણાવોજી. કૃ. ૭
આશ્રય એક તમારો ઉત્તમ, મન માહારાને મનાવોજી;
વારંવાર કહુ શું વિઠલ સાચો રંગ સધાવોજી, કૃ. ૮
દેવ દયા કરી દીન દાસનો, કર કમલાપતી સાહંવોજી;
કૃષ્ણરામને કૃષ્ણ કૃપા કરી, નાતમ છબી નીરખાવોજી. કૃ. ૯

વી૦ ૯ પા૦ ૧૦

## કીર્તન ૧૭૭ મું.

### સાખી.

પાય નમી પ્રણામ કરૂં હું, નિત્યે નરહરીને. ધૃ. ૧
સચરાચર સઘળું વશ જેહેને, અપરિમિત મહિમા;
ધરમ તણા સંસ્થાપન અરથે, આવે રૂપ ધરીને. પા. ૨
જેની વેદે વીમલ વરણવી, વીરૂદતણી સીમા;
જેને શરણ થયે નવ્ય પામે, જીવ જનમ ફરીને. પા. ૩
ઉત્પત્તિ પાલન સિંહારણ, વિશ્વ તણું કરતા;
કષ્ટ ન પાંમે કોય કદાચીત, જેને અનુસરીને. પા. ૪

જેના પદ પ્રાપ્તિને કારણ, તપસી તપ ચરતા;
જેની કથા સુધારસ પાને, કઈક ગયા તરીને. પા. ૫
સકળ મનોરથ સેહેજ્યે પૂરે, રેહેતા વિશ્વાસે;
ગોપીજન પદ પાંમી જેહેનું, કાંત લહિ વરીને. પા. ૬
દંભિત જનથી દૂર વસે; રેહે પ્રેમીને પાસે;
જેના પદ રજથી શ્રી ગંગા, પાતક લ્યે હરીને. પા. ૭
પ્રિતિ દેખે ત્યહાં પુરૂશોત્તમ, નાચંતો આવે;
ગૌબ્રાહ્મણની વાહાર કરે જે, જોતાં નજર ભરીને. પા. ૮
યજ્ઞાદીકથી અતિશે જેને, ભક્તિ મન ભાવે;
ચિંતનવાળાને ચિત્ત બેસે, નિત્યે જ્યે ઠરીને. પા. ૯
પતિત પાવન અધમોદ્ધારન, શરણાગત ત્રાતા;
મજ બાળક વેળા હરી બેઠાં, કાં આળસ કરીને. પા. ૧૦
કરૂણા સાગર છો કેશવજી, દેવ દીવ્ય દાતા;
કૃષ્ણરામની વાહારે ચઢજ્યો, કહું છું કરગરીને. પા. ૧૧

વિ૦ ૯. પા. ૧૧

## કીર્તન ૧૭૮ મું.

સાંભળજ્યો શરણાગત વત્સલ, વિનતિ વિરહિત જનનીરે;
ભગવત્કરૂણા વિનાથી ભ્રાંતિ, જાય ન જીવના મનનીરે. સાં. ૧
માનવ જન્મ મળ્યો છે તથાપી, મલિન સમો હું માણુંરે;
કરૂણા કરી જો કળ ફેરવોતો, જગદીશ્વરને જાણુંરે. સાં. ૨
મુજને તો હું માહારાનિ હઠ્ય, મોહિત કરીને મરદેરે;
કોઈ કરચેંથી કળ નથી પડતી, દેવ માયાની દરદેરે. સાં. ૩
કૃષ્ણ કથા સાંભળું તથાપી, શુદ્ધ મનન નવ્ય સૂઝેરે;
વિશ્વંભર વિશ્વાસ વિનાથી, હૃદયના રોગ ન રૂઝેરે. સા. ૪
અલ્પાયાસેથી અન્નાછાદન, જો મેળવો જગજીવનરે;
ચીંતા રૂપી જો ચીતા શમાવો, તો તો સધાય કાંઈ સાધનરે. સાં. ૫
સર્વજ્ઞ તમને શરણુ આવ્યો છું, નાથજી મજને નિભાવોરે;
કૃષ્ણરામને કૃષ્ણ કૃપા કરો, તમને ફરિને ન તાવોરે. સાં. ૬

વિ૦ ૯, પા. ૧૨

## કીર્તન ૧૭૯ મું.

### દેશી ફેર.

અંતરયામી અરજી માહારી સાંભળોરે
બીજા પાસે કયમ કહું મનની વાતજો;
મદ મત્સરને મોહ ભરેલા માંનવીરે,
મનમાંને કયમ સહસા તેં સંઘાતજો. અં. ૧
હું માહારૂં તાહારૂં ને આતે પારકુંરે,
એહજ મીથ્યા મન માંને છે સત્યજો;
મેં કીધું માહારે કરવું આ મજ વડેરે,
તે આગળ શી કેહેવી દીલની ગત્યજો. અં. ૨
આપ તણી માયાના અકળિત પાશથીરે,
બંધાણું છે આપે આખું જયક્તજો;
લોભ રૂપ વ્યાપારે સહુકો વ્યાપીયુંરે,
સહુમાં વ્યાપી તૃષ્ણા રૂપી શક્તજો. અં. ૩
યતી તપસ્વી સંન્યાસી સહુ એહમાંરે,
નથી માયાથી વીરહીત બીજું કાંઇજો;
પરમારથ સ્વારથ તે સધાય શા થકેરે,
શોધી જોઇનેં સમજે નહી તે માંહિજો. અં. ૪
તે આગળ જઇને શી કરવી યાચનારે,
જેને અંગે કામ ક્રોધને લોભજો;
આપે આપણુ ફળની તૃષ્ણા જે કરેરે,
તે પાસે માગંતા પામું ક્ષોભજો. અં. ૫
ભૂખ્યા પાસે ભૂખ્યો જઇને શૂં જયમેરે,
વસ્તુ વિયોગી શું દેખાડે વસતજો;
ઇચ્છા વરજીત પૂરણ કો લાભે નહીરે,
મનવડે ખોળી જોયું જયક્ત સમસ્તજો. અં. ૬
સદ્દગુરૂ વચને સત્ય વાત જાણી પડીરે,
સમર્થ છો તમે વિશ્વ તણા આધારજો,
ઘટઘટને મધ્યેં વ્યાપો છો વિધ વિધેરે,
નિર્ગુણ સગુણ તમે છો એક અપારજો. અં. ૭

ઉત્પત્તિ પાલન સિંહારણ વિશ્વનારે,
તરણ તારણ છો શરણાગત વિશ્રાંમજો;
ભક્તવત્સલ ભવભયના ભંજન ભૂધરારે,
અધમોદ્ધારણ એક આપનું નામજો. અં. ૮
એહ બિરૂદ જાંણીને યાચું આપનેરે,
જયમ જાણો ત્યમ કરવી જનની સાચજો;
વિશ્વંભર બાંનું બહુ સાચવવું ઘટેરે,
જો વિસરે તો લોક હસારત થાયજો. અં. ૯
સમર્થનો સેવક કેહેવાયો લોકમાંરે,
તે કયમ માંગે ઘરઘર ભિક્ષા અન્નજો;
સમર્થને સેવ્યા તે એમ કયમ આથડેરે,
માટે વાત વિચારી સમજો મંનજો. અં. ૧૦
બિરૂદતણું બાનૂંરે આપે આપનુંરે,
સંભાળીને કરવું જયમનું ત્યંમજો;
કૃષ્ણરામ કીંકર કરજોડી કરગરેરે,
કીજે એહવું જયે લાજ ન જાય જયંમજો. અં. ૧૧

વિ૦ ૯ પા૦ ૧૬

## કીર્તન ૧૮૦ મુ.

ઈશ્વરતા ઉરમાં ઈશ્વર ઉઘાડિયેરે,
ઉપજાવા અખીલેશ્વર કેરૂં જ્ઞાનજો;
સ્નેહ કરીને સજીવ બુટી સુંઘાડીયેરે,
તારકનાથ મેળવવા તુંમ શું તાંનજો. ઈ. ૧

દઢ ધોખો મીટી જાયે જેણ્યે ધ્વંસનોરે,
એમ ઉલટાવી નાંખો આ અધ્યાસજો;
પંથ પેખાડો પ્રતીતીયે મહા હંસનોરે,
જેણે ભાસો સકળ વિષે શ્રીનીવાસજો. ઈ. ૨
આડો આવરણાંતરપટ આઘો કરોરે,
પંચ પરવવાળી તે જયમ પલાયજો;
બુદ્ધિ વિષે નિજરૂપ બોધ બળીયો ભરોરે,
જેથી કેશવજીની કરૂણા કળાયજો. ઈ. ૩

પાપરૂપીયાં પ્રચંડ પટલ પરાં ખસેરે,
દિવ્ય દ્રષ્ટિયે બન્યે થવાયે દક્ષજો:
હૃદય સદા ભિજ્યું રહે રમેશને રસેરે,
પરોક્ષ જે તે સઘળાં હોય પ્રત્યક્ષજો. ઈ. ૪

વિમળ વિરતિયો બને વિષયના ભોગનીરે,
તૃષ્ણા કેરી જેણિયે ત્રૂટે તાંત્યજો:
વેગે વેદના ભાગે જ્યમ વિયોગનીરે,
યોગ ક્ષેમ ભજ્યાની ભાગે ભ્રાંત્યજો. ઈ. ૫

કામ ક્રોધ કે લોભ પછી લુટે નહીરે,
વિઘ્ન વિલય થઈ જાયે વિસરે વેહેમજો;
સખ્ય સચ્ચિદાનંદતણું ભાસે સહીરે,
પ્રગટે પુરૂષોત્તમની સાથ્યે પ્રેમજો. ઈ. ૬

ગુણ કીર્ત્તન ગોવિંદ તણાં ગાવાં ગમેરે,
આડયે અંતરાય નવ્ય ઉઠે એકજો;
સાચી શાંતિથી મન માહારૂં વીરમેરે,
વિમળવાસના ઉઘડે બને વિવેકજો. ઈ. ૭

સુંદર જન્મ થયો તેહેનૂં સાર્થક બનેરે,
પતિત પાવની નીજની પામું પ્રતિતીજો;
પોતાનું પ્રારબ્ધ ભજું નીશ્ચલ મનેરે,
ભાગે જન્મજરા મરણોની ભ્રાંતીજો. ઈ. ૮

જીવન શેષ જીવવું જીવું જ્યોખમાંરે,
કૃષ્ણ ચંદ્રને અર્પતાં ક્રીયમાણજો;
મરણ થતાં જ્યમ પામું વિદેહ મોક્ષમાંરે,
કરૂણાથી એહવું કરીયે કલ્યાણજો. ઈ. ૯

પરાભક્તિને ઉઘાડો આભ્યંતરેરે,
જયે ઉપજેથી સાર્થક સઘળું હોયજો;
જીવથી જે સાધે નહિ તે કરૂણા કરેરે,
જન્મ અંધ તે જગતને જેણે જોયજો ઈ. ૧૦

જેથી મુક વદે વેદાદિક વાણીનેરે,
પંગુ જયેણે ગિરી ઉલ્લંઘિ જાયજો;

એહેવા શ્રીધરજીનેં સમર્થ જાંણીનેરે,
કૃપા ઇછતો નીત્ય નમું હું પાયજો. ઈ. ૧૧
શઠના સાંધનને શાંને સંભારીયેરે,
ગરિબ નિવાજ જુવો શાંને ગુણ દોષજો;
તમે તમારૂં બિરૂદ નીભાવા તારીયેરે,
રંક ઉપર નવ્ય ઘટે રાખવો રોષજો. ઇ. ૧૨
શરણ થયો છું તમને સરવ પ્રકારથીરે,
શરણાગતના વત્સલ છો તમે સત્યજો;
માટે મુકાવિયેં માયાના મારથીરે,
છોગાળા નિજની ઓળખાવી છત્યજો. ઇ. ૧૩
તમને શું કેહેવું પડશે સરવજ્ઞનેરે,
માહારા નાથ સકળ જાણો છો મર્મજો;
આપ આશરે રાખોજી મજ અજ્ઞનેરે,
કૃષ્ણરામ કેરાં નવ્ય જોવાં કરમજો. ઈ. ૧૪

વિ૦ ૯ પા૦ ૧૯

## કીર્ત્તન ૧૮૧ મું.

### દેશી ફેર ગુરૂસ્તુતિ.

વંદુ શ્રી સદ્ગુરૂકે ચરણ, શ્રી સદ્ગુરૂકે ચરણ; ધૃ.
ગુરૂ બ્રહ્મા ભવ બ્રહ્મ અધોક્ષજ, ગુરૂ અશરણ કે શરણ. વં. ૧
જ્ઞાનાંજનકી ભરત શલાકા, આંજત જયહાં આવરણ;
દોષ રહિત દ્રષ્ટીસુ દિખાવે, અવીનાશીકું અરણ. વં. ૨
સંશય સકળ શમાવે સુનાવે, કૃષ્ણ કથા નીત્ય કરણ;
શુદ્ધ સ્વરૂપ સૂનાય મીટાવે, જન્મ જરા ભય મરણ. વં. ૩
નારાયણ નોકા નીરખાવે, ભવસાગરકું તરણ;
કૃષ્ણરામ કહે સહજ ગુરૂ કરે, સકલ શમલકો ક્ષરણ. વં. ૪

વિ૦ ૯, પા. ૨૧.

## કીર્તન ૧૮૨ મું.

### દેશી ફેર.

કેઇક દીવસથી હું કરગરૂં કલીષ્ટ,
અવિદ્યા આવર્ણનું મિટવા અનીષ્ટ;
કાં નથી બોલતા દ્રષ્ટરે, માહારા કૃષ્ણ કૃપાલો. ૧

અંશ તમારો હું છું અલબેલા,
પુરુશોત્તમ માહારા છો સખા પેહેલા;
વાહાલ દેખાડો હવે વેહેલારે. માૅ ૨

તમને તજી ગયો ગ્રામ્યને ભોગે,
અથડાયો હું ઘણો અવળે ઉદ્યોગે;
વિમોહ પામ્યો વિયોગેરે. માૅ ૩

જ્યહાંગયો ત્યહાં મુને જંજાળોવાધી,
આદિ સખાને હું ન સકયો આરાધી;
એથી ન શમ્યો અંતરાધીરે. માૅ ૪

જે મળ્યા સંગી તે સઘળા ઠગારા,
ઉલટા અધ્યાસના ઉપજાવનારા;
ધણીને વિસારચા તે દ્વારારે. માૅ ૫

ભ્યારે ભ્રાણ્યે યોની લક્ષ ચોરાશી
કંઇ વરા ભોગી મે માહા દુઃખ રાશી,
એથી હું પામ્યો છું ઉદાસીરે. માૅ ૬

તરણી તનયે મુને કંઈ વરાં તાડયો,
પુય શ્રોણિત કૃમી ગર્ત્તામાં પાડયો;
રાગ રોષે હું રંજાડયોરે. માૅ ૭

નાથ તમે આજ નરતનું આપી,
તોહે શકયો ન અધ્યાસ ઉત્થાપી;
આતુર હું છું અધાપીરે. માૅ ૮

કરૂણા કરી ત્યારેં પૂરણ કરીયે,
ભવ્ય ભરૂંસેથી દિલ ભરિયે;
અરજીના જવાપ ઉચ્ચરીયેરે. માૅ ૯

પ્રભૂજીનેં પત્ર મેં લીખીયા અનેક,
અજી સુધી નાવિયો ઉત્તર એક;
છબીલા છબો શું છેકરે. માૅ ૧૦

શરણ વત્સલ તમને શરણ હું આવ્યો,
તાપે ઘણી વરાં મુજને તપાવ્યો;
ઇશ હું અનીશ ઠરાવ્યોરે. માૅ ૧૧

પિડિત જાંણી મુને દાખવો પ્રીતી,
વ્યર્થ આ જન્મ માહારો જાય છે વિતી;
પ્રણુત પાલક ઘો પ્રતિતીરે. મા૦ ૧૨
કાલાવાલા માહારાં કર્યું સાંભળીયે,
સેવકને કલ્પદ્રુમ સમ ફળિયે;
કૃષ્ણરામને કૃષ્ણ મળીયેરે. મા૦ ૧૩

વિ૦ ૯ પા૦ ૨૩

## કીર્તન ૧૮૩ મું.

### દેશી ફેર–સમસ્યા.

†દશદારાના પતીના ઘરમાં, બે જણી નીત્યે લડતી દેખી;
તે મધ્યે ×એક પરોક્ષવાળી, +બીજીને અપરોક્ષી પેખી. ૧
પરોક્ષવાળી સાચી તોહે, લાજ ધરંતી બોલે માંને;
બીજી તો વિશ્વાસ વિનાની, ડંમર હાકે પોલે પાંને. ૨
‡ત્રિજી રંગની સાથ્યે જળની, રીત્યે તે ત્યંહાં તેહવિ ચાલે;
પોતાને નહિં સમજણ ત્યારે, બેની સાથ્યે બેનું પાળે. ૩
અપરોક્ષીને ભલું મનાવા, *ત્રણ્ય સમજણી પક્ષે આવી;
એક ÷અજાણી તે પણ તેહેમાં, આવી પક્ષે બિન બોલાવી. ૪
તેહ અજાંણી બે ગુણ જાંણે, તેહેમાં એક સ્વભાવે વેહેછે;
*બિજો ગુણ તો અપરોક્ષીની, આજ્ઞાયે રાખે ત્યમ રેહે છે. ૫
બીજી‖ બે અજ્ઞાંની તેહને, કાંઇક અપરોક્ષીનું પાસું;
તે બે જણીયે એમ વિચાર્યું, જીતે તેહેની પક્ષે જાશું. ૬
∂છેલ્લી તે અજ્ઞાંની પોતે, સદાયે ચાલે સ્વભાવ રીતી;
તેહેને શાંની કરવી જોઇએ, બેજણીમાં એકેની પ્રીતી. ૭
પરોક્ષવાળી સાચી છે પણ, પક્ષ વિનાની †નિબળી ભાસે;
બીજી જુઠી પણ બળવંતી, થઈ બેઠી જઈ પતીની પાસે. ૮
આ સમજાવે એ સમજાવે, લૌકીક વૈદિક પ્રમાણ ક્રમથી;
કોહોનું સાચું જુઠુ કોહોનું, તે નવ્ય સમઝે સ્વામિ ભ્રમથી; ૯
સમર્થનો સેવક છે તોહે, પ્રેમ પ્રેમદાને વશ પડીયો;
લડાઇ ઘરમાંથી ચુકવવા, સત્ય વાતનો શોધ ન જડીયો ૧૦

† દશ ઇંદ્રિયો. × કર્ણેંદ્રિ. + ચક્ષુ. ‡ વાણી. * ઘ્રાણત્વક્ ને રસના. ÷ ઉપસ્થ. ‖ પાદને હસ્ત. ∂ ગુદા. † નબળી.

તેટલા વાસ્તે *જુઠી તેતો, સદાય ‡સાચી થઈને બેઠી;
ઘોળ અતીશે પડીયો ઘરમાં, સાચીની ચાલે નહિ શેઠી. ૧૧
ચીદાનંદના રાજ્ય વિશે આ, કયમ ચાલે અંધેર ધાહાડી;
કૃષ્ણુરામના ઘરનો કજીયો, કૃષ્ણ કૃપા કરી નાંખો કાહાડી. ૧૨

વિ૦ ૯, પા. ૨૪.

## કીર્તન ૧૮૪ મું.

### દેશી ફેર–ગરબો.

સાંમળિયા સ્નેહીની સાથ્યે, પ્રીતલડી બંધાણી વાહાલા;
વારી જાઉં વિમળ છબીને, મીઠી મુખની વાણી. વા૦ ૧
યોગી તપસી રૂષી મુનીવર, ધરે તમારૂં ધ્યાન; વા૦
મણિમય મુકુટ વિરાજે મસ્તક, કોટી સૂર્ય સમાન. વા૦ ૨
મકર કુંડળની શોભા જોતાં, લાજે ભાસ્કર ઈંદુ; વા૦
કેસરી તીલક લલાટે શોભે, મધ્યે મૃગમદ બિંદુ. વા૦ ૩
કંઠે મુક્તાહાર અનૂપમ, વૈજયંતી માળ; વા૦
વનમાળાને તુળશીમાળા, કૌસ્તુભ ઝાક ઝમાળ. વા૦ ૪
ઉર ઉપર ભ્રગુ લાંછન શોભે, શ્રીવત્સની શ્રી ઝળકે; વા૦
બાંહે બાજુબંધ ફૂમતે, ચોસર મોતી લલકે. વા૦ ૫
વેઢ મૂદ્રિકા કડાં સાંકળાં, પુહુંચી પરમ વિશાળ; વા૦
કટી મેખલા રાજે કટીયે, ઘુઘરૂ શબ્દ રસાળ. વા૦ ૬
પીતાંબર પરીધાાંન કીધાં, પાયે નૂપુર વાજે, વા૦
મન લોચનને આનંદકારી, રૂપ તમારૂં રાજે. વા૦ ૭
જેના ઉપર કૃપા તમારી, તે નજરે નિત્ય ન્યાહાળે; વા૦
બીજા જનનો બકવા કરતાં, જન્મ ગયો જંજાળે. વા૦ ૮
હું ને માહારામાં લોભાંણા, દેહેને દેખે દ્રષ્ટ; વા૦
તેને ક્યાંહાંથી દરશન એહેવું, સાંમળિયાનું સ્પષ્ટ. વા૦ ૯
કર જોડીને પૂછું તમને, મન માહારાનું પ્રષ્ણ; વા૦
નજરે પડશ્યો નાથ ક્યાહારે, કૃષ્ણુરામને કૃષ્ણ. વા૦ ૧૦

વિ૦ ૧૦ પા૦ ૧,

---

* નેત્ર. ‡ કર્ણેંદ્રિ.

## કીર્તન ૧૮૫ મું.

### દેશી દ્રેર.

હું તો એક આશધું આપનેં,
મજ ઉપર થઇ મહેરબાન; વિઠલ વેહેલા આવિયે.
બીજાં પ્રીછું નહિ પૂણ્ય પાપનેં, વિઠલ૦ ૧
જયેથી ઉલટું હોય અભિમાન.
જયેહેનો અગાધ મહિમા લોકમાં, વિઠલ૦
જયેહનાં પાવન પૂણ્ય ચરિત્ર;
માહારે ચૌદ ભૂવનના ચોકમાં, વિઠલ૦ ૨
માધવજી તમ્યો છો મીત્ર.
હું તો ચરણ ને શરણેં આવિયો, વિઠલ૦
જેની ઓળગ અફળ ન હોય;
જેહેનો બળવંત ગુરૂયેં બતાવિયો, વિઠલ૦ ૩
મહા મહિમા ન જાણતું કોય.
જયે જયે શરણ થયા તવ ચરણનેં, વિઠલ૦
તેનેં જ્ઞાંનેથી લાભી ગમ્ય;
તે તે ઉલંઘીને આવરણનેં, વિઠલ૦ ૪
પામ્યા રમાનાથ પદ રમ્ય.
છૂટ્યા જન્મ મરણ જંજાળથી, વિઠલ૦
તેનાં વિઘ્ન થયાં વિદ્ધંસ;
ઉગરયા અધ્યાસના આળથી, વિઠલ૦ ૫
તે તે પૂર્ણ થયા પરમ હંસ.
તેમણે હસ્ત મુકયો જયેહેને મસ્તકે, વિઠલ૦
તે તે સદ્ય થયાં સહુ સંત;
તે તે પુરૂષ લખાયા પુસ્તકે, વિઠલ૦ ૬
એહેવા કૃષ્ણ છો કરૂણાવંત.
જેનાં નામ સ્મરણનાં માત્રથી, વિઠલ૦
અજામીલ તરયો અઘવાંન;
શબરી થઇ શ્રેષ્ટ સુપાત્રથી, વિઠલ૦ ૭
જેણીયેં ભાવેં ભજ્યા ભગવાન.

બ્રહ્મહત્યા મિટી જેનાં નામથી,
સ્વયં પાતીનેં ઉગ્યાં *પર; વિઠલ૦
પિંગલા પણ છૂટી પ્રણુંમથી,
કાંમ હાંમનો છૂટયો ડર. વિઠલ૦ ૮
એણિ રીત્યેં અધમને ઉદ્ધારવા,
આપેં અવની ધરચા અવતાર. વિઠલ૦
અસુરોનો ભાર ઉતારવા,
સેવક તણી કરવા સાર. વિઠલ૦ ૯
મજ ઉપર મેહેર કરો હવે,
દેવના દેવ દીન દયાળ; વિઠલ૦
હું તો ભૂલી ભમ્યો છું ભવો ભવેં,
પીડા વારી કરો પ્રતીપાળ. વિઠલ૦ ૧૦
પ્રભૂનાથ પોતાનો બિચારીનેં,
માહારા મનની પૂરો હાંમ; વિઠલ૦
આશ્રિત સહિત લીજે ઉગારીનેં,
કર જોડી કહે કૃષ્ણરામ. વિઠલ૦ ૧૧

વિ૦ ૧૦ પા૦ ૪

## કીર્ત્તન ૧૮૬ મું.

### દેશી ફેર.

આજ શું આવીરે, ખાસા ખોટચ ખજ્યાંનેં,
કરૂણા સમુદ્રની કરૂણા ખુટી, માધવ તે કોણ માંનેં. આ. ૧
આગેં તો અધમ અનેક ઉદ્ધારચા, તે તે લખાયા પાંનેં;
આજ ગરીબની અરજી અજીયે, કાં નથી ધરતાં કાંનેં. આ. ૨
કોય શ્રવણેંથી કોય મનનેંથી, કોય ગાતે ગુણગાંને;
કોય પૂજનથી કોય વંદનથી, કોય ધરતેથી ધ્યાંનેં. આ. ૩
કઈક તપોબળથી તમે તારચા, કઈ સખ્યેં કઈ જ્ઞાંને;
કઈ કેવળ કરૂણાથી તારચા, ભાવ થકી ભગવાનેં. આ. ૪
કઈ તીર્થેથી કંઇક વ્રતોથી, કઇક કરંતે દાંને;
કંઇ સ્નેહેંથી કંઇ દ્વેષેથી, કઇક ધરચેથી બાંને. આ. ૫

---

* પાંખો.

એહેમાંનાં સાધન આ કળિયુગમાં, શ્રીધર જોવાં શાંને;
શરણુ માત્રથી મજને તારો, અથડાતો અભિમાંને. આ. ૬
નાત્ય જયમાડનાર આગંતુકને, જયમ પ્રીસે સનમાંને;
યશ તેહેનો તે બોલે જગતમાં, ખુશ થઇ †ખાંને ખાંને. આ. ૭
એ રીત્યે મજ દીન દાસને, સંભાળી લ્યો સાંને;
કૃષ્ણરામ કહે કૃષ્ણ કૃપા વડે, તારો તમારે તાંને. આ. ૮
વિ૦ ૧૦. પા. ૭

## કીર્તન ૧૮૭ મું.

અરજ્યો માહારીરે, કેશવ કરણે ધરજ્યો;
હાઇસું હાથ્ય હવે નથિ રેહેતું, સહાય સેવકની કરજ્યો. અ. ૧
શુંન્ય જીવવું ન ગમે શ્રીધર, પડિ રહેવું પીડામાં;
ક્રોધ કરકમાં લોભ લક્ષ્યમાં, કાંમ તણી ક્રીડામાં. અ. ૨
આહાર ભય મીથુન નીદ્રા તેહેને, ક્યહાં સૂધી હવે ભજીયે;
પુરૂષ કરીને પશુ સરખો કાં, રાખો મજને અજીયે. અ. ૩
નરક મૂળ નારીની સાથ્યે, કાં મુજને ક્રીડાવો;
હું માહારૂં એ હુતાશન મધ્યે, અજીયે કાં હીંડાવો. અ. ૪
દુઃખ મૂળ આ દેહને માટે, શું અભિમાન ધરાવો;
પાપ મૂળ પરીવારને માટે, ફંદમાં શીદ ફરાવો. અ. ૫
શોક મૂળ તે સગાંને માટે, મમતામાં કાં મરદો;
અનર્થ કેરાં મૂળ અરથને, માટે કાં અજી અરદો. અ. ૬
બંધન મૂળ બંધુ જનનો ચિત્ત, કાં ઉપજાવો ચટકો;
લક્ષ્ય ચોરાશી મૂળ લોકની, લવમાં કાં પ્રભુ પટકો. અ. ૭
કલેશ મૂળ કરમોની વૃત્તી, અજિયે કાં ઉપજાવો;
ભ્રાંતીવડે પીડા ભેગી તેં, ભ્રાંતીને શું ભજાવો. અ. ૮
ઘણી થઇ ઘણી થઈ ગોવિંદજી હવે, તાપ ત્રિવિધના ટાળો;
મજ શરણાગતનું આભ્યંતર, જ્ઞાંન આપી ઉજુવાળો. અ. ૯
દેખતો જ્યમ દોરે અંધોને, જ્યહાં લેઇ જાય ત્યહાં જાતા;
એમ હું વશ્ય તમને છું ઇશ્વર, શરણુ લહી કરો શાતા. અ. ૧૦
ગુણ અવગુણ નવ્ય જોઇએ ગિરિધર, હું આધીન તમારે;
અનાથ બધો આપ તણો છૈ, આશ્રય એકજ માહારે. અ. ૧૧

---

† ટેકાણે ટેકાણે.

આભ્યંતરની આંખ્ય ઉઘાડો, તો સહુ લક્ષણ શોધેં;
આજ સુધી આવરણે આંજી, લૂટિ લિધો મુને લોલે. અ. ૧૨
વર્ત્તમાન સહ ભૂત ભાવિતે, નજરે મુજને પાડો;
અનાયાસથી પ્રારબ્ધોનાં, ફળ મુજને પોહોચાડો. અ. ૧૩
હવે અથડામણ ભાગો હરજી, ગોવિંદ ગુણ ગવરાવો;
કૃષ્ણ કથામૃત સરિતા મધ્યે, નિત્ય મુજને નહવરાવો. અ. ૧૪
કૃષ્ણ વિના કિંકર કહે કોહોને, ધણિ સાહ્યબ મન ધારો;
કૃષ્ણ ધરી કર કૃષ્ણરાંમને, કરૂણા કરીને તારો. અ. ૧૫

વી૦ ૧૦ પા૦ ૮

## કીર્ત્તન ૧૮૮ મુ.

### દેશી દેર.

માહારી અરજીયો અશરણ શરણરે,
સાંમળીયાજી સાંભળીયે.
કેશવજી ઉઘાડી કરણરે. સાં૦
તમે ગૌબ્રાહ્મણ પ્રતિપાળરે. સાં૦
આશ્રિતની ઉતારીયે આળરે. સાં. ૧
હું તો બહુ દીનથી પૂકારૂંરે સાં૦
બળવીર ઉઘાડીયે બારૂંરે, સાં૦
ઉર અકળાંમણ મુંને આવેરે, સાં૦
ભૂતળના ભોગ ન ભાવેરે. સા. ૨
નિંદ્રા પણ નાંવે નિશિયેરે, સાં૦
મુને સાંન ન કશિયે સૂઝેરે; સાં૦
કયમ વાહાલાનો વિયોગ વેઠુંરે, સાં૦
માહારૂં હઇયું ન બેસે હેઠુંરે. સાં. ૩
કઇ કલ્પથી હું અથડાઉંરે, સાં૦
બહુ વેશ ધરી વગોવાઉંરે; સાં૦
કઈ લક્ષ ચોરાશીમેં ભોગીરે, સાં૦
તોહે અજી ફરૂં છું વિયોગીરે. સા. ૪
જગજીવન સઘળું જાણોરે, સાં૦
અજિ સૂધી દયા કયમ નાંણોરે; સાં૦

હવે આભ્યંતર ઉઘાડોરે, સાં૦
ભૂત ભાવીનેં નજરેં પાડોરે. સાં. ૫
ઉરનો અંતર પટ ખોલોરે, સાં૦
બાળ્યકની સાથ્યેં બોલોરે; સાં૦
ભૂધરજી ભવ દૂઃખ ભાગોરે, સાં૦
જન માટે જીવન જાગોરે. સા. ૬
આહાવિ દુર્લભ તનુંને આપીરે, સાં૦
આમ અથડાવો શું અઘાપીરે; સાં૦
જળ તારક મણીને ઝલાવીરે, સાં૦
કયમ ડુબાડો આડો ચલાવીરે. સાં. ૭
ભુજે ભાગવત દેઈ શું ભુલાવોરે, સાં૦
ખોટામાં શાંને ખેલાવોરે; સાં૦
ચિત્ત ચરણ વિષે ચોટાડોરે, સાં૦
ભ્રાંતીના ભ્રમણ છુટાડોરે. સા. ૮
શીશ્નોદરના જયે સ્વાદીરે, સાં૦
તે તો બડબડેં બે મર્યાદીરે; સાં૦
તેમનેં ટાંકણે કયહાં લગી ટાંકુ રે, સાં૦
વારૂ કેહેતાં પડે છે વાંકુંરે. સાં. ૯
ગુણમાંથી અવગુણ ઢુકેરે, સાં૦
અલ્પ અવગુણેં માહા ગુગુ મૂકેરે; સાં૦
એહેવો સંગ મળ્યે નિત્ય સૂકુરે, સાં૦
મેહેરબાંની કરોતો હું મૂકુંરે. સાં. ૧૦
પ્રતિતી જો દાખવો પૂરણરે, સાં૦
તો ચેટક સહુ થાંયે ચુરણરે; સાં૦
હવે ગોવિંદજી ઘણી થઇ છેરે, સાં૦
સંભાળો જયે સ્વલ્પ રહી છેરે. સાં. ૧૧
ઐશ્વર્ય ઉઘાડો મનનેંરે, સાં૦
જોઋય મનાવે જયમ જનનેરેં; સાં૦
દીજે ઉત્તર કરૂણા કરિનેંરે, સાં૦
કહે કૃષ્ણરામ કરગરીનેંરે. સાં. ૧૨

વિ૦ ૧૦, પા. ૯

## કીર્ત્તન ૧૮૯ મું.

કાંઇ કરૂણા નજરે જોઇયેરે, અલબેલા આ અવસરમાં.
ખુશિ થઇને ખટપટ ખોઇયેરે. અ૦
હવે અરજી ઉતાવળી શુંણિયેરે. અ૦
ત્રણ્ય ગુણથી મુને ન ગુણિયેરે. અ૦ ૧
નેંન સેંનથી માયા નિવારોરે. અ૦
મુખે કહો જયે એ દાસ છે માહારોરે. અ૦
માહારૂં ચિત્ત ચરણમાં રાખોરે. અ૦
દયા દ્રષ્ટિયેં એક વાર દાખોરે. અ૦ ૨
સંકલ્પ વિકલ્પ શમાવોરે. અ૦
રૂષિકેશનેં રંગે રમાવોરે. અ૦
ગુણ ગવરાવો મુંને ગમતારે. અ૦
મેલાંની મુકાવો મમતારે. અ૦ ૩
શરણેં આંણિ મેલ્યાનેં સુધારોરે. અ૦
પકડાવિ દ્યો કૃષ્ણ કિનારોરે. અ૦
અદ્રષ્ટ સુદ્રષ્ટ કરાવોરે. અ૦
ધણી થઈ ને ધીર્ય ધરાવોરે. અ૦ ૪
શું સમજી મેળવિયા સાથી રે. અ૦
હું શઠ તેહેંનેં તારૂં શ્યાથીરે. અ૦
મજમાં તે ઐશ્વર્ય કયાંથુંરે. અ૦
ફરે મન માહારૂં અજી થાંથુંરે. અ૦ ૫
મુંનેં તૃષ્ણાયેં નાંખ્યો છું બાંધીરે. અ૦
નથિ આંખ્યેથી નીકળી આંધીરે. અ૦
અજી મન માહારામાં ભ્રાંતીરે. અ૦
તો હું શિષ્યોનેં શી કરૂં શાંતીરે. અ૦ ૬
અંધ અંધનેં શું દેખાડેરે. અ૦
કીચેં કળ્યો બીજાનેં શું કાહાડેરે. અ૦
મુંને માહારા તરચાનો ઉધારોરે. અ૦
બીજાનેં બતાવું શું આરોરે. અ૦ ૭
સહુની હાથ્ય તમારે દોરીરે. અ૦
ચલવો ત્યમ ચાલે ધોરીરે. અ૦

હું તો શિષ્યો સહિત છું શરણેરે. અ૦
માટે નાથ બતાવો નીરણેરે. અ૦ ૮
કલ બલ કરવી તે મિટાવોરે. અ૦
સમજાવી સત્ય વધાવોરે. અ૦
મન ભાસ્યે મનાવો ભરૂસોરે. અ૦
કરો પૂર્ણ હઈયાંની હુંશ્યોરે. અ૦ ૯
પ્રતીતિયો પ્રબળ પેખાડોરે. અ૦
દિવ્ય દિવસ મુંને દેખાડોરે. અ૦
આ અવસર અંતરથી ખોલોરે. અ૦
કૃષ્ણ કૃષ્ણરાંમથી બોલોરે. અ૦ ૧૦

વી૦ ૧૦ પા૦ ૧૦

## કીર્તન ૧૯૦ મું.

### દેશી ૧૨.

શ્રેયસ્કારી કૃષ્ણ મુરારી, પ્રભુજી પૂરણ કાંમરે.
શરણાગત વીશ્રામ, શુંણો વીનતી;
વિયોગ દુઃખથી વૃત્તી માહારી, વિશ્રાંતી નવ્ય પાંમેરે,
અનુદીન અઠે યાંમે, આકુળ રહે અતી. ૧
ક્ષુધાવંતને જ્યે મન ભાવે, બહુવિધ બીજા ભોગરે,
અન્ન તણો ઉદ્યોગ ઇચ્છે એકલો;
એમ વિયોગીને મન નાવે, ધન સુત દારા ધાંમરે,
કૃષ્ણ મળ્યાનો કાંમ, ભાસ્યો જ્યે ભલો. ૨
અનેક ભવથી હું અથડાતો, આ અવળે અભ્યાસેરે
વિષય તણે વિશ્વાસે, વાહ્યો જાઉં છું;
પ્રેષ્ઠ વિયોગે થી પીડાતો, કરતો ત્રાહિ ત્રાહિરે,
માધવને મનમાંહી, મળવું ચહાઉં છુ. ૩
કર્માકર્મ વિકર્મ કેરી, કળના હું નવ્ય જાણુંરે,
હૃદય અતી રૂંધાંણું, વાસના વડે;
ઘટ સઘળાંને નાખ્યું ઘેરી, અવિદ્યા આવરણેરે,
કાંઇ ન સૂઝે નિરણે, કળ ક્યમ પડે. ૪
દીનદયાળ તમને, પૂછું તે કહો પ્રભુરે,

કરૂણા કરીનેં કૃષ્ણ, ક્યાહારેં બોલશ્યો;
કૃષ્ણરામના મનના ભ્રમનેં, દૂર કરી દૂર્ઘટનેંરે,
આપે અંતરપટનેં, ક્યાહારે ખોલશ્યો. ૫

વી૦ ૧૦ પા૦ ૧૧

## કીર્ત્તન ૧૯૧ મું.

શ્રી ગરૂડધ્વજ ગોવિંદ સ્વામી, મેહેર કરીનેં મળિયેરે,
સેવકની સાંભળીયેં, વેગેં વિનતી;
અખિલ જનોના અંતરયામી, માધવજી મહારાજરે,
કિંકર જનની લાજ રાખો રમાપતી. ૧
સમય બન્યો સંકષ્ટકારી, મર્યાદા મરદાંણીરે,
કરણેં કરણેં કાંણી પેઠી કલેશની;
નિપટ થયા સહુ નર નેં નારી, ચેટક નાના ચણતાંરે,
ભલી ભણાવી ભણતાં વિદ્યા દ્વેશની. ૨
વાંધો પાડી વૈર કરંતાં, શું નાહાનાં શું મોહોટાંરે,
ચીત્ત સરવનાં ચોટ્યાં દારા દામમાં;
અવગા મારગનેં આચરતાં, સુકૃત સેહેજ્યેં હારેરે,
ધર્મ પંથ નવ્ય ધારેં, એકે ગામમાં, ૩
ઉત્તમ માનવ દેહ આવ્યે, યત્ન કશું નવ્ય જાંણેંરેં,
ઓળખે નહિ આ ટાંણેં, કરૂણા કૃષ્ણની;
ફંદી સંગે ફંદ ફેલાવ્યે, કાળ ન જાણે જાતોરે,
વિધવિધ પૂછેં વાતો, પીડા પ્રપણની. ૪
સંત સમાગમ સંકટ સરખો, ભાવ વિનાથી ભાસેરે,
પાખંડીનેં પાસે બેસેં, ચોરે ચઢી;
પાપિજનનો પ્રેમ પરખો, હરી કીર્ત્તનમાં ઉંઘેરે,
પડે છીંકણી સૂંઘે, તોહે આખડી. ૫
બળાતકારેં બેસારિયે તો, વચ્ચે વાતો કાહાડેરે,
ભંગ ભજનમાં પાડે, પણ ન સાંભળે;
પૂણ્ય પંથમાં પેસારિયે તો, નિજનું ડહાપણ ચલવેરે,
હઠથી હાલા હલવેં, અવળું આંબળેં. ૬
શાસ્ત્ર તણી જ્યે શિક્ષા તેહેનેં, મનમાં સત્ય ન માંનેરે,
ડંમર પોલે પાંને, હાંકે આપની;

દેખે દુર્લભ દારા દેહેનેં, સૌવરણે શણગારેરે,
વાહાલી વાત વિચ્યારેં, મનમાં પાપની. ૭
તે આગળ કહો કૃષ્ણ કથા તે, શે રંગે વંચાયરે,
મન માહારૂં ખમચાય, સૂઝય ન લાભે કશી;
વિશ્વંભરજી એહ વ્યથા તે, કિંકર સેહેશે ક્યંમરે,
સેવકનેં જોઇ શ્રંમ, ધણી આવો ધશી. ૮
સજ્જન જનનો સંગ આપો, હૃદયે જયેને રંગરે,
આ અલબેલું અંગ તે સાર્થક કરો;
કલિમલ કિંકર જનનાં કાપો, વાહાલા વાહાલ કરીનેંરે,
બાળને બાંહે ધરીને રાખો, નાથ નરો. ૯
આશ્રય આવ્યાનેં ઉગારો, દૂર કરીનેં દેવુંરે,
શું શું પડશે કેહેવું સુંદર શ્યામનેં;
તારક માહારા તાપ નિવારો, દિવ્ય કૃપા દેખાડોરે,
કલબલમાંથી કાહાડો કૃષ્ણરામનેં ૧૦

વિ૦ ૧૦ પા૦ ૧૧

## કીર્તન ૧૯૨ મું.

### દેશી ૯૨.

કૃપાનજર કરિયેરે, ગિરિવરધારી; આ પદો ઉદ્ધરિયેરે. ગિ૦ ધ્રૃ. ૧
એકે મુજનેં ઉગરવાનો નથી આરો, જાયછે જન્મારોરે. ગિ૦ ૨
ખાસા આતો સમય આવી પડયો ખોટો, સદ્વસ્તુનો ટોટોરે. ગિ૦ ૩
ઘટ ઘણી ધારણાયેં થયાં ઘેહેલાં, મનો આદિ મેલાંરે. ગિ૦ ૪
ઉર અતિ અહંતાથી અંજાતું, તે નથી મંજાતુ રે. ગિ૦ ૫
મન માંહે મમતા અતી ઘણિ માહાલે, ચિંતન ન ચાલેરે. ગિ૦ ૬
ચક્ષુરાદી ઇંદ્રિયો વાંકાં વળે છે, મોહમાં મળે છેરે. ગિ૦ ૭
સંતની સંગતી શુદ્ધ ન સાધેં, વિપત્તિયો વાધે રે. ગિ૦ ૮
રોજગાર રોકાયા ને ન મળે નાંણું, સુખ સંકોચાંણુંરે. ગિ૦ ૯
એકે મજથી સાધન જાય ન સાધ્યું, વેર બધે વાધ્યુંરે. ગિ૦ ૧૦
જોતાં સહુની દ્રષ્ટિ થકે વિષ વરસે, તેથી મનડુ તરસેરે. ગિ૦ ૧૧
વાહાલાં વાહ'લાં નિત્ય પરસ્પર લડતાં, બોલે બડબડતાંરે. ગિ૦ ૧૨
શાહાણાં જનેં સ્નાન સંધ્યાઓ સંકોચી, મેહેલ્યા નહિ મોચીરે.ગિ. ૧૩
રાજા તેતો રંકનેં રંચ ન પાળે, ન્યાય ન નિહાળેરે. ગિ૦ ૧૪

મુખિયા તેતો મમો ગ્રંથો મુખે બોલે, કોય પળે નહિ કોલેરે. ગિ. ૧૫
મુમુત્ત ન મુકે કો મોહ્નું કે ન્યાંહાનું, તેથિ પડિયું પાંનુંરે. ગિ૦ ૧૬
સ્વામી એહેવાં સંકટ કયમ સેહેવાશે, રંકે કયમ રેહેવાશેરે. ગિ૦૧૭
આહાવે સમયે મજને તો પડી છે માહારી, હઠિગયોછું હારીરે. ગિ.૧૮
તુમ વિના કષ્ટ એહેવાં કોણ ભાગે, લક્ષ વિનાથી લાગેરે. ગિ૦ ૧૯
આજ આહાવા નાશી પેઠા કોણ લાજે, કૃષ્ણરામને કાજેરે. ગિ. ૨૦
વિ૦ ૧૦, પા૦ ૧૩.

## કીર્તન ૧૯૩ મું.

આંખડલિ ઉઘાડોરે માહારી,
શ્રીધર હુંતો સેવા સાધુ તમારી. આં. ૧
હુંતો અજી કામ કીચમાંહાં કળિયો;
ચામની ચલકિ ચ્યાહિને ચિત્ત ચલિયો. આં. ૨
ધન લોભે ધંધે અમે અજી ધશિયે;
કૃપણ મુજને સાંન આવી નથી કશિયે. આં. ૩
રોપે કરી આંખ્ય બને છે અજી રાતી;
કઠિણ હૃદયથી ન નીકળી કાતી. આં. ૪
વિષયની વાસના ઉર અતી વાધે,
બડબડ લોક તણી અતિ બાધે. આં. ૫
અન્ય ઉપર ઇર્ષાઓ અજી અતિ ઉઠે;
રીસે કરી મન રગડાતું રૂઠે. આં. ૬
અહંપણ ઉર આવરણ કરે છે,
ભારે ઘટે ભ્રાંતી મમતા ભરે છે. આં. ૭
મત મુમતોનો મન અજી મળિયો;
જ્ઞાને ગર્વ કર્યોયે અજી નથી ગળિયો. આં. ૮
દબિ ગયાં દાંન દયા અજી દંભે,
અભ્યાસ ન ઉખડે અવળે આરંભે. આં. ૯
મોહે અજી વિપરિત ભાવના માહાલે;
ચિંતનની ચ્યાતુરી અજીયે ન ચાલે. આં. ૧૦
ઘટે વશી ધારણા તે મન ઘોળે,
ધણિ તણાં ધ્યાંન વેળા ધંધોળે. આં. ૧૧
ટીખલના ટંટા અજીયે ટોકે,

કશ્યે કશ્યે કઉતુકેં કીર્ત્તનમેં રોકેં. આં. ૧૨
ધોખો વશી મનનેં તે અજીયે ધૂણાવે;
કલિમલ હારિણી કથા ન શુણાવે. આં. ૧૩
મન માંહેં મદ ભરીયો તે અજી ગરદે;
ગંદાઇની ગોષ્ટીમાં અજીયે ગરદે. આં. ૧૪
અતિ અસંભાવના ઉર અજી વ્યાપિ,
કૃપણ કિંકરથી જતી નથી કાપી. આં. ૧૫
સાંમળિયાજી મજનેં તે આમ શું સરજ્યો;
વાહાલા મજનેં વિકલ કરી કાં વરજ્યો. આં. ૧૬
અજી ઉરથી અલગી ન જાય આસક્તિ,
ભાવેં કરી ભાવે ન ભગદભક્તી. આં. ૧૭
અજી હું તે આમ ક્યહાં સૂધી અથડાઉં;
રમાપતી જુવોને હું અજી રગડાઉં. આં. ૧૮
મુજનેં નથી કળ કશિ વાતેં પડતી,
જંજાળેંથી શોધ કશી નથી જડતી. આં. ૧૯
કૃષ્ણ મુંજનેં કૃપણ જાંણીનેં કૃપા કરીયે;
હરિ હેત દેખાડીનેં આપદા હરિયે. આં. ૨૦
રશિયાજીનેં વિયોગેં નથિ રેહેવાતું,
સખા મેં તો સંકષ્ટ નથી સેહેવાતુંરે. આં. ૨૧
સખા હવે અરજીયો માહારિ ચિત્ત ધરજ્યો,
કૃષ્ણ કૃપા કૃષ્ણરાંમનેં કરજ્યોરે. આં. ૨૨

વી૦ ૧૦ પા૦ ૧૩

## કીર્તન ૧૯૪ મું.

### દેશી ફેર.

શરણ આવ્યો છું હું તાહારેરે, સાંમળિયાવાલા;
શરણ આવ્યો છું તાહારે. ધ્રૂ.
દુખ દરિયામાં ડૂબતો દેખી;
કર પકડીશ માહારો ક્યહારેરે. સાં. ૧
ભુવન ભુવન યહાં ભમિ ભમિ થાકયો,
જ્યાહાં ગયો ત્યહાં પડયો મારરે;
મરણ તણા મૂખમાંથિ ઉગારવા,

વિઠલ કરચ્ય માહારિ વાહારરે. સાં. ૨
હું નેં તૂં એ બે એક છતાં વચ્ચેં,
આવિ પડ્યો અંતરાયરે;
હું તુને ભૂલતાં હાંનિયો ઉઠી,
શૂં કહું કહિ ન સકાયરે. સાં. ૩
માયાયે મોહ કરચો મન માંહે,
વપુ દેખાડીને વાહ્યોરે:
ઘોરમાં નાંખિનેં ઘેહેલો કીધો,
દિઁચ્ય હતો જયે હું ડાહ્યોરે. સાં. ૪
માયા ન અજીયે મૂકે મુજને,
જ્યહાં જાઉં ત્યહાં સંગે આવેરે;
દેહ દારા સૂત દામ દેખાડિનેં,
લક્ષ ભૂલાવી લલચાવેરે. સાં. ૫
જયેથી જયેથી દૂ:ખ ભોગવ્યાં જાડાં,
ત્યહાં ત્યહાં જઇ પાછો પટકેરે;
અનાથ બંધુના આશ્રય પાખેં,
એ અથડાવતિ ન અટકેરે. સાં. ૬
શરણ તિહારૂં સફલ સદાયે,
વિફલ થયું નથી જાંણ્યુંરે;
સદ્‌ગુરૂરાયના મૂખથિ સાંભળ્યું જયે,
વેદ ને શાસ્ત્રથી વિખાણ્યુંરે. સાં. ૭
ગા બ્રાહ્મણ પ્રતિપાલ ગોવિંદ તું,
નિજ તણૂં બિરૂદ નિભાવ્યરે;
કૃષ્ણરામના કષ્ટ મિટાવવા,
અલબેલાજી વેહેલો આવ્યરે. સાં. ૮
વિ૦ ૧૦ પા. ૧૪

## કીર્તન ૧૯૫ મું.

મુંને એકવાર માહારો કહોરે, હરિ હવે હાથ ગ્રહો. ધૃ. ૧
અબળા જયમ અલંકાર ધરે પણ,
ચિત્તમાં જો હોય વ્યભિચારરે.
પરણ્યો તેથી પ્રીતિ કરે નહિ,

તો તો એ ભૂષણુ ભારરે. હરિ. ૨
એમ હું અનેક ઉપાય કરૂં પણ,
ચિત્ત નથી જ્યારે ચોખટરે;
હરજી હશી નથી બોલ્યા જ્યહાં લગી,
ત્યહાં લગી ફંદ તે ફોકટરે. હરિ. ૩
માધવજી કાંઇ મન તો વિચ્યારો,
હું તો જીવ તમ્યો ઇશરે:
માયા જયે માહ્યરે મસ્તકેં નાચે તે,
તમનેં નમાવે શીશરે. હરિ. ૪
ઘણુંએક તાંણી પકડું મન પણ,
આસક્તિયેં પડે ઉંધુંરે;
અબળથી એટલું વશ રહે નહી ત્યારે,
શુ કરી સકું પછી સુધુંરે. હરિ. ૫
કૃપણુ વત્સલ કેહેવાઓ છો કેશવ,
દીન જાણો કાંઇ દરદરે;
કહો હું કયમ તજી સકું એ અવિદ્યા,
જ્ઞાંન વિના થયો ગરદરે. હરિ. ૬
કરૂણાસાગર કાંઇક કૃપા કરો,
મનના મિટાવો મેલરે;
મજનેં અશકય પડે જયે જયે તે,
શ્રીધરજી તમનેં સેહેલરે. હરિ. ૭
રંગ નથી પણ રંગ સધાવો,
પૂંજી આપીનેં મુંને પાળોરે;
એક વાર અમૃત દ્રષ્ટિ કરીનેં,
તાપ ત્રિવિધના ટાળોરે. હરિ. ૮
જાય છે આ જીનગાની જીવન,
વિયોગથી રહ્યું નથી જાતુંરે;
આવડું દુ:ખ દાવાનલ દાસેં,
શ્રીપતે નથી સેહેવાતુંરે. હરિ. ૯
અરજી અનેક કરી તોહ્યે અજીયે,
બોલો ન કાં બિરૂદાલારે;

કિંકર માંની કૃપણ જાણી માહારી,
કળ ઉઘાડો હવે કાલારે. હરિ. ૧૦
અંતર સાક્ષી જાણો આતુરતા,
શું કેહેવું પડે તમનેં સ્વામીરે;
કૃષ્ણરામની વાહાર કરો પ્રભો,
કહું છું સદા શિરનાંમીરે. હરિ. ૧૧
વી૦ ૧૦ પા૦ ૧૫

## કીર્ત્તન ૧૯૬ મું.

કાં નથી બોલતો તું આજરે, હો નંદના કુંઅર. કાં૦ ધ્રૂ.
સર્વજ્ઞ સર્વાધાર તુંને કયમ, દાસ ઉપર ઘટે દાઝરે. હો. ૧
વિશ્વ સકળ વશ વર્ત્તી તુજનેં, માયા સહિત માહારાજરે,
કાળરૂપેં તું કવળ કરે છે, જયમ *આખું નેં ‡અહિરાજરે. હો. ૨
અંતર મુખના ઉરમાં વસે તું, બહિર્મુખોથી +બાજ્યરે;
અકળ ગતી તાહારી વિરલા ઓળખે, વિકળ શું જાણે આવે વાજ્યરે. હો.૩
કૃપણ તણા વત્સલ તું કેશવ, લક્ષ્ય ધરી રાખ્ય માહારી લાજરે;
અબળ હું આવ્યોછું આશ્રય તાહારે, સહિતશ્રોતા ને સમાજરે. હો. ૪
પૂર્વે અધમ અનેક ઉધારયા, રમાપતી આપીનેં સ્વારાજરે;
એ રીત્યેં હવે મજનેં ઉદ્ધારવા, ગોવિંદજી તું શિરે ગાજરે. હો. ૫
આ ભવસાગર અંબુ ઉતારવા, પેહેલિ પેહેલિ બંધાવી દ્યે ÷પાજરે;
આ અવસર અતી આકરા મધ્યેં, તનુંજનેં કરીશ ન તાજરે. હો. ૬
અનાથ બંધુ તુંનેં અનુકુળ થાવા, સુધારય તું માહારાં સાજરે;
છબિલાંજી આ સમે છુપ નવ્ય રહિયે, કૃષ્ણરામ તણે કાજરે. હો. ૭
વિ૦ ૧૦ પા. ૧૬

## કીર્તન ૧૯૭ મું.

મન તણી પીડ્ય કાં ન જાંણોરે,
માધવજી માહારા. મ. ધ્રૂ.
દીન દયાળ કહેવાઈ દામોદર,
મુજ ઉપર મેહેર કાં ન આણોરે. મા. ૧
હવે અથડાવું ન ગમે ગોવિંદજી,

---

* ઉંદર. ‡ સાપ. + બાહાર. ÷ પાળ બાંધવી તે.

અનેક વાર અથડાંણોરે;
વિષય વિલાસ કરતાં હું વીઠલ,
શાસ્ત્ર લહ્યે શરમાંણોરે. મા. ૨
કઇ કઈ વેળા હું કૃષ્ણ અજાંણ્યે,
તૃષ્ણાની તાંણ્યે તણાંણોરે;
શિશ્નોદર માટે કઈ કઇ વેળા,
વનિતાને હાથ્યે વેચાંણોરે. મા. ૩
કૃષ્ણ તમારી કરૂણા થકી હવે,
આ અવર ઓળખાંણોરે;
કૃષ્ણરામને કૃષ્ણચંદ્ર હવે;
પોતાનો દાસ પ્રમાણોરે. મા. ૪

વિ૦ ૧૦, પા. ૧૬

## કીર્તન ૧૯૮ મું.

### દેશી ફેર–લગ્ન સમયનો રાગ.

આવો માધવજી માહારાજ, મનોહર.
કેશવ કીંકરને કાજ. મ.
માહારૂં મન તુમ શૂં માંન્યું. મ.
બળવંત બિરૂદ બાંન્યું. મ. ૧
તમે દાસના વત્સલ દેવ. મ.
સુખકારી તમારી સેવ, મ.
તુમ સેવ્યેથિ સહુ સેવાય; મ.
પ્રથક્ દ્રષ્ટિયે પૂર્ણ ન થાય. મ. ૨
જયમ વૃક્ષ મૂળમાં જળ. મ.
સીચ્યેથી સિચાય સકળ. મ.
જયમ પ્રાંણને આપ્યે આહાર, મ.
તન્ત્રાદિ બને તઇયાર. મ. ૩
જૂદું જૂદું સેવાયે કયંમ, મ.
સર્વે સુધરે ન વાધે શ્રંમ, મ.
સચરાચર તમને વશ્ય; મ.
રમાનાથ છો સહુનું રહસ્ય. મ. ૪
તુમ પાખે કહુ કોને, મ.

મ'હારા મિટાવિ દ્યો મોહ્રોને; મ.
માહારૂં અકળાય છે ઉર, મ.
જગદીશ તે જાંણો જરૂર. મ. ૫
મુને એકે પડે ન ઉકેલ. મ.
શ્રી નિવાસને તો સહુ સેહેલ; મ.
કિંકરને કરૂણા દ્રષ્ટ. મ.
શ્રીધરજી કરોને સ્પષ્ટ. મ. ૬
મુંને લક્ષ્ય વિનાથી લેપ. મ.
લાગેથી બન્યો વીક્ષેપ. મ.
કઇ કલ્પ તણા કલિમલ. મ.
તેથી મનને પડે નહિ કલ. મ ૭
હું તે કોહોને કહું કયહાં જાઉં. મ.
સ્થિર મન બિન થાંથો થાઉં. મ.
જાણી મેહેર કરો જગદીશ. મ.
કૃષ્ણરામ નમાવે શીશ. મ ૮

વિ૦ ૧૦ પા૦ ૧૭

## કીર્તન ૧૯૯ મું.

જ્યે થયા છે પ્રકૃતિ પાર. મનોહર.
તેને શાંનો નડે સંસાર. મ૦
જ્યે મૂર્ખ માહા મતીમંદ. મ૦
તેહેને આંહાંને વિષે આનંદ. મ૦ ૧
તેને શંશય શાંનો હોય. મ૦
જ્યે આ જગતને સાચું જોય. મ૦
જ્યે મજ સરખો અદબિચ. મ૦
તેને કરમ તે ભાસે કીચ. મ૦ ૨
સમજે પણ નવ્ય નિકળાય. મ૦
આભ્યંતર તે અકળાય. મ૦
તેહેને એકે ન સૂઝે આરો. મ૦
ઉગરે જો તમે ઉગારો. મ૦ ૩
માટે રીઝ કરો રૂષિકેશ. મ૦
કરૂણા કરી કાપો કલેશ. મ૦

હું તો ચરણ શરણ આવ્યો. મ૦
રાગ દ્વેષનો રગડાવ્યો. મ૦ ૪
પ્રભુ કર માહારો પકડો. મ૦
જંજાલેં રખે જકડો. મ૦
રૂપ રંગીલું દેખાડો. મ૦
કહાડી અંતર પટ આડો. મ૦ ૫
ચિત્તમાં કાં બેઠા ચૂપ. મ૦
રાજી થઇ નિરખાવો રૂપ. મ૦
ચૂપ રહે તે તો હોય ચોર, મ૦
ત્યાહારે શાંને ધરો પર મોર. મ૦ ૬
તમે છબિલા છત્રપતી. મ૦
ત્યાહારેં ગોપાવો કાં ગતી. મ૦
અજી આળસ શાંને કરો. મ૦
કૃષ્ણરામનો હસ્ત ધરો. મ૦ ૭

વિ૦ ૧૦ પા૦ ૧૭.

## કીર્ત્તન ૨૦૦ મું.

જ્યારેં ચક્ર થકી ડરશો. મનોહર.
ત્યારે ચક્ર શાંને ધરશો. મ.
બિહે જયે ક્રોધાદિ થકે. મં.
તેતો શું ગદા ધારી શકે. મ. ૧
જેનેં લાગે અવિદ્યાનો ડર. મ.
તેતો શંખ ધરે શું કર. મ.
જે ઓસરે દેખી અનંગ. મ.
તેતો શાંનેં ધરે શ્યારિંગ. મ. ૨
લાગે કમકમિ દેખી કાળ. મ.
તે શું ભ્રકુટી ધારેં કરાળ. મ.
જે ન દોષનેં માફ કરે. મ.
તે કાં કરૂણા કટાક્ષ્ય ધરે. મ. ૩
જ્યેથી દરીદ્ર નચ્ય નાસે. મ.
તે કાં શ્રીનેં ધરે પાસે. મ.

જેથી માયાનું ખસે માંન. મ.
તે કાં મધુર ધરે મુસ્કયાંન. મ. ૪
જેથી ભાગી સકાય ન ભેદ. મ.
તે કાં વાંણિથી વિસ્તરે વેદ. મ.
જયે ઉગારી સકે ન અનાથ. મ.
તેતો ચ્યાર ધરે શીદ હાથ. મ. ૫
જયેનેં વાહાલા ન હોયેં જીવ. મ.
તે ન કૌસ્તુભ ધારે ગ્રીવ. મ.
જયેથી પૂર્ણ બને નહિ કાંમ. મ.
તે ન રૂપ ધરે ઘનશ્યાંમ. મ. ૬
જેથી મન વશ ન થાયે ખૂશ. મ.
તે ન અંઘ્રિ ધરે અંકુશ. મ.
જયેથી રખાય નહિ શરણેં. મ.
તે ન ધ્વજ ધારે ચરણેં. મ. ૭
જયે ન પાપ ગિરી કાપે. મ.
તે ન વજ્ર ધરે છાપે. મ.
જેથી દાસનો ડરપે ન દાગ. મ.
તે ન પદ્મ ધરે નિજ પાગ. મ. ૮
જેહનેં વિપ્ર ન વાહાલા મંન. મ.
તે ન ધારે ભ્રગુ લાંછન. મ.
એવા છબિલા થઇ ન છળો. મ.
કૃષ્ણરામનેં કૃષ્ણ મળો. મ. ૯

વિ૦ ૧૦, પા. ૧૮.

## કીર્તન ૨૦૧ લું.

જયે આપદ હરવા અનીશ, મનોહર.
તેતો મુકુટ ન ધારે શીશ, મ.
જયેનું જ્ઞાંન થતું હોય કુંઠ, મ.
તેતો નાંમ ધરે ન વિકુંઠ, મ. ૧
જયેથી દાસના છૂટે ન દાંમ, મ.
તે ન શરણ વત્સલ ધરે નાંમ, મ.
જેને બોધ નહીં બહુનો, મ.

તે ન સાક્ષિ ઠરે સહુનો, મ. ૨
જેનો રંક દાસ રગડાય, મ.
તે ન કરૂણા કર કેહેવાય, મ.
જેને રંક ઉપર હોય રોષ, મ.
તેને કોણ કહે નિર્દોષ, મ. ૩
જે ન વિકલ તણી કરે વાહાર, મ.
તે ન કેહેવાય અધમોદ્ધાર, મ.
જો ભક્તવત્સલ કાહાવો, મ.
તો તો આંખ્ય આગળ આવો, મ. ૪
જો પતિત પાવન કેહેવાઓ, મ.
તોતો સત્વર વાહારેં ધાઓ, મ.
માહારા અવગુણ જો જોશ્યો, મ.
તોતો નિજનાં બિરૂદ ખોહોશ્યો, મ. ૫
હુંતો ચરણ નમાવું શીશ, મ.
માહારા વંક કરો બક્ષીશ, મ.
પ્રભુતા પ્રભો પેખાડો, મ.
અદ્રષ્ટનેં દેખાડો, મ. ૬
આંમ શુન્ય શું જીવાવો, મ.
અનુભવમાં કાં નાવો, મ.
માહારો જન્મ વ્યર્થ જાશે, મ.
તેતો કોહોને કેહેવાશે, મ. ૭
કેશવ કરૂણા કીજે, મ.
પ્રતીતિ પૂરણ દીજે, મ.
કૃષ્ણરામ તણી અરજી, મ.
સાંભળજયો શ્રીધરજી. મ. ૮

વિ૦ ૧૦ પા૦ ૧૮

## કીર્તન ૨૦૨ જું.

### દેશી ૯૨.

આવો અલબેલા અખિલેશ, કિંકર કારણે કેશવારે;
રંકવત્સલ થઇ રૂષીકેશ, આજ હઠીલા તમે કાં હવારે. ૧

પ્રભો કાં ન શુણો પુકાર, આપના અંશની અરજીને રે;
શીદ છાંના રહો શિરદાર, નૌતમ નરતનું સરજીનેરે. ૨
અવિનાશી કરાવીને આસ, ઉત્તમ વસ્તુ આપ્યા તણીરે;
હવે હરજી ન કરિયે હાસ, ધરમ ધુરંધર થઇ ધણિરે. ૩
દાસ વત્સલ કેહેવાઇ દેવ ગોવિંદ ગોપ્ય કાં થઈ ગયારે;
તમને આ શી પડી આજ ટેવ, દેવના દેવ ક્યહાં ગઈ દયારે. ૪
સકે નિદ્રાતણો થયો સંગ, અચ્યુત આંખ્યો તેણિયે મળીરે;
કલિમલ હારીને અંગ, શું શકે આવી અડકયો કલિરે. ૫
સકે નિષ્કામીને પાસ, આવી કાંમે તમને ઓળંગ્યારે;
કોય સુંદરીયે શ્રીનિવાસ, ભૂરકી નાંખીને સકે ભોળવ્યારે. ૬
કે દાંન કરયાં કઈ કોટ્ય, પૂર્વે દેવ બહુ દાસનેરે;
તેથી આજ ખજ્યાને ખોટ્ય, શું સકે આવિ શ્રીનિવાસનેરે. ૭
સકે ઉથાપન કર્યું આજ, શરણનું વત્સલ તે વત્તનેરે;
તમે મૃદુલ થઇ મહારાજ, આજ શું મળિયા કોઈ મત્તનેરે. ૮
પેલું કરૂણાસાગર નાંમ, આજ શું પૂરયું તે પિટારિયેરે;
નાથ નિર્દય થઇને આંમ; શું ચઢિ બેઠા છો અટારિયેરે. ૯
દિગ્મંડલ કેરી વિતાંન, સરખી નિરમળ કીર્ત્તિ કાં ખુવોરે;
કૃષ્ણરામની અરજી કાંન, ધારીને જન જાંણી સાહાંમું જુવોરે. ૧૦
વિ૦ ૧૦ પા૦ ૧૯

## કીર્તન ૨૦૩ જું.

તમે બ્રહ્મણ્ય દેવ કેહેવાઇ,
મજ બ્રાહ્મણથી કાં નથી બોલતારે;
રહો રંક સાથ્યે શું રિસાઈ,
કાં અજી અંતર પટ નથિ ખોલતા. ૧
તમને બ્રાહ્મણે કીધો બિગાડ,
શું સકે અચ્યુત તે ઉર આંણિયો;
ભ્રગુ રૂષિયે લત્તા પ્રાહાર,
કીધો વક્ષસ્થલ તે વિખાણીયોરે. ૨
તેણે તમને ભ્રગુલાંછંન,
વક્ષમાં દીસે વરણાગીયુરે;
યશ ગાયે તમારા જંન,

કહો તમને કિયું ખાંપણ લાગિયુંરે. ૩
વળિ નારદેં દીધો શ્યાપ,
વૈદેહી વિયોગ તેથી થયોરે;
તેથી પ્રગટયો તમારો પ્રતાપ,
જ્યારેં લંકા નાથ હરી ગયોરે. ૪
જાંણ્યા જ્યે છો જગદીશ,
સહુને શીશ્યે સોહ્યાંમણાંરે;
રચ્યો સેતુ સમુદ્ર નેં શીશ,
જોઇનેં પ્રતીતિ ન રહિ મણારે. ૫
દુરવાસાયે ચલવી શક્તિ,
ઓળખાવવા ભક્તિ અંબરીષનીરે;
વળિ દાસ વત્સલ તવ વ્યક્તિ,
જણવી જગતનેં જગદીશનીરે. ૬
લહિ આપના મનની વાત,
યાદવ કુળના વિછેદનીરે;
ત્યારેં શ્યાપ દેઈ સાક્ષાત,
વાડવ વાંણી બોલ્યા વેદનીરે. ૭
તેમણે માંથે લેઇને ગાલ,
કાંમ તમારૂં ધારયું કરયુંરે;
તમે બ્રહ્મણ્ય બ્રાહ્મણ પાલ,
થઈ આજ અવળું કાં આદરયુંરે. ૮
ભલા બ્રાહ્મણ કેરા ગૂણ,
તેનેં જાંણે જ્યે જન કેળવેરે;
તમને કુંકુમ પત્રી કૂણ,
આપીનેં રૂકમણીનેં મેળવેરે. ૯
મન માન્યું તમારૂં નાથ,
કીધૂં ચટ દેઈ ચોસઠ્ય દિંનમાંરે;
વાક્પતીને સઘળી સાથ,
વિપ્રેં વિદ્યા ભણાવી મંનમાંરે. ૧૦
આમ કાંમનેં ન મળે એહ,
તાંદુલ તે વિપ્રેં આંણિ આપિયારે;

શ્રી દામાજીયે કરિને સ્નેહ,
તમને વિશ્વ માંહે વિખ્યાપિયારે. ૧૧
તોહ્યે તે ગુણ વિસરચા કયંમ,
અંતરયામી આંણે સમેરે;
માટે કૃષ્ણરામને રમ્ય,
કરૂણા કીજીયે કેશવ તમેરે. ૧૨

વિ૦ ૧૦ પા૦ ૨૦

## કીર્ત્તન ૨૦૪ થું.

જ્યાહારે મુખને ન આપીયે આહાર,
તો તો શરીર સૂકાઈ જશેરે;
ત્યમ વિપ્રની ન કરચે વાહાર,
આખું વિશ્વ તે આકુળ થશેરે. ૧
માટે મુજને કરીયે મેહેર,
બ્રહ્મણ્ય દેવ બ્રાહ્મણ ગણિરે;
કલિમલનો મિટાડવા કેહેર,
કરજ્યો સર્વ સફળ વિદ્યા ભણિરે. ૨
માહારે એક ભરૂંસો ભવ્ય,
બ્રહ્મણ્ય દેવનો સર્વદારે;
હું ન સમઝું હવ્ય કે કવ્ય,
આશ્રીત જાંણી ભાગો આપદારે. ૩
શ્રોતાના હૃદયમાં સાંન,
સહુને શ્રેયો તણી ઉપજાવિયેરે;
મુખ માનીને રાખો માંન,
લક્ષ્મીના નાથ ન લજવિયેરે. ૪
તમે પ્રેરણા કરીને મંન,
આશ્રિત કીધાં કઈ આંણિનેરે;
તે તે સર્વ સુધારીને જંન,
પ્રભુજી તારો તે પ્રાંણિનેરે. ૫
ગોવિંદ તમારાં ગાંન,
તેમને શ્રદ્ધાથી ગવરાવિયેરે;
નિત્ય કૃષ્ણ કથામૃત પાંન,

પોતાના માંની પવરાવિયેરે. ૬
તેમના કઇક ભાતીના કલેશ,
કેશવ કરૂણાં કરીનેં કાહાડિયેરે;
માહારા મનથી મિટાવી દ્વેષ,
ઇશ્વરતા ઉરમાં ઉઘાડિયેરે. ૭
નથિ તુમ વિના બીજો ઠાંમ,
વીનતીયો મનની કોહોને કહુંરે;
કરજોડી કહે કૃષ્ણરામ,
રંક હુ નાથનેં શરણેં રહુંરે. ૮

વિ૦ ૧૦ પા૦ ૨૧,

## કીર્તન ૨૦૫ મું.

ઓલો બલવંત બલભદ્ર વીર, અચ્યુત આળસનેં મૂકીનેંરે.
ધરણીધર આપીયેં ધીર, સેવક જાયે છે હવેં સૂકીનેંરે. ૧
ચહો તરફ ચકે મમ ચીત્ત, વાટ્ય નિહાળે વાહાલા તણીરે;
નાથ નાવ્યા તે શું છે નિમિત્ત, ધરમ ધુરંધર થઇ ધણિરે. ૨
દેવ તમનેં અતી ઘણું દાસ, વાહાલા તે વેદ શાસ્ત્રથી વરણવ્યારે;
સત્યવક્તા થઈ શ્રીનિવાસ, હરજી હઠીલા આજ કાં હવારે. ૩
સકે દાસની પંક્તિથિ બાહારય, કાહાડી નાંખશો મુજનેં કૃષ્ણજીરે;
અપરાધ જોઇનેં અપાર, ત્રીકમ મુંજનેં શૂં મુકશો તજીરે. ૪
એહેવું ધારયું હતું જો મંન, તો કાં માનવતનું આપિ તમેંરે;
પ્રભુનાથ પતિત પાવંન, બિરૂદ વગોશો કયમ આ સમેંરે. ૫
અતિ ઉત્તમ બ્રાહ્મણ વરણ, ખાસા આપીનેં કાં ખસતો કરોરે;
આપેં કેહેવાઈ અશરણ શરણ, રંકના ઉપર કાં રૂઠ્યા ફરોરે; ૬
અતી ઉંચ કરી અવિનાશ, પાછો ન નાંખિયે મુજનેં પટકતોરે;
વગોવાશ્યે પ્રભો વિશ્વાસ, જો મુને ભવમાં નાંખશો ભટકતોરે. ૭
અતી આભ્યંતર અકળાય, માહા માયાવી માધવ માહારૂંરે;
કષ્ટ કોહોના આગળ કેહેવાય, જગજીવનજી કરિનેં જાહારૂં. ૮
દીનબંધુ દયા કરી દેવ, જીવના અવગુણ સાંહાંમું શૂં જુવોરે;
તમે ત્રીકમજી તતખેવ, દ્રષ્ટી કરીનેં કળિ મળ ધુવોરે. ૯
માહારા નાથ નમેહેરા ન થાઓ, કિંકર માટે આ કળિકાળમાંરે;

શીઘ્ર સેવકનો કર સાહાઓ, જનને જવા નવ્ય દ્યો જંજાળમાંરે. ૧૦
કેહેવું પડશે કેટલી વાર, અંતર સાક્ષીને આવડુંરે;
નાથ જાંણ્યા વિના નિરધાર, ગોવિંદ ગરીબ હું ગડબડુંરે. ૧૧
મુંને માહારો કેહેતા માહારાજ, ખોટ્ય ખજ્યાંને શી જાયછે રે;
કૃષ્ણ કૃષ્ણરામને કાજ, આવડી આળસ કાં થાય છેરે. ૧૨

વિ૦ ૧૦, પા૦ ૨૧.

## કીર્તન ૨૦૬ હું.

### દેશી ફેર.

કૃપાનિધી કમળાનાયકરે, શુંણો માહારી વિનતી;
વિમળ વરદાનના દાયકરે, લેજ્યો માહારી સંનતી. ૧
ગોવિંદજી ગુણના સાગરરે, છતાં નિર્ગુણ સદા;
ન્યેહેં કરીને નટવરના નાગરરે, ભાગો માહારી આપદા. ૨
કંઇ કંઈ કલ્પથી કેશવરે, અતી અથડાઉં છું;
માહારા મિત્ર ભૂલિને માધવરે, જ્યોખ્યમમાં જાઉં છું. ૩
તમારાથી મુજને ત્રિકમરે, વિસ્મરણે વિયોગ પડયો;
દોડે લેવા મૃગ જલને જ્યમરે, એ રીત્યેં હું આથડયો. ૪
ફંદ તણી વળગી ફાંશીરે, દેહ ધન દારા દેખ્યે:
એણે મન લીધું ઉકાંશીરે, આપત્તિ વધારી અલેખે. ૫
છતો અછતા સરખો થઇરે, હું બડબડ કરવા બેઠો;
માયિકને માહારાં મન લહીરે, પીડા તણે પંથે પેઠો. ૬
કેશવજી માહારી કરણીરે, કથી કહું કેટલી:
વાહાલા મેં ન જાયે વરણીરે, જાંણો તમે જેટલી. ૭
કાળ સ્વભાવ કરમથીરે, રચેલો જ્યે દેહને;
મઢયો મળ માંસ ચરમથીરે, હું માંન્યો મેં તેહને. ૮
વિશુદ્ધ સ્વરૂપ વિસારયુંરે, માહારૂં મેં આપથી;
કૃષ્ણરાંમે ધ્યાંન ધારયુંરે, પૂર્વના પાપથી. ૯

વિ૦ ૧૦, પા. ૨૨.

## કીર્તન ૨૦૭ મું.

આહાવો અલબેલો અવસરરે, તારવા આપ્યો તમે;
કેશવ પકડો નહિ જો કરરે, તો બિગડયો છે આ સમે. ૧

ક રાતણા દેહને દેખીરે, વિષકુંભ પયો મુખ શો;
ઉદ્ધરવાનો માર્ગ ઉવેખીરે, સમજ્યો હું તેહેને સુખ શો. ૨
મળ મૂત્ર લીંટ નેં આંસૂરે, નવ દ્વારેથી ઝરતો;
ફળરૂપી માંની ફાંસૂરે, હિંડયો તેની પૂઠે ફરતો ૩
ન્યાહાળ્યો મેં નિરયનો ખાડોરે, નિકળ્યો હું દુઃખેં જ્યેથી;
અજ્ઞાંનેથિ ચાલ્યો હું આડોરે, ફરી ફરી રમિયો તેથી. ૪
પુત્રાદિક પિંડનેં પેખ્યારે, વાહાલા જ્યમ હીમસ્યા;
દગા દેનારાનેં દેખ્યારે, હુંશ્યેંથી હકીમ શ્યા. ૫
મોહોર વિના મંદિરે ચોકીરે, બેસે જ્યમ બારણેં;
રાખે એમ સહુ મળિ રોકીરે, નાંખી મોહ ધારણે. ૬
તથાપિ મેં માહારાં માંનીરે, સદા હું પ્રમત્ત રહ્યો;
હુંશ્યે કઈ વેળા હાંનીરે; માહારે માથે સહ્યો. ૭
હુંતો છું શરણ તમારેરે, નથી બળ બીજું કાંઇ;
વાહાલા તમે ધાજ્યો વાહારેરે, આહાવા અવસરમાંહિ. ૮
રખે માહારા દોષનેં ધારોરે, દયાળુતા નિજની દેખી;
કૃષ્ણ કૃષ્ણરાંમનેં તારોરે, પોતાનું બિરૂદ પેખી. ૯

વિ૦, ૧૦ પા. ૨૩

## કીર્તન ૨૦૮ મુ.

### દેશી ઢેર.

ગયું ગયું વ્યર્થ આયુષ્ય માહારૂં, સ્મરણ ન સાધ્યું તમારૂં. ગ. ૧
કીર્ત્તન કૃષ્ણનું કલિમલ હારી, તેહેવું તજી લોકની લવલવ ધારી. ગ. ૨
ચિંતન ચૈતન ધનનું ચૂકી, ધુળ્ય ધોવાનેં ધશ્યો હું ઢુંકી. ગ. ૩
વાહાલપણું વાસુદેવનું ત્યાગી, લાલચ્ય લોલુપો કેરી લાગી. ગ. ૪
સર્વના સાક્ષિની લાજ ન આવી, લૌકિક લાજેં હું નાંખ્યો ભમાવી. ગ. ૫
શરણવત્સલ તાણું શરણ ન ધાર્યું વિકલોનું માંન મેં હૃદય વિચાર્યું. ગ. ૬
માધવ શી ગતિ માહારી થાશે, કૃપણવત્સલ વિના કોંને કેહેવાશે. ગ ૭
લક્ષ્મીના નાથ હવે રાખચી લાજ, માફ કરો દોષ માહરા મહારાજ. ગ ૮
કૃષ્ણરામ કહે કરૂણા કીજે, પ્રણતના પાલ પ્રતીતિ દીજે ગ. ૯

વી૦ ૧૦ પા૦ ૨૩

---

## કીર્ત્તન ૨૦૯ મું.

### દેશી ફેર–ગરબો.

ક્યાહારે આવશ્યો કમળા નાથરે, કૃષ્ણજી કાલારે;
હેતેં ધરવાને માહારો હાથરે, છેહેલ છોગાળારે. ૧
માહારૂં ચિત્ત ઠરતૂં નથિ ચોકરે, ભોજન ન ભાવેરે;
નથિ શાંતીથિ શમતો શોકરે, નીદડી ન આવેરે. ૨
તપે વિવિધ ત્રિવિધના તાપરે, અજી નથી શમતારે;
માંહિ મોહનાં ભરિયા માપરે, મિટતી નથી મમતારે. ૩
ગુણ ગોવિંદજીના ન ગવાયરે, અંતરાય ઉઠેરે;
શુદ્ધિ રાખીને નવ્ય સંભળાયરે, પાપ લાગ્યાં પૂઠેંરે. ૪
અહંકારથી અંધારૂ ઘોરરે, આદરિયું આડુરે;
ચુકી ચિંતનને થઇ ગયો ચોરરે, જામી રહ્યું જાડુંરે. ૫
કપટી કોણ જન્મનાં કૃત્યરે, આડચે આજ આવ્યાંરે;
કૃષ્ણરામને કૃષ્ણના સત્યરે, ભજન ભૂલાવ્યાંરે. ૬

વિ૦ ૧૦ પા૦ ૨૪

## કીર્ત્તન ૨૧૦ મુ.

ગરૂડધ્વજ ગોકુલચંદ્રરે, મેહેર કરો મોટીરે;
માહારાં માફ કરો નાથ મુકુંદરે, કલિમલ કોટીરે. ૧
હુંતો આવ્યો છું ચરણને શરણરે, સત્ય સખા જાંણીરે;
માહારૂં અળગું કરિયે આવરણરે, શારિંગપાંણિરે. ૨
તમારિ ઓળગ અફળ ન જાયરે, વેદશાસ્ત્ર વરણેરે;
તેહેને જોખ્યમ કદિયે ન થાયરે, જ્યે ગયા શરણેરે. ૩
ખરા ભાવ થકી રાય ખડ્ગંગરે, શરણથી સુધારચોરે;
એક મૂહુર્ત્તમાં કરીને અસંગરે, તરત તેહેને તારચોરે. ૪
ગજરાજે જ્યાહારે જાંણ્યો ઘોરરે, ચરણ શરણ આવ્યોરે;
પૂર્ણ સ્તુતિ સાંભળી એક પોહોરરે, તરત છોડાવ્યોરે. ૫
દેવ દાસોનાં દુઃખ જોઈ દષ્ટરે, અનેક અનેરાંરે;
કૃષ્ણ કરૂણાથી કાપિયે કષ્ટરે, કૃષ્ણરામ કેરાંરે. ૬

વી૦ ૧૦ પા૦ ૨૪

## કીર્ત્તન ૨૧૧ મું.

### દેશી ફેર.

આવો અચ્યુત આણંદ કારીરે, ગોવિંદજી
ખાસા ખબરય લીજીયે માહારીરે ગો.
પ્રભુજી કયહાં સૂધી પુકારૂંરે. ગો૦
મનડુ હઠી જાય છે માહરૂ રે. ગો૦ ૧
આળસ આવડી [illegible]ી કયહાંથીરે. ગો૦
શૂં તુમમાં પેઠિ મુજ માંહાંથીરે. ગો૦
નિર્લજ કાં થઈ બેઠા આહાવારે; ગો૦
ગયા શૂં કુબજ્યા મન મનાવારે. ગો૦ ૨
પ્રભુજી કાં મન થાંથું પડિયુંરે. ગો૦
શૂં શિરમણિનું કલંક ચઢિયુંરે, ગો૦
નાથ નિરાંત્ય નથી કાં મનમાંરે; ગો૦
રાસ રમો શૂં વ્રદાવનમાંરે. ગો૦ ૩
કઉતુક આહાવા કયમ કરોછોરે, ગો૦
શૂં કોય ફંદી સંગ ફરોછોરે; ગો૦
તમને નિદ્રા નોહોતી જાંણીરે, ગો૦
શૂં મુચકુંદ જગાડી આંણીરે. ગો૦ ૪
રંગીલા કાં થાઓ રીસાલરે, ગો૦
શૂં કોય ગોપિયે દીધિ ગાલરે. ગો૦
શૂં કહિ ચોરી કરવા પેઠારે, ગો૦
કે યશોદાના બાંધ્યા બેઠારે. ગો૦ ૫
સ્વામી શરણાગતના વત્સલરે, ગો૦
બક્ષીષ તે કયહાં ખોવાયૂં બળરે; ગો૦
કે એ ગોવર્દ્ધન ધરી ધાકુંરે, ગો૦
કે મજને નિષ્ઠુર જોઈ નાઠુંરે. ગો૦ ૬
જયે જે બિરૂદ પૂર્વનાં ધરિયાંરે, ગો૦
તે શૂં આજ મજુષે ભરીયાંરે; ગો૦
સંભાળો નહિતો તે શડશેરે. ગો૦
†કંસારે કંસારી ચઢશેરે. ગો૦ ૭

---

† હે કંસને મારનાર.

પુરચો શંખ સકે શૂં ઘરમાંરે. ગો૦
સાંહામું કાં ન જુવો અવસરમાંરે; ગો૦
હરિ શૂં દાંન કરંતાં હારયારે, ગો૦
કે કોય વધુએં તમનેં વારયારે. ગો૦ ૮
કે કોય છળ પુરૂષેં છેતરિયારે, ગો૦
કે કોય દગાખોરથી ડરિયારે; ગો૦
કેશવ હુંતો કેડ્ય ન મેહેલુંરે, ગો૦
મજનેં બિરૂદ બતાવો વેહેલુંરે. ગો૦ ૯
માહારે તુમથી પડીયું પાંનુંરે, ગો૦
રેહેવું પરવડશે કયમ છાનુંરે; ગો૦
દામોદર તુમ સાથ્યેં દાવોરે, ગો૦
કાં કરૂણાના સીંધુ કાહાવોરે. ગો૦ ૧૦
આભ્યંતર માહારૂં અકળાંણુંરે, ગો૦
ત્રીકમ વીતી જાય છે ટાંણુંરે; ગો૦
સેવકની અરજી સાંભળિયેરે, ગો૦
કેશવ કૃષ્ણરામનેં મળિયેરે. ગો૦ ૧૧

વી૦ ૧૦ પા૦ ૨૫

## કીર્ત્તન ૨૧૨ મું.

જ્યારેં છળથી રેહેશો છાંનારે. કેશવજી.
ત્યારે કરૂણાસિંધુ શાનારે; કે૦
હુંતો અથડાતો તો આદીરે, કે૦
માનવ તનૂ પ્રસાદીરે. કે૦ ૧
એતે આપ વિના કુણ આપેરે, કે૦
શક્ય હોય તે સંકટ કાપેરે; કે૦
કેટલું કર્મ તણું તે જોરરે, કે૦
હાથ્ય તુમારે સહુના દોરરે. કે૦ ૨
વૃત્તી સઘળી તુમથી જાગે રે કે૦
લોહોવત્ અયસ્કાંતનેં આગેરે; કે૦
તવ શક્તિથી હોય અજ્ઞાંનરે, કે૦
તવ કરૂણાથી ઉઘડે જ્ઞાંનરે. કે૦ ૩
માટે કહૂછું હું શિર નાંમીરે, કે૦

સન્મુખ આવો મુજને સ્વામીરે; કે૦
પુરૂશોત્તમજી પ્રત્યય આપોરે, કે૦
કૃષ્ણુરામના સંકષ્ટ કાપોરે. કે૦ ૪

વી૦ ૧૦ પા૦ ૨૬

## કીર્તન ૨૧૩ મું.

### દેશી ફેર.

માયા તમારી એ માધવારે, જણુવે છે આનું જોર;
વિધ વિધ વેદનારે, શું સજું સાધન સાધવારે,
દાખવે દાંમના દોર, ભારચે વળી ભેદનારે. ૧
છતો છુપાડે છળ થકીરે, મિથ્યામાં મેળવે મંન,
રગડે રાગથી, બળથી ઉઠાડે છે બકીરે:
આ હું માહારૂં ને અન્ય, દઝવે દાગથીરે. ૨
વેઠાવે વેહના ગર્ભનીરે, ડગવા ન દે દઇ ડંક,
ધૂણાવે દ્વેષથીરે, આશા કરાવે છે અર્ભનીરે;
કૂડા ચડાવે કલંક, કૂટાવે કલેશથીરે. ૩
વેદાંત વાક્ય વિચ્ચારથીરે, ન્યાહાળતાં નિત્યા નિત્ય,
શોધ થવા સમેરે, અન્ય થતાં અહંકારથીરે;
ચટ ચોરી લ્યે ચીત્ત, દેવરૂપે;દમેરે. ૪
ભણ્યા ભલેરાને ભોળવીરે, તૃષ્ણા તણી કરી તાંત્ય,'
તાંણી લ્યે તાપમાંરે, આત્મજ્ઞાનને ઓળવીરે;
ભટકાવે ભલિ ભાંત્ય, પટકે પાપમાંરે. ૫
પરખવા દે નહિ પાત્રનેરે, દત્તવા દે નહિ દત્ત,
વાહાલાંના વેશથીરે, લક્ષાવે લૌકિક માત્રનેરે;
મોટો મનાવે મુમુત્ત, અસદુપદેશથીરે. ૬
કાંમ કાંમણે કામી ફરેરે, અબળા તણે આધીન,
મરદે મરદનેરે, ખોટું દેખાડીને ખેતરેરે;
લંઘસમાં કરે લીન, દાખવી દરદનેરે. ૭
માનવને સંગે માનવીરે, દેવી દેવને વાસ,
પશુને ચોપગીરે, દાનવને સંગે દાનવીરે;
થઇને પ્રસારે પાસ, ઠગણી લ્યે ઠગીરે. ૮

વૃદ્ધ મરણ માંચે સુવેરે, તોહ્યે મુકાવે ન માંમ,
ક્યરે કરકમાંરે, રામા રૂપ ત્યહાં થઈ રૂવેરે;
રટવા ઘે નહિ રામ, નાંખે નરકમાંરે. ૯
પરમારથની પ્રીતિમાંરે, આવી કરે અંતરાય,
પ્રેરે પ્રમાદમાંરે, ગોવિંદ ગુણની ગીતીમાંરે;
મનનેં ન ઘે મળવાય, વાળિ ધ્યે વાદમાંરે. ૧૦
એક તમાંરે એ આશરેરે, તાજી થઇ કરે તાંન,
શાં શાં વિખાણિયેરે આત્મ સ્વરૂપનેં આવરેરે;
ઉપજાવે અભિમાન, યુક્તિ ન જાણિયેરે. ૧૧
ઉગરે ક્યમ અસાધ્યથીરે, પ્રાંણિ પડયો પરવશ્ય,
એહેનું ન ઉપજેરે, નાશી સકે ક્યહાં નાશથીરે;
રંચન સમજે રહસ્ય, શું તજે શું ભજેરે. ૧૨
કૃષ્ણરામ કહે કરગરીરે, તન મન રૂપી પ્રાંણ,
તમનેં હું નમુંરે, નાથ નિહાળો ન્યેહેં કરીરે;
હરી જો હઠાવો હાંણ્ય, વેહેતો વીસમુંરે. ૧૩

વિ૦ ૧૧. પા. ૩

## કીર્તન ૨૧૪ મું.

### દેશી ફેર.

કોણ જનમની આ કરણીયો, જેણે કરી મન મતીમંદરે,
વૃત્તિયો વિષયનેં પરણિયો, ફળરૂપી માંનીનેં ફંદરે. કો. ૧
સકળ કેલ્યાણના રાશિનેં, કૃષ્ણને. ન ભજે મન માહારૂંરે;
વનિતા વપુ આદી વિનાશિનેં, વશ બને યદ્યપી વારૂંરે. કો. ૨
નરતનું નોતમ પામીનેં, અજિયે નથિ સરિયો કોય અર્થરે;
સ્મરણેંસેવાયા નહિ સ્વામિનેં, વપુવિમળ વહિ ગયું વ્યર્થરે. કો. ૩
કૃપણ હું કર્મ કૂડાં કરૂં, વિદ્યા ભણિ તોહ્યે વાહ્યોરે,
પંચ પરવાનો પાશ્યો ફરૂં, લોક માંને મુંને ડાહ્યોરે. કો. ૪
વિષદ યશ યદ્યપિ વર્ણવું, વિશ્વનાથનો નિત્યરે,
કૃષ્ણનેં કવનેં કરીનેં કવું, તોપણ સાધે નહિ પ્રીત્યરે. કો. ૫
દંભ દેખે માહારા દિલતણો, અંતર સાક્ષિ એ આપરે,
એથી માંને ન મુંને આપણો, તેંણેં તપે ત્રિવિધના તાપરે. કો. ૬

કૃષ્ણ કરૂણુ.નિધે કયહાં લગી, આમનો આમ અથડાવોરે;
આપની ઓળગો ઓળગી, જે તમે હુંડી વજડાવોરે. કો. ૭
હાથ્ય છે દોરિયો સર્વની. અંતઃકરણાદિની તમનેંરે;
ગ્રંથી છોડયે છુટે ગર્વની, વાહાલા જો પ્રેરો વિરમનેંરે. કો. ૮
આશ્રય શરણુ વિશ્રામનો, શુંણિનેં હું આવ્યો છું શરણુરે;
કેશવજી કૃષ્ણુરાંમનો, કર ધરો મિટવા આવર્ણરે. કો. ૯
વિ૦ ૧૧ પા૦ ૮

## કીર્તન ૨૧૫ મું.

જય અખિલ જગદધિપ માધવા, પરમ પાવન સગુણ વેશરે,
વિશદ ગુણ કીર્તી કરતા હુવા, ભક્ત કારણ ભુવનેશરે. જય. ૧
જય અનઘ બ્રહ્મ તમસઃ પરા, અજ અમલ સકળ ગુણધામરે;
કમળદળ નેત્ર કમલા વરા, કૃષ્ણ કરૂણાનિધી નાંમરે. જય. ૨
જય સતત સકળ સુરભૂષણા, પ્રણુતપાળક ભગવાંનરે;
દુષ્ટ દૂર્જન દનુજ દૂષણા, અતુલ બળ તેજોનિધાંનરે. જય. ૩
જય તપસી યોગી રૂદી સદ્મની, રાજસે મણિરિવ આપરે;
વિકસસે રવિરિવ પદ્મનો, યદુકુળ સકળ પ્રતાપરે. જય. ૪
જય જનની દેવકી બાલકા, નંદ યશોદા ગ્રહે વાસરે;
વ્રજ વધુ ગોપ ગોપાલકા, પ્રેમ પરિ પૂરક આસરે. જય. ૫
જય અતુલ અસુર સિંહારકા, ગિરિવરધારિ ગોવિંદરે;
વ્રજ જન સકળ સુખકારકા, અભિમતદાયી આનંદરે. જય. ૬
જય કઠિણુ કંસ વિધ્વંસકા, અવની ઉત્તારકા ભારરે;
શિશુપાલ કાળ યવનાદિકા, વધ કરયા દુષ્ટ અપારરે. જય. ૭
જય સખા પાંડુસુત પાલકા, દ્રૌપદી પટકુળદાતારે;
કૌરવ નિકર નિર્દાલકા, સતત સેવક જન ત્રાતારે. જય. ૮
જય સદય હૃદય કરૂણાયતન, સકલ સામર્થ્ય પરિપૂર્ણરે;
લાલસા કૃષ્ણુરામસ્ય મન, સંસ્તી શીઘ્ર હોય ચૂર્ણરે. જય. ૯
વિ૦ ૧૧, પા. ૯

## કીર્તન ૨૧૬ મું.

દેશી ફેર.

વિનતી મ્હારી સાંભળો,
પ્રભુ મ્હારા (૨) સર્વજ્ઞ સુજાંણ,

મહેરબાંની કરીનેં મળો;
પ્રાણ પ્યારા (૨) કરવા કલ્યાંણ. વી૦ ૧
ક્યહાં સૂધી અથડાવશો,
અજી મુજનેં (૨) હે પ્રણુતના પાલ,
પ્રતીતિ કયાહારે પેખાવશો;
ધરિ ભુજનેં (૨) માહારા કૃષ્ણ કૃપાલ. વી૦ ૨
માંનવ તનું આપી તમેં,
શું રળવા (૨) વિચ્ચારો વિશ્વેશ,
વીતિ જાય છે આહાવો સમે;
આવો મળવા (૨) રંકને રૂષિ કેશ. વી૦ ૩
સાધન જોવાં ક્યાં ઘટે,
શઠ કેરાં (૨) હે કૃપણુ વત્સલ,
મુજથી ન મોહાદી મટેં;
આંણિ વેરાં (૨) ઉઘાડ્યા બિન કલ. વી૦ ૪
પરોક્ષ્ય છો તે પ્રેષ્ટનેં,
કયમ જાંણું (૨) હું માહા મતી મંદ,
શાસ્ત્રેં સાંભળ્યા શ્રેષ્ટનેં;
તોહે માંણુ (૨) હું આ ફોકટ ફંદ. વી૦ ૫
આશ્યા ઉપજી આપની,
મન માહારે (૨) મિટવા મહા મોહ,
જ્વાળા શમાવી તાપની;
હવેં કયાહારે (૨) ભાગશ્યો સ્વ વિછોહ. વી૦ ૬
કઇક કલ્પથી હું આથડું,
તમે જાણો (૨) દુઃખ માહારાં દયાળ,
પ્રીતી કરો હું પગે પડું;
દયા આંણો; (૨) હે કૃષ્ણ કૃપાળ. વી૦ ૭
નજરબંધી હવે છોડિયે,
તે કરેલી (૨) નિજ માયાની નાથ,
તાંતિયો સઘળી ત્રોડીયે;
મત મેહેલી (૨) તમને જોડું હું હાથ. વી૦ ૮
માહા માયી તમે માધવા,

હઠ્ય મેહેલો (૨) ગણી મુજને ગુલાંમ,
કૃષ્ણુરામને લાધવા,
કર વેહેલો (૨) ધરિયે કૃષ્ણુરાંમ. વી૦ ૯
વી૦ ૧૧ પા૦ ૧૨

## કીર્ત્તન ૨૧૭ મું.

મન માહારૂં માંને નહિ,
ક્યમ કીજ્યે (૨) કહો કૃષ્ણુ જીવંન,
ઠરતું નથી સ્થિરતા ગ્રહિ;
હવેં દીજેં (૨) સુંદર દરશંન. મ૦ ૧
સૂવું સુહાવે ન સેજમાં,
નવ્ય ભાવે (૨) ભવ કેરા ભોગ;
તાંણ્યું ન જાય કોહોના તેજમાં,
ચિત્ત ચ્યાહાવે (૨) જીવન શું ચોગ. મ૦ ૨
જ્યમ જલધર શું પ્રીતડી,
કરી ભાખે (૨) ચાતક અકલાય;
ત્યમ મન માહારાનેં ઘડી,
તુમ પાખેં (૨) યુગ સરખી જાય. મ૦ ૩
બિરૂદ જો નોહોતું બતાવવું,
ત્યારેં શાનેં (૨) કરયું કરીનું કાજ;
અન્ય હવે ઓળખાવવું,
કોણુ માંને (૨) અલબેલા આજ. મ૦ ૪
પ્રીતિ પતાસા તણી ધરી,
માંને મૂકે (૨) તેતો બીજા બાળ;
હોય હઠીલું જે કો હરી,
તે ન ચુકે (૨) જાંણ્યુ જંજાળ. મ૦ ૫
કામ કુટીલથી પડયું નથી,
કદી તમનેં, (૨) હો ચિત્તના ચોર
પલ્લો પકડિયો છે પ્રેમથી,
મેંતો યમનેં, (૨) જણુવીને જોર. મ૦ ૬
તરત અજામિલ તારતાં,

મન ભાવે, (૨) ભૂલી ગયા ભરમ;
આજ મુંને ઉદ્ધારતાં,
કયમ આવે (૨) સાંમળિયા શરમ. મ૦ ૭
આનાકાંની કરશો હરી,
પત્ય ખોવા (૨) રખે રાખો રોષ,
શરણાગતના ફરી ફરી;
નવ્ય જોવા (૨) દયાસિંધો દોષ. મ૦ ૮
અરભક બેઠો અંકથી,
ગ્રહે દાઢી (૨) ધરે તાત શું હસ્ત;
રીઝ પાંમે તેતો રંકથી;
કરી આડી (૨) લ્યે વાંછિત વસ્ત. મ૦ ૯
યોગ ક્ષેમ જગતીપતી,
અનાયાસે (૨) વહો વિશ્વાવાસ;
કૃષ્ણરામ કરે વીનતી,
વિશ્વાસે (૨) તજી અન્યની આસ. મ૦ ૧૦

વિ૦ ૧૧ પા૦ ૧૩

## કીર્ત્તન ૨૧૮ મુ.

દેશી ઢેર.

સાંભળો સેવકની વિનતીરે, તમ્યો ત્રિભુવન ધરણાધાર;
મહારાજા રાજા કમળાપતીરે, હરે વિશ્વતણા કિરતાર. ૧
ભક્તાંના વત્સલ છો ભૂધરારે, તમે આદિ નિરંજન નાથ;
સરવા વાસી સરવ થકી પહૂંરે, હરિ સરવ તમારે હાથ. ૨
અંતરયામી આત્મારામછોરે, પ્રભો પૂરણ પરમાનંદ;
સ્વામી શરણાગત વિશ્રાંમછોરે, ગહુન ગુણનિધી શ્રીગોવિંદ. ૩
સ્વામિ સેવક કેરે કારણેરે, તમે ધરિયા બહુ અવતાર;
વીઠલ જાઉં તમને વારણેરે, સદા કીધી સેવકની સાર. ૪
સ્વામિ અશરણ કેરા શરણછોરે, નાથ નોધારાં આધાર;
અમૃત પૂરણ અંતઃકરણ છોરે, હરે જગત જીવાડણહાર. ૫
સ્વામી સ્વાધીન છો તમે આપથીરે, હરી જયેહ કરો તે થાય;
એક તમારા સ્મરણ પ્રતાપથીરે, ભારે ભવબંધન મૂકાય. ૬

પૂરણ કરૂણાવંત કૃપાલછોરે, કૃષ્ણ મનસા પૂરણ કાંમ;
પતિત પાવન દીનદયાળ છોરે, એક અધમોદ્ધારણ નાંમ. ૭
બ્રહ્મારૂપે થઇ સૃષ્ટી કરોરે, વળિ વિષ્ણુરૂપે પ્રતિપાલ;
શંકર રૂપે થઇને સંહરોરે, કૃષ્ણ વશ રહે તપને કાલ. ૮
શક્તિ સકલ વશ તુમ તણેરે. વળી અષ્ટ સિદ્ધિ નવનીધ્ય;
આગમ નિગમ તે એમ ભણેરે સ્વામિ એક તમે સ્વતઃસિદ્ધ. ૯
એક એક રોમના કૂપમાંરે, વસે વિશ્વ અપારાવાર;
ભૂલે ભલા ભલેરા રૂપમાંરે, પ્રભો કોય ન પાંમે પાર. ૧૦
યોગી તપસ્વી તે ધ્યાને ધરેરે, વળી વેદ વિમળ યશ ગાય;
સાધુ સંત કઇ શોધતાં ફરેરે. તોહે કળના કોથી ન થાય. ૧૧
સ્વામી સેવકજનને તારવારે, તમે રૂપ ધરયાં સાકાર;
યોગીજનને ધ્યાને ધારવારે, નહિતો શા તમને અવતાર. ૧૨
ચક્ર ગદા ધનું શંખ કરે ધરોરે, તેતો દુષ્ટ દમનને કાજ;
એક ઇશ્વરરૂપે થઇ કરોરે, તમે સકલ ભુવનનુ રાજ. ૧૩
માયા આવરણથી વેગળારે, પ્રભો મુક્ત તમારા વિલાસ;
સ્વામી કોથી નવ્ય જાઓ કળ્યારે, હરે વ્યાપક સરવાવાસ. ૧૪
સદ્ગુરૂ વચન શ્રીહરિરે, એવા જાણ્યા તમ્યો મમ નાથ;
કૃષ્ણરામ કહે છે કરગરીરે, હવે હેતે ધરો મુજ હાથ. ૧૫

વિ૦ ૧૧, પા. ૧૪

## કીર્તન ૨૧૯ મું.

હું અપરાધી અનંત કાલનોરે, કઈ કરમ તણો કરનાર;
વંક ક્ષમા કીજે મજ બાલનોરે, તમે તમ તણા ત્રાતાર. ૧
જાઠો સબંધ સાચો કરીરે, કદી ભજ્યા નથી ભગવાંન;
શાબાસ તમને છે હો શ્રીહરીરે, તમે રાખ્યું બિરૂદનું માન. ૨
મેહેર કરી મનુષ્યદેહ આપિયેરે, તેહમાં આપી ઉત્તમ વરણ;
તાપ ત્રયના હું સંતાપિયોરે, સ્વામી આવ્યો તમારે શરણ. ૩
કરૂણા કટાક્ષ તરૂની છાયથીરે, સ્વામી શીતલ કરીયે અંગ;
ઇચ્છા એટલી છે જયે આ કાયથીરે, રખે પડે ભજનમાં ભંગ. ૪
નામ તમારૂં સમર્થ સાંભળ્યુ રે. કરો કર્મ તમે બક્ષિસ;
માહારૂં મનડું તુમ પાસે વળ્યુંરે, હુતો ચરણે નાંમું શીશ. ૫
હુંતો પાલવ વળગ્યો તુમ તણુંરે, રખે મુકો શ્રીમહારાજ;

અથડાતો આવ્યો છું તુમ ભણીરે, પ્રભો રાખની નિશ્ચે લાજ. ૬
સહુથી વિશ્વંભર બાનું તમેરે, ઘણું સાચવજ્યો અવિનાશ;
રખે અન્ન વસ્ત્ર ભૂલો સમેરે, રખે થાયે લોકમાં હાસ. ૭
અન્ન વિના ઘડિભર ચાલે નહિરે, દેવ દેહ શીથિલ થઇ જાય;
સમર્થનો સેવક જાયે કહીંરે, દુઃખ કો આગળ કેહેવાય. ૮
લાજ લાખેણી જાયે હરીરે, જો ભિક્ષા માંગે ભક્ત;
માટે બિરૂદ રખે જાઓ વીસરીરે, જોજ્યો જૂઠા ન કહે જક્ત. ૯
સમર્થ જાણી તમને યાચીયેરે, જાણી વિશ્વમાં કીજે નિભાવ;
નાંમ તમારેથી જયમ રાચીયેરે, કીજે એહેવું જયે ચુકું ન દાવ. ૧૦
સ્વામી મન સ્થિર કીજે માહરૂરે, રખે અન્ય ઉપાધી હોય;
માટે કર જોડીને કરગરૂંરે, હવે સ્વામી સન્મુખ જોય ૧૧
દુર્લભ દેહ આપ્યો છે મેહેરથીરે, રખે વ્યર્થ નીગમી જાય;
માધવ તવ માયાની લેહેરથીરે, રખે મન માહારૂં પલટાય. ૧૨
હરિની અકળિત માયા જોરથીરે. ભૂલે ભલા ભલેરા ભરમ;
રાખી સકે તેહેવા તો કો નથીરે, સ્વામી રાખો તો રહે શરમ. ૧૩
કોણ જાણે એ તમારા ખ્યાલનેરે, પ્રભુ કોથી ન રહે ટેક;
કિંકર કૃષ્ણરામ કંગાલનેરે, તમ્યો તારણહારા એક. ૧૪

વી૦ ૧૧ પા૦ ૧૫

## કીર્તન ૨૨૦ મું.

### દેશી ૨.

મન શાંતી થવા પ્રતીતિ દીજે. મન૦ ધ્રૃ૦
અકળામણ મિટતી નથી મનની,
અન્ય ઉપાય કરચે બીજે. મન. ૧
સાધન સાધે ન મુજથી સૂધાં,
માધવજી મન માની જે;
મંગલ રૂપ શ્રીમદન મોહનનું,
નિરખ્યા વિના ક્યો અરથ શીજે. મન. ૨
સાક્ષાત્ દ્રષ્ટિ સધાવ્યા પાખે,
ભક્તિ વિના દિલ કયમ ભિજે;
જાવા લાગી જીનગાંની તોહો,
ખાસા હવે તો ખબરચ લીજે. મન. ૩

પરોક્ષ પાંમ્યો પ્રતીતિયો બહુધા,
હૃદય ન તેથી અજી રીઝે;
કરૂણા કર કેશવજી મુજનેં,
ખસતો કરો છો શ્યે ખીજ્યેં. મન. ૪
બાપ હવે બાળકથી બોલો,
અવલોકનમહાં આવી જે;
કળ ઉઘાડવા માંહિલી કેશવ,
કૃષ્ણરામને કૃપા કીજે. મન. ૫

વિ૦ ૧૧ પા૦ ૧૮.

## કીર્તન ૨૨૧ મું.

દેશી ડેર.

યદુનાથ યત્ન બતાવો, જ્યેથિ જાય જવનીકા અલગી;
ગોવિંદ ગુણ ગવરાવો, ગતી ગમ્ય જગવી અમ લગી. ધૃ૦ ૧
અવતાર અનૂપમ આપ્યો, અભ્યાસ ન જાય ઉથાપ્યો;
શમલોનો છું સંતાપ્યો. યદુ. ૨
ઐશ્વર્ય નથી ઉઘડિયું, અદ્રષ્ટ ન દ્રષ્ટેં પડિયું;
ચિત્ત અજી ચાંમથી મઢિયું. યદુ. ૩
જડ મતી અજી નથી ખસતી, વિમલાભક્તિ નથી વસતી;
દ્રઢ ધીરજ મન નથી ઠસતી. યદુ. ૪
કેશવજી કાંઇક વિચ્ચારો, હું તે શું કરી સકિશ બિચ્ચારો;
તમનેં જો ગમેં તો તારો. યદુ. ૫
તમેં તમ જનોના ત્રાતા, દાસોને અભિમત દાતા;
કરો કૃષ્ણરામનેં શાતા. યદુ. ૬

વી૦ ૧૧ પા૦ ૧૮

## કીર્ત્તન ૨૨૨ મું.

મહારાજ કૃષ્ણ કૃપાળો, કાંઈ સન્મુખ મુજશૂં થઇયે;
અધ્યાસ અવળો ટાળો, તેની પ્રતીતિ મુજનેં કહિયે. ધૃ૦ ૧
અજિ શૂંન્ય જીવવું જીવું, પડે પ્રતીતિ પાખેં બીહિવું;
કયમ બને કથામૃત પીવું. મ૦ ૨

અજિ અંતરપટ નવ્ય ત્રૂટયો, છળકારી લોભ ન છૂટયો;
બીન લક્ષ્યે જાઉં છું લૂંટયો. મ૦ ૩
ગુણ ગાઉં કશ્યા બીન ગતિયે, કયમ અલગ રહું અવિરતિયે;
મન મુષિત મદાંકિત મતિયે. મ૦ ૪
જગજ્જીવનને કયમ જાંણું, તેંણે ત્યમનું ત્યમ હું તંણું;
હવે વીતિ જાય છે ટાંણું. મ૦ ૫
નર દેહ નિરર્થ બને છે, આયુષ અનિમિષ અશને છે;
તેની લાજ સરવ તમને છે. મ૦ ૬
અજી આંજ્યો હું અધ્યાસે, અથડાઉં છું અણુવિશ્વાસે;
ઉગરૂં કયમ અલ્પાયાસે. મ૦ ૭
છો ભક્ત વત્સલ ભૂધરજી, રખે મૂકો મજને વરજી;
કરે કૃષ્ણરાંમ નિત્ય અરજી. મ૦ ૮

વિ૦ ૧૧ પા. ૧૯

## કીર્ત્તન ૨૨૩ મું.

### દેશી ફેર.

કાલારે અજી બોલશ્યો કયાહારેં, વાહાલારે વેગેં આવોજી વાહારેં. ધ્રૂ. ૧
ચિત્ત ચોરયું ચાકર તણું, વાળી તુમમાં વૃત્તિ;
કાં ન નિવારો કૃષ્ણજી, આતુરની આપત્તિ. કા૦ ૨
ગોવિંદ પાખે નવ્ય ગમે, કિંકરને કાંઈ;
પતિત પાવન પેહું બિરૂદ તે, મન માહ્યરાં માંહિ. કા૦ ૩
સુહૃત સખા તમેં જીવના, વ્યાસેં વાણીયેં વરણ્યા;
જાંણ્યામાં ત્યહારેં આવિયા, એહેવા જ્યાહારે આકરણ્યા. કા૦ ૪
લક્ષ્ય ચોરાશીના લેખથી, જેણેં મુજને કાહાડયો,
આપી માનવ તનું આપનેં, સેવવા સરજાડયો. કા૦ ૫
સધાવા સજ્જન સંગતી, બ્રહ્મસત્રમાં ભેળ્યો;
કથા સુધારસ પાવાનેં, મત મૂકાવી મેલ્યો. કા૦ ૬
નિત્ય નવાં નિપજાવીનેં, કીર્ત્તન કરાવો છો;
તાપેં તપ્યો તેહેનેં તાણીનેં, સ્થિતિમાં ઠરાવો છો. કા૦ ૭
વિસ્મૃતીવાન નેં વિકલનેં, સધાવો છો સ્મર્ણ;
કૃષ્ણરામ એમ જાણીને, તમને આવ્યો છું શરણ. કા૦ ૮

વિ૦ ૧૧. પા. ૧૯.

## કીર્ત્તન ૨૨૪ મું.

નહિતર નીષ્ઠુર નિગુરાનેં, એહેવું સુખ કોણ આર્પે,
તોહે પતિત હું પીડાઉછું, પોતાનેં પૂર્વ પાપેં. કા. ૧
સંસ્કાર હીણા હૃદયમાં, માહારે મોહાદી ભરિયાં;
સાંભળ્યા ગુણ નવ્ય સાંભરેં, કાન્યેં જયે કરણે ધરિયા. કા. ૨
વૈર વાહાલ વશિયાં રૂદે, અંગે આમય ઉઠે;
કથા કરણમાં ન ઉંતરે, પડિ નિંદ્રા પૂઠેં. કા. ૩
સ્વાભિમાંન લેઇ સાંકડે, લૌકિકથી લૂટે;
કામ ક્રોધ કસણેં કળે, તૃષ્ણાઓ ન ત્રૂટેં. કા. ૪
અનેક એહેવી આપદા, તેહેમાં મન જાય તાંણ્યું;
આશ્રીત જન અકળાય તે, આપને શું અજાંણ્યું. કા. ૫
પીડ પ્રણુતની પહૂી થવા, પ્રભુ દીજે પ્રતિતી;
નાથ માંથે છો તે જણવતાં, ભાગે હૃદયની ભીતી. કા. ૬
ઓળખું જો હું માહારૂં, સુખ દુઃખ જ્યે શેષ;
નાથ તો નિઃશંક વરતું હું, લક્ષ્ય પામેથી લેશ. કા. ૭
કૃષ્ણ કૃપા નજરેં કરી, અંતર પટ ખોલો;
જનને પ્રીતી જાહાર થવા, કૃષ્ણરામથી બોલો. કા. ૮

વિ૦ ૧૧ પા૦ ૨૦

## કીર્તન ૨૨૫ મું.

### દેશી ફેર.

ગિરિવરધારી, શ્રી કમલાકાંત મુરારી,
જયેહેનું સ્મરણ માહા ભય હારી,
યશ ગાવે જેહેનો ત્રિપુરારી;
રહું હું રંક, હવેથી વંક,
ક્ષમા કરી વિનતી શુણજ્યો માહારી. ગિ. ૧
જેહેનું ચરણ ક્ષાલન વારી,
સ્વર સરિતાં શંકર શિરધારી;
સગર કૌમાર, સાઠ હજાર,
મૃતક અવગતીયા લીધા તારી. ગિ. ૨
મહિમાં શેષ અશેષ ન જાંણે,
વદન હજારેં નિત્ય વિખાંણે;

જેહેના અનંત, યશને સંત,
સદા વરણે અનુભવ ઓળખાંણે. ગિ. ૩
જેહેની કથા સુધા જન માંણે,
તે જન બીક ન યમની આંણે;
વિષય વિતૃષ્ણ, થશે તે કૃષ્ણ,
કથામૃત શુણિ જે રહસ્ય છાંણે. ગિ. ૪
એહેવા સ્વામિ સદા સુખ રાશી,
અંતર સાક્ષી વિશ્વ નિવાસી;
નિજને ચરણ, થયો છું શરણ,
અજી કયમ રાખો મુંને ઉદાસી. ગિ. ૫
પ્રભુજી પૂર્ણ કરો મન આશિ,
આભ્યંતર ઐશ્વર્ય વિકાશી;
કલિમલ કાપો, પ્રતીતિ આપો,
કૃષ્ણજી કૃષ્ણરામને ખાસી. ગિ. ૬

વિ૦ ૧૨, પા૦ ૧.

## કીર્તન ૨૨૬ મું.

જન્મ સુધારો, આપ્યો જયે અલભ તુમારો,
નિજ બિરૂદ ધરયું તે વિચ્યારો;
આંણિયે આ ભવજળનો આરો,
નથી મુને સાંન, કરૂ શું આન;
તમે ધરણીધર મનમાં ધારો. જ. ૧
અતી અપરાધ ક્ષમા કરો માહારો,
તમ તનુંજ દેખીને તારો;
હવે પ્રભુનાથ, ધરો મુજ હાથ,
ચરણનો આશ્રીત જાણી ઉગારો. જ. ૨
આવડું શૂં મુજને અથડાવો,
અજી કાં અવલોકનમાં નાવો;
મનના તાપ, શમે જયમ આપ,
પ્રતીતિ એહેવી કાંઇ બતાવો. જ. ૩
ગુણ ગિરિધારીના ગવરાવો,

પ્રેમ પ્રબલ પ્રભુનો પ્રગટાવો;
મુજને એક, રખાવો ટેક,
તમારો ભ્રાંત કરી ન ભમાવો. જ. ૪
અંતર્દષ્ટી માહારિ ઉઘાડો,
ભૂત ભાવી સહુ નજરેં પાડો;
આપો પ્રતીતિ, જાય છે વીતિ,
દિવ્ય આ ફરી મળશે કયહાં ધાહાડો. જ. ૫
યદ્યપી અજી સૂધી છું આડો,
તથાપી શરણ પ્રતાપ દેખાડો;
રહ્યો અદબીજ, પડેલો કીચ,
કૃષ્ણજી કૃષ્ણરામનેં કાહાડો. જ. ૬

વિ૦ ૧૨ પા. ૧

## કીર્તન ૨૨૭ મું.

### દેશી ફેર.

હરિરે સાંભળો, હુંતો તાહારો જનમ જનમનો દાસ,
વાહાલા દીજે વિશ્વાસ, હરજી હવે ન કરીયે દાસ. હ. ૧
તાહારિ મેહેરથી તે આપીયો આ, દુર્લભ માનવ દેહ;
હાથ પકડી હવે માહારો, સફળ કરીયે તેહ; હ. ૨
કેશવ કલિયુગ આવીયો, તેણે કાંઇ ન રહ્યું તાંન,
કરણ ધરવું ગમે ન કોઇનેં, કૃષ્ણ કથામૃત પાંન. હ. ૩
તીર્થ જપ તપ યજ્ઞ વ્રતતે, ગયાં સર્વે લોપાઇ;
જ્યમ ત્યમ કરી પડે જીવવું. આભ્યંતરે અકળાઇ. હ. ૪
કઉતુક કહું હવે કેટલાં, શોધ્યા મળેં કહી સંત;
પ્રચુર પાખંડ વ્યાપીયું, આખે અધર્મ અનંત. હ. ૫
ભામાંઓ નાંખે ભૂરકી, કઇ વિધ કરાવેં કલેશ;
લોક લવથી નીત્ય વાધે, હૃદય રાગ નેં દ્વેષ. હ. ૬
હવે કયારેં ગ્રેહેશો હાથ માહારો, નાથ હું અકળાઉં;
તુમ વિના કોહોને કહું, કહો કૃષ્ણ હું કયહાં જાઉં. હ. ૭
અનાથ બંધો આ સમે હવેં, સહાઓ કર માહારો;
કૃષ્ણરામને કૃષ્ણજી, એક આશરો તાહારો. હ. ૮

વિ. ૧૨ પા. ૨

## કીર્ત્તન ૨૨૮ મું.

### દેશી ફેર.

કરૂણાનિધાન કરૂણા કરો, મન માન્યા માધવ,
અરજી અરભકની ઉરે ધરો. મ૦
ગોવિંદ કાંઈ ગમતૂં નથી. મ૦
કેશવજી શું કહુ કથી. મ૦ ૧
સ્વપ્ન સમાન સંસારરે. મ૦
પ્રીછયો પણ નાવ્યે તેનો પારરે. મ૦
મતવાલુ મન તેનું કારણુરે. મ૦
વશ નથી થાતું જ્યમ વારણુરે, મ૦ ૨
કામ કર્દમ માંહે કળ્યું. મ૦
મિથ્યા મનોરથમાં મળ્યું; મ૦
આવરિયું અવિદ્યા વડે. મ૦
પીડાના પથમાં પાછું પડે. મ૦ ૩
જ્ઞાનની લાભી ન ગમ્યરે. મ૦
રાગાદિ કોને ગણે રમ્યરે. મ૦
દામ દારા રૂપી દોરરે. મ૦
જકડાયું તે શું કરે જોરર. મ૦ ૪
એવા મનથી પડયું પાનુંરે. મ૦
છાન કરે છે રહી છાનુંરે. મ૦
ઉગરવાનો નથી આરોરે. મ૦
કૃષ્ણરાંમને તો ઉગારોરે. મ૦ ૫

વિ૦ ૧૨ પા૦ ૫

## કીર્ત્તન ૨૨૯ મું.

કરૂણા નજર કાંઈ કીજીયે, મ૦
ખબરચ સેવક તણી લીજીયે; મ૦
આશરો એક તમારોરે, મ૦
તમ જાંણીને મુને તારોરે. મ૦ ૧
અલબેલો અવસર જાય છે, મ૦
ચિત્ત માહારૂં તમને ચ્યહાય છે, મ૦

ભાવીને નજરે પાડજ્યો; મ૦
ધારણા ઘટની ઉઘાડજ્યો, મ૦ ૨
શેષ આયુષને જણાવજ્યો: મ૦
ભ્રાંતિ તજાય તે ભણાવજ્યો, મ૦
વિષયથિ કરજ્યો વિરામરે; મ૦
મનને ઠરાવજ્યો ઠાંમરે. મ૦ ૩
આતુરતા અતિશે થઇ, મ૦
જંજાળે જીનગાંની ગઇ; મ૦
અજીયે ક્યાહાં લગી અથડાઉંરે, મ૦
કરૂણા કેશવ તણી ચ્યહાંઉરે. મ૦ ૪
મધુસૂદન માહારાજરે, મ૦
રાખો સેવક તણી લાજરે; મ૦
જેહેવો તેહેવો પણ હું દાસરે, મ૦
સંભાળી લ્યો શ્રી નિવાસરે. મ૦ ૫
કેશવ જોશ્યો ન કરમરે, મ૦
પતીત પાવન તમે પરમરે; મ૦
નાથ નિભાવો નિજ નાંમરે, મ૦
કરજોડી કહે કૃષ્ણરામરે. મ૦ ૬

વિ૦ ૧૨ પા૦ ૬

## કીર્તન ૨૩૦ જું.

### દેશી ફેર.

માહારાજ અરજ માહારી સાંભળો, અવિનાશી આળસમાં કાં ભળો;
અલબેલા તજો મન આંબળો. મ. ૧
દિધું નિમંત્રણ તમે નાથરે, તેતો જાણે સઘળો સાથરે;
હવે ખાલી બતાવો શું હાથરે મ. ૨
આપ્યો દુર્લભ માનવ દેહરે, ઝાઝે યત્ને મળે નહિ જ્યેહરે;
ત્યમ નાથ હવે કરો ન્યેહરે. મ. ૩
તેમાં ઉત્તમ આપી વર્ણરે, કૃષ્ણ કથા શ્રુણાવી કર્ણરે;
એમ ઉરનું મીટાવો આવર્ણરે. મ. ૪
ભાગવત ને ગીતા ભણાવ્યાંરે, યદુનાથ તે યુકતે જણાવ્યારે;
ચિંતન કાજ્યે જ્યેહ ચણાવ્યાંરે. મ. ૫

એતો અભિનવ આપી છે વસ્તરે, જ્યેથી સમજાયે તત્વ સમસ્તરે;
એમ હરજી ધરો હવેં હસ્તરે. મ ૬
પેહેલાં ક્રોધ લોભ ને કામરે, ઠરવાં મુકે નહીં અજી માંમરે;
માટે શરણુ આવ્યો કૃષ્ણરાંમરે. મ. ૭

વિ૦ ૧૨, પા. ૬.

## કીર્તન ૨૩૧ મુ.

મુંને લોકતો માંને છે વ્યાસરે, અજી માહારો મિટ્યો ન અધ્યાસરે;
હરિ સંભાળો થાય ન હાસરે મા. ૧
કયમ તરી સકું કયમ તારૂંરે, ગોવિંદ ગજુ શું માહારૂંરે;
તમે રાખજ્યો બિરૂદ તમારૂંરે. મા. ૨
નથિ મજમાં ઐશ્વર્ય એકરે, હુંતો છળ બુદ્ધિ છું છેકરે;
રાખો નાથ તો રેહેશે ટેકરે. મ. ૩
તમે મુખ બ્રાહ્મણુનેં માનોરે, એથી સહુની ઉધારો છો સાંનોરે;
એમાં અન્યનો પ્રતાપ શાંનોરે. મ. ૪
સરવ તારયે તમારે તરશેરે, બિજાથી તો અરથ શ્યો સરશેરે;
કૃષ્ણરામ કાલા વાલા કરશેરે. મ. ૫

વિ૦ ૧,૨ પા૦ ૭

## કીર્તન ૨૩૨ હું.

### દેશી ફેર.

કેશવજી સાંભળજ્યો કાંન, ભક્ત તણી અરજી ભગવાંન,
માનવ તનુંનું રાખો માન, આવ્યો આ સમે;
કિંકર કેરાં કષ્ટ કાપો, અલબેલાજી ભક્તિ આપો,
સ્થિર કરીને મુજને સ્થાપો, ત્રીકમજી તમે. કે. ૧
વાહાલાજીનો છે વિશ્વાસ, સહાય કરીયે શ્રી નીવાસ,
જેહેવો તેવો હું છું દાસ, કૃષ્ણજી કેરો;
તૃંણા કેરી ત્રોડો તાંત્ય, ભૂધરજી ભૂલાવો ભ્રાંત્ય,
અરભકનેં રાખી એકાંત્ય, પ્રેમનેં પ્રેરો. કે. ૨
બળતા રાખ્યા પાંચે વીરૂ, પંચાળીને પૂરચાં ચીર,
અંબરીશનું રાખ્યું નીર, દુરવાસા વેળા;

ગોપી સંગ રમ્યા ગોવિંદ, મેહેર કરી નીરખ્યો મુચકુંદ,
કૃષ્ણરાંમ ઉપર આણંદ, આંણિયેહેલાં. કે. ૩

વિ૦ ૧૨ પા૦ ૭,

## કીર્તન ૨૩૩ મું.

વાહાલાજી દેખાડો વાહાલ, ખાસાના નિરખાવો ખ્યાલ,
ન્યેહેથી મુનેં કરો નિહાલ, દાસ દાસ જાંણી;
એક તમારો છે આધાર, સાંભળી તમનેં અધમોદ્ધાર,
વેહેલી કરજ્યો માહારી વાહાર, શારિંગપાણી. વા. ૧
જન્મ જાય છે આહાવો વ્યર્થ, અજીયે એકે સરચો ન અર્થ,
સાંભળી શ્રીપતિને સમર્થ, શરણે હું આવ્યો;
શરણાગતના છો વિશ્રામ, પ્રેમી જનના પૂરણ કાંમ,
તેહેવાથી હું વેહેતો વાંમ, ભ્રમનો ભમાવ્યો. વા. ૨
હરિ વિસારચે ભોગી હાંણ્ય, કઈ વેળા ચોરાશી ખાંણ્ય,
વ્યાસ તણી સાંભળતાં વાંણ્ય, મહા દુઃખ મેં પ્રીછયું;
કૃષ્ણરામને કૃષ્ણ કૃપાલ, પ્રતીતિ આપો પરમ રસાલ;
માહારો કહો મુજને ગોપાલ, એટલું હું ઇચ્છું. વા. ૩

વી૦ ૧૨ પા૦ ૯

## કીર્તન ૨૩૪ મું.

### દેશી દેર.

પ્રભુ માહારા પ્રેમ કરી જે, ખબરચ દાસની લીજે;
તરણતારણ છો તમે શ્રીકમજી, આવી અભયપદ દિજે. પ્ર. ૧
શા અપરાધ જુવો સેવકના, ઘટિત નથી ગોવિંદ;
શરણ આવ્યાની લાજ રાખિયે, મેહેર કરીને મુકુંદ. પ્ર. ૨
દીન દયાલ તમ્યો દામોદર, અધમોદ્ધારણ એક;
શરણાગતનેં સહજ ઉગારો, તેહ તમારો ટેક. પ્ર. ૩
ચૌદ ભુવનની ચીત્ર સંપદા, કોય ન આવે કાંમ;
જયે મળિસું તે માયિક સઘળું, ધન સુત દારા ધાંમ. પ્ર. ૪
અવિનાશી એક આપ અનૂપમ, કાળ તણું શિરકાળ;
સ્મરણ માત્રથી સહજ શમાવો, જીવ તણી જંજાળ. પ્ર. ૫
મન માહારૂં તવ ચરણે માંન્યું, અન્ય ગમે નહિ કાંઈ;

હાથ ધરીને ઉગારો હરજી, દાસ ગણી મનમાંહિ. પ્ર. ૬
માફ કરો અપરાધ અનેરાં, કેશવ કરૂણા નિધાન;
પતિત પાવન તમે બિરૂદ ધરયાનું, માધવ રાખો માંન. પ્ર. ૭
અન્ય વિષે આસક્તિ ન ઉઠે, કરજ્યો એહેવું કાંમ;
એક તમારો આશ્રય માહારે, કહે કિંકર કૃષ્ણરાંમ. પ્ર. ૮

વિ૦ ૧૨ પા૦ ૧૧

## કીર્ત્તન ૨૩૫ મું.

પ્રભુ માહારા પ્રીતિ કરો હવે, કરગરિ કહુછું કૃપાલ;
કરૂણાકરની કરૂણા વિનાથી, હું શું કરી સકું બાલ. પ્ર. ૧
લોક તણી લવને સાંભળતાં, ઉદર પડે છે ફાળ;
માધવજી હવે સદ્ય મીટાવો, અન્ય તણી ઓશિયાળ. પ્ર. ૨
અન્નાછાદન સહજ ચલાવો, ગુણ સાગર ગોપાલ;
માનવને પાસે માગ્યાનો, ત્રીકમ નથી હવે તાલ. પ્ર. ૩
જોઉં જ્યહાં જ્યહાં ત્યહાં ત્યહાં દીસે, જીવને અતિ જંજાળ;
કેશવજી હવે કઉતુક કરતો, આવ્યો કઠીણ કળીકાળ. પ્ર. ૪
અથડાવો જો આ અવસર તો, ગિરિધર લાગે ગાળ;
અરભક ઉપર આંમ ન થઇયે, રમાનાથ રીસાળ. પ્ર. ૫
શરણાગત વત્સલ સાંમળિયા, જનની શમાવો જાળ;
જન્મ જરા ભય મરણ તણી હવે, અળગી કરોને આળ. પ્ર. ૬
અધિભૂતાદિક ત્રિવિધ તાપને, દૂર કરોજી દયાળ;
અનાથ બંધો હવે ઉપજાવો, હૃદયે ભક્તિ રસાળ. પ્ર. ૭
જ્ઞાન તણી કરો ગમ્ય ગોવિંદજી, દેઇ વિવેક વિશાલ;
કૃષ્ણરામની કૃષ્ણજી કરિયે, પ્રેમ ધરી પ્રતિપાલ. પ્ર. ૮

વિ૦ ૧૨, પા. ૧૨.

## કીર્ત્તન ૨૩૬ મું.

### દેશી રે.

થાય તમારૂં કરયું રે, મુરારે, થાય તમારૂં કરયું.
તુમથી વિમુખ થઇ યત્ન કરયું તેહેનું,
અફળામણુ ઉગરયું રે. મુરારે. ૧

ધ્રુવનું કારજ્ય જ્યે મન માંન્યું, શરણુ થયે તે સરયું;
આજ્ઞા ભંગ કરી ત્યારેં નહુષે, અજગર રૂપ ધરયું રે. મુ. ૨
સુગ્રિવ શરણુ આવ્યો ત્યહારે વાલિનું, સંકટ સહજ તરયું;
દુર્યોધનાદિક દુષ્ટ થયા ત્યાહારે, સેન સકુળ સંહરયુ રે. મુ. ૩
ગોકુલ શરણુ થયું ત્યાહારે ઇંદ્રિના, દુઃખ થકી ન ડરયું;
એમ નિદાન કરી કૃષ્ણુરામનું, મન માધવનેં વરયું રે. મુ. ૪

વિ૦, ૧૨ પા. ૧૩

## કીર્તન ૨૩૭ મું.

કાં અજી બોલતા નથીરે. મુરારે, કાં અજી બોલતા નથી.
માહારે તુમારે બિચ્ચ જ્યે અંતરપટ, ખાસા શું ખોલતા નથીરે. મુ. ૧
આહાવો અનુપમ દેહ આપીનેં, ચ્યતુર શું ચ્યૂપ થઈ રહો;
કૃપણુની અરજી કાંન શુણિનેં, કાંઇકિ તો ઉત્તર કહોરે. મુ. ૨
કઇ કઇ કલ્પ ગયા મુંને વીતિ, તુમથી વિયોગ પડયે;
આજ ખબરચ થઈ ત્યાહારે આરાધું, શાસ્ત્રથી શોધ્ય જડયેરે.મુ. ૩
શ્રીપતિ છો તમે સાક્ષી સરવના, જીવનું સંકટ લહો;
કૃપાનિધાંન થઇ કૃષ્ણુરામનેં, છળથી શું છાના રહોરે. મુ. ૪

વી૦ ૧૦ પા૦ ૧૩

## કીર્તન ૨૩૮ મું.

જીવ પડયો છું જુવો જંજાલેં, શોકસાગરમાં વહું;
ઉગરવાનો આરો નવ્ય ઉકલે, તુમ બિન કોહોંને કહું રે. મુ. કાં. ૧
શૂં નથી જાણુતાં જ્યે નાથ વિયોગેં, કંઇ માહારા જન્મ ગયા;
નાથ નિહાળો છો તોહે અજી કાં, દાસનેં ન કરો દયારે. મુ. ૨
શૂં છે અશક્ય સદા શ્રીપતીનેં, જ્યેહ ધારો તે કરો;
કિંકર જનનેં કલેશિત દેખીનેં, કાં માહારો કર ન ધરોરે. મુ. ૩
કોણુ પૂરવનુ પાપ માહારૂં પ્રગટયું જ્યે તમનેં ન ઉપજે કૃપા;
દીન દયાલ આ દિવસનેં અવસરેં, ખોહોતા નથી કાં †ક્ષપારે મુ. ૪
શું જુવો સાધન સાંહાંમું શ્રીધરજી, મુજથી તો કાંઇ ન બને;
કૃપણુવત્સલ કૃષ્ણુરામનેં તારો, જો દયા આવે તુમનેરે. મુ ૫

વિ૦ ૧૨ પા૦ ૧૩

---

† રાત્રી.

## કીર્ત્તન ૨૩૯ મુ.

ચરણ શરણ છું નાથ તુમારે, અન્ય શો ઉપાય કરૂં;
કિંચિત કરૂણા દ્રષ્ટિ કરો તો, કંઇકને તારીને તરૂ રે. મુ. ૧
ભારે ભરૂસો તુમારો ધરૂં છું, પતિત પાવન શુંણી નાંમ;
કઇક દિવસથી કરૂં છું અરજીયો, સાંભળજ્યો સુંદરશ્યાંમરે. મુ. ૨
આભ્યંતર ઐશ્વર્ય ઉઘાડો, દિવ્ય નજર કરો દેવ;
આનંદઘન મુંને આશ્રિત માની, તાપ નિવારો તતખેવરે. મુ. ૩
અભિનવ સત્તા કાંઇક ઉઘાડો, જયેથી પ્રતીતિ ઠરે;
શોક સમુદ્રથી સેવક નિકળિને, કિર્ત્તન નિત્ય કરેરે. મુ. ૪
માહારો કહો મુજને એક વેળા, શ્રીધર મુખથી સજી;
કૃપણરામ શૂં કૃપણજી બોલો, આળસ ન કરો અજીરે. મુ. ૫

વિ૦ ૧૨, પા૦ ૧૪

## કીર્ત્તન ૨૪૦ મું.

### દેશી ફેર.

આમ શું આળસ આદરી, રૂષ્ટ થઈ રમાનાથ; હરીરે.
બલવંત ન કરો બરોબરી, સેવક જનની સાથ. હ. ૧
મુજ મોહિત મતિમંદને, પુનઃ ન કરિયે મોહ; હ.
અચ્યુત આનંદ કંદને, દીનનો સેહેવો ન દ્રોહ. હ. ૨
પોતે બેશી પરમાસને, રુષિકેશ્વર થઈ રમ્ય; હ.
દિવ્ય થઇને દાસને, કીચમાં રાખો કયંમ. હ. ૩
ગુણસાગર ગોવિંદ તમે, અવગુણ ન જુવો આંમ; હ.
અતી અનુપમ આંણે સમે, વાહાલાજી ન વહો વાંમ. હ. ૪
નિર્ભય જાંણી નાથને, હું આવ્યો છું શરણ; હ.
હરજી ગ્રહી હવે હાથને, અળગું કરો આવરણ. હ. ૫
બિરૂદ નિભાવિયે આપણાં, પતિત પાવન તમે પરમ; હ.
ચરણ શરણ આવ્યાં તણાં, કૃષ્ણ ન જોવાં કરમ. હ. ૬
કર્ત્તુ અકર્ત્તું અન્યથા, કરવા તમ્યો છો સમર્થ; હ.
કરણ શુણ્યેથી તમારી કથા, નાસે અખિલ અનર્થ. હ. ૭
ગૌબ્રાહ્મણના પાલક છો, કેશવ પરમ કૃપાલ; હ.

ચિત્તાદિકના ચાલક છો, દીન વત્સલ છો દયાલ. હ. ૮
જે જન શરણે આવિયા, તેને તમે જ્યમ ચ્યહાઓ; હ.
કૃષ્ણરામ તે નિભાવિયા, ત્યમ માહારો કર સહાઓ. હ. ૯

વિ૰ ૧૨, પા૰ ૧૪

## કીર્તન ૨૪૧ મું.

સેવકને ઘણું સુલ્લભ છો, દાસના વત્સલ દેવ. હ.
વિશ્વાસીના વલ્લભ છો, સુખકારી તવ સેવ. હ. ૧
બલવંત બિરૂદ નિભાવિયે, આપે અનાથના નાથ. હ.
મજને માહારો મનાવિયે, હેતે ધરીને હાથ. હ. ૨
અવસર આવ્યો જાય છે, વાહાલા વહીને વ્યર્થ. હ.
ઉર માહારૂં અકળાય છે, એકે સરે નહિ અર્થ. હ. ૩
આવડી આળસ આંણીને, બેઠા છો કાં બલવંત. હ.
જન નિજનો મુંને જાંણીને, કૃપા કરો કૃપાવંત. હ. ૪
કઈકિ દિવસથિ હું કરગરૂં, અરજીયો કરતો અનેક. હ.
કૃપણ હું તે બિજું શૂં કરૂં, છત્ય વરજીત છું છેક. હ. ૫
ઉર ઐશ્વર્ય ઉઘાડિયે, વૃત્તી થવાને વિતૃષ્ણ. હ.
દિવ્ય પ્રતીતિ દેખાડિયે, કિંકર જનને કૃષ્ણ. હ. ૬
ગોવિંદજી હવે થઇ ઘણી, મેહેર કરો માહારાજ. હ.
ધરી આવો માહારા ધણી, કૃષ્ણરામને કાજ. હ. ૭

વિ૰ ૧૨, પા. ૧૫.

## કીર્તન ૨૪૨ મુ.

### દેશી ફેર.

આવોને બંધું અનાથના, દાસને દ્યો દરશંન,
સેવક જનના સાથના, યદુપતી છો જીવંન. ૧
કીધિ પ્રતિજ્ઞા પાળિયે, આપની અફળ ન હોય;
તાપ ત્રિવિધના ટાળિયે, જન સઘળાં જ્યમ જોય. ૨
આપ છો એક અવેજમાં, માહારે તો શ્રી માહારાજ;
શરણ આવ્યા તેહેની સેહેજ્યમાં, રાખો રમાપતી લાજ. ૩
ચૌદ ભુવનની ચ્યાતુરી, નાના વિભાતિનિ જ્યેહ;
દૈવી અને જયે આસુરી, ત્રિગુણનિ રચના ત્યેહ. ૪

બ્રહ્મલેક ને આદરિ, શેષના શિર પર્યંત;
માયિક રચના જયે ઠરી, એટલાને શિરે અંત. ૫
કઉતુક દીસે કારમાં, ત્રિવિધ વિવિધના લોક,
પીડે સકળ સંસારમાં, નિત્ય હરષને શોક. ૬
એમ સરીખિ સંપદા, સંસારીનિ સમસ્ત;
સત્ય ઠરે નહિ તે કદા, અંતે હોય જયે અસ્ત. ૭
કાળ તણા મુખમાં વસે, જયેહ સદા પરાધીન;
હ્રાસ બને એહેને રસે, પણ નવ્ય સમજે દીન. ૮
આ માયા તણી જાળથી, નીકળી કયંમ સકાય;
કૃષ્ણરામ કઇ કાળથી, ઇચ્છે છે આપ કૃપાય. ૯

વી૦ ૧૨ પા૦ ૧૬

## કીર્ત્તન ૨૪૩ મું.

સદ્ગુરૂ સંગ બન્યો સહી, તેંણે તે ઉપજી સાંન;
વિષયને વેગે જતો વહી, સમજયો હવે સંસ્થાન. ૧
નાથ તમે નિભ્રાંત છો, પૂરણ પ્રકૃતી પાર;
આશ્રિતના એકાંત છો, શમલ શમાવણહાર. ૨
ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ છો, શરણાગત વિશ્રામ;
કાલ તણે શિરે કાલ છો, અધમોદ્ધારણ નાંમ. ૩
કર્ત્તુ અકર્ત્તુ અન્યથા, કરવા કાજયે સમર્થ;
કરણ શુણ્યે જયેહેની કથા, અખિલ સધાયે અર્થ. ૪
ઉત્તમ જયેહેની ઉપાસના, બલવંત જયેહેનાં બિરૂદ;
દોષ દલન કરી દાસનાં, દેવ મિટાડિયે દરદ. ૫
હું તો તમારા ચરણને, શરણ સદા શ્રીનિવાસ;
અળગું કરી આવરણને, પ્રેમથી રાખજયો પાસ. ૬
એક ભરૂસો આપનો, બિજું નથી કાંઈ બલ;
પુરૂષોત્તમના પ્રતાપનો, આશરો એક અમલ. ૭
બલવંત બિરૂદ નિભાવજયો, પતિત પાવન જયે પરમ;
અતી ઉતાવળા આવજયો, શિષ્યની રાખવા શરમ. ૮
ઉર ઐશ્વર્ય ઉઘાડજયો, વૃત્તી કરીને વિતૃષ્ણ;
કાંમ કીચથી કાહાડજયો, કૃષ્ણરામને કૃષ્ણ. ૯

વિ૦ ૧૨, પા૦ ૧૭

## કીર્ત્તન ૨૪૪ મું.

### દેશી ફેર.

આવિયે બંધુ અનાથના, લક્ષ્મી પતી;
કીજીએ કરૂણા દ્રષ્ટ. લ.
સખા છો સેવક સાથના, લ.
કાપો કૃપણના કષ્ટ; લ. ૧
મુજને તમારો આશરો, લ.
અબલ નેં છે બલવાન; લ.
પ્રભુજી રખાવો પાંશરો, લ.
ભક્તવત્સલ ભગવાન. લ. ૨
અંશ કેહેવાઉં હું આપનો, લ.
ગોવિંદ ગરીબ નીવાજ; લ.
બાલ તે જ્યમ હોય બાપનો, લ.
કુણ લોપે તેની લાજ. લ. ૩
માયા તમારીયેં મરદીયો, લ.
તેણે ન ઓળખાય આપ; લ.
દિવ્ય તોહો થયો દરદીયો, લ.
પૂઠયેં પડ્યાં પૂણ્ય પાપ. લ. ૪
અથડાંઉ છું આ લોકમાં, લ.
ભંગ થયે ભગ ભાગ્ય; લ.
શમલે પડયો છૂં શોકમાં, લ.
ઉર અતિ વધી આગ્ય. લ. ૫
ચિંતવ્યું કાર્ય ન નીપજે, લ.
એકે પડે ન ઉકેલ, લ.
સાધન શુદ્ધ ન સંપજે, લ.
મનનો ન નિકળે મેલ. લ. ૬
સાધે ન સજ્જન સંગતી, લ.
આભ્યંતર અકળાય; લ.
કૃષ્ણરામેં કૃષ્ણની ગતી, લ.
કૃપણેથી ક્યમ કળાય. લ. ૭

વિ૦ ૧૨. પૂ. ૧૭

## કીર્તન ૨૪૫ મું.

મનુજ જનમ તમે આપીયો, લ.
નાથ દેખાડવા ન્યેહ; લ.
તાપ ત્રિવિધથી તાપીયો, લ.
અફલ બને છે એહ. લ. ૧

કેશવ કરૂણા જો કરો, લ.
તો તો સફળ સહુ હોય; લ.
કિંકરનો કર જો ધરો, લ.
તો પછી પૂછે ન કોય. લ. ૨

વિઘ્ન રહે સર્વ વેગળાં, લ
નિત્ય નવું વાધે નૂર; લ.
અઘનાસેં થઇ આકળા, લ.
ઐશ્વર્ય ઉઘડે ઉર. લ. ૩

વિવિધ મિટે સહુ વેદના, લ.
તાપ ટળી જાયે સર્વ; લ.
ભ્રમ ભાગે પછી ભેદના, લ.
પાંચે ખશી જાયે પર્વ. લ. ૪

ભય ભાગે ભવ રોગનો, લ.
અળગું ખસે આવર્ણ; લ.
યોગ બને વિયોગનો, લ.
ચિત્ત ઠરે તવ ચર્ણ. લ. ૫

તે દિન કયાહારેં દેખાડશો, લ.
જન્મ સફળ જયમ થાય; લ.
અદ્રષ્ટ નજરેં પાડશો, લ.
કયાહારે કેશવરાય. લ. ૬

મન માહારૂં ઇચ્છે સદા, લ.
એહેવો બનવો અર્થ. લ.
કરૂણા કરી કરશો કદા, લ.
શ્રીધર નાથ સમર્થ. લ. ૭

શરણાગત વીશ્રાંમને, લ.
આશરે છું હું અનાથ; લ.
કરૂણા કરી કૃષ્ણરામને, લ.
હેતે ધરો શિર હાથ. લ. ૮

વી० ૧૨ પા० ૧૯

## કીર્તન ૨૪૬ મું.

દેશી ફેર.

વાહાલા દૂર ન કરિયે દાસને,
હુતો ત્યહાં ત્યહાં આવત કાંમ મુરારે. વા.
પોતે બેશીનેં પરમાસનેં,
હવેં વાહાલા વહો કાં વાંમ. મુ. દુ. ૧
માધવ મુજને મુશારો આપતાં,
શીશી જાતિ ખજ્યાંને ખોટ્ય; મુ.
માહારો કરિને તે મુજને સ્થાપતાં,
મધ્યે કોણે આ ચલવી ચેટ્ય. મુ. દૂ. ૨
હુંતો ચાકર પેઢી પાંચનો,
ઘણો જુનો હતો જગદીશ; મુ.
લોભી હતો નહિ હું લાંચનો,
શાંને રીઝ તજી કરી રીસ. મુ. દૂ. ૩
શું એ લક્ષ્મીજીએ લલચાવીયા,
જેને શેહેર વસાવાનું શાંહાંન; મુ.
કે કોય જનથી ચચાવિયા,
કોણે ભરિયા તમારા કાંન. મુ. દૂ. ૪
પ્રભો પારકું કહ્યું પરમાંણિયું,
નાથ ન્યાહાળી ન જોયો ન્યાય; મુ.
જુઠાપણું શું માહારૂં જાંણિયું;
વિના વાંકેથી કીધો વિદાય. મુ. દૂ. ૫
માતાને સાંખ્ય શિખાવતાં;
હુંતો પુસ્તક રાખત પાંચ, મુ.
આત્મ સ્વરૂપ ઓળખાવતાં;
હુંતો વીઠલ કરત વીખાણ. મુ. દૂ. ૬

તમે ધર્મ કહ્યા પરમહંસના,
જ્યારે મુક્તિયો જણવી શ્રેણિ; મુ.
પાસે હું કરત પ્રશંસના,
વને વનફળ આપત વેણી. મુ ૬. ૭
ચોવીસ ગુરૂ યદુરાયને,
તમે કહ્યા જણાવ્યું જ્ઞાન; મુ.
પાસ બેશી નમી પાયને,
હું તો. ધારીને રાખત ધ્યાંન. મુ. ૬. ૮
સ્વામી સત્ય વ્રત્તનેરે મુસ્તકે,
ધરી હાથ કહી જયે વાત; મુ.
પાસ બેશી લિખિ પુસ્તકે,
હું તો ગુણિજન આગળ ગાત. મુ. ૬ ૯
જ્યારે મંદ્રાચલ ધરયો અંગથી,
ત્યારે શ્રમિત થયાં હશે ગાત્ર; મુ.
ચંબુ લ્યાવત ભરી ગંગથી;
હું તો પાવત ભરિ પંચ પાત્ર. મુ. ૬. ૧૦
જ્યારે દૈત્ય હણિને *ઇલા ઉદ્ધરી,
ત્યારે થયા હરયોજી થકીત; મુ.
હું તો પ્રેમેથી પાસે બેશી કરી,
ચાંપી ચરણ ચોળાત નવનીત. મુ. ૬. ૧૧
બેઠા હિરણ્યકશિપુને આસને,
કરી પ્રેમી પ્રહ્લાદનું કૃત્ય; મુ.
હું તો ઉર ધરી અતિશે અલ્હાદને,
નાથ નાચી દેખાડત નૃત્ય. મુ. ૬. ૧૨
જ્યારે બલીયે પખાલ્યારે પાયને,
તમે ત્રિવિક્રમ થયા તર્ત, મુ.
ત્યારે કર તમારીરે કાયને,
હું તો જય જય કરીને આવર્ત્ત. મુ. ૬. ૧૩
તમે પરશું પ્રચંડ કરે ગ્રહી,
જ્યારે પૃથ્વી ફરયા સર્વત્ર; મુ

* પૃથ્વી.

ત્યારેં હું પ્રીત્યેં પાસેં રહી,
તમનેં શીશેં ધરત ‡આતપત્ર. મુ. હૃ. ૧૪
જ્યારે તપ કીધૂં બદ્રિકાશ્રમેં,
ત્યારેં શેવા કરત થઇ છાત્ર; મુ.
ભૂમિનેં દોહિ જ્યેશું સમે,
ત્યોરેં પકડી રહત હું પાત્ર. મુ. હૃ. ૧૫
જ્યારે કપિનું કષ્ટજ કાપિયું,
ત્યહાં હું પકડત નક્રનું +આસ્ય; મુ.
જ્યારેં ધ્રુવને અચળ પદ આપીયું,
કૃષ્ણુરામ કરત ત્યહાં દાસ્ય. મુ. હૃ. ૧૬

વિ૦ ૧૩, પા ૪

## કીર્ત્તન ૨૪૭ મું.

જ્યારેં શ્યાપથી શલ્યાનેં ઉદ્ધરી,
કરિ સુંદરિ ચરણુનેં સ્પર્શ. મુ.
ત્યારે તે પદ રજને વેણી કરી,
હુંતો પાસ રાખત ધરી હર્ષ. મુ. હૃ. ૧
ખાધાં શબરીના બદરી સ્વાદે કરી;
તેહેનાં બાહાર પડયાં હશે બીજ. મુ.
તે હું વાવીનેં આપત ફરિ ફરિ;
પાંમત પુરૂષોત્તમથી રીઝ. મુ. હૃ. ૨
મોડયું કાલીય નાગના માંનને;
શિરેં આદરી નૃત્ય રસાલ. મુ.
ત્યહાં હું વજાડત મેલી તાંનનેં;
વારૂ વીણા મૃદંગનેં તાલ. મુ. હૃ. ૩
તમનેં માતાયે બાંધ્યા જ્યારે દાંમણે;
જાંણી ચોરી ખાધાની ટેવ. મુ.
ભૂધર જઈ તમને ભાંમણે,
હુંતો આવી છોડત તતખેવ. મુ. હૃ. ૪

‡ છત્ર. + મુખ.

તમે નંદરાયનેં છુટાવવા,
ગયા વરૂણ તણેં દરબાર; મુ.
ત્યારે નિગારખે કહિ ઉઠાવવા,
હું તો આગે ચાલત છડીદાર. મુ. દ્દ. ૫

રમ્યા રાસ ગોપીનેં મનાવીનેં,
નાચ્યા ઘુઘરૂં બાંધીનેં પાય; મુ.
હું તો આપત બિડલાં બનાવીનેં,
ધાયુ ઢોળી શીતલ કરત કાય. મુ. દ્દ. ૬

પૂરયાં ચીર પોતાની વિચ્યારીનેં,
પંચરંગિ પંચાલિને નાથ. મુ.
ત્યહાં હું ગાંઠડી શિર ધારિનેં,
કાહાડી આપત હરજીનેં હાથ. મુ. દ્દ. ૭

ભારે ભૂંડા જનોનેં ભરમાવવા,
બોલ્યા બાબત્ય બૌદ્ધ શરીર; મુ.
ત્યહાં હું શુદ્ધ જનોનેં શરમાવવા,
ધરમ કહીનેં રખાવત ધીર. મુ. દ્દ. ૮

સ્વામી ગયા દિવસ શું સંભારીયે,
હવેં રહ્યા તણી કરો વાત; મુ.
માધવ માહારો કરીનેં મુંનેં ધારીયે,
થવા દીજે ન ગરીબની ઘાત; મુ. દ્દ. ૯

જ્યે હું મોહોટાંનો ચાકર મૂળથી,
તેનેં અથડાવો શું આજ; મુ.
શાંનેં સૂધો કરયો મુંનેં ધૂળથી,
તેણેં જાશે લાખેણી લાજ. મુ. દ્દ. ૧૦

દેવ દોષ ન જોઇયેરે દાસના,
આવ્યો શરણુ હવેં ક્યહાં જાઉં; મુ.
વિમલ કરોનેં માહારી વાસના,
ગુણ ગમતા તમારા ગાઉં. મુ દ્દ. ૧૧

કૃષ્ણ કરૂણાનિધાંન કહેવાઇનેં,
નાથ નજર ન કરિયે ક્રૂર; મુ.

હવે સેવકનો કર સાહિને,
હય્ય મુકીને રાખો હજૂર; મુ. દ્વ. ૧૨
આહાવે અવસરે આલસ ન રાખશો,
કમલાનાથ ન જોશો કરમ; મુ.
પ્રભો પાછો પટકતો જો નાંખશ્યો,
તેણે જાશે તમારી શરમ. મુ દ્વ. ૧૩
નથી ભક્તિવિરાગ કે જ્ઞાંનનો,
છાંટો એક છબીલાજી છેક; મુ.
એક ભારચે ભરૂસો ભગવાનનો,
તમ્યો તારશ્યો રાખશ્યો ટેક. મુ. દ્વ. ૧૪
તમ્યો જેને ઉગારો તે ઉગરે,
નથી કર કરમાદિકનૂં કાંમ; મુ.
માટે કર જોડીને કરગરૂં,
કૃષ્ણરામને તારો કૃષ્ણરામ. મુ. દ્વ. ૧૫

વી૦ ૧૩ પા૦ ૫

## કીર્તન ૨૪૮ મું.

### દેશી ફેર.

બોલિયે શ્રી બલદેવના બંધવા,
પ્રીતિ પરખાવવા પ્રતીતિ દીજે;
કયહાં લગણ કરગરૂં કરૂણાના સિંધુને,
સાંમળા શીઘ્ર સંભાળ લીજે. બો. ૧
દાસના દોષને દેખશ્યો કયહાં લગી,
પૂણ્ય કીર્ત્તિ પ્રભો પીડ્ય વારો;
આધિ આભ્યંતર કેરો અલગો થવા,
મુજને એક વાર તો કોહોને મારો. બો. ૨
તુમ વિના અવરને યાચેથી નવ્ય સરે,
કાંમ મનના સકલ તુમથી સાધે
અન્યને ઓળગ્યે વાંમે નહિ આપદા,
માટે મન માહારૂં તમને આરાધે. બો. ૩
સકળ સચરાચર વશ્ય તમને સદા,
પ્રકૃતિને પુરૂષ પરતંત્ર તમને;

ચરણુને શરણુ જે જાયે થયા નાથને;
તે તે છુટયા ભારયે ભવના ભ્રમને. ઓ. ૪
સારનું સાર છો સરવનું શ્રીપતે,
પતિત પાવન ધરયું બિરૂદ આપે;
તે જાણી ચરણને શરણ હું આવિયો,
તપિયો છું પૂર્વથી ત્રિવિધ તાપે. ઓ. ૫
આનંદઘન પ્રભુ ઉરના ઉઘાડિયે;
લોચન માહારાં લક્ષ્ય થાવા;
કૃષ્ણ ગોપાલ કૃષ્ણરામનો કર ધરો,
કલ્પના ના મિટે કાવા દાવા. ઓ. ૬

લિ૦ ૧૩ પા૦ ૮

## કીર્ત્તન ૨૪૯ મું.

### દેશી ફેર.

માહારૂં મન ગુરૂ ચરણે માંન્યું, ભગવંતનું બાંનું બાન્યું;
સદ્ગુરૂ શરણાર્થી.

મેં તો પતિત પાવન પ્રભુ પ્રીછ્યા, અથડાવાની મિટિ ઇચ્છા. સ. ૧
ગુણ ગાતા ગોવિંદજીનાં, રિપુ કામ ક્રોધાદિક બીહિના; સ.
મિટિ લોક સરીખિ લવના, ભય ભાગી ગયા ભવ ભવના. સ. ૨
દેહ દુર્લભ માનુષી દાખી, રીઝે રામ રસાયણ ચાખી; સ.
મેં તો સ્નેહી લહ્યા સાંમળિયા, તાપ તપતા ત્રણ્યે ટળિયા. સ. ૩
ચરણ શરણ થઇ મતિ માહારી, હર્ષાદિક નાઠા હારી; સ.
કાંને કૃષ્ણ કથામૃત પીધું, દાઓ જીતી નગારૂં દીધું. સ. ૪
માધવજી શું મન મળિયું, કઇક જન્મોનું સુકૃત ફળિયું; સ.
મુંને હેત દેખાડયું હરજી, મીટી અન્યોની કરવી અરજી. સ. ૫
શ્રીધરજીયે બીરૂદ સંભાળ્યું, નાંમ પતીત પાવન પાળ્યું. સ.
કરમોની કલ્પના કાપી, છબીલેજીયે લીધો છાપી. સ. ૬
સંજીવની મૂળિ સુંઘાડી, અભ્યંતરે આંખ્ય ઉઘાડી, સ.
મધુસૂદન લાગ્યા મીઠા, દેવ દેવળે દેવજે દીઠા. સ. ૭
વેદાંતના વાકય વિચારી, માહારા મિત્ર મેં જાણ્યા મુરારી, સ.
ગુણ દોષ તણી ગઇ દ્રષ્ટી, સમજી શ્રીપતિનિ સૃષ્ટી, સ. ૮

ગઈ ઇષણા જયે દુઃખ દેતી, મીટી ફલ તૃષ્ણાની ફજેતી, સ.
ગુરૂ શરણનો મહિમા મોટો, શમ્યો સઘકાળનો સોટો. સ. ૯
મુને ભાવિરે ભગવદ્ ભક્તિ, અલગી ખશી ગઈ આસક્તિ, સ.
કઈ કલંક માહારાં કાપ્યાં, થાણા મનમાં હરીનાં સ્થાપ્યાં. સ. ૧૦
હુંતો ભામણા લેઉ સજ્જનને, જેણે સ્થિર કીધું માહારા મનને. સ.
માહારા સંશય સકલ શમાવ્યા, હૃદે રમાનાથને રમાવ્યા. સ. ૧૧
બડબડ બહુ વિધની બાળી, દેખાડી નિત્ય દિવાળી, સ.
શી શેવા ગુરૂજીનિ કરીયે, મુસ્તક ચરણે જઈ ધરિયે. સ. ૧૨
ગુરૂ ગોવિંદ માંની ગ્રહિયે, આજ્ઞા અનુસારે રહિયે, સ.
તૃષ્ણા તણી તંતિયો ત્રોડી, કૃષ્ણરામ રહે કરજોડી. સ. ૧૩

વી૦ ૧૩ પા૦ ૧૦

## કીર્ત્તન ૨૫૦ મું.

અજી કાં નથી બોલતા હરજી,
માહારી શુણતા નથી કાં અરજી. હે કૃષ્ણ કૃપાલ હેરે.
અજી શું જુવો સાધન સાંહામું,
હુંતો વિરહથી વેદના વાંમુ. હે કૃ. ૧
માહારી શાઠ્યતા સઘળી જાંણો,
અજી કાં કરૂણા નવ્ય આણો. હે કૃ.
માહારે એકે નથી હવે આરો,
વાસુદેવજી કાં ન વિચ્યારો. હે કૃ. ૨
આહાવો જન્મ આપ્યો જ્યારે આપે,
ત્યારે ત્રાતા તપાવો ન તાપે. હે કૃ.
માહારિ વૃત્તિયો તમને વરાવો,
મુને નિજનો દાસ ઠરાવો. હે કૃ. ૩
ગુણસાગર છો ગિરધારી,
માહારા અવગુણ નાંખો વિસારિ, હે કૃ.
માહારે આશરો એક તમારો,
આશ્રિત જાંણીને ઉગારો. હે કૃ. ૪
મુને નિર્ભયતા દેખાડો,
પ્રતિતી પૂરણ પેખાડો; હે કૃ.

આવર્ણું ઉઘાડો ઉરનું,
જ્યમ ઉઘાડ્યું અક્રુરનું. હે કૃ. ૫
કંઈ ભાતીનાં સંકટ કાપો,
માહારૂં વિમલ હૃદય કરી વ્યાપો; હે કૃ.
માહારા અંતર તાપ શમાવો,
કાંઈ જવાપ કૃપા કરી કાહાવો. હે કૃ. ૬
વીશ્વાસ વિશેષ વધારો,
મુંને એકવાર કોહોને માહારો; હે કૃ.
આહાવો જન્મ જાય છે વીતિ,
પ્રભુ ક્યાહારે દેખાડશો પ્રીતિ. હે કૃ. ૭
અકળાંમણ મનની ભગો,
જન માટે સત્વર જાગો; હે કૃ.
મુને ગાતાં ન આવડે કાંઈ,
તેણું અકળાઉ ઉર માંહિ. હે કૃ. ૮
પરતંત્ર સદા હું તમને,
હું તે સમજુ ક્યા ઉદ્યમને હે કૃ.
કળ કોણ ઉઘાડે માહારિ,
કૃષ્ણરામને આશા તમારી. હે કૃ. ૯

વિ૰ ૧૩ પા૰ ૧૧

## કીર્તન ૨૫૨ મું.

દેશી ટેર.

માહારે તો એક આશરો છે તમારો. ધ્રૃ.
કોય મુને વંદો કોય મુને નિંદો,
કોય ભૂંડો કહો કોય સારો. મા૰ ૧
કૃષ્ણ કથા રસ પાંન કરયે હવે,
લાગે છે ભવરસ ખારો. મા૰ ૨
મન માહારૂં અજી મંદ મતી તેણું,
વિષયનો હોય ન વિસારો. મા૰ ૩
સાધન સબળ ન સાધી સકાયાં,
ઉગરૂં જો આપે ઉગારો. મા૰ ૪

દુર્લભ માનવ દેહ મળે મુંને,
આજીયે ન ઉકલ્યો આરો. મા૦ ૫
કૃપણ જાણીને માહારી અરજી કેશવ,
કાંઈક તો કરણે ધારો. મા૦ ૬
કૃષ્ણરામને કોય પ્રકારે,
તારક નામથી તારો. મા૦ ૭
વિ૦ ૧૪ પા. ૮

## કીર્त्तન ૨૫૨ મું.

### સમશ્યા.

[1]ચોવિસમા અજી કાં ચેતે નહિ, [2]પંચમ [3]જનું ફરી કયહાં પામે;
સંસારસુખને [4]દ્વાદશ માની, કાં તેહેની [5]એકાદશી કામે. ચો. ૧
કઇ વેળાએ સુખના ઉપર, કાલ રૂપી [6]પંનરમું પડે;
એ સુખ ભોગ્યેથી [7]ઓગણીસમા, [8]ધરનારો તુંને નિત્ય નડે. ચો. ૨
[9]તૃતિય છે તું પણ એ અધ્યાસે, [10]તેરમા પ્રત્યે તુંને લીધો;
એ સુખ [11]બાવીસમું થવું ઇચ્છે, કરમેં તુંને [12]અંતિમ કીધો ચો. ૩
[13]આદિ પયોમુખ સમરસે તોહો, ન રિ [14]દશમે નિજ [15]ષષ્ટ કરી;
શ્યા રસને ચ્યૂએ મન માની, [16]એકવિસમી ત્યહાં [17]દ્વિતિયા ધરી.ચો.
એ સુખે તાહારા [18]સત્તરમાંને, જોઈને તું [19]સમસ થાને હવે;
જો તું તાહારા [20]તુર્યને ઇચ્છે, તો તું રખે પડે લોક લવે. ચો. ૫
[21]અષ્ટાદશને પ્રસંગે કરી ઉરે, [22]અષ્ટમી આવલંબીને અજી;
સ્વસ્વરૂપની [23]સોળમી લહે તું, [24]નવમ ધારિ [25]વિસમાંને ભજી. ચો. ૬
[26]ચતુર્દશમનો ઉદય થયેથી, તું તાહારા [27]ત્રેવિસમામાં વસે;
[28]પચિસમાંનિ રચિ રચનામાં, તું પછિ ન વહે વિષય રસે. ચો. ૭

---

૧ શુક્લ ( સારિ અવસ્થા ). ૨ શોભન. ૩ શરીર. ૪ ધ્રૂવ (અચલ). ૫ વૃદ્ધિ ૬ વજ્ર. ૭ પરિઘ (શસ્ત્ર). ૮ યમદૂત. ૯ આયુષ્માન. ૧૦ વ્યાઘાત. ૧૧ સાધ્ય. ૧૨ છેલ્લુ (રાં) વૈધૃત. ૧૩ વિષ્કુંભ (ઝેરનો ઘડો) ૧૪ ગંડ (ગાલ) ૧૫ અતિગંડ (મોટાગાલ) ૧૬ સિદ્ધિ. ૧૭ પ્રીતિ. ૧૮ વ્યતીપાત (ભારે દુઃખ) ૧૯ સુકર્મા. ૨૦ સૌભાગ્ય (સુખ) ૨૧ વરીયાન (શ્રેષ્ટ) ૨૨ ધૃતી (ધૈર્ય) ૨૩ સિદ્ધિ. ૨૪ શલ. ૨૫ શિવ. ૨૬ હર્ષણ (આનંદ) ૨૭ શુભ (સુખ અથવા તેજ) ૨૮ બ્રહ્મ.

૨૯છવિસમાં સરખાને દુર્લભ, જયે વૈભવ તે તુજનેં મળે;
કૃષ્ણરામ કહે યોગ સમજતાં, યોગ થયેથી વિયોગ ટળે. ચો. ૮
વિ૦ ૧૪ પા૦ ૮.

## કીર્તન ૨૫૩ મું.

દેશી દેશ

કિંકરનેં કરૂણા કરો, હોકૃષ્ણજી, આપો અભયપદ દાંન;
અરજી કરૂં તે ઉરે ધરો, હોકૃષ્ણજી, કેશવ ધરીને કાંન. ૧
કઇંક કલ્પથી હું આથડયો, હો કૃ૦ વિવિધ ધરીનેં વેશ;
આ અવસર આજ સાંપડયો, હો કૃ૦ રંગ થવા રૂષીકેશ. ૨
માનવ દેહ કયાંહાંથી મળે, હો કૃ૦ ચકતાં ચોરાશી લક્ષ;
ભાગ્ય એહેવું ત્યાહારે ભળે, હો કૃ૦ જો પ્રભુજી કરો પક્ષ. ૩
આ *અજનાંભનેં આંગણેં, હો કૃ૦ દુર્લભ માનવ દેહ;
સુર સરખાંને નવ્ય બને, હો કૃ૦ આપ્યો મુંનેં તમે તેહ. ૪
ભાંમણેં જાઉં ભગવંતનેં, હો કૃ૦ શ્યા શ્યા ગણાવું ગુણ;
ઉત્તમ વરણ અસંતનેં, હો કૃ૦ કૃષ્ણ વિના કરે કુંણ. ૫
જન્મ થકી જંજાળમાં, હો કૃ૦ મળવા ન દીધું મંન;
કુટિલ કલી તણા કાળમાં, હો કૃ૦ જાળવી લિધો હું જંન. ૬
વિમલ વિદ્યાઓ શિખવી, હો કૃ૦ જેથી જણાયે તત્વ;
નિત્યેં કળા જગવી નવી, હો કૃ૦ શુદ્ધ જગાવ્યું સત્વ. ૭
કેવળ કર્ણથી કરાવિયું, હો કૃ૦ કૃષ્ણકથા મૃત પાંન;
ધારણા દ્વારા ધરાવિયું, હો કૃ૦ સહજ જગાડિ સાંન. ૮
દૂર રાખ્યો દુષ્ટ સંગથી, હો કૃ૦ આદરાવ્યો ન અધર્મ;
અકળાવ્યો ન અનંગથી, હો કૃ૦ ચિત્તે ઠરાવ્યું ન ચર્મ. ૯
વિમળ વિકાશી વાણિનેં, હો કૃ૦ કિર્ત્તન કરાવા કાજ્ય;
તૃષ્ણા ન જાયે તાંણિનેં, હો કૃ૦ રાગ રોષનેં રાજ્ય. ૧૦
સંગત્યેં જે જન મેળવ્યા, હો કૃ૦ હૃદયેં ઠરે જયહાં રંગ;
ભૂલ્યા હતા પણ ભેળવ્યા, હો કૃ૦ સાધવાનેં સતસંગ ૧૧
ત્રિવિક્રમ તેહેને તારજયો, હો કૃ૦ નાથ નિભાવજયો નાંમ;
વિઘ્નના પંથનેં વારજયો, હો કૃ૦ હૃદયે રટાવજયો રાંમ. ૧૨
કરણી ન જોશ્યો કોઈની, હો કૃ૦ કેશવ કરૂણા નિધાંન;

---

૨૯ ઇંદ્ર. * ભરતખંડ.

મમતા તજાવજ્યો મોહિની, હો કૃ૦. અલગું કરી અભિમાંન. ૧૩
દૈવત દિલ દેખાડજ્યો, હો કૃ૦ શ્રદ્ધા સથાવજ્યો સત્ય.
કલબલમાંથી કહાડજ્યો, હો કૃ૦ વેગળી કરીને વિપત્ય. ૧૪
ધારણા નિજની ધરાવજ્યો, હો કૃ૦ અલગું ખશેડી આવર્ણ;
સ્થિર સહુના ઠરાવજ્યો, હો કૃ૦ ચિત્ત તમારે ચર્ણ. ૧૫
અનાયાસથી આપજ્યો, હો કૃ૦ સ્વલ્પ શ્રમે પ્રારબ્ધ;
દાસની પક્તિમાં સ્થાપજ્યો, હો કૃ૦ લક્ષ કરાવિને લબ્ધ. ૧૬
આપના માંની ઉદ્ધારજ્યો, હો કૃ૦ હેતે ઠરાવિને હાંમ;
તેને પૂણ્યે મુંને તારજ્યો, હો કૃ૦ કરગરી કહે કૃષ્ણરાંમ ૧૭

વિ૦ ૧૪, પા. ૧૧

## કીર્તન ૨૫૪ મું.

### દેશી ફેર.

અજી કાં ન બોલો માહારા દીન દયાલ હે. ધૃ.
કુણ કેણ દીનથી હું અરજી કરૂં છું;
ઉત્તર ન આપો અજી કૃષ્ણ કૃપાલ હે. અ. ૧
કૃપણ વત્સલ કેહેવાઇ હવે હરે,
રમાપતિ કાં થયા છો આવડા રિસાલ હે. અ. ૨
સાધન સાહામું હવે શું જુવો શ્રીધર;
કુટિલ આવ્યો છે આતો કલિનો કાલ હે. અ. ૩
શરણાગતની સાર ન કરો તો,
ગિરિવરધારી તમને લાગશે ગાળ હે. અ. ૪
ગુણ અવગુણ નવ્ય જોઇએ ગરિબના;
શરણ આવ્યાની લીજે સહજ સંભાળ હે. અ. ૫
કૃષ્ણ કૃપા કરી કૃષ્ણરાંમની,
પીડા નિવારી પ્રભુ કીજે પ્રતિપાલ હે. અ. ૬

વિ૦ ૧૪, પા૦ ૧૩

## કીર્ત્તન ૨૫૫ મું.

### દેશી ફેર.

હવે સ્નેહ નજર કરો નાથજી,
અમે આપના કેહેવરાવિરે. હવે. ધૃ. ૧

આપ તમે બાળ્યકને સંભાળો,
હરે હાથ પકડિયે આવિરે. હવે. ૨
નિર્બળ જાણિને નાથ નિભાવો,
તમે બલવંત બિરૂદ બતાવીરે. હવે ૩
સમર્થ જાણિને શરણ આવ્યા અમે,
હવે હાશિ અમારિ ન ચ્યહાવીરે. હવે. ૪
જોઇ ઘણા ઘણા અવગુણ અમથી,
રખે નાથજી રેહેતા રીસાવીરે. હવે. ૫
રાંકોને મૂકો રઝળતાં રખે હરી,
તમે કરૂણાનિધાન કહાવીરે. હવે. ૬
અર્ભકને અથડાતાં જાણી,
હવે બાંહ્યે પકડીયે બોલાવીરે. હવે. ૭
સંકટ છુટે સહજ અમારાં,
તેહેવું સાધન દીજે સધાવિરે. હવે. ૮
તાપ ત્રય જ્યમ ટળે અમારા,
તેહેવિ કૃષ્ણ કથા સુધા પાવિરે. હવે. ૯
હરખ ઘણે હરી ગુણ ગવરાવો,
જડ વાણિનું જાડ્યતા જાવિરે. હવે. ૧૦
સ્મરણ રખાવો શ્રીધરજીનું,
હડ્ય હાની અમારી હડાવિરે. હવે. ૧૧
અદ્રષ્ટ દીજીયે અનાયાસથી,
ચિત્ત વૃત્તિયો વિમલ કરાવિરે. હવે. ૧૨
કષ્ટ દૂર કરી કૃષ્ણરામને,
તમે નર હરિ લીજે નિભાવિ રે. હવે. ૧૩

વિ૦ ૧૪, પા૦ ૧૪.

## કીર્તન ૨૫૬ મું.

દેશી ફેર.

હાંરે વાહાલા કૃષ્ણ, કરૂણાનિધે આવિયે;
હાંરે દેવદરશન દિવ્ય દેખાવિયેજીરે ફે. ૧
હાંરે તમે ચ્યતુર થઇ રખે ચુકતા;
હાંરે મજ રંકને વિસારી રખે મૂકતાજીરે. ફે. ૨

હાંરે રખે જોતાં કૃપણુ તણા કરમને;
હાંરે હવે નાથજી નિભાવો નિજ ધરમનેંજીરે. કૃ. ૩
હાંરે અમે જયે જયે કરયાં કરમ કારયમાં;
હાંરે તેણેં સંકટ સહ્યાં સંસારમાંજીરે. કૃ. ૪
હાંરે અમને માયા તમારીયે મરદિયા
હાંરે હતા દિવ્ય તે કરયા બહુ દરદિયાજીરે. કૃ. ૫
હાંરે એણિયે ઉલટો અધ્યાસ મનાવિયો;
હાંરે પછી દાખની વસ્તો બનાવિયોજીરે. કૃ. ૬
હાંરે વાલા વિઠલનાથ વિસરાવિયા;
હાંરે ઠઠી ઠગબાજીમાં ઠરાવિયાજીરે. કૃ. ૭
હાંરે ખોટા નજરબંધીના ખેલથી;
હાંરે મલિન કીધા માયાના મેલથીજીરે. કૃ. ૮
હાંરે અંગોઅંગે અનંગ ઉપજાવિયો;
હાંરે ભ્રમેં ભટકયાનો માર્ગ ભજાવિયોજીરે. કૃ. ૯
હાંરે માન્યાં મિથ્યા સબંધીનેં મેળવ્યાં,
હાંરે ઘણે કષ્ટેં કરિ તે અમે કેળવ્યાજીરે. કૃ. ૧૦
હાંરે કશી નાંખ્યા કનક તણેં કામણેં,
હાંરે સાંન નાવવા દીધી શિખાંમણેંજીરે. કૃ. ૧૧
હાંરે ધ્રુબ્ય મેળવ્યા ધુરતના સંગથિ,
હાંરે રોળી નાંખ્યા રામાઓના રંગથી જીરે. કૃ. ૧૨
હાંરે સર્વે મેળવ્યાં પદાર્થ તે કારયમાં,
હાંરે ગુંદિ નાંખ્યા ગંદાઈ તણી ગારયમાં જીરે. કૃ. ૧૩
હાંરે જન્મ મરણુ તણાં જંજાળથી,
હાંરે અતી અથડાવ્યા કઈ આળથી જીરે. કૃ. ૧૪
હાંરે કષ્ટ કહિને બતાવું કેટલાં,
હાંરે તમે જાણોછો થાય છે જેટલાં જીરે. કૃ. ૧૫
હાંરે જ્યારેં અવસર આ તમે આપિયા,
હાંરે અમે શરણુ આવ્યા તાપ તાપિયા જીરે. કૃ. ૧૬
હાંરે શરણ આવ્યાની લાજ હવેં રાખિયે,
હાંરે હવેં પાછા પટકતા ન નાંખિયે જીરે. કૃ. ૧૭

હાંરે માહારા મનના મનોરથને જાંણજ્યો,
હાંરે કૃપા કૃષ્ણરામ ઉપર આણજ્યો જીરે. કૃ. ૧૮

વિ૦ ૧૪ પા. ૧૬

## કીર્त्तન ૨૫૭ મું.

### દેશી ફેર.

હારે કૃપાનિધિ કેશવા, માહારા મનની તું જાંણ્ય;
પીડા પૂરી કરય પ્રિયતમા, તાત થઇને ન તાંણ્ય. હો. ૧
તુંતો એક અનાદિ અકળ ગતી, માહારી વાહારે આવ્ય;
સમાચાર સોહામણા, કાંઇ કેશવ કાહાવ્ય. હો. ૨
તુંતો અશરણ કેરા શરણ છે, અધમોનો ઉદ્ધાર;
પતિત પાવન પુરૂષોત્તમા, શીઘ્ર કરય માહારી સાર. હો. ૩
એક ભારે ભરૂંસો તાહારો, માહારા પ્રાણજીવંન;
ચરણ શરણ હું આવિયો, સૂંપિ તન મન ધંન. હો. ૪
માહારા જ્યે અપરાધ અતી ઘણા, માફ કરય તે મુરારિ;
નજર ભરી મુંને નિરખ્ય તૂં, રખે મૂકે વિસારિ. હો. ૫
માહારા તાપ ત્રિવિધના શમાવિયે, કરી કરૂણા કટાક્ષ;
દીન દયાલ તૂં દેવ છે, તેની શાસ્ત્રોમાં સાક્ષ. હો. ૬
હવે શાંને ભમાવે છે સાંમળા, કૃપાસિંધુ કેહેવાઈ;
કેહેને હું કહું કરૂણાનિધે. મન રહે અકળાઇ. હો. ૭
હાથી આપીને દાનમાં, હવે અંકુશ સાટ;
કાં તૂં કરાવે છે કલ્પના, ઉર માહારે ઉચાટ. હો. ૮
મુંને ખસતો ન મૂકીશ ખલ ગણી, હુંતો તાહારો છું દાસ;
શરણાગતની લાજને, રાખજે શ્રીનિવાસ. હો. ૯
તુંતો મંગલકારી છે માધવા, ઘણો ગરિબ નિવાજ;
કાલાવાલા કૃષ્ણરામના, માની લ્યે મહારાજ. હો. ૧૦

વિ૦ ૧૪, પા. ૧૯

## કીર્તન ૨૫૮ મું.

### દેશી ફેર.

આવો માહારા આત્મબંધો, ગોવિંદા ગિરધારીરે,
કમળાનાયક કરૂણાસિંધો, મધુસુદન મુરારીરે. આ. ૧

વિશ્વંભર વિશ્વાંતરયામિ, વિશ્વનાથ વરદેશરે;
કોટિ કોટિ બ્રહ્માંડોત્પાદક, રમાનાથ રૂષિકેશરે. આ. ૨
સત્ય સચ્ચિદાનંદ નિર્ગુણ, સકલ ગુણાકર શ્રેષ્ટરે;
વશ્યમાય મહા વિઘ્નનિવારક, પ્રાણિ માત્રના પ્રેષ્ટરે. આ. ૩
ધરમનિભાવન ધરમ સ્વરૂપી, ગૌબ્રાહ્મણ પ્રતિપાલરે;
ગોપીજન વલ્લભ ગોકુલપતી, કેશવ પરમ કૃપાલરે. આ. ૪
અવિનાશી અખિલોના સાક્ષિ, પુરૂષોત્તમ પરબ્રહ્મરે;
શરણાગત વત્સલ સુખદાતા, સગુણ સ્વરૂપી રમ્યરે. આ. ૫
અચિંત્ય શક્તિ અવ્યય અચ્યુત, માધવ મંગળ રૂપરે;
ગદા સુદરશન શારિંગધારી, અખંડ કીર્ત્તિ અનૂપરે. આ. ૬
સચરાચરવાસી સર્વોત્તમ, સમર્થ કરવા સર્વરે;
અધમોદ્ધારણ કષ્ટનિવારણ, અકુંઠ ધામ અગર્વરે. આ. ૭
કિંચિત્કરૂણા કટાક્ષ કરિયે, ગરિબને ગરિબનિવાજરે;
અલબેલા હવે આળસ તજીયે, કૃષ્ણરામને કાજરે. આ. ૮

વિ૦ ૧૪, પા. ૨૧

## કીર્તન ૨૫૯ મું.

### દેશી ફેર.

નમું નમુંરે, નરહરિ નાથને, નિત્યે નમુંરે;
ખમું ખમુંરે, આવડું દુઃખ કયહાંલગી ખમુંરે. ધૃ. ૧
રમાનાથ હવે કરીને રીઝ,
બાળિયે સકળ સંચિતતણાં બીજ. નમું. ૨
પ્રારબ્ધ કર્મતણું જેહ પ્રમાંણ,
પોહોંચાડો પ્રેમ કરી પુરૂષ પુરાણ. નમું. ૩
કૃષ્ણાર્પણ કરાવો ક્રિયમાંણ,
કેશવ કર ધરી કરીયે કલ્યાણ. નમું. ૪
માહારે છે આપ તણો આશ્રય એક,
તરત છોડી નાંખશો તરત જશે ટેક. નમું. ૫
ચૈતનઘન થઈ ચિત્તના ચોર,
બાળક જાંણીને શું કરાવો બકોર. નમું. ૬
ન ગમે મુને ફોકટ દુનેતીના ફંદ,

ચેટક થઇનેં તમેં લાગ્યા ચિદાનંદ. નમું. ૭
હવે નથી રહ્યો હુંતો માહારચે હાથ્ય;
ચકતું ચિત્ત ફરે શ્રીધર સાથ્ય. નમું. ૮
ધરણિધર મુંનેં રેહેતી નથી ધીર,
રમાનાયક માહારી શુંણજ્યો રીર. નમું ૯
રંગ રસિયા વિના રહ્યું નવ્ય જાય,
શ્રીધરજી ક્યાહારે કરસ્યો સહાય. નમું ૧૦
ગોવિંદ શીઘ્ર જ્યમ તારચો ગજેંદ્ર,
ત્યમ મળો કૃષ્ણરામનેં કૃષ્ણચંદ્ર. નમું ૧૧

વિ૦ ૧૪ પા૦ ૨૨

## કીર્ત્તન ૨૬૦ મું.

દેશી ફેર.

માહારિ ભક્ત પ્રિય ભગવાન, હરજી અરજી ધરજ્યો કાન. ધ્રૂ. ૧
કઈ કઈ જન્મ ધરચા મેં કેશવ, આ અવની મોઝાર;
આ અવતાર અનૂપમ આપ્યો, શ્રીધર કરજ્યો સાર. મા. ૨
માત પિતા જ્યમ બાળક કેરી, સહજ કરે સંભાળ;
એમ કરો માધવજી માહારી, પ્રેમ ધરી પ્રતિપાળ. મા. ૩
ભલાપણું શૂં જોશ્યો ભૂધર, જીવતણું યદુરાય,
કરમ કરો બકશીશ કૃપાકર, લાગું તમને પાય. મા. ૪
મજ અર્ભકથી કાંઈ ન ઉપજે, જ્ઞાન ભક્તિ વૈરાગ;
સાધન તે હું સાધિ સકું શૂં, તૃષ્ણા થાય ન ત્યાગ. મા. ૫
અખિલ વિશ્વ આધીન તુમારે, જયેહ કરો તે થાય;
કરૂણાં દ્રષ્ટેં જોતાં કેશવ, જનનૂં દુઃખ તો જાય. મા. ૬
દાન દયાનેં જપ તપ તીરથ, વિવેક વિદ્યા જ્ઞાન;
દયા કરોતો સહેજ્યેં સાધે, કેશવ કૃપા નિધાન. મા. ૭
હું પતીત તમે અધમોદ્ધારણ, બિરૂદની રાખો લાજ;
તાંણા તાંણ્ય ન કરિયે ત્રીકમ, કૃષ્ણરામનેં કાજ. મા ૮

વી૦ ૧૫ પા૦ ૧

## કીર્તન ૨૧૧ મું.

### દેશી ફેર.

આ અવસર આવ્યો, અનૂપમ આ અવસર આવ્યો,
શાસ્ત્ર સંકેતેં ગુરૂના મુખથી, કૃષ્ણ તમે કાહાવ્યો. આ. ૧
કોટિ કોટિ અવતારે ભમતાં, યત્ને કરચે નાવે;
સેહેજ્યમાં તે તમે આવ્યો શ્રીધર, સદ્‌ગુરૂ સમજાવે. આ. ૨
ભાગવતગીતા વસ્તુ ભણાવી, યોગી જેનેં જાણે;
ત્યમ હવેં કર પકડો માહારો તારક, તત્ક્ષણ આ ટાંણે. આ. ૩
પ્રીતિ કરી તો પૂરણ કરિયે, વિઠલજી વારૂં;
આથડાવો ન હવેં તમે ઇશ્વર, સ્વલ્પ તણેં સારૂ. આ. ૪
સમજી જોજો શાંમળિયા મનમાં, કેહેવું મુંને ન ઘટે;
માહારે તમારે મેળ કરો હરી, પ્રેમ રખે પલટે. આ. ૫
જ્યહાં જ્યહાં જન્મ ધરૂં ત્યહાં પડશે, આવવું તો તમનેં;
સંગે દુઃખ જશે બે જણનાં, કર ધરતાં અમનેં. આ. ૬
અન્નાછાદન સહજ ચલાવો, ભજન પડે નહિ ભંગ;
કૃષ્ણરામને કૃષ્ણ કૃપા કરો, રાખો બિરૂદનો રંગ. આ. ૭
વિ૦ ૧૫, પા૦ ૧

## કીર્ત્તન ૨૧૨ મું.

### દેશી ફેર.

આવો હરિ નાથ માહારા, પ્રેમીના પ્રાણ પ્યારા. ધ્રૂ. ૧
કઇ પ્રકારે અરજી કેશવ, ગવરાવિ ત્યમ ગાઇ;
સાંભળતા નથી કાં સાંમળીયા, શું રહ્યા સંતાઈ. આ. ૨
જોતા હશો જગજીવનજી, ત્રીકમ માહારો ટેક;
મજ સરીખા તમનેં ઝાઝા, માહારે તો તમે એક. આ. ૩
વ્યાસજીના વાક્ય શુણિ, મેં ધરચો વિશ્વાસ;
જેહેવો તેહેવો હું તમારો, દામોદર છું દાસ. આ. ૪
અજામિલ ઉદ્ધારતાં હરી, કાં ન જોયા કરમ;
આજ મુનેં ઉદ્ધારિ લેતાં, શે આવે છે શરમ. આ. ૫
કેટલે નાશી જાશો કેશવ, મન માહારાથી દૂર;
કઉતુક કરવું મૂકિ દેઇનેં, નાથ બતાવો નૂર. આ. ૬

અંતરયામી આવવું પડશે, જ્યહાં જઇશ ત્યહાં સંગ;
શોકયની સાથ્યે ભાગશેં તેહેમાં, શ્યો કમાશ્યો ઢંગ. આ. ૭
દેવ તમારૂં બળ દેખાડો, નીડર થવા નાથ;
કૃષ્ણુરામ તણો ધરો, હરજી હેતેં હાથ. આ. ૮

વિ૦ ૧૫, પા૦ ૨

## કીર્તન ૨૧૩ મું.

### દેશી પ્રેર.

દરશણુ દીજીયે દયાળા. ધૃ.
મદન મોહન મહા માયી માધવ, વિઠલ વઇકુંઠવાળા. દ. ૧
મેહેર કરો મધૂસૂદન મુજનેં, ગૌ બ્રાહ્મણુ પ્રતિપાળા. દ. ૨
યત્ન અજાંણ્યે કરયાં તોહે યમના, પાછા ફરયા નહિ પાળા. દ. ૩
સદ્ગુરૂ શરણુ ધરયા બિન કોથી, કળ્યા ન જાઓ તમે કાળા. દ. ૪
હારી શરણુ હવેં આવ્યો હું હરજી, ચકવા તજીનેં ચાળા. દ. ૫
માધવનો થયે માંમ જશેતો, હસશેં હરામિ હાલા. દ. ૬
દાસના દોષ ધરીનેં દિલમાં, ત્રિકમ ન દીજીયે ટાળા. દ. ૭
સચ્ચિદાનંદના સ્મરણુ થકે કઈ, સઘ સુધરી ગઈ શાળા. દ. ૮
તિલક ધરયું મેંતો શરણુ ત્રિકમનું, માધવ નામની માળા. દ. ૯
કિંકર જાણિ કૃષ્ણુરામની, યદુપતિ ઓલ્હવો જ્વાલા. દ. ૧૦

વિ૦ ૧૫ પા૦ ૭

## કીર્તન ૨૧૪ મું.

### દેશી પ્રેર.

આવો આળસ તજીનેં અવિનાશરે, છેડલો હું નહિ છોડું;
દીનબંધુ તણો થઈ દાસરે, દસો દિશ નહિ દોડું. ધૃ. ૧
ગરીબનીવાજ કેહેવાઇ ગોવીંદજી, દાસના દોષ શું વિચ્ચારોરે;
પોતાનું બીરૂદ પેખી પુરૂષોત્તમ, શરણાગતનેં સુધારોરે. છે. ૨
અન્યોમાં ભાસે તે અવગુણુ મારા, બીજાનો કાંઈ નથી વાંકરે;
અણુવિશ્વાસી આભ્યંતર મારૂં તેથી, વળિયો છે આડો આંકરે. છે. ૩
અનન્યતા ઉપજાવો મન માહારે, ભ્રાંતિ ભમણુ જેથી ભાગેરે.
સંત પુરૂષનોસંગ સધાવો જેથી, જાંણ્ય જીવનજીનિ જાગેરે.છે. ૪
શઠજન કેરા સંગ કરે માહારૂં, માન ઘટે છે મોડાતુંરે;

કષ્ટ જાણ્યૂં પણ કૃષ્ણ કૃપા વિના, મજથિ તે નથી છોડાતુંરે. છે. ૫
માનવ જન્મ મહાન તેમાં વળી, દુર્લભ બ્રાહ્મણ જાતીરે;
હાઓ આવ્યો પણ હું દુર્બળથી, તૃષ્ણાનિ તંતૂ ન તજાતીરે. છે. ૬
વિશ્વંભરનો ભરૂંસો ન ઉપજે, અલ્પ મતી હું એહેવોરે;
જાડ્યતા જલધિયેં ડુબુછું હું હવે, હાથ હરિ માહારો એહેવોરે.છે.૭
કો આગળ કૃપાસિંધો પુકારૂં, કૃપણ હું કયહાં કરૂં અરજીરે;
કૃષ્ણરામ તણું કષ્ટ નિવારો, સાહાય કરીનેં શ્રીધરજીરે. છે. ૮

વિ૦ ૧૫, પા. ૧૦.

## કીર્ત્તન ૨૬૫ મું.

### દેશી ફેર.

સેવકની શુણો વીનતીરે, કેશવ કમળા કાંત. હરે હરે;
આતુરતા થઈ છે અતીરે, શમલેં કરયો છું હું શ્રાંત. હરે હરે. ૧
વસ્તુ સેવા મુકી વેગળીરે, દુઃખદાયિ સેવ્યો મેં દામ. હ.
મલિનતા મન માંહે મળીરે. હૃદયે રહ્યા નહિ રામ. હ. ૨
હું માહારાનિ હઠયેં થકીરે, આવિ અવિદ્યાનિ આડ્ય, હ.
બડબડ કઇ વિધની બકીરે, રાગ રોષે કરી રાહાડ્ય. હ. ૩
ચિંતન પંથે ન ચાલિયોરે, વિસારીનેં વિશ્વનાથ; હ.
મોહ મુમતથિ હું માહાલીયોરે, હઇયું રહ્યુ નહિ હાથ. હ. ૪
શાસ્ત્રનિ શીક્ષા ન સાંભળિરે, વારૂ વિચારયા ન વેદ; હ.
ટીખળ બુદ્ધિ નથી ટળીરે, ભાશિ રહ્યા છે ભેદ. હ. ૫
જોખ્યમ જન્મ મરણ તણારે, કાલ કરમને સ્વભાવ. હ.
ઘણિ ઘણિવાર ભોગ્યા ઘણારે, દિલથી ચુકીને દાવ. હ. ૬
અશરણ કેરા શરણનીરે, પ્રીછિ લહી નહિ પેર; હ.
ઇશ્વરના આચરણનીરે, લક્ષ્યે લહી નથી લેહેર. હ. ૭
જંજાળે જન્મ ગયો વહીરે, વિષયનો કરતા વિનોદ; હ.
નાથનેં માહારા માન્યા નહીરે, મિથ્યાનો માનીને મોદ. હ. ૮
નાથ નિહાળો ન્યેહેં કરીરે, કરૂણાનિધાન કિરતાર; હ.
સેવા સેવકથી નથી સરીરે, અપરાધી છું અપાર. હ. ૯
પતિત પાવન શુણિ નાંમનેરે, આવ્યો છું ચરણને શરણ. હ.
માધવ રાખો માહારિ માંમનેરે, અળગુ અશોકી આવરણ. હ. ૧૦

એક તમારો છે આશરોરે, બિજુ નથી કાંઈ બલ; હ.
કૃષ્ણરામને કૃપા કરોરે, કૃષ્ણજી કાપો કલિમલ. હ. ૧૧
વિ૦ ૧૫ પા૦ ૧૩

## કીર્ત્તન ૨૬૬ મું.

કૃષ્ણચંદ્રજીરે, જે થશે અનુકુળ, દાસ ભાવેં ભજી;
એકોત્તર શતરે, તેહેના તરશેં કુળ, ભવ ભ્રમનેં તજી. ૧
જગત્ જુઠુંરે, શ્રીપતિ છે સત્ય, એવું જયે મન લહે;
તેના કુળનીરે, તરવાની વિગત્ય, ક્રમથી શાસ્ત્ર કહે. ૨
પિતૃપક્ષનાંરે, તરે કુળ ચોવીસ, સસરાના ષોડશ;
માતુલ તણાંરે, તરશેં કુળ વીસ, દુહિતાના દ્વાદશ. ૩
ભગની તણાંરે, એકાદશ સ્પષ્ટ, દશ તે કુળ ફઈનાં;
નિજ માશીનાંરે, કુળ તરશેં અષ્ટ, પૂર્વે તરયાં કઈનાં. ૪
એહેમાં જયે જયેરે, નહિ હોયેં વર્તમાન; તે પૂર્વનાં કહિયે,
કૃષ્ણરામનેંરે, કૃષ્ણ વસો નિદાન, હિતકારી હઇયે. ૫
વિ૦ ૧૨, પા. ૧૫

## કીર્તન ૨૬૭ મું.

### દેશી ફેર.

સચરાચરના વાસી, સુણજ્યો સર્વજ્ઞ,
હું અવળો અધ્યાસી, અપરાધી અજ્ઞ;
માટે હું ભવજલમાં, મમતાયેં મગ્ન,
કાંઇ ન સમજું કળમાં, લાગ્યે કયમ લગ્ન. સ. ૧
આ તનુ ઇશે આપી, માનુષિ મહાંન,
આતુરતા અદ્યાપી, નવ્ય મિટે નિદાંન;
શ્રેષ્ટ કેહેવાયા સારૂં, ભાસે કયમ ભાંન,
તરૂં અને કયમ તારૂ, નિજ પરાભિમાંન. સ. ૨
વિદ્યા વિશદ ભણાવી, કેહેવરાવ્યો વ્યાસ,
કઇનેં પ્રીતિ જણાવી, મેલ્યા મજ પાસ;
તે જાંણેં મુંને આતો, હશેં હરિના ખાસ,
વિમલ સુંણીનેં વાતો, ધરતા વિશ્વાસ. સ. ૩
પણ હું પોપટ સરખો, વરણું વેદાંત,
પ્રભુજી સઘળું પરખો, ઉર દાંત અદાંત;

માહિલું મન તો મેલું, શમલો ચે શ્રાંત,
દાગ શેષે રંગેલું, રહે નહિ એકાંત   સ. ૪
પૂછે પ્રીતિ કરીને, જન ભાવી વાત,
હું શું કહું વિસ્તરિને, આપે અજ્ઞાત;
પરોક્ષ્યની શું પ્રીછું, વેદેમી વિખ્યાત,
પ્રભો પ્રતીતિ ઇચ્છું, માટે સાક્ષાત્.   સ. ૫
જયે થયું નેં જયે થાશે, જયે થાય છે આજ,
એ સઘળું ઓળખાશે, માધવ મહારાજ;
જો મજથી જન જાંણે, નિજ નિજનાં કાજ,
તો મર્યાદા આંણે, લોપે નહિ લાજ.   સ. ૬
ઉદય કરો જો આપેં, ઐશ્વર્ય અકલ,
તો તે તેજ પ્રતાપેં, વશ હોયે સકલ;
પછી ન કોઇ પાડે વૈગુણ્ય વિકલ,
કળ ઉઘડી તે કાહાડે, મલિનોના મલ.   સ. ૭
તો આ સઘળાં શોભે, આપ્યાં જયે અઘ,
નહિતર કામે લોભેં, ઉલ્લંઘી હદ;
લક્ષ કરીને ધારો, આપે અનવદ્ય,
આ અવસર ઉગારો, સેવકને સદ્ય.   સ. ૮
કેશવ કરૂણા કીજે, દીન જાંણી દેવ,
પૂર્ણ પ્રતીતિ દીજે, સ્વામી સ્વયમેવ;
ઓળખ્યામાં જ્યમ આવે, તારકની ટેવ,
ભ્રાંતિ મિટયેથી ભાવે, શ્રીધરની સેવ.   સ. ૯
અધર્મ કાંઇ ન ઉઠે, ઉરમાંહે એક,
પ્રતીતિ પામ્યાં પૂઠે, નાંસે અવિવેક;
આપે આપ ઉખડશેં, ત્રૈવિધના ટેક,
જ્ઞાનચક્ષુ ઉઘડશે, ઉરમાંહે અનેક.   સ. ૧૦
એમ કરો અવિનાશી, જ્યમ વાધે રંગ,
વૃત્તિયો સર્વ વિકાશી, પાંમે નહિ ભંગ;
સખા સર્વની શુદ્ધિ, કરો અંગો અંગ,
કૃષ્ણરાંમની બુદ્ધિ, જ્યમ રહે અસંગ.   સ. ૧૧

વિ૦ ૧૫ પા૦ ૧૬

## કીર્તન ૨૬૮ મું.

### દેશી ૯૨.

હરે કહું કેટલી વાર, અધમોદ્ધાર, સ્વામી શ્રીધરજી,
હરે અશરણના શર્ણ, સુણજ્યો કર્ણ, આતુરની અરજી. ૧
હરે છો પરમ કૃપાલ, દીન દયાલ, જીવ દયા જાણો.
હરે આ ભવ જલમાંહ્ય, પકડો બાંહ્ય તાત શખે તાંણો. ૨
હરે હું જીવું શુન્ય, પૂરવ પૂણ્ય, પાખે પીડાતો;
હરે નહિ સાધન સાંન, ગોવિંદ ગાંન, ગમ્ય વિના ગાતો. ૩
હરે અંતર સાક્ષિ, કરૂણાક્ષિ, કરિને કાંઇ ન્યાહાળો;
હરે જણવીને જવાપ, ત્રિવિધતાપ, તનુજ તણા ટાળો. ૪
હરે છો આશ્રય એક, પરમ બિવેક, કરિને મેં જોયું;
હરે થઇ વિષય ધિન, જાંણ્ય વિહીન, આયુષ મેં ખોયું. ૫
હરે આ માનવ દેહ, આપ્યો તેહ, સ્વામી સફલ કરો;
હરે હું દાસ ઠરીશ, જો મજ શીશ, નિજ કર પદ્મ ધરો. ૬
હરે માહારા અપરાધ, જેહ અગાધ, તે મન નવ્ય ધરશો;
હરે થઇને અપરોક્ષ, વિયોગ મોક્ષ, કયાહારે હવે કરશો. ૭
હરે હું જોઉંછું વાટ, ઉર ઉચ્ચાટ, નિત્ય નવા વ્યાપે;
હરે છો માહારા ઇષ્ટ, અખિલા નીષ્ટ, તુમ બિન કુણ કાપે. ૮
હરે જે મરદે મોહ, પડચે વિછોહ, તે સબળો સાલે;
હરે પરવણિયો પંચ, ખસે ન રંચ, મનમાં તે માહાલે. ૯
હરે હું મેલો મંન, શ્રોતા જંન, ને શું શુદ્ધ કરૂં;
હરે જો આપો લક્ષ, કરિને પક્ષ, તો તારીને તરૂં. ૧૦
હરે ઉઘાડો ગમ્ય, હૃદયે રમ્ય, પૂર્વ પ્રતીતિ દેઈ;
હરે આપી વિશ્વાસ, મુજને દાસ, કહો અંકમાં લેઈ. ૧૧
હરે આ સઘળા લોક, તેમની ટોક, હું નવ્ય સકું સહી;
હરે શૂં જણજું જોર, કોયનો તોર, ચિત્તમાં ચાલે નહિ. ૧૨
હરે છો ગરિબનિવાજ, માહારી લાજ, રંક લહી રાખો;
હરે મુજને લહિ રંક, થવા નિઃશંક, ભાવિ સકલ ભાખો. ૧૩
હરે સર્વજ્ઞ અકલ, તમને ખલ, જન તે શું જાણે;
હરે આપે અભિમાન, કરે નિદાન, તે અંતર આંણે. ૧૪

હરે છો પૂર્ણાનંદ, માહારા ફંદ, તમ લહી ત્રોડો;
હરે હું શા ગુણગાઉ,મન અકળાઉ, પરોક્ષ્ય કાં પોહોડો. ૧૫
હરે હું છું અલ્પજ્ઞ, તમને તજ્ઞ, શું ગાઉ મન લાજ્યે;
હરે દોડો તત્કાળ, કૃષ્ણ ગોપાળ, કૃષ્ણરામ કાજ્યે, ૧૬
વિ૦ ૧૫ પા૦ ૧૯

## કીર્તન ૨૬૯ મું.

### દેશી ફેર.

કાં ન બોલો કરૂણાનિધે, સાંમળિયા સુજાણરે,
કેશવજી કલ્યાંણ, છાંના કાં રહોરે;
છાંનો રહે તે હોય છબીલા, ચિત્તતણો ચોરરે,
માથે ત્યારે મોર, નુપર કાં વહોરે. ૧
અનિમિષના જો આધિનમાં, હશો જગજીવંનરે,
શાંને સુદરશંન, ત્યારે કર ધરોરે;
લક્ષ્મીજીના લલચાવ્યા જો, બેઠા હશો ધાંમરે,
ત્યારે તે નિષ્કાંમ, નાંમ પરિહરોરે. ૨
કો એક દેશે બેઠા હશો, જો થઇને ઉદાસીરે,
ત્યારે સર્વાવાસી, તમને કુણ કહેરે;
જો તમને કાંઇ લાગ્યો હશે, કોય વસ્તુનો ફંદરે,
ત્યારે પૂર્ણાનંદ, નામ કયમ રહેરે. ૩
જોતા હશો બ્રાહ્મણોની જો આ વાંકી ટેવરે,
તો બ્રહ્મણ્ય દેવ, નામ કાં ધરયુંરે;
દાસજનોનાં જોશ્યો જ્યાહારે, માંહિલાં મેલાં મંનરે,
તો પાપિ પાવંન નાંમ કાં વરયુંરે. ૪
જો શરણાગત કેરાં જોશ્યો, સાધનોનાં બળરે,
તો શરણવત્સલ, નાંમ શાંને રાખોરે;
વિશ્વાસી જનોથી રેહેશો, દેવ જો દુર્લભરે,
વિશ્વાસી વલ્લભ નાંમ, શાંને ભાખોરે. ૫
ભક્તજનોને જયારે પીડે, દારિદ્રનો ડરરે,
તો શાંને શ્રીધર, નાંમ સંગ્રહ્યુંરે;
શીશ નાંમે તેને, જયારે પીડે જન્મ મર્ણરે,
તો શાંને શરણ્ય, બિરૂદ સંગ્રહ્યુંરે. ૬

કિંકર જનોના જ્યારે, ભય ન રોયે ભંગરે,
તો શાંને શારિંગ, પકડો પાણિયેરે;
આશ્રિતોની અવિદ્યાને, કરી સકશો મોક્ષરે,
આવો અપરોક્ષ, તો તે જાંણિયેરે. ૭
માહારે તો આધાર તમે, છો અવિનાશી એકરે,
છળશો તે કયમ છેક, શરણે આવ્યાનેરે;
બાપ ધારચા બિરૂદ તે તે, બાળકનેં બતાવોરે,
તનુજનેં નવ્ય તાવો, તાપેં તાવ્યાનેરે. ૮
સેવકે સમર્પિ તમને, અરજીયો અનંતરે,
કૃષ્ણ કરૂણાવંત, કરૂણા કીજીયેરે;
પતિતના પાવન પ્રભો, કાંઇક કરો પ્રીતિરે,
પ્રત્યક્ષ પ્રતીતિ મુજને દીજીયેરે. ૯
પરોક્ષ પ્રતીતિયોથી, નિ:શંક ન થાઉંરે,
ગોવિંદનેં ગાઉં, કોણ ગમ્યથીરે;
કૃષ્ણજીની કરૂણાનેં હું કૃષ્ણરામ ઇચ્છુંરે,
પ્રતીતિ જયમ ઇચ્છું રમ્ય રમ્યથીરે. ૧૦

વિ૦ ૧૫ પા૦ ૨૧,

## કીર્તન ૨૭૦ મું.

### દેશી ફેર.

કૃષ્ણ કૃપાકારે બોલશ્યો કરૂણાથી, હું તો વેગેં જોવું છું વાટ્ય. આવો.
હું તો તનુજ તાણાઉં છું ત્રિગુણાથી, તાતને પુકારૂં તે માટ્ય. આ૦ ૧
માહારા આદિ સખા છો અવિનાશી, જગદીશ્વર જીવન પ્રાણ, આ૦
તમે સર્વજ્ઞ સચરાચરવાસી, કેશવજી પરમ કલ્યાંણ. આ૦ ૨
તમે કર્તું અકર્તું અન્યથા, કરવાને સદા છો સમર્થ. આ૦
મુંને વિષયના વિષની વ્યાપી વ્યથા, તેણે આ વપુ વહેછે વ્યર્થ. આ૦ ૩
ગુણ શાશા ગાઉં ગોપાલના, જે છો અચિંત્ય શક્તિ અપાર. આ૦
કહ્યા કાલાવાલા મજ બાળના, અચ્યુત તે કરો અંગિકાર. આ૦ ૪
માહારી કરણી ન જોશો માધવ, હું તો અજ્ઞાંને છું અજાંણ. આ૦
નથી શકય હું સાધન સાધવા, ઉરે ઉઘડી નથી ઓળખાંણ; આ૦ ૫
પીડે વસમું દુ:ખ વિયોગનું, તેણે કાંઇ પડે નહિ કલ. આ૦

તેહેમાં શું બળ ચાલે ઉદ્યોગનું, માહારાં ઇંદ્રિય આતે સકલ. આ. ૬
દુઃખ દરિયામાં પડિયો દાસને, આપે ઉદ્ધારો અશરણ શરણ. આ.
અવલોકાવો વિશ્વનિવાસને, અળગું કરીને આવણ. આ. ૭
માહારિ અરજ્યો ઉરમાં આણિને, યદુનાથજી કરીયે જવાપ આ.
નિજ જાત પિડાતો જાણીને, બિરૂદાસ કરો તમે બાપ. આ. ૮
સ્વામી સંકષ્ટ જાતું નથી સહ્યું, પ્રિયતમ પોહોડો શું પરોક્ષ. આ.
આ વપુ તણું આસુર્બલ વહ્યું, અજી કાં ન બનો અપરોક્ષ. આ. ૯
તમને કલ્પતરૂ કામધેનું સમા, ચિંતુ ચિંતામણિ સમા જાણિ. આ.
માહારા સર્વાપરાધ કરીને ક્ષમા. રોષ મૂકી દ્યો રથાંગપાણિ. આ ૧૦
જે જનોને આંણ્યા તમે આપેથી, આ સત્ર માહ્યા રૂષિકેશ. આ.
તેતો પીડાતા પેખી પાપેથી, તેને વિમલ કરો વિશ્વેશ. આ. ૧૧
તેના યોગક્ષેમને અનાયાસે, સદા ચાલવો શ્રીશ સુજાંણ. આ.
વિશ્વંભર આપને વિશ્વાસે, તેતો પ્રાંણી ધરિ રહ્યા પ્રાંણ. આ. ૧૨
તેતો નિશ્ચય કરિને નાથને, જયમ જાણી રાકે જયકારી. આ.
સખા સખ્યપણું સર્વ સાથને, દેખાડી દ્યો દેવ મુરારી. આ. ૧૩
સર્વ વાગ્યા શરણ વિશ્રાંમને, શ્રોતા વક્તા જવા ભયભીતિ. આ.
કૃષ્ણચંદ્ર વેગે કૃષ્ણરામને, દીજે પ્રીતિયે પૂર્ણ પ્રતીતિ. આ. ૧૪

વી૦ ૧૫ પા૦ ૨૪

## કીર્ત્તન ૨૭૧ મું.

### ૠશી ફેર.

કઈક કાળથી અરજી કરૂં છું, સખા નથી કાં શુંણતારે. કેશવજી.
વિઠલથી વરદાન વરૂં છું, નાથ કરો નિર્ગુણતારે. કે૦ ૧
વ્યાસ તણાં તે વચન સાંભળી, સમજ્યો શ્રીશ સખાનેરે. કે૦
વરદેશ્વરને યાચું વળી વળી, કાહાડો કરમ કરવાનેરે. કે૦ ૨
કલ્પ કઈકથી કૃષ્ણ તમારૂં, ચિંતન ચૂકી ગયો છુંરે. કે૦
હાર્દ લહ્યા બિન કહિ હું માહારૂં, વિઠલ વિમુખ થયોછુંરે. કે૦ ૩
આજ અનૂપમ આ તનુ આપી, કરૂણા નજર કરીનેરે. કે૦
આવરણે ઘેરચો અદ્યાપિ, હું નવ્ય પ્રીછું હરીનેરે. કે૦ ૪
પરોક્ષ રેહેતાં પરમેશ્વરનો, બલિષ્ટ બોધ ન પાંમુરે. કે૦
અભ્યાસાંકિત અભ્યંતરનો, ધોખો કયસ કરી વાંમુરે. કે૦ ૫

કરૂણા કરી તો પૂરણ કરીયે, ખાસા ન રહે ખામીરે. કે૦
મજ શિર નિજ કરપંકજ ધરિયે, આ સમે અંતર્યામીરે. કે૦ ૬
હું પતિત તમે પતિતના પાવન, મજવડે શોભા તમનેંરે. કે૦
નાથ સદા તમે બિરૂદ નિભાવન, આદરો નિજ ઉદ્યમનેંરે. કે૦ ૭
પારસ કેરી પ્રબળ પરિક્ષ્યા, લોહેં જયમ લક્ષાશેરે. કે૦
એમ અધમોદ્ધારણની ઇક્ષા, અધમ મળ્યે ઓળખાશેરે. કે૦ ૮
લોહ મળે પારસ વિક્રમનેં, જન જોઇનેં જયમ જાંણેરે. કે૦
એમ હું પતિત મળ્યેથી તમનેં, પાવનકારિ પ્રમાણેરે. કે૦ ૯
માટે આ અનુકુળ ઉદ્યમનેં, રખે ચતુર થઈ ચૂકોરે. કે૦
તારકનાથ કહું છું તમનેં, મુનેં ન કરથી મૂકોરે. કે૦ ૧૦
અનાથ બંધો નિજનો અનુભવ, આશ્રિતને ઓળખાવોરે. કે૦
મેહેરબાની કરીનેં મુજનેં માધવ, બલિષ્ટ બિરૂદ બતાવોરે. કે૦ ૧૧
આ અવસર તે આવે કયાંહાથી, ફંદ જવાનો ફરીનેંરે. કે૦
માટે દૂઃખ દાવાનલમાંથી, કાહાડો મૂનેં કર ધરિનેંરે. કે૦ ૧૨
અનેક વિધની ગાઈ મેં અરજી, જયમ પ્રેરી તમે વાંણીરે. કે૦
અજી હઠીલા કાં થાઓ હરજી, મતિ માહારી અકળાંણીરે. કે૦ ૧૩
જગદીશ્વર ઐશ્વર્ય જગાડો, મિટાડી મનના મળનેંરે. કે૦
કૃપા કરીનેં કૃષ્ણ ઉઘાડો, કૃષ્ણરામની કળનેંરે. કે૦ ૧૪

વી૦ ૧૫ પા૦ ૨૭

## કીર્તન ૨૭૨ મું.

દેશી ફેર.

પ્રભુજી પૂર્વે કરતા પ્રેમીની પ્રતિપાલ,
અવ્યય આશ્રિતોને નિત્ય પ્રતીતિ આપતા;
રશિયા આજ થયા છો આવડા કાં રિસાલ,
કેશવ કૃપણ તણાં કાં કષ્ટ નથી કાપતા. ૧
શ્રીધર સેવકોનેં સદા જુવો સમભાવ,
જનનેં કલ્પદ્રુમના સરખા જો કેહેવાઓ છો;
ત્રિકમ અમ તપ્તોના કાં ન મિટાવો તાવ,
વિઠલ વૈકલ્યોથી શાંને વૈષમ થાઓછો. ૨
કેશવ કરૂણાસિંધુ કેહેવાઓ છો કયંમ,

વેદ શાસ્ત્રપુરાણ ઈતિહાસોની વાણિયે,
વિકલ વ્યગ્રધિયોનો વારો જો વિભ્રંમ,
જીવની જાડ્યતા નાસે તો તમને જાણીયે. ૩
અચિંત્ય શક્તિયો છે આપ તણી અનંત,
તે તે ઓળખ્યામાં ક્યમ આવે અમ અજ્ઞાનીને;
અગમ્ય ઈશ્વરતા છે અકલ તણી અત્યંત,
ધણિ તે ધારણામાં નાવે મોહાન્ધા ધ્યાનીને. ૪
જીવન જવનીકાનું જાલ્યમ બાધ્યું જોર,
તેણે કોય ઉપાયેથી કળ ન ઉઘડે;
તનુંને ધ્યાને પ્રગટ્યો હું માહારાનો તોર,
એના માટે અમને આંતરી અવિદ્યા નડે. ૫
કેહે છે કૃષ્ણ કથા જો શુણશ્યો ધારી કાંન,
શ્રદ્ધાથી જો શ્રીધરજી શું પ્રેમ સાધશ્યો;
અવળા અધ્યાસોનાં ખશી જાશે અભિમાન,
તો તો બળવંતીને બોધ બળેથી બાંધશ્યો. ૬
તે સાચું પણ તૃષ્ણા તરંગિણીની તાંણ્ય,
ચરણે ચોટાડવા દે નહિ ચાપલ ચિત્તને;
હરજી પરોક્ષ્ય તેણે અમને હોયે હાંણ્ય,
નિશ્ચય કીધું મેં તો નાથ એ નિમિત્તને. ૭
પરોક્ષ શાંને રહોછો પતિતના પાવન,
મજથિ ડરપો છો શું પાપ તમને બાંધશે;
માધવ મજ ઉપર જો મેહેર આંણો મંન,
સ્વામી સ્નેહ તેણે મજથી સાધશે. ૮
આહાવા ઉદાર થઈને શું જોશો અપરાધ,
તમને શરણે આવ્યા સેવકના સાંમળા;
અલિષ્ટ બિરૂદ કેરા થવા ન દેશો બાધ;
આવી અરભકને લ્યો અંકે મુકી આંબળા. ૯
હરજી હઠ્ય મૂકીને હેતે પકડો હાથ,
આપે અનાથના બંધો માહારો આ સમે;
શ્રીધર જાણે સઘળા જ્યમ શિષ્યનો સાથ,
તવ પદ શરણાર્થિના નિત્યે ત્રાતા છો તમે. ૧૦

અચ્યુત આશ્રિતોનાં આભ્યંતર અકળાય,
દ્રષ્ટે સાક્ષાત જોવાને સુંદર શાંમને;
પ્રત્યક્ષ પ્રતીતિયો પાંમ્યેથી પ્રીતિ કળાય,
કેશવ કહૃથા કયાહારે કરશો કૃષ્ણરામને. ૧૧

વિ૦ ૧૫, પા૦ ૩૦

---

## કીર્તન ૨૭૩ મું.

### દેશી ફેર.

# શિષ્ય હિતાર્થ ઇશ્વર સ્તવન.

શ્રી શ્રીધરજી સુણો વીનતી, કયારે કરશો કરૂણા કટાક્ષરે;
ઉરે અકળામણ થઈ છે અતી, દબાઇ ગયાં દિલનાં દાક્ષરે. શ્રી. ૧
પ્રભો પ્રેરણાયે પ્રાણી પ્રેરિયા, મુને મેળવ્યા જયે માહારાજરે;
ઘણે દુઃખે તે જનને ઘેરિયા, લક્ષ્ય કરી તેહેની રાખો લાજરે. શ્રી. ૨
નંદલાલ તે નિર્બળ ક્યા થયા, ગાભરા થયા ગંગારામરે;
શોભારામ તેમનાથી સૂના થયા, હરજીવનની હઠી હાંમરે. શ્રી. ૩
માહાસુખરામ મનથી હારીયા, ગણુપતરામને થઇ ગ્લાનીરે;
મોતિભાઇને તે માયાયે વારિયા, જકડાઇ ગયા જીવણજાનીરે. શ્રી. ૪
ઘણિ પાસ તે બાપુમેહેતા ઘસ્યા, શુષ્ક થઈ ગયા છે સખી ચંદરે;
જીવણદાસ તે જંજાળે ગ્રસ્યા, હીરાભાઇને તે વળગ્યો ફંદરે. શ્રી. ૫
માહાસુખજાની મનથી વિરમ્યા, દુખે દયાળદાસ દુખાયારે;
ભ્રાંત્યે પાનાભાઇ ફરે છે ભમ્યા, રૂણે હાંસાભાઇ રોકાયારે. શ્રી. ૬
શેવકરામને સંકટે શોકિયા, ભાઇચંદ થયા ભયભીતરે;
બાપાભાઇને માતાયે રોકીયા, ન્યાંહાંનાભાઇને ઉઘડ્યાં નિમિત્તરે. શ્રી. ૭
ઉજમરામ ઉદાસી પાંમીયા, આશારામ ઉર અકળાંણારે;
બાવાલાલપુરિ બળ વાંમિયા, રાજારામ બીખેથી રોકાણારે. શ્રી. ૮
રાયજી શેઠ રૂગ્ણ થયા ઘણા, અમરદાસને થઈ અવલાઇરે;
પ્રાણદાસ દિસે છે પીડાંમણા, ભ્રાંત બિન છે ભવાનીભાઇરે. શ્રી. ૯

ઘરવાલીનું ઘટ સૂનૂ અજી, અતી આતુર થઈ આધારરે;
લાડકુઅેર લક્ષે કાંઈ નીપજી, શામકુઅેરે લહ્યું નહિ સારરે. શ્રી. ૧૦
સાંન કાંઇ સદાશિવને ઉઘડી, દેવશંકર દુખિયા દીસેરે;
ભૂલ્ય કાંઇ ભાગી ભગવાનનિ, હરજીશેઠ શૂં લહિ હિસેરે. શ્રી. ૧૧
બેહેચરદાસ બાણુયા બાવરા, લંઘસે પડ્યા લક્ષ્મીરામરે;
ગણુપતિપુરિ રેહે છે ગાભરા, ખોજાઈદાસ ખોલેછે નાંમરે. શ્રી. ૧૨
હિમંત તે હઠી ગયો રોગથી, હિમંતરામ હારચા દેવાથીરે;
શિવશંકર ત્રાસ્યા ઉદ્યોગથી, હું પણ તપ્યો કષ્ટ કેહેવાથીરે. શ્રી. ૧૩
જયે જયે મળીયા તે દુખિયા મળ્યા, આવ્યા અખિલ તમારે શરણુરે;
ક્ષેમ પંથ ઇચ્છે પણ ખળભળ્યા, કૃષ્ણુચંદ્ર સાંભળજ્યો કરણુરે. શ્રી.૧૪
રમાનાથ રંકો સાંહાંમૂં ન્યાહાળિનેં, અનાયાસે દિજે અન્નાદીકરે;
શરણુવત્સલ બિરૂદ સંભાળીને, બલવીર મિટાવિયે બીકરે. શ્રી. ૧૫
પ્રતીતિ દીજે પૂરણુ પ્રીતિથી, જયમ દાસોનાં દુઃખ ખસે દૂરરે;
રમાનાથને રટિયે જયે રીતિથિ, અમારાં એમ ઉઘાડો ઉરરે. શ્રી. ૧૬
જન્મ જાય છે વહિ જંજાળથી, નથિ મનનેં થાતી નિરાંત્યરે;
કાયા કસાઈ જાય. છે કાળથી, ત્રૂટતી નથી તૃષ્ણાની તાંત્યરે. શ્રી. ૧૭
આહાવો સંત્સમાજ તમે આપિયો, તેતે વેગેં વેરાવા લાગોરે;
સંકટથી સમાજ સંતાપિયો, ભૂધર તેહેની ભાવટ ભાગોરે. શ્રી. ૧૮
વાહાલા વિલંબ ન કરશો હવે, શિઘ્ર દીજે પ્રતીતિ સ્વામીરે;
માટે કૃષ્ણુરામ નિત્ય વિનવે, સ્વામિ શ્રીપતીને શિરનાંમીરે. શ્રી. ૧૯

વી૦ ૧૫ પા૦ ૩૨

## કીર્તન ૨૭૪ મું.

દેશી ફેર

અલબેલાજી આવોરે, સત્વર શ્રીધરજી
મન માહારૂં મનાવોરે, શ્રવણુ ધરી અરજી. ૧
ઇચ્છા મન માહારેરે, દરશન કરવાનિ;
મનોવૃત્તિ દ્વારેરે, વિઠલ વરવાની. ૨
ઉદ્યમ શો કરીયેરે, પાપી અમે પ્રાંણિ;
તમે તારો તો તરીયેરે, અથડાતા જાંણિ. ૩
એહેવો નિર્ણુય જાણીરે, ચરણુ શરણુ રહીએ;

શુણો શારીંગપાંણિરે, કેટલાં દુઃખ કહિયે. ૪
રૂષીકેતો રગડેરે, તાંણા તાંણ્ય કરી;
બેહેકયુ મન બિગડેરે, કોહો કયંમ રાખુ ધરી. ૫
કુબ્જ વિધની કલબલરે, કૃષ્ણ તજી કીધી;
મેતો હાથ્યે હલાહલરે, વિષ વલ્લિ પીધી. ૬
ખલ જનની સંગતીરે, ભ્રાંત્યે મુને ભાવી;
માહારિ મલિન થઈ મતિરે, શીખામણ નાવિ. ૭
ગતિ બેઠો ગમાવિરે, ગોવિંદ નવ્ય ગાયા;
એટલે ઉર આવિરે, મતવાળી માયા. ૮
ઘણિ ધારણા પેઠિરે, આભ્યંતર આડિ;
બલિયણ એ થઇ બેઠિરે, જોર કરી જાડી. ૯
વાઙ્મન વિધાંણારે, અવળે અધ્યાસે;
બળિયાં બંધાણાંરે, વિષયને વિશ્વાસે. ૧૦
ચક્ષૂ ચોળાંણીરે, રજની રજ ઉડે;
કરણ કચરાંણીરે, આકળિયું ઝૂડયે. ૧૧
છર ધાધ્યો ચિત્તેરે, રસના રગડાંણી;
નારિ નિરયે નિત્યેરે, ઉપસ્થ જકડાંણી. ૧૨
જડતા વધિ કરમાંરે, ત્વક્ તે તપ્ત થઇ;
સૌગંધિના સરમાંરે, નાસા ડુબાઈ ગઇ. ૧૩
ઝઘને વધિ પીડારે, ગુદ આસન ન ઠરે;
વહિ ગઇ બુધ્ય વ્રિડારે, અજી સુધી ન ધરે. ૧૪
બાહારને ભીતરરે, અજ્ઞાને અંગ ગ્રસ્યાં;
વિસરાવિને ઇશ્વરરે, સઘળે વિઘ્ન વસ્યાં. ૧૫
ટક્કર ઘણી લે છે રે, અહંકાર આડી;
દાહાડી દુઃખ દે છે રે, કયમ સકું કાહાડી. ૧૬
ઢગલો ભલો ભાવેરે, આશાઓ ઉપજાવી;
અતી કામ ઓભાવેરે, સુંદરી સમઝાવી. ૧૭
ડગવા નથી હેતોરે, કપરો ક્રોધ કદા;
હૃદયે વશી રેહેતોરે, રાગને રોષ સદા. ૧૮
ઢગ વાધ્યા દુઃખનારે, જડતાથી જાડા;
શ્રીપતી અજી સુખનારે, દિઠા નથી દાહાડા. ૧૯

ગણુતી નથિ થાતીરે, ક્લેશ કરમ કેરી;
માયા મદ માતીરે, મરદે થઇ મેહેરી. ૨૦
તપીયો ત્રણ્ય તાપેરે, દુઃખાનલને દવે;
સતસંગ પ્રતાપેરે, સમઝ્યો હું કાંઇક હવે. ૨૧
થર થર મન ધ્રૂજેરે, જાંણીને યમ ડરને;
સાધન નવ્ય સૂઝેરે, સાધવા શ્રીધરને. ૨૨
દસ દિશા તપાસૂંરે , ઉગરવા આરો;
નાથજી કયહાં નાસૂંરે, પ્રષ્ઠે પડ્યો મારો. ૨૩
ધન સુત ગ્રહ દારારે, તેમને પાશ પડ્યો;
મરદે થઇ માહારારે, જાળવડે જકડ્યો. ૨૪
નરહરિ અકળાઉંરે, દોષીને દેખીનેરે;
હરિ કહો કહ્યાં જાઉંરે, એમને ઉવેખીને. ૨૫
પતીતોનું પાવનરે, બિરૂંદ તમારૂં છે;
માંને માહારૂં મનરે, સહુથી એ સારૂં છે. ૨૬
કુશીઓ મુને છોડોરે, હરજી હસ્ત ધરો;
મનના મળ મોડોરે, કેશવ કરૂણા કરો. ૨૭
બક્ષીશ કરીનેરે, સઘળાં પાતકને;
માહારે માથે ઠરીનેરે, સંભાળો આ તકને. ૨૮
ભય ભવનો મિટાડોરે, કરૂણા આંણીને;
કાંમ કીચથી કાહાડોરે, તનુજને તાંણીને. ૨૯
મનમથને મરદોરે, ક્રોધ કશી કાહાડો;
પહ્રો કરીયે પરદોરે, આવર્ણનો આડો. ૩૦
યશ યદુપતિજીનોરે, ગવરાવો ગમતો;
કલિમલનો કીનોરે, દુર કરો દમતો. ૩૧
રસ રૂદયે વાધેરે, જયમ રમા નાથ તણો;
બળિયો કો ન લાધેરે, ત્યમ મુને માહારો ગણો. ૩૨
લક્ષ્ય ચોરાશી ફેરીરે, લક્ષ્ય કરી ટાળો;
હેત નજરે હેરીરે, પ્રણુત જાંણી પાળો. ૩૩
વપુ આપ્યું વારૂંરે, વ્યર્થ વહે નહિ જયમ;
દીસે જયમ સારૂંરે, ત્રીકમજી કરો ત્યમ. ૩૪
શતક્રતુને આદીરે, ઇચ્છે આ અવસરને;

પ્રભુ તેહ પ્રસાદીરે, આપી હું અનુચરને. ૩૫
ષટ્ શાસ્ત્રને શોધીરે, ભાગવત જયે ગાયું;
શુક સ્વામિયે બોધીરે, પરિક્ષિતને પાયું. ૩૬
સરસ રસ જેહેનોરે, તે મુને અવડાવો;
મુખદ્વારા એહેનોરે, વિષદ યશ ગવરાવો. ૩૭
હરિરસના કામીરે, તે મુને મેળવિયે;
વિષયા રસ વામીરે, તે રસ કેળવીએ. ૩૮
ક્ષણ એક ન વીતેરે, વિષ્ણુથી વિમુખ રહી;
રમાનાથ એ રીત્યેરે, કરીએ માહારો કહિ. ૩૯
શ્રીધરજી આ સારેરે, અવસર મલસ્યો કદા;
કૃષ્ણરામને ધારેરે, દાસનો દાસ સદા. ૪૦
વર્ગ આઠે ગાયારે, અક્ષર ચ્યાલીસે;
કેશવ ધણી ચ્યહ્યારે, કૃષ્ણરામ શીશે. ૪૧

વિ૦ ૧૭ પા. ૧

## કીર્ત્તન ૨૭૫ મું.

### દેશી ફેર–ગરબો.

આવો આવો અનાથના નાથ, ગિરિવર ધારીરે;
આપણ બે મળી ભરીયે બાથ, હાથ પ્રસારીરે. ૧
માહારા જન્મ જન્મની જાળ, કર્મની કાપોરે;
બલવીર પોતાનો બાળ, અંકમાં સ્થાપોરે. ૨
સુંદર વર કરીને સાંન, નીકટ બોલાવોરે;
શ્રીનાથ તણો સંતાન, મુજને મનાવોરે. ૩
કઈ કલ્પથી પડિયો વીયોગ, ભૂધર ભાગોરે;
રમાનાથ મિટાડવા રોગ, ઝટ દેઇ જાગોરે. ૪
આહાવો દુર્લભ આપ્યો દેહ, કરૂણા કરીનેરે;
સ્વામિનાથ કરો ત્યમ સ્નેહ, કહું કરગરીનેરે. ૫
મુને વિત્યું તે વિસરી જાય, જન્માંતરનુંરે;
માટે સ્મરણ ન સાધી સકાય, લક્ષ્મીવરનુંરે. ૬
કિધો માયાયે મન મોહ, શૂં લહિ સકીએરે;
વાસુદેવથી થઇને વિછોહ, બડબડ બકીયેરે. ૭

માહારા માંનીને મધુસૂદન, ભજવું ન ભાવેરે;
માહારૂં મેલ ભરેલું મન, અતિ અકળાવેરે. ૮
જે છો સમર્થ સરવાધાર, કમળા નાયકરે;
માટે સેવકની કરો સાર, વાંછીત દાયકરે ૯
માહારો જન્મ જાય છે શુંન્ય, કરૂણા પાખેરે;
મેળ થાતાં પાપને પૂણ્ય, આંતરી રાખેરે. ૧૦
માટે મેહેર થકી મેહેરબાન, જુવો મજ સાંહાંમુરે;
દિવ્ય દરશનનું દ્યો દાન, હું શિર નાંમુરે. ૧૧
માહારે બિજું નથી કાંઇ બળ, સાધન કેરૂં રે;
તમ્યે કયાહારે ઉઘાડશો કળ, હરજી હૂં હેરૂંરે. ૧૨
મુને વાહાલા તણો વિશ્વાસ, ભરૂંસો ભારીરે;
સેવક જાંણિ શ્રીનિવાસ, લિજે સુધારીરે. ૧૩
હું તો આવ્યો ચરણને શરણ, નાથ તુમારેરે;
તુમ બિન અવળાં આચરણ, કોણ સુમારેરે. ૧૪
તમે શરણાગત વિશ્રામ, દિનના બંધૂરે;
કિંકરના પૂરણ કામ, કરૂણાસિંધૂરે. ૧૫
માનવ જ્યે મૂકી માંન, શરણે આવ્યારે;
તેહેને આપ્યાં અભય પદ, દાન નિજના ઠરાવ્યારે. ૧૬
હવે માહારો ધરોને હાથ, પતિતના પાવનરે;
જ્યમ જાંણે સઘળો સાથ, બિરૂદ નિભાવનરે. ૧૭
માહારૂં આભ્યંતર ઉદ્યોતિ, આવર્ણ કાહાડોરે;
જગદિશ તે ઝગમગ જ્યોતી, દિવ્ય દેખાડોરે. ૧૮
જ્યમ ભૂત ભાવિ વર્તમાન, સહુંનાં હું જાંણૂંરે;
ગોવિંદ તણાં ગુણ ગાંન, વિશદ વિખાણૂંરે. ૧૯
જ્યેને આભ્યંતર અલ્હાદ, તેને શુંણાવુંરે;
જ્યે પ્રીછે તમારો પ્રસાદ, તેને ભણાવુંરે. ૨૦
મળી પ્રેમી પરસ્પર જન, કીર્તન કીજેરે;
અલબેલાને અનુદીન, ભાંમણાં લિજેરે. ૨૧
ભય નિંદ્રા રતીને આહાર, વશ રહે અમનેરે;
આપો નાથ એહેવો અધિકાર, જીતિયે યમનેરે. ૨૨
અવલોકીયે દૃષ્ટે અદૃષ્ટ, જ્યેહ અમારાંરે;

ક્રીયમાંણ તણાં ટળે કષ્ટ, દુઃખ દેનારાંરે. ૨૩
પછિ લોક તણી જાય લાજ, મનથી મિટિનેરે;
દુઃખ દાવાનળની દાઝ, નાસે હઠીનેરે. ૨૪
પોતાનાં પછિ પ્રારબ્ધ, ભોગિયે પોતેરે;
એહેવિ લક્ષ કરોને લબ્ધ, યદુપતિ જોતેરે. ૨૫
ઐશ્વર્ય ઉઘાડો ઉર, કરૂણા કરીનેરે:
જ્યમ નાથનૂં નીરખું નૂર, દૃષ્ટે ભરીનેરે. ૨૬
દાસ વત્સલ છોડો દામ, આપે અમારેરે;
કર જોડી કહે કૃષ્ણરાંમ, દાસ તુમારેરે. ૨૭

લિ૦ ૧૭ પા૦ ૧૦

## કીર્ત્તન ૨૭૬ મું.

### દેશી ફેર.

### પત્રરૂપે જીવાત્માએ કરેલું દેહ દુઃખ વર્ણન.

કાગદ માહારો કૃષ્ણચંદ્રજી, વાંચજ્યો વિશ્વનિવાસરે;
ઉત્તાવળો તેહેનો ઉત્તર લખજ્યો, દુઃખ જ્યમ વામું હું દાસરે. ૧
રંક જાંણી રમાનાથ ગુનો માહારો બકસોરે, બકસોને બલભદ્ર ભ્રાતા;
શ્રીધર સેવકને કરો શાતા, દીવ્યપદાર્થના છો તમે દાતા. રંક. ૨
સ્વસ્તી શ્રીદ્વારાવતિ નગરિ, મુક્તિપુરી મહીમાંહરે;
અખીલ લોકના આશ્રયરૂપી, યદુપતીજી વસે જ્યાંહરે. રંક. ૩
કોટી કોટી બ્રહ્માંડના નાયિક, શરણાગત વિશ્રામરે;
સહજમાં સર્વ સંતાપ નિવારક, નિર્મળ જેહેનાં નાંમરે. રંક. ૪
સચરાચર સઘળું વશ જેહેને, તારક જેહેની ટેવરે;
જેહેની પદરજને નિત્ય ઇચ્છે, નર મુનિ માનવદેવરે. રંક. ૫
કર્તું અકર્તું અન્યથા કર્તું, સહાય જયેહ સમર્થરે;
જેહેની આજ્ઞાને અનુસરતાં, નાસે અખીલ અનર્થરે. રંક. ૬
ચક્રવર્તિ જ્યે સર્વે શિરોમણી, શ્રીમહારાજા ધીરાજરે;
તે પ્રભુ પ્રત્યે પત્ર લખું હું, કરૂણા ઉપજવા કાજરે. રંક. ૭
દેહગાંમથી લિખીતંજન, જીવાજી કુમાવીશરે;
હસ્ત બાંધીને ભૂમી લગ્ન થઈ, ચરણ નમાવે શીશરે. રંક. ૮

વિગતવબંધ હવે લખું વીનતી, કરણે ધરો કીરતારરે,
નરતનું નગરી તણો તમે આપ્યો, રૂડો મુને રોજગારરે. રંક. ૯
પૂર્વે પશુ પક્ષી તણી પુરીયો, તેહેનો હતો અધીકારરે;
તેહેમાં ખોટ્ય લહી આજ આપ્યો, સુંદર શકો કટારરે. રંક. ૧૦
કુંઆવીશ હું કમાઈ કરવા, લક્ષ બોલી કરી રોકરે;
નવ મહિના કેડે નીકળિયો, સહજ શમાવા શોકરે. રંક. ૧૧
નવ દરવાજા કેરી નગરી, સાંહામું જોઈ થયો સજ્જરે;
દેઈ દુદામા દેહ નગરપર, ધારી ચઢાવ્યો ધ્વજરે. રંક. ૧૨
ત્યહાં એક સુધી સુંદરી પરણ્યો, પતિવ્રતા જયે પૂરરે;
કામાદાર કપટી તે તેમણે, દારા રખાવી દૂરરે રંક. ૧૩
જેથી સકળ પદારથ સાધે, દુખાવી તે ટાહીરે;
પીડાકારી પ્રવૃત્તિ સાથ્યે, વિહિવા મેળવ્યો વાહીરે. રંક. ૧૪
તેહેના સંબંધી સહુ મળી આવ્યા, જમીદાર તે જાડારે;
ચાકર થઈને પણ તે ચાલે, આજ્ઞા ઉલ્લંઘી આડારે. રંક. ૧૫
રાજ્ય મદે હુંને આવ્યો અંધાપો, દાખી ન જોયું દૃષ્ટરે.
તોશાખાનું મેં ન તપાસ્યું, સાન ધરી નહિ સ્પૃષ્ટરે. રંક. ૧૬
રાગ રાગણી નાચ તાંનમાં, ભવાઈ શુંણુતાં ભાંડરે;
કામાદાર કુટીલોયે હું કીધો, ડાહ્યો હતો પણ ડાંડરે. રંક. ૧૭
દંભાજી દેસાઇયે મુજને, વીખાંણુ કરીને વાહ્યોરે;
લોભાજી લશકરીની સાથ્યે; દસો દીશા હું ધાયોરે. રંક. ૧૮
કામાજી કોટવાળે મુજને, કામ કાંમણે કશીયોરે;
ફંદાજી ફોજ્યદારની સંગે, ફોગટ ફળમાં ફશીયોરે. રંક ૧૯
ક્રોધાજી કોઠારી તેણે, કોઠાર કીધો ખાલીરે;
અહંકારજી અદાલતવાળા, અપકીર્તિ તેણે આલીરે. રંક. ૨૦
મીથ્યા યત્નમાં મુંને મેળવ્યો, મોહાજી મુજમુદારેરે;
મમતાજી મુનશીયે મનમાં, મલીન કીધો ભારેરે. રંક. ૨૧
પ્રવૃત્તિ રાંણીયે કીધી પીડા, કુડાં કરાવ્યાં કર્મરે;
મત્સરજી મેહેલદારે મુજનેં, ધારવા ન દીધો ધર્મરે. રંક. ૨૨
કુમત્તજી મોહોતે શરીયે તેં, દાન દટંતર કીધુ રે;
કપટીજી કીલીખાંનાવાલે, ડાહાપણું તાળું દીધુંરે. રંક. ૨૩
તૃષ્ણાજી તોપખાંનાવાળે, દારૂ ગોળી ન સાંચીરે;

ક્લેશાજી કાજીયે કહીયે, સાચી કિતાબ ન વાંચીરે. રંક. ૨૪
જડતાજી જણુશખાંનાવાળે, રૂડી જણુશ ન રાખીરે;
દોષાજી દશ ક્રોશીવાળે, આળસ રખાવી આખીરે. રંક. ૨૫
ચાનકજી ચાવડીયો વાલેં, ચેટક બહુ વળગાડ્યાંરે;
ડંમરજી દરવાને પાછાં, સુસંગ ગાડાં કાહાડ્યાંરે. રંક. ૨૬
શઠતાજી સબજી મંડીવાલા, સદા શળેલા ભરડેરેં;
પ્રપંચજી જે પોતદાર તેં, ધાહાડી દંતજ ઘરડેરે. રંક. ૨૭
નીષ્ઠુરતાજી નગરશેઠતે, લાવે નગરમાં ધાડાંરે;
ચંચળતાજી ચોકીદાર તેં, જોખ્યમ કરતા જાડાંરે. રંક. ૨૮
એણી વિગતે કામાદાર તે, અવળું ચાલે આપેરે;
લક્ષ નાંણું તે ઉપજવા દે નહી, સ્વાર્થવડે સંતાપેરે. રંક. ૨૯
એટલામાં સરકાર થકે એક, જરાસંધ ચોપદારરે,
આવ્યો તેણે લક્ષ્ય ન દીઠું, મોહોકમ દીધો મારરે. રંક. ૩૦
પરગણાં સર્વે પીડ્યાં તેણે, વાંચજ્યો તેહેની વિગત્યરેં,
પેટલાવાદમાં માલ ખપે નહી, છોછી થઇ છે છત્યરે. રંક. ૩૧
મુક્ષુવાદના ઘાટ રોકાયા, વેગે ન ઉતરે વસ્તરે;
શીર નગરી તે કંપવા લાગી, કર્ણપુરી ઉદ્વસ્તરે. રંક. ૩૨
કર નગરીમાં કાંઇ રહ્યું નહી, પદ નગરી પીડાયરે;
લોચન પૂરનું નૂર ગયું વહી, નાસાપુરી નીગલાયરે. રંક. ૩૩
શિશ્નપુરી તે ભંગ થઇ ગઇ, ગુદ પૂરની ગતી ભાગીરે;
પૃષ્ઠપૂરી તે વળી બેવડી, કરપુરી કંપવા લાગીરે. રંક. ૩૪
દંતપુરીનોં વંશ રહ્યો નહી, હૃદયપુરી થઇ રૂદ્ધરે;
કંઠપુરીમાં કાક કળકળ્યા, વાક્પુરની ગઇ શુદ્ધરે. રંક. ૩૫
પ્રવત્તિ પટરાંણી અકળાંણી, માહારૂં કહ્યું ન માંનેરે;
દેહ નગરમાં દાહ ઉઠીયો, કેશવ ધરજ્યો કાંનેરે. રંક. ૩૬
થોડુ લખ્યું તે ઘણું માનજ્યો, પીડાનો નહી પારરે,
રળવા આવ્યો પણ મૂડી ગમાવી, શ્રીધર કરજ્યો સારરે. રંક. ૩૭
લક્ષરોક નાંણું ન ભરાંણું, પડ્યો ન એકે ઉકેલરે;
કમાઈ કરવા મેં લીધોતો, નરતનુ નગરી મેહેલરેં. રંક. ૩૮
બુદ્ધિ વિનાનું બારે વાટચે, ગાંઠ્ય ગુમાવ્યું નાંણુંરે;
હવે કરૂં શું હું તે હરજી, ત્રીકમ વીતું ટાંણુંરે. રંક. ૩૯

ગુનેગાર છું ઘણો તમારો, શ્રીધર આવ્યો શર્ણરે;
દુષ્ટ થયો પણ દાસ તમારો, સ્વામી રાખજ્યો સ્મર્ણરે. રંક. ૪૦
અસાવધાન રહ્યે અથડાયો, કેદ રહ્યો નહી કાંમરે;
બાંધી મુઠી હવે જાય છે ઉઘડી, માધવ રાખો માંમરે. રંક. ૪૧
વૈભવ સઘળો વેહેવા લાગ્યો, માથે ગાજ્યું મર્ણરે;
કૃષ્ણરામનેં કૃષ્ણ સાચવો, અશર્ણ કેરા શરણરે. રંક. ૪૨
સંવત્ ૧૯૭૩ ફાલ્ગુન શુદ્ધિ ૫ ગુરૌ. લિ૦ કૃષ્ણરામ.

વી૦ ૧૮ ગા૦ ૩૭

## કીર્ત્તન ૨૭૭ મું.

સેવકજનને છો સેહેલા, ગોવિંદ ગરિબનિવાજ. આવો અલબેલા.
વિઠ્ઠલજી વેહેલા વેહેલા, કિંકરજનનેં કાજ. આ૦ ૧
અખિલ જગતના ઇશ તમે, અમે તમારા દાસ. આ૦
પ્રભુજી પૂરો સમય સમય, આશ્રિતજનની આશ. આ૦ ૨
આજ શું અંતરધાન થઇ, બેઠા બળિને ઘેરચ. આ૦
ધણિ થઇને કાં ધારો નહિ, પ્રણત જનોની પેરચ. આ૦ ૩
નાથ અમે કયમ નિગમીયે, દોહ્યલા ભારે દિંન. આ૦
વિષય રતિ કયમ વિરમીયે, મેલ ભરેલે મંન. આ૦ ૪
સાધે ન સજ્જન સંગતિ, ઉઠે અતિ અંતરાય. આ૦
મનન કરે નહિ મંદ મતિ, વાત વિસરી જાય. આ૦ ૫
લોક લવેથી લુંટાઇએ, અવળા ચાલે અક્ષ. આ૦
કળ જાંણ્યા બિન કુટાઇએ, લૌકિક કેરે લક્ષ. આ૦ ૬
ભેદ દ્રષ્ટિથી ભોગવિયે, પાપ રચ્યા પ્રારબ્ધ. આ૦
જંજાલે મન ચોગવિયે, લક્ષ થઈ નહિ લબ્ધ. આ૦ ૭
કઠિણ કળિના કાળમાં, રગડાઇએ અમે રંક. આ૦
જીવ પડયો છું જાળમાં, આડો વળિયો અંક. આ૦ ૮
અષ્ટ પ્રહર ને ઉદ્યમેં, પુરૂં ન ભરાય પેટ. આ૦
દંભાદિક તેમાંહી દમે, નિર્બળ જાંણિ ન્યેહ. આ૦ ૯
સાત સાંધણાં સાધતાં, ત્રુટી જાય છે તેર. આ૦
તોપણ જન બહુ બાંધતાં, વાત વાતમાં વેર. આ૦ ૧૦
ત્રિવિધ તાપના તાપથી, દોહો દિશ દીસે દાહ. આ૦

અહંમમતાના અદાપથી, ઉખડી જાય ઉત્સાહ. આ૦ ૧૧
પૂત્રાદિક પરિવારથી, અછતે છતે અદાપ. આ૦
વિષય તણા વ્યાપારથી, પૂરણ પ્રગટે પાપ. આ૦ ૧૨
સ્વાર્થ સધાયે નહિ તેણે, સગાં કરે છે રોષ. આ૦
મનકલ્પિત મારી મેહેણે, મતી કરે છે મોષ. આ૦ ૧૩
કરણ ન ઉતરે કૃષ્ણકથા, ઉઘડે નહિ ઓળખાંણ. આ૦
વિધ વિધની નિત્ય વધે વ્યથા, ન કળે પદનિર્વાંણ. આ૦ ૧૪
આભ્યંતર અકળાય છે, ઉકેલ ન પડે એક. આ૦
ભંગ ભજનમાં થાય છે, ત્રીકમ રાખો ટેક. આ૦ ૧૫
એક તમારો આશરો, નાથ નિભાવો લાજ. આ૦
કૃષ્ણજી આળસ કાં કરો, કૃષ્ણરામને કાજ. આ૦ ૧૬

વિ૦ ૨૨, પા૦ ૧

## કીર્તન ૨૭૮ મું.

દેશી ફેર.

કૃષ્ણજી જીવન પ્રાંણ, અજી કાં ન મજથી બોલો;
સેવક જનને સુજાંણ, જાંણી ન દીજીયે ઓલો. ૧
કો આગળ કેહેવાશે, દુઃખ તે દોહ્યલું માહારૂં;
મૂહીયું કયમ સેહેવાશે, બાલથી બલવંત બારૂં. ૨
અદ્રષ્ટ દ્રષ્ટે પાડશો, તો મન સ્થિરતા થાશે;
કામ કીચથી કાહાડશ્યો, સુખથી તો જીવાશે. ૩
આહાવો અનૂપમ દેહ તે, વ્યર્થ જાય છે વાંમી;
સમતા નથી સંદેહ તે, જયેહ રહ્યા છે જાંમી. ૪
એકે પડે ન ઉકેલ, મનડું રહે ખમચાઈ;
મતિમાં વધારે મેલ, બેઠી જયે બલવંત બાઈ. ૫
સાધન કો ન સધાય, શરિરાદિક સૂકાણાં;
દાન શ્યાં દેઈ સકાય, નમળે નિર્મળ નાંણાં. ૬
પ્રચ્છક જનના પ્રષ્ણ, તે તણો જવાપ ન જાંણું;
કળના પડે નહિ કૃષ્ણ, ગમતું ગવાય ન ગાંણું. ૭
કયમ તરૂં તારૂં કયંમ, આપને અન્ય જનોને;
ઉકલે શો ઉદ્યંમ, માહારા કે પરના મનોને. ૮

મજથી સહુ જન શ્રેષ્ટ, તે મુને શ્રેષ્ટજ જાણે:
પ્રીતિ તમારી પ્રેષ્ટ, ઓળખાઈ નહિ આ ટાણે. ૯
આભ્યંતર અકળાય, અક્કલ એકે ન સૂઝે.
એહેવો ન લાભ્યો ઉપાય, જ્યે કરચેં +હૃદ્રુજ રૂઝે. ૧૦
હું છું ચરણને શરણ, તમને શ્રી શ્રીધરજી;
કૃષ્ણરામ તરી કરણ, ધરજ્યો ઉતાવળિ અરજી. ૧૧
વિ૦ ૨૨ પા૦ ૨

## કીર્ત્તન ૨૭૯ મુ.

### દેશી ફેર.

તમે ગોવિંદ (૨) ગરિબનિવાજરે, માહારિ કરણી ન જોશો.
લક્ષ્મીવર (૨) રાખજ્યો લાજરે, માહારિ કરણી ન જોશો. ધૃ. ૧
લક્ષ ચોરાશીના લેખમાં હું, ભટકયો વારંવાર,
અતિ ઘણી ભોગી આપદારે, હવે હરજી (૨) હું પામ્યો હારરે. મા. ૨
દામદારાના દામથી, કઈ વિધ બંધાણા બંધ,
છબિલા તે હવે છોડિયેરે, તુમ સાથ્યે (૨) સધાવિ સબંધરે. મા. ૩
*સંયમનીને ‡સ્વામિયે, મુને કઇ વિધ દીધા દંડ;
જો તે દિન પાછા આવશેરે, તોતો ખાસું (૨) બિરૂદ થાશે ખંડરે. મા. ૪
ચરણ શરણ જ્યે આવિયા તે, ગાંજ્યા કોહોના ન જાય;
વેદ વદે એમ નિત્યદારે, તેતો નિશ્ચય (૨) નિર્ભય થાયરે. મા. ૫
વ્યાસ વચનથી સાંભળ્યાં, તમે આદી અનાથના નાથ;
ચરણશરણ હું આવિયોરે, હવે હરજી (૨) ધરો હેતે હાથરે. મા. ૬
દોષ દલન કરો દાસનાનેં, કર્મ કરો બક્ષીશ;
કરૂણા કરી મુનેં કાહાડિયેરે, મોહજાળ (૨) થકે જગદીશરે. મા. ૭
વિમલ કરો માહારી વાસના જયમ, વિષ્ણુ વધે વિશ્વાસ;
આશ્રિત સહિત ઉગારિયેરે, દિલમાંની (૨) દાસનો દાસરે. મા. ૮
અન્ય ઉપાધિ ઉઠે રખેં. એમ સાચવજ્યો દેઇ હાંમ;
એક છે આપનો આશરોરે, કર જોડી (૨) કહે કૃષ્ણરાંમરે. મા. ૯
વિ૦ ૨૨, પા૦ ૩

---

+ હૃદય ઘા. * યમરાયની સ્ત્રી. ‡ યમરાજા.

## કીર્ત્તન ૨૮૦ મું.

### દેશી પ્રેર.

આવ્યને તું નંદજીના, નંદન છોગાળા.
અવલોકું અલબેલા તાહારા, આંખ્યોના ઉલાળા. આ.
મસ્તક ઉપર મોલ્ય, તેના ઉપર ખોશિ કલકી;
જોવા જેવી જોઉં, તાહારા કુંડલોની ઝળકી. આ. ૧
કેસરિ તિલક મધ્યે, શ્યામ બિંદુ શોભે;
ભ્રૂનર્ત્તન જોવાને માહારૂં, મન ઘણૂં લોભે. આ.
કેશયૂથનો કશિને કેહેવો, બાંધ્યો છે અંબોડો;
કપોળ ઉપર વાંકડો શો, જોઉં અલકનો જોડો. આ. ૨
નાસીકાને નિરખું જેવી, દીપકની જ્યોતી;
તે નીચે લલકંતૂ દેખું, ભદ્ર જાતિનૂં મોતી. આ.
શ્રીવત્સની શ્રીને નિરખું, વક્ષમાં વિશાળા,
અવલોકું *આપાગ સુધિ, વૈજયંતિ માળા. આ. ૩
ઉર ઉપર માળાનાં મોતી, તેનાં નિરલું માપાં;
કરણ પાછળે કેહેવાં કીધાં, અગ્નગંધનાં છાપાં. આ.
કર્ણયુગલમાં કેહેવાં ખોસ્યાં, કર્ણિકારનાં ફૂલ;
પૂછું બાજુબંધ બેનું, શું બેહું છે મૂલ. આ. ૪
તુલશીનિ નવ મંજુરિકાનો, કોણે અરપ્યો હાર,
વક્ષસ્થળની શ્રી ઉપર કયમ, થઈ બેઠો શિરદાર. આ.
પહૂંચી પરમ વિશાળ તુજને, આહાવી કોહોણે આપી;
જોજ્યે બાજૂબંધ ફૂમતાં, કાંતો લેશે કાપી. આ. ૫
કડાં સાંકળાં મૂદડીયો જોઉં, કેહેવે ઘાટે ઘડિયા,
નાના વિધનાં નંગ ક્યાંથી, યશોદાયે જડિયા. આ.
કટિ કિંકણિ કેરી કેહેવી, ગાજે છે ઘુઘરિયો;
બહુવિધ બુટિદાર આહાવો, વાગો કોણે ધરિયો. આ. ૬
પીતાંબર પેહેર્યું તે ઉપર, કચ્છ ભીડિયો શાને;
ગાયેછે મુરલીમાં સ્વરથી, કુંણ ગમતાને ગાને. આ.
પાગ ઉપરે નૂપુર કેહેવાં, રૂણઝુણ રૂણઝુણ વાજે;
એહેવો મોટો થઈને તૂં કાં, નાચંતાં નવ્ય લાજે. આ. ૭

* મસ્તકથી ચર્ણ સુધા.

નિરખું મણિના સરખા નખતેં, પાંગોની આંગુળિયે,
એકવાર આવો તો આપણુ આલિંગનથી મળિયે. આ.
દુર્લભ આહાવો જન્મ જાય છે, અજીએ કાં નવ્ય ઝાંખે;
ઉંચ કરી મુજનેં પુરૂશોત્તમ, કાં પટકંતો નાંખેં. આ. ૮
નયન આપિનેં નિર્મળ તાહારિ, છબિ કાં નવ્ય નિરખાવેં;
અનેક અરજી શુંણિ તોપણ, કાં અવલોકનમાં નાવેં. આ.
અલિષ્ટ થઇનેં કાં ઇચ્છે છે, સાધનનાં બળનેં;
કૃષ્ણ કૃપાકીલીથી ઉઘાડ્ય, કૃષ્ણરામની કળનેં. આ. ૯

વિ૦ ૨૨ પા૦ ૪

## કીર્તન ૨૮૧ મું.

### દેશી ફેર, છંદ.

શુણો કૃષ્ણ, પૂછું પ્રષ્ણ, ક્યાહારે વિતૃષ્ણ, કરસ્યો મંનને;
થઇ સવ્ય, મુજનેં ભવ્ય, કરશો દિવ્ય, દેઇ દરશંનને. ૧
ગુનેંગાર, હૂં છૂં અપાર, આ સંસારમાં, વહ્યો જાઉંછું;
નથિ ઠીક, પડતૂં બીક, થી હું અલીક, થી અકલાંઊછું. ૨
માહારૂં કષ્ટ, જોઇનેં દ્રષ્ટ, કાં અજી સ્પષ્ટ, ન કરો મેહેરની;
રમાનાથ, ગ્રહી માહારો હાથ, ને મજ સાથ, કરો લક્ષ લેહેરની. ૩
આપ્યો દેહ, જણવી જ્યેહ, તો પરગેહ, શૂં ભટકાવવું;
કૃષ્ણરામનેં દેઇ હાંમ, સુંદર સ્યાંમ, વપુ નિરખાવવું. ૪

વિ૦ ૨૨ પા. ૫

## કીર્ત્તન ૨૮૨ મું.

### દેશી ફેર. ગરબાની ચાલ.

માહારી વીનતી વિનતિ, શ્રીધર સાંભળોરે;
પ્રભુનાથ પ્રભુનાથજી પરમાનંદ, યાદવરાય દાસને દરશણ દીજીયેરે;
હુંતો મંદમતી મંદમતિ, થાઉં આકળોરે,
નથિ છૂટતા છૂટતા, ફોકટ ફંદ. યા૦ ૧
હુંતો આપથી આપથિ, અતિ ઊલટું વહ્યોરે;
તેણેં વીસરી વીસરિ, સઘળી સાંન, યા૦
ત્રણ્ય તાપથી તાપથી, હુંતો સદા દહ્યોરે;

ધારિ જોયું ધારિ જોયું, ન ધણિનું ધ્યાંન. ચા૦ ૨
મહા મોહથી મોહથી, ઊલટું ચાલિયોરે,
અથડાયો અથડાયો, હું વાર અનંત: ચા૦
હું વિછોહથી વિછોહથી, મદમાં માહાલિયોરે,
નથિ સેવ્યા નથિ સેવ્યા, કદા કોય સંત. ચા૦ ૩
આજ મેહેરથી મેહેરથિ, માંનવ દેહનેંરે,
તમે આપ્યો તમે આપ્યો, સુધારવા સરવ; ચા૦
વળિ લેહેરથી લેહેરથી, જણ્યો જયેહનેંરે,
પહ્રાં કરવા પહ્રાં કરવા, પાંચે પરવ. ચા૦ ૪
એહેના સાધનનેં સાધનનેં, તે ભણાવિયાંરે,
જેનેં કીધાથી કીધાથી, કષ્ટ કપાય; ચા૦
વળિ જંનનેં જંનનેં, શાસ્ત્ર જણાવિયારે,
તોહ્યે મંનનેં મંનનેં, સ્થિરતા ન થાય. ચા૦ ૫
નથિ સાધતું સાધતું, સાધન હાંમથીરે,
ઉર માહારૂં ઉર માહારૂં, અતી અકળાય; ચા૦
કષ્ટ વાધતું વાધતું, ચાલે કાંમથીરે,
આહાવો જન્મ આહાવો જન્મ, વ્યર્થ વહિ જાય. ચા૦ ૬
હુંતો આશરે આશરે, આવ્યો છું આપનેંરે,
કરો કરૂણા કરો કરૂણા, નજરથી કાંમ; ચા૦
અનુવાસરેં વાસરે, જપતો જવાપનેંરે,
કર જોડી કર જોડી, કહે કૃષ્ણરામ. ચા૦ ૭

વિ૦ ૨૨, પા. ૬

## કીર્તન ૨૮૩ મું.

### દેશી ફેર.

આવો ઉજમે ઉતાવળારે, કૃષ્ણ કૃપાસિંધુ;
સેવક કારણે સાંમળારે, દેવ દીનબંધુ. ૧
હેલા હેત દેખાડિયેરે, પૂરવનિ જયે પ્રીતિ:
કિંકર કીચથી કાહાડિયેરે, ભાગિનેં ભવભીતિ. ૨
આપણ બે વચ્ચે ઉહિયુંરે, અવિદ્યા આવર્ણ;
તેણે લક્ષ માહારૂં લુટિયુંરે, વધારયું વિસ્મર્ણ. ૩

તેણે ચિત્ત ન ચૂકાવિયુંરે, સાચું શ્રીધરનું;
મંગળકારિ મુકાવિયુંરે, ગાવું ગિરધરનું. ૪
તેથી હું માહારાના માપનારે, ઠાલા ઉઠ્યા ઠગ;
પછી પૂણ્યને પાપનારે, ઢંગે વધ્યા ઢગ. ૫
ચૂકિ ચોરાશિ લક્ષમાંરે, અથડાયો અપાર;
વિફળ વિશ્વના વૃક્ષમાંરે, સાચે માનિ સાર. ૬
ભવરોગે હું ભારિયોરે, નિરોગી નિર્મળ;
વિરસ વિષય મેં વધારિયોરે, ફાંસુને લહિ ફળ. ૭
ત્રિવિધ તાપના તાપથીરે, હલુવા થયા હાલ;
હું માહારાના અલાપથીરે, ખોટા ખેલ્યા ખ્યાલ. ૮
શું જાણું જયે સંકેતથિરે, આપ્યો આ અવતાર;
હરે આપે તમે હેતથીરે, કીધિ માહારિ સાર. ૯
સુઘડ સંતને મેળવ્યારે, સાચો થવા શોધ;
કરી સંગ મેં કેળવ્યારે, તેથિ લહ્યો બોધ. ૧૦
માહારા જાંણ્યા મેં નાથનેરે એક સખા ઇશ;
હવે જોડી હું હાથનેરે, ચરણે નાંમું શીશ. ૧૧
ગુનેગાર ગોપાલનોરે, હું અજી અગાધ;
ક્ષમા કીજીયે બાલનોરે, એ અતી અપરાધ. ૧૨
માહારે આપનો આશરોરે, પતિત પાવન પરમ;
પ્રભો રાખજ્યો પાંશરોરે, સંભાળિને શરમ. ૧૩
મુંને હાથથી ન મૂકસ્યોરે, અનાથના નાથ;
ચિદાનંદ ન ચુકશોરે, દેતે ધરિ હાથ. ૧૪
આહાવા અવસરમાં આવિયેરે, દેવાને દરશંન;
બિરૂદ આપના બતાવિયેરે, મનાવા મમ મંન. ૧૫
માહારાં સંકટ શમાવિયેરે, પોહોચાડિ પ્રારબ્ધ;
રમાનાથથી રમાવિયેરે, લક્ષ કરિ લબ્ધ. ૧૬
અતિ આતુરતા ભાગિયેરે, જીવનિ જગજીવંન;
જવનિકા તજી જાગિયેરે, દીજીયે દરશંન. ૧૭
ઉરે ઇશિતા ઉઘાડિયેરે, છોગાળા છત્યની;
સંજીવનિ સૂંઘાડિયેરે, બૂટિ બાબત્યની. ૧૮
પ્રભુતા પરખાવિયેરે, ઉરે આવીને;

નજરે નિરખાવિયેરે, ભૂત ભાવીને. ૧૯
ઉર અરજીયો ધારિયેરે, દાસની દયાલ;
કૃષ્ણરામને તારિયેરે, બાપ માંની બાલ. ૨૦

વિ૦ ૨૨ પા૦ ૭

## કીર્તન ૨૮૪ મું.

### દેશી ફેર. "આજ વધાઇ" એ ચાલ.

હો વિઠલ આવોને વેહેલા,
સદા નંદ સેવકને સેહેલા. હો. ધૃ. ૧
શાંને માહારાં કરમ જુવો કૂડાં,
અધ્યાસેંથિ આ વશ્યા ઉંડાં;
કુચ્છિતને જોયાનું શું કારણ,
નથિ એહેમાં ત્રીકમજી તારણ. હો. ૨
અલેહેતાંથી કર્મ કરચાંતાં અમે,
ત્યાહારે સહુમાં સત્તા આપીતિ તમે;
તમારી સત્તા થકે નિપજ્યાં,
ભુલ્યેં મેતો માહારાં માની ભજ્યાં. હો. ૩
આ ઇંદ્રિયો પ્રાણ મનો કાયા,
એથી બન્યા ધન સુત ગ્રહ જાયા;
એતો મુંને માયા આવી વળગી,
અંધ્યાસેંથી થાતી નથી અળગી. હો. ૪
ઉરે લોભ કામ ક્રોધ કીડે,
પ્રગટ મદ મોહ મત્સર પીડે;
અવિદ્યા કરી આવર્ણ નડે,
જોરાવર જંજાળે જકડે હો. ૫
મુંને નથી ઉકેલ કો પડતો,
સાચો નથી શોધ કશો જડતો;
શુણ્યો સર્વ શાસ્ત્ર તણો નિરણે,
આવ્યો તુમ ચરણ તણે શરણે. હો. ૬
તમ્યો છો શરણ વત્સલ સ્વામી,

અખિલ કેરા અંતરયામી;
તમને શું કેહેવું પડે કેશવ,
ધણી માહારિ વાહાર કરો ધવ ધવ. હો ૭

તમારા બલવંત બિરૂદ બહુ,
તેને વેદ શાસ્ત્ર વિખાણે સહુ;
તમે પ્રભુ પતિત પાવન કાહાવો,
પ્રતીતિ તે મુંને પરખાવો. હો ૮

જવનિકા દૂર કરો જાડી,
પ્રભૂત પ્રભૂતા પેખાડી;
તમારે હાથ સકલ બાજી,
શું કરશે પાપાદિક પ્યાજી. હો. ૯

કારયમાં કર્માદિક જાંણ્યા,
સ્વપ્ન સરખાં તે પરમાણ્યા;
તમ્યો છો જીવના સત્ય સખા,
કાહાડી નાંખો કલિમલ કેરી કખ હો. ૧૦

હવે જો કર્મ માહારાં જોશ્યો,
પોતાનાં બિરૂદ પોતે ખોશ્યો.
શરણ આવ્યા તેને સંભાળો,
તતક્ષણ તાપ માહારા ટાળો. હો. ૧૧

ઉરે ઈશ્વિરતા ઉઘાડો,
સંજીવની મૂલી સૂંઘાડો;
જ્યારે આપી માનવતનુ સરજી,
ત્યારે મુંને હાથ્ય રાખો હરજી. હો. ૧૨

હરે માહારી આતુરતા જાંણો,
રહસ્ય હૃદય સમજી છાંણો:
ધણી મુંનેં ઉગારો કર ધરીનેં,
કહે કૃષ્ણરામ ફરી ફરીનેં. હો. ૧૩

વિ૦ ૨૨ પા૦ ૧૧

## કીર્ત્તન ૨૮૫ મું.

હું તમારે આશરે, તમે નાથ માહારારે;
ગુણ કદી ન વિસરે, ત્રીકમ તમારારે. હૂં. ૧
જેણે આપી માનવ પદવિ, ફરતાં ચોરાશિરે;
વિઠલ કહું છું વિનવી, હવે હોય ન હાંશિરે. હૂં. ૨
પશુ પક્ષિ કેરા ફેરથી, થાકયો ભમીનેરે;
માધવ તમારી મેહેરથી, હવે રહું શમીનેરે. હૂં. ૩
સાધન સરસ શીખાડિયે, જેથી પ્રભુતા પામુરે;
પ્રતીતિ પૂરણ પેખાડિયે, જેથી વેદના વાંમુરે. હૂં. ૪
હવે કર્મ ન જોશયો કારમાં, મેહેરબાંનિ કરિનેરે;
આ શોક સિંધુ સંસારમાં, રખે નાંખો ફરિનેરે. હૂં. ૫
પ્રભો પ્રેમ પૂરણ પ્રગટાવીયે, મુંને માહારો માંનીને;
રસના વડે રટાવિયે, દીનબંધૂ દાનીને. હૂં. ૬
પ્રીતી પૂરણ પમાડીયે, રૂષીકેશ રૂડીરે;
પેશી રહી તે કાહાડિયે, અવિદ્યાં ઉંડીરે. હૂં. ૭
હું કઈ કલ્પથી આથડૂં, તમે સર્વ જાંણોરે,
શોક મોહાદિકમાં શડૂં, વિષયે વર્ણાંણોરે. હૂં. ૮
હુંતો શરણ આવ્યો સામળા, હવે શરમ રાખોરે;
ઉરથી તજીને આંબળા, દયા દ્રષ્ટે દાખોરે. હૂં. ૯
હું પતિત કઈ કાળનો, તમે પતિત પાવનરે;
બકસો ગુંનો મજ બાળનો, નિર્બળનો નિભાવનરે. હૂં. ૧૦
જયે જે આવ્યા તવ શરણે, તેને પ્રીત્યે પાળ્યારે;
કેશવ કથાને કરણે, શુણતાં સંભાળ્યારે. હૂં. ૧૧
નામ તમારૂં રટતાં, અજામિળ તારયોરે;
ગજરાજને જૂડે ઝટતાં, આવી ઉગારયોરે. હૂં. ૧૨
શ્રીદામા સંતોષિયો, તાંદુલ આરોગેરે;
પેશી ગુફામાં પોખિયો, મુચકુંદ યોગીરે. હૂં. ૧૩
બહુલાશ્વને ઘર જઈને, મુક્તી જણાવીરે;
શ્રુત દેવને સદને રહિને, શીક્ષ્યા શુણાવિરે. હૂં. ૧૪
કેટલી ભલાઇ ભાખિયે, ઉગારયા ઝાઝારે;
એ રીત્યે માહારિ રાખિયે, સાંખ્યજી માઝારે. હૂં. ૧૫

દેવ દરવાજો ખોલિયે, આવરણ કાહાડીરે;
મુજ બાળ્યકથી બોલિયે, દામોદર દાહાડીરે. હૂં. ૧૬
ઉરની અકળાંમણ ભાગિયે, છળથી છોગાળારે;
કૃષ્ણરામ કેહેવાઇ ન ત્યાગિયે, કૃષ્ણરામને કાળારે. હૂં. ૧૭
વી૦ ૨૨ પા૦ ૧૨

## કીર્તન ૨૮૬ મું.

દેશી પ્રેર.

અરજી શુણજ્યોરે અવિનાશી, કયમ થઈ બેઠા વૈકુંઠવાસિ;
કેશવ તમનેંરે કરગરીયે, કઇ દિનથી અમે અરજી કરિયે. ૧
કાન તમારારે કયહાં મૂકયા, ચાકરનૂં ચિંતન કયમ ચુકયા;
બિરૂદ તમારાં જ્યે માહા બળિયાં, કથજ્યાં કે શૂં કીચે કળિયાં. ૨
અંતર સાક્ષીરે કેહેવાઓ, ધણિ કાં વાહારેં વેગેં ન ધાઓ;
સર્વજ્ઞ થઇનેંરે સ્વાંમી, આજ ગયા કયહાં અંતરયામી. ૩
કરૂણાસાગરરે કેહેવાઇ, પુરૂષોત્તમ કાં જાઓ પલટાઇ;
કૃપણ વંત્સળ કેહેવાઈ હે કાળા, અમથી કાં ભરિયા ઉચાળા. ૪
દેવ કેહેવાઇનેંરે દાતા, સેવકનેં કાં ન કરો શાતા;
દીનદયાળ તણૂંરે બાનૂં, દીન પીડાતાં રેહેશે શાંનું ૫
ભક્ત મનોરથનારે પૂરક, ચ્યૂપ થઇ બેઠા કાં દુખ ચુરક;
અનાથ બંધુરે થઇનેં, અમ માટે પેઠા જઇનેં. ૬
કષ્ટ વિમોચકરે કેહેવાયા, અમ ઉપર નાંખો કાં માંયા;
આનંદઘન કેહેવાઇરે આપે, અમનેં વિલપાવો કાં વિલાપેં. ૭
દુઃખ વિયોગનારે કાપો, અલબેલાજી દરશંન આપો;
નથી સંકટનેરે સેહેવાતું, અમ રંકોથી રહ્યું નથી જાતું. ૮
કૃપણ અમે કોહોનેરે કહિયે, સેવક થઈ સંકટ કયમ સહિયે;
કેશવજીનારે કેહેવાઇયે, અજીયે કયહાંસૂધી અથડાઇયે. ૯
શરણાગતનારે વત્સલ, કાં નવ્ય ઉઘાડો માંહિલી કળ;
કરણી સાંહાંમૂરે નવ્ય જોઇયે, કિંકરનાં કલિમલનેં ધોઇયે. ૧૦
આળસ તજીનેંરે આવો, બાળ્યકનેં તે બિરૂદ બતાવો;
આભ્યંતરનેંરે ઉઘાડો, ભૂત ભાવિનેં નજરે પાડો. ૧૧
કેટલું કહિયેરે તમનેં, તુમ બિન અન્ય સખા નહિ અમનેં;
અંતર પટનેંરે ખોલો, કૃષ્ણજી કૃષ્ણરામથી બોલો. ૧૨
વી૦ ૨૨, પા. ૧૬.

## કીર્તન ૨૮૭ મું.

### દેશી ફેર.

વાહાલા વાહાલપણું નિરખાવ્ય. ધ્રૂ. ૧
પતિત પાવન તાહારૂં બિરૂદ અનાદી, અમને તે ઓળખાવ્ય;
છાતિમાં છુપિ છુપિ કાં રહે છે, અવલોકનમાં આવ્ય. વા. ૨
કાંઇક દિનથી હું તો અરજી કરૂં છું, કાંઇક ઉત્તર કહાવ્ય;
શરણવત્સલ જ્યે નાંમ ધરયું છે, બાળ્યકનેં બતાવ્ય. વા. ૩
મજનેં તો આશ્રય એક તિહારો, તમનેં ફરીનેં ન તાવ્ય.
કૃષ્ણરાંમની કળ ઉઘાડ્ય કાંઇ, તું તાહારૂં બિરૂદ નિભાવ્ય. વા. ૪

વિ૦ ૨૨ પા૦ ૧૭

## કીર્તન ૨૮૮ મું.

કરૂણાના સાગર માહારો, કાં ન સુંણોજી પુકાર. ધ્રૂ.
અંતર સાક્ષિ વસો છો આભ્યંતર, કે શું ગયા છો કેદાર. ક. ૧
ઇંદ્રિયો સકલ ઉદ્યોત કરો છો તમે, પ્રવૃત્તિ નિવૃત્તિ પ્રેરણાર;
શકયતા નહિ કોયની તુમ પાખેં, સર્વના તમે શિરદાર. ક. ૨
વિદ્યા અવિદ્યા વશ છે તુમારે, જેના અતુલ અધિકાર;
પેહેલિ પ્રેરો ત્યારે મુક્તિ ભાસે, બીજીયેંથી સંસાર. ક. ૩
મહત્વાદિક મોહોટા ઘણા જે, સ્રષ્ટીના સરજાણહાર;
તે પણ તુમથી સત્તા પામ્યા ત્યારે, કેહેવાયા કરતાર. ક. ૪
સ્વયંભુનું પણ સૂત્ર ગુંથાયું, ત્યારે ન ઉકલ્યો તાર.
કરૂણા કરી તમે વેદ વિસ્તારયા, અંતર કરીનેં સંચાર. ક. ૫
સાધન સહુ વશવર્તિ તમારે, જ્યેં અંતરી જ્યે બાહાર;
પ્રેમ તમારો પ્રેરયો કરે તે, વૃત્તિનેં કૃષ્ણાકાર. ક. ૬
એક તમેં ને અનંત તમે છો, નિર્ગુણ ગુણભંડાર;
સહસ્ત્ર મુખેંથી શેષ રટે તોહ્યે, પાંમે ન પૂરણનો પાર. ક. ૭
કિંકર જાણિ મુને કરૂણા કરો હવે, અથડાવો ન આવાર;
કૃષ્ણરામને કૃષ્ણ તુમારો, એક અતુલ આધાર. ક. ૮

વી૦ ૨૨ પા૦ ૧૭



## કીર્તન ૨૮૯ મું.

### દેશી ફેર.

આવો નટવરનંદનના નંદનરે, સાંમળિયાજી સાંભળીયે.
અવિનાશી અઘૌઘ નિકંદનરે. સાં.
તમે અચ્યુત આપે કાહાવીરે. સાં.
આજ આળસ ધરો ક્યમ આહાવીરે. સાં. ૧
મુંને છેક છબિલા ન છળિયેરે, સાં.
મેહેરબાની કરીનેં મળિયેરે; સાં.
માહારૂં જોર કીયું તે જાંણોરે, સાં.
તમે તાત થઈ નવ્ય તાંણોરે. સાં. ૨
જ્યમ બાલ બીહે હાઉ દેખીરે, સાં.
તેને તાત ન મૂકે ઉવેખીરે. સાં.
બાલ બિહિતું થરથર કાંપેરે. સાં.
તેને તાત તે ઉરથી ચાંપેરે. સાં. ૩
ત્યમ કાંમ ક્રોધ મત્સરથીરે. સાં.
દેખી હું ડરૂં તેહેના ડરથીરે. સાં.
માંહારૂં મન તે થરથર ધ્રુજેરે. સાં.
સખા સાધન એકે ન સુજેરે. સાં. ૪
માટે પ્રભુનેં નિત્ય પૂકારૂંરે. સાં.
છુટી સકવા ગજું નથી માહારૂંરે. સાં.
તમે સર્વ પ્રકાર સુધારોરે. સાં.
અર્ભકને આવી ઉગારોરે. સાં. ૫
માહારે માથે તમે છો નાયકરે. સાં.
નિર્બળને નિર્ભય દાયકરે. સાં.
પ્રૌઢ પુત્ર પોતે રળિ જ્યમશેરે. સાં.
ન્યાંહાનાં બાલ તે તાતનેં નમશેરે. સાં.
ત્યમ કૃત ત્રેતા દ્વાપરનારે. સાં. ૬
જ્યે જીવતે બિનમત્સરનારે. સાં.
તેતો સાધન સબળા કરતારે. સાં.
તારી કેને આપે તરતારે. સાં.

દ્રઢ ધીર્ય હૃદયમાં ધરતારે. સાં. ૭
જેને તૃષ્ણા ન સકતી તાંણીરે. સાં.
તેતો પાંમતા તમને પાંણીરે. સાં.
અમે કલિયુગમાં અવતરીયારે. સાં.
હૃદે રાગ રોષને ભરીયારે. સાં. ૮
અમથી તો સાધે ન સાધનરે. સાં.
મેલ ભરીયાં અમારાં છે મનરે. સાં.
માટે દ્રઢ ધીરજ નથી રેહેતીરે. સાં.
વૃત્તિયો નથી વશમાં રેહેતીરે. સાં. ૯
પ્રૌઢ પાપે રચ્યાં પ્રારબ્ધરે. સાં.
માટે લક્ષ્ય થતી નથી લબ્ધરે. સાં.
તેહેમાં સહુથી હું બહુ પાપીરે. સાં.
ઉર ઉઘડ્યું નથી અદ્યાપીરે. સાં. ૧૦
ભણ્યો ભાગવત ગીતા ભાષ્યરે. સાં.
તોહ્યે હૃદય થયું ન પ્રકાશ્યરે. સાં.
વ્યાસ કેહેવાઈ વગોવાઉંરે. સાં.
સ્થિરતા બિન થાંથો થાઉંરે. સાં. ૧૧
ભગવજ્જન પૂછે ભાવિરે. સાં.
તેહેને હું શું સકું બતાવીરે. સાં.
હવે શી ગતી માહારી થાશેરે. સાં.
તુમ પાખે ક્યાંહાં કેહેવાશેરે. સાં. ૧૨
કરૂણા કર કરૂણા કરીયેરે. સાં.
બાળ્યકને બાંહે ધરિયેરે. સાં.
માહારી કૃષ્ણ ન જોશ્યે કરણીરે. સાં.
હૂંતો છું અવળો આચરણીરે. સાં. ૧૩
હું ચરણ શરણ છું દાસરે, સાં.
સંભાળ કરો શ્રીનિવાસરે; સાં.
તમે શરણાગત વિશ્રામરે. સાં.
પાળો પતિત પાવન નાંમરે. સાં. ૧૪
મુંને પકવ પ્રતીતિ દીજેરે, સાં.
જ્યમ મનડું માહારૂં રીઝેરે; સાં.

માહારી વૃત્તી કરો વિતૃષ્ણરે, સાં.
કૃષ્ણરામથી બોલો કૃષ્ણરે. સાં. ૧૫

વિ૦ ૨૨ પા૦ ૨૧

## કીર્ત્તન ૨૯૦ મું.

### દેશી ફેર.

પ્રતીતિ આપો પ્રિયતમરે, વિસ્મરણ વિસરવા;
વૃત્તિયોનો થાવા વિરમરે, ધૃઢતા મન ધરવા. ૧
કઇક કાલથી કૃપણ પુકારૂં, બાલ જાણીને ઉઘાડીયે બારૂ;
ઉરથી આઘુ ખસે અંધારૂ, અનૂકુલ બને ઉદ્યમરે. વિ. ૨
લક્ષ થવાને ઉઘાડો લોચન, વિવેક ઘોતિયે વિશ્વ વિરોચન;
પરિ વેદના કરવા પરિમોચન, શિઘ્ર શુદ્ધ જગાવો શમરે. વિ. ૩
ભૂત ભાવીને ભવત્ સમજાવો, ભક્તિ રસીક જન સંગ ભજાવો;
વાસના વિષય તણી વરજાવો, પછિ પૂછિ સકે નહિ યમરે. વિ. ૪
પતિતપાવન જયે બિરૂદ ધર્યુંછે, સ્થિરથઇ તે માહારે ચિત્તે ઠર્યુંછે;
કૃષ્ણરામ કહે કારજ સર્યું છે, ભૂધર તેહેનો ભાગો ભ્રમરે. વિ. ૫

વિ૦ ૨૨ પા. ૨૨

## કીર્ત્તન ૨૯૧ મું.

ક્યાહારે બોલશો કરૂણાકરરે, મેહેરબાન મુરારે;
સેવકના સખા શ્રીધરરે, વેગે આવવા વાહારે. ધૃ. ૧
નિત્ય પુકાર નવો મે કીધો, દીનવત્સલ તેહેનો જવાપ ન દીધો.
હવે કાહાવશો ક્યાહારે ખબરચરે, મેહરબાન મુરારે. ૨
જીનગાની હવે લાગી જાવા, લક્ષ્ય તણો નવ્ય લાવ્યો લાહાવા;
કૃપાલ કાં કરો કાવાદાવા, આહાવો પામસ્યો ક્યાંહા અવસરરે. મે. ૩
વિષમ નડેછે વિયોગ તમારો, ઉગરવાનો નથી કોય આરો;
આપનો યશ અંવલોકી ઉગારો, શરણાગતને સત્વરરે. મે. ૪
ભવ્ય ભરૂંસેથી દીલ ભરીયે, પ્રતીતિ આપવા જવાપ ઉચ્ચરીયે;
કેવળ કરૂણા કરિને ધરિયે, કૃષ્ણ કૃષ્ણરામનો કરરે. મે. ૫

વિ૦ ૨૨, પા૦ ૨૩

## કીર્તન ૨૯૨ મું.

### પ્રશ્નરૂપ ગુણ વર્ણન.

આવો તજી મન આંબળો, રંગ રીઝે, (૨) પ્રભુજી મજ પાસ,
સંશય કહું તે સાંભળો, તેના દીજે. ઉત્તર અવિનાશ. આ. ૧
આદિ અભેદ છો જો તમે, ત્યારે માયા, (૨) કુણ બીજી વસ્ત;
જેના ભમાવેલા ભમે, જન વાહ્યા, સંસારિ સમસ્ત. આ. ૨
આપ્ત કાંમ જો આપથી, છો છબીલા, (૨) પૂરણ પરબ્રહ્મ;
આપ ઇચ્છાના પ્રતાપથી, બહુ લીલા, કરો કેશવ કયંમ. આ. ૩
ક્ષેત્ર સકલ મધ્યે હૃદિ, ક્ષેત્રજ્ઞ, (૨) છો એકજ આપ;
કોણ ભોગે છે ફરીફરી, થઇ અજ્ઞ, ત્રણ્ય ભાતિના તાપ. આ. ૪
અંશ તમારો આવર્ણથી, કયમ આંજ્યો (૨) અવિદ્યાથી જાય;
જીવ જરા ભય મર્ણથી, ગયો ગાંજ્યો. તે કયમ કેહેવાય. આ. ૫
વ્યાપક આત્મા જો ઠરે, ત્યારે તેનેં (૨) શો ભ્રમવાનો ભર્મ;
આપે અકરતા તો કો કરે, ધરિ દેહનેં, કઈ વિધનાં કર્મ. આ. ૬
આત્મા એક સહુનો યદા, ત્યારે બહુની (૨) ગતિ કાં ન કળાય;
એક છુટે જ્યારેં આપદા, સાથે સહુની, કાં મુક્તિ ન થાય. આ. ૭
માયા મરચા વિના લિંગનું, કયમ છૂટે, (૨) બંધન બલવાન;
ચિત્ત વિષયના સંગનું, તે ન ત્રુટે, સાંધ્યૂં સંધાન. આ. ૮
પ્રકૃતિ વિનાથી પુમાનનેં, જન જાંણે, (૨) અળગો કયમ એક;
પુરૂષ વિનાથી પ્રધાનને, પરમાંણેં, છૂટચે કયમ છેક. આ. ૯
જ્ઞાંન થાય કદી સાંભળેં, સુમતિથી, (૨) આવે ઓળખાંણ,
તરત થયું તે તો ટળે, પ્રકૃતીથી, કયમ થાય કલ્યાંણ. આ. ૧૦
સહુજન ચાલે સ્વભાવથી, નવ્ય ત્યાગેં, (૨) વિજાતિનો વેધ;
બહુવિધ શાસ્ત્ર બણાવથી, તારે લાગેં, કોહોંને વિધિ નિષેધ. આ. ૧૧
જીવ ઇશ નથી જૂજવા, જ્યારે અંતેં, (૨) નિત્યે નિજ તંત્ર;
સેવ્ય સેવક ત્યારે કાં હવા, કહ્યા સંતે, કાં નિયમ્ય નિયંતૃ. આ. ૧૨
અનાવરિત આત્મા હશે, તો તેન્હાનેં (૨) કયમ મોક્ષને બંધ;
જેંને કલંક નથી કશે, એહેવાને, કાં થયો ગુણ ગંધ. આ. ૧૩
નિત્ય મુક્ત આત્મા યદા, તેનેં આશી (૨) મુક્તીની આસ;
સત્ય સ્વરૂપ જો છે સદા, એ ઉદાસી, ત્યારે કાં અધ્યાસ. આ. ૧૪
પંચભૂતનાં પેહેરીયા, અંગરખા (૨) આત્માયે અપાર;

ઉચ્ચ નીચ કહિયે કિયાં, સહુ સરખાં, દીસે નરનારય. આ. ૧૫
વિશ્વ વૃક્ષના નીડમાં, બેઠા યોગે (૨) પક્ષી બે પવીત્ર;
એક ભજ્યો કયમ ભીડ્યમાં, ભુલી ભોગે, મુક્યો કયમ મીત્ર. આ. ૧૬
જાગૃત સ્વપ્ન સુષૂપ્તિયો, કયમ લાગે (૨) એકલને અંગ;
જૂદો જગાવિ જુવે કીયો, નિત્ય જાગે, રહિ આપે અસંગ. આ. ૧૭
કોણ પૂણ્ય પરતાપથી, એક સુખિયો (૨) રહે શુદ્ધ સુજાંણ;
કિયા પૂર્વના પાપથી, થઈ દુખિયો, રહે એક અજાંણ. આ. ૧૮
હાકનાર જ્યમ હાકશે, જેણે રસ્તે (૨) વેહેશેજી વેહેલ;
રાખો કહે ત્યહાં રાખશે, પરહસ્તે, એ બિચ્ચારા બેલ. આ. ૧૯
જીવ ઇશનો પ્રેરિયો, કર્મ કરશે (૨) રગડાશે રાંક;
માયા ઘેનથી ઘેરિયો, કેનો ઠરશે, વિઠ્ઠલ એ વાંક. આ. ૨૦
હાથ પાગ બાંધી કરી, જલ ઉંડે (૨) નાંખ્યો જેને નાથ;
આપેસ કે કયમ ઉદ્ધરી, તેતો બૂડે, જો ન પકડો હાથ. આ. ૨૧
ભલા દિસો જ્યમ ભૂધરા, ત્યમ કરીયે (૨) સ્વામી સંભાળ;
લક્ષ ધરી લક્ષ્મીવરા, હવે ધરિયે, જનની જંજાળ. આ. ૨૨
વિશ્વેશ્વરા વાંકા વહો, સહુ સાથ્યે (૨) શું ન ધરો નાક;
છેતરી કયમ છાંના રહો, નથી માથે, કો ધણિની ધાક. આ. ૨૩
નિર્ગુણ છો ત્યારે નાથજી, કયમ ધરિયું (૨) પૂરૂષનૂં રૂપ;
બ્રહ્માજીયે ઓળખ્યું ભજી, દ્રઢ કરિયું, અંતરમાં અનૂપ. આ. ૨૪
અક્રિય છો ત્યારે આપથી, કાં વછોડ્યાં (૨) પ્રકૃતીથિ સત્વ;
પ્રીત્યે પોતાના પ્રતાપથી, કયમ જોડ્યાં, જીવાડીને તત્વ. આ. ૨૫
અવયવ જો તમને નથી, તો હજારો (૨) કયમ કરપદ કર્ણ;
પ્રાંણી તમારાં પ્રાંણથી, સહુ ધારો, કયમ અશરણ શર્ણ. આ. ૨૬
વેદ તણી વિધિયો ઘણી, કહો મીઠી (૨) કાં ભુલાવો ભર્મ;
પુત્રી હતી પોતા તણી, કાં ન દીઠી, સંભાળિ ન શર્મ. આ. ૨૭
આપે અકરતા છો તમે, ત્યારે હરજી (૨) તમે ત્રિભુવન તાત;
કલ્પ કલ્પ કેરે સમે, કાં સરજી, સૃષ્ટી બહુ ભાત્ય. આ. ૨૮
દક્ષની પરણ્યા દીકરી, દાંન લીધું, (૨) ભલિ ભાગી ભૂખ;
અસુર યજ્ઞસહ સંહરી, વળિ કીધું, કાં મેષનું મુખ. આ. ૨૯
શ્રેષ્ટ જાંણીને પ્રાંણના, ત્યહાં થપાવ્યા, (૨) કરિ કોટના નાથ;
ભોળા કેહેવાઇને બાંણના, કાં કપાવ્યા, પાસે રહિને હાથ. આ. ૩૦

કોશ સુંપ્યો ભંડારિને, લેઈ દીક્ષા, (૨) સાચવવું આહુઓ;
ભસ્મ ચરમ વપુ ધારિને, છતે ભીક્ષા, માંગી કાં ખાઓ. આ. ૩૧
ચતુરપણે ચતુરા ચકી, તમે શાંને, (૨) થઈ આત્મારામ;
મોહ થયા મોહિની થકી, મનમાંને, કયમ બાળ્યો કાંમ. આ. ૩૨
ભસ્માંગદના ડરપને, ધરિ કંપ્યા, (૨) ન શકયા લેઈ વેર;
ઉર સોહાવી સર્પને, કયમ જંપ્યા, જીરવીને ઝેર. આ. ૩૩
નાચ્યા તમે કયમ નગ્ન થઈ, મૂકીને, (૨) જગદીશનો ટેક;
પુત્ર હણ્યો કર શૂલ ગ્રહિ, ચૂકીને, કયમ એકજ એક. આ. ૩૪
ઉત્તમ થઈ ઉલટુક શું, આચરો છો, (૨) પૂજાવીને લિંગ;
વિશ્વ વસાવ્યું જયે વશું, કાં કરો છો, ભલા થઇને ભંગ. આ. ૩૫
મેળ નાખ્યો શું મૂળનો, કરચે કષ્ટે (૨) કાં કુંડલ એક;
તકીયો મળ્યો ન શું તૂલનો, ધરયો પૃષ્ટે, કાં હલનો ટેક આ. ૩૬
લાંચ લેઈ અગિયારથી, વારેવારે, (૨) શું દહો ત્રૈલોક,
સંચય શું કરો સ્વારથી, વહિ ભારે, ઝોકીને ઝોક. આ. ૩૭
ફેરી ફરો અંતરિક્ષ રહી, નિત્ય નેકે, (૨) કાં તજી ઘરસૂત્ર.
નગથી પગ પામે નહી, એમાં એકે, સારથી કે પુત્ર. આ. ૩૮
બ્રાહ્મણના છો પાલકા, તો જયમાટો, (૨) ધરિ પૂરણ પ્રીત્ય;
સાઠ્ય સહસ્ત્ર રૂષીબાલકા, કાં ભમાડો, પાછ્યે પગે નિત્ય. આ. ૩૯
જલ જગતિનું હરો ભમી, ન નિહાળ્યે (૨) કાં ભલા થઇ ભર્ગ;
તર્ષા તોહ્યે શું નથી શમી, ત્રણ્ય કાળે, અજી ઇચ્છો અર્ઘ્ય. આ. ૪૦
માસે માસે લ્યો નવા નવા, સખા સાથ્યે, (૨) જુવો અયન અનૂપ;
ખોયું ફરોછો શું શોધવા, નાવે હાથ્યે, રાત્રીતણું રૂપ. આ. ૪૧
જયે કોય જાય તમને મળી, તેની ચોકી, (૨) શું કરો થઈ દેવ;
નાવવા ઘો પાછો વળી, રહો રોકી, એ શિ તમને ટેવ. આ. ૪૨
પેટ પૂરૂં ન ભરે કદા, કે ડરોછો (૨) મૂષકને દસ્ત;
કે સેવક કાજ્યે સદા, એ ધરોછો, મોદક એ હસ્ત. આ. ૪૩
વૃત્ત કુંઆરાં આચરો, રહિ શુદ્ધ, (૨) તો ધરો કાં દંડ;
સુંદર થઇને સુંદરી, કરિ યુદ્ધ, કાં હણ્યા ચંડ મુંડ. આ. ૪૪
આત્મ સ્વરૂપ અભિન્નને, જ્યારે બોધો (૨) કરિ સત્ર સમાજ;
વૈકુંઠ જઇને અન્યને, શાંને શોધો, દરશનને કાજ. આ. ૪૫
એક સ્વરૂપ અકુંઠથી, રહ્યું વ્યાપી (૨) જ્યારે જાંણો વિચ્યાર;

ત્યારે તમે વૈકુંઠથી, શાને શાપી, પાડ્યા પ્રતિહાર. આ. ૪૬
શાંતરૂપ જ્યારે છો યતી, કયમ બળિયા (૨) ત્યારે સાઠ્યહજાર;
દરશને કાં ન થઈ ગતી, મોક્ષ મળિયા, કયમ ગંગનેવાર. આ.૪૭
આપ સકલના ઇશિ થઈ, કાં તપો છો (૨) તપ થઈ પરતંત્ર;
શીતાદીને સદા સહી, એ જપો છો, તમે કોહોનો મંત્ર. આ. ૪૮
વિશ્વ વસે કઇ રોમમાં, એવી કાયા, (૨) વ્યાપક સરવત્ર;
જયેહ સમાંઓ ન વ્યોમમાં, તે સમાયા, કથમ વટને પત્ર. આ.૪૯
દાસ દૂધ શું આપવા, કોય નાંખ્યો (૨) કરવાને પૂષ્ટ;
ભૂધર કયમ ભૂખ્યા હુવા, શાંને ધાવ્યો, અંઘ્રીનો અંગુષ્ટ. આ. ૫૦
કામ રહિત એહેવા કહી, વેદે વરણ્યાં, (૨) ત્યારે આશો અનંગ.
પ્રીત્યે પોતાને કરે ગ્રહી, કયમ પરણ્યા, સહજાને સંગ. આ ૫૧
શે થે માળે કાં ચઢાવિયો, જેણે જાપ્યા (૨) ધ્રૂવ નોહોતો ચોર;
હલે ન ત્યમ કાં જડાવિયો, કરે આપ્યા, શિશુમારનાદાર. આ.૫૨
કરીનું શું સારૂં કરયું, જેને ઝાંખ્યો (૨) સાંભળીને પુકાર;
સુમ સંસાર તણું હરયું, કાહાડી નાંખ્યો, બાધા વિશ્વથી બાહારચ;
આ. ૫૩
બાહારવટે તમે કા ગયા, દયાસિંધુ (૨) કરી લોકનો ત્યાગ;
વૈકુંઠવાસી જુદા થયા, કોણ બંધુ, માંગતો હતો ભાગ. આ. ૫૪
હંસ થઇને હંસનું, કયમ બાળ્યું (૨) ધાઢું ઘરસૂત્ર;
ત્રિષય વણિજના વંશનું, કુળ બાળ્યું, આપીને ઉત્ર. આ. ૫૫
નૈષ્ટિક થૈ સરવજ્ઞને, ગાઓ ગાંને (૨) જ્યારે આપને આપ;
ત્યારે ઉદ્ધરતાં અજ્ઞને, પામ્યાં શાને, સંસારિથી શાપ. આ. ૫૬
યતિના ધર્મ જણાવવા, જ્યારે દીધો (૨) શુભ બોધ સુજાણ;
ભ્રાંતને ત્યારે ભ્રમાવવા, શાંને લીધો, મુખથી પાષાણ. આ. ૫૭
નિત્યે રહ્યા કયમ નેમથી, થૈ ઉદાસી (૨) શો હતો આરોપ;
કો શું પકડતો તો પ્રેમથી, ગયા નાશી, અગ્નીમાં અલોપ. આ. ૫૮
અત્રિયે એક બોલાવિયા, ધરિ ધ્યાંને (૨) દરશનને દેવ;
ત્યારે ઉતાવળા આવિયા, ત્રણ્ય શાંને, શું જયમવિતી શેવ. આ. ૫૯
એક ગુરૂથી ગયું નહી, શુ શમીને (૨) એ અહંપદ ઇશ;
માથુ કરી ભ્રાન્તી ગ્રહી, કાં ભમીને, ચિંતવ્યા ચોવિસ. આ. ૬૦
સદ્દ થઇ મધૂને સમે, ગયા હારી (૨) કરી ન જણ્યો જીવ;

ટેક તજીને કાં તમે, ત્યહાં ધારી, ઘોડાની ગ્રીવ. આ. ૬૧
ગોપાલક નાંમે કરી, જો ગવાયા (૨) શ્રુતિયોથી સ્પૃષ્ટ;
ત્યારે ધનુષ કરમાં ધરી, તમે ધાયા, કાં ગાયને પૃષ્ટ. આ. ૬૨
ડુબ્યું ત્રિલોક તેણે ક્ષણે, કહ્યું ખોટું (૨) સત્યવૃત્તને સંગ;
એમ દેખાડયું એ લક્ષણે, સકે મોટું, શીશે થયૂં શૃંગ આ. ૬૩
બાજુબંધ અજુવાળવા, શાંણુ સારો (૨) શું ન પડયો દ્રષ્ટ;
અથવા કંકુને ટાળવા, તમે ધારયો, ફરતો ગિરિ પૃષ્ટ. આ. ૬૪
વૈદ્ય થઈ અજી દામને, શૂં નિહાળો, (૨) કરિ ધનિનો યોગ;
જો થવું ચ્યાહો નાંમને, તોતો ટાળો, મજ રંકના રોગ. આ. ૬૫
સમ દ્રષ્ટિ કેહેવાઇને, કયમ દીધી, (૨) અસુરોને આંચ;
સુધાસુરોને પાઈને, સકે લીધી, લક્ષ્મીવર લાંચ્ચ. આ. ૬૬
નીકળ્યા નાક વાટચે થઈ, દૈત્ય મારયો (૨) એહેવો ક્યો ઉત્સાહ;
દંષ્ટ્રાવડે ધારી મહી, તમે ધારયો, કાં વેષ વરાહ. આ. ૬૭
પ્રલ્હાદે ભજ્યા પ્રિયતમ, સહ્યો દેહેનો (૨) સબળો સંતાપ;
પ્રસંન થયાં પુરૂષોત્તમા, ત્યારે તેહેનો, કાં મારયો બાપ. આ. ૬૮
કયારે પેઠાતા જયે સ્તંભથી, નીકળિયા (૨) ઉગારવા અર્ભ;
નાદ કીધો કાં દંભથી, જેણે ગળિયા, ગરિબણિયોના ગર્ભ. આ.૬૯
પરધન ઉપર રાચવા, સહ્યેહાસે (૨) શી આવીતિ ખોટ્ય;
જગદીશ્વર ગયા યાચવા, બલિ પાસે, દેઈ કાં દોટ્ય. આ. ૭૦
વામન વેશે હાથમાં, જલ લીધૂં (૨) ચકિયા રહિ ચ્યૂપ;
સત્ય મૂકી સહુ સાથમાં, પછિ કીધૂં, ત્રીવિક્રમ રૂપ. આ. ૭૧
બંધન કાં કીધો બલિ, પળ્યો સમને (૨) નથિ ચૂકયો લગાર;
છત્ય સઘળી લીધી છળી, કોય તમનેં, નોહોતું પુછનાર. આ. ૭૨
આપ્યું ઇંદ્રને તે ક્ષણે, વાળ્યું દેવું (૨) શું લિધુતું ઉધાર;
ઈશ થઈ એહેવે લક્ષણે, પડયું રેહેવું, થઇ દેવડીદાર. આ. ૭૩
વિભુને થવું પડયૂં વાંમણું, ધરિ ભુજને (૨) સેહેવો પડયો શ્રંમ;
જાંણો છો દુ:ખ યાચ્યા તણું, તોહ્યે મુજને, ભીખાવો કયંમ. આ,૭૪
બ્રાહ્મણ થઈ એ શું ભણ્યા, માને મારી (૨) ગ્રહિ પરશુ પ્રચંડ;
કાં ક્ષત્રીના રૂધિર તણા, કરયા ભારી, કુરૂક્ષેત્રમાં કુંડ. આ. ૭૫
મહિપનું માંન ઉતારિયું, ધનું તોડી (૨) સીતા વરયાં સેહેજ;
દાન વેળા કયમ હારિયું, કર જોડી, તપસ્વીનું તેજ. આ. ૭૬

*બ્રાહ્મણી ને ક્ષત્રી થઇ, કાં સ્પરશો (૨) અંઘ્રી તમે આપ;
પૂછશે કો પહ્લો અહી, શો કરશો, જગદીશ્વર જવાપ. આ. ૭૭
રાય તણે રૂપે કરી, જ્યારે આપ્યા (૨) કઇ દરદી દાંન;
વરવા આવી જયે સુંદરિ, તેનાં કાપ્યાં, કાં નાકને કાંન. આ. ૭૮
પંખી પઠાવ્યો ધાંમને, એહેમાં શાંનું (૨) ચિંતવિયે ચીત્ર;
કરો ન પંખાના કાંમને, તોતો માનું, માધવ હું મીત્ર. આ. ૭૯
ત્યાગ કરી સર્વ વસ્તનો, વન વળિયા (૨) મઝ્યો નારીને ચોર;
વેષ લીધો વાનપ્રસ્થનો, ત્યારે મળિયા, શૂ શબરીનાં બોર. આ.૮૦
સખ્ય કરયું સુગ્રીવથી, પણ પાળ્યું, (૨) સૂંપીને શેહેર;
વાલી વધ્યો કાં જીવથી, એતે વાળ્યું, કોણ જન્મનું વેર. આ. ૮૧
અર્ધે નાંમ લખી અર્ણવે, જે જયે ધારયાં (૨) તે તરયા પાષાંણ.
આખે નાંમે જો અમે હવે, જશું મારયા, તો એ કે હોને હાંણય.
આ. ૮૨
વિપ્ર તણા વંશને હણી, હવેહેલાં (૨) કયમ થાશો પવીત્ર;
એ શું સહ્લા તેથી ભણિ, તેણી વેળાં, હતા મરકટ મીત્ર. આ. ૮૩
રાક્ષસ કુલને સંહરિ, તેનું આયુઃ (૨) સંચય કરયું શેષ;
ભક્તને આપ્યું ભેળું કરી, તે ચીરાયુઃ, કીધો લંકેશ. આ. ૮૪
ભ્રાતે ભજ્યા ભાવે કરી, જેણે જીત્યા (૨) તેને કાં કરયો બાહારય;
લોકાપવાદે કાં તજી, સતિ સીતા, તમે નિર્મલ નારય. આ. ૮૫
અવધપુરીના પ્રાંણિને, વેગે વહીને (૨) પોહોચાડ્યા ધામ;
ધોબી તજ્યો તે શું જાણિને, તિર્થ જઇને, જે રટતો રામ. આ.૮૬
શોધી નહિ કાં સુંદરી, જેને પેટે (૨) પોંચે મનની આસ;
મત્સગંધા માતા કરી, વશ્યા બેટે, કાં થઇને વ્યાસ. આ. ૮૭
મર્મ જણાવા મોટાઇનો, વેદ ભાખ્યો (૨) ઓળખાવા અંશ;
કૈલાસવાસી કોઠાઇનો, કયમ રાખ્યો, વિધવાથી વંશ. આ. ૮૮
અંધ તણો જયે સારથી, તેના ત્રોડ્યા (૨) બંધ આપીને દ્રષ્ટ;
શાંહાંણા થયા કયમ સ્વારથી, તમે દોડ્યા, કાં પૂત્રની પૃષ્ટ. આ.૮૯
જયેષ્ટ ભ્રાત છ ગયા મરી, લાગી ઈજા (૨) ગડગડિયું વ્યોમ;
જન્મ થયાં પેહેલાં હરી, હતો ત્રીજા, શું ભૂવનમાં ભોમ. આ. ૯૦
સૌરી હતો શૂં સાતમે, સુખ માગ્યો (૨) કે એ સુખનો વશમ;

---

* અહલ્યાને.

કે એ પ્રગટ્યા તે સમે, કલિ લાગ્યો, કહો કાં થયા શ્યામ. આ. ૯૧
માત તાતને તમ્યો મળ્યા, જ્યારે વરથી (૨) તો શિ લીધિ સંભાળ;
અર્ધ નિશાયે ઉચળ્યા, કેના ડરથી, થઇ કાળના કાળ. આ. ૯૨
શાંમ સ્વરૂપ વિકાશિયું, તનું ભીની (૨) રહ્યા પાછળ નાગ;
કઉતુક સરખીયું ભાશિયુ, નહિ બીહિની, સકે થઇ બે ભાગ આ. ૯૩
પાવા આવિ પયોપાંનને, એ જે લીધા (૨) જગજીવન જાણુ;
જાંણી તમે કોણુ જ્યાંનને, એ ના પીધા, પયો સહિતાં પ્રાણ.
આ ૯૪
સ્કંધ બેસારી સત્કીયો, દેખડાવ્યાં [૨] જેણે વનનાં ઝાડ;
પથ્થર સાથે પટકિયો, રવડાવ્યાં, કાં તેનાં હાડ. આ. ૯૫
સુખ કારણુ જ્યારે પૂછિયું, પાસે આવી [૨] જાંણીને જાત;
વિશ્વ દેખાડયું મુખે કિયું, બિન્હરાવી, માધવ કાં માત. આ. ૯૬
ચોરી કરી કયમ હારિયાં, ઘર ઘરથી (૨) ગોપિયોના ગવ્ય;
મર્કટને કયમ ચારિયાં, વનચરથી, શું મળિયું દ્રવ્ય. આ. ૯૭
નિર્બંધન થઇ નામથી. કુણુ શાપે (૨) તજવિ પડી ટેવ;
કાં બંધાયા દામથી, તમ્યો આપે, દામોદર દેવ. આ ૯૮
કોણુ રંગથી રાચિયા, અવિનાશી (૨) ગોપીયોને પાશ;
ઘુઘરૂ બાંધી નાચિયા, સહિ હાશી, શૂં ન મળતી છાશ. આ. ૯૯
વચ્છ પાલક થઈ વચ્છનેં, કયમ મારયો (૨) શૂંહતા પગ પાંચ;
તીર્થ નિવાસી સ્વચ્છને કાં વિદારયો, શું લેવીતિ ચાંચ. આ ૧૦૦
મરચા અઘાસુરને અડી, નવ્ય નાહ્યા (૨) કરવા ભોજંન;
હેઠી ન મૂકી શીંગડી ગયા વાહ્યા, શું ‡અહીરને અન્ન. આ. ૧૦૧
તોહ્યે શું પેટ ભરયું નહીં, વળિ લીધાં (૨) બહુ રૂપ વિશુદ્ધ;
સાથ્યે શિશુ સહુના થઇ, વળિ પિધાં, †ગૌગોપીનાં દૂધ. આ. ૧૦૨
ઇંદ્ર યજ્ઞ ઉંઝવાંવિયો, તમે શાંને (૨) વિધિના વદનાર;
પર્વત કયાં પૂજાવિયો, એવિ સાંને, સહ્યો ગિરિધર ભાર. આ, ૧૦૩
ગોપવંશની બાલિકા, સહુ સરખી (૨) મન રાખીને લગ્ન;
વ્રતે પૂજતી કાલિકા, તેને નિરખી, કાં નિરંજન નગ્ન. આ. ૧૦૪
પૂજ્યજનોની પ્રત્નિયો, તેનું યાચ્યું (૨) આપે કયમ અન્ન;
કહો અપરાધ હતો કિયો, જ્યે ન રાચ્યું, મુનિયોનું મંન. આ.૧૦૫

‡ ગોવાળને. † બ્રહ્માએ ગૌગોપ ગુપ્ત કરયાં તે સમયનું વર્ણન છે.

પામર સાથ્યે શું લડી, સંહારચો (૨) કુચ્છિત ફલ કાજ્ય;
વાહકને સ્કધે ચઢી, તેને મારચો, એવિ શી હતી દાજ્ય. આ. ૧૦૬
આઈ ગરૂડના ભાગને, નાંઠો ત્યાંથી (૨) કુડું કરિ કૃત્ય;
માટે શું નાથ્યો નાગને, તમે કયાંથી, શીખ્યા હતા નૃત્ય. આ. ૧૦૭
ગવ્ય ગોપીનાં ઘણા ચરચા, વળિ લીધાં. (૨) હશે કઇ બલિદાન;
થઇતિ અજીર્ણ [1]જ્યેબરાં, તમે કીધાં, દાવાનળ પાંન આ. ૧૦૮
કૃષ્ણ ઓઢવિ કાંબળી કયમ ભાવી (૨) શું ન મળિ દુશાલ;
વિષ્ણું વંશની વાંસળી, કાં બજાવી, એવી શી છે રસાલ. આ. ૧૦૯
જે પદ રજ પામે નહિ, દિલ જૂઠે (૨) કોય રંક કે રાય;
તે તમે વ્રંદાવને રહિ, ફરિ પૂંઠે, કયમ ચારી ગાય. આ. ૧૧૦
મધુર મુરલિના નાદથી, પત્ય મૂકી (૨) મોહ્યું લોક;
ગોપી સરવ મર્યાદથી, ગઈ ચૂકી, શું ભણ્યાતા [2]કોક. આ. ૧૧૧
અંતરયામી અનંગથી, કયમ ભમિયા (૨) એ છે શ્યો ઉદેશ
પરનારીના સંગથી, રાસ રમિયા, રીઝી રુષિ કેશ. આ. ૧૧૨
કાંમણ કયાહાં શીખ્યા હતા, અંગોઅંગે (૨] ભરચાં દીસે અનેક;
છબિલા કયાંથી થયાં છતાં, ગોપી સંગે, પ્રીત્યે પ્રત્યેક. આ. ૧૧૩
અશ્વ આવ્યો ત્યારે કેશવા, શાંને મારચો [૨] કાં ન ઘાલી લગામ.
બાલપણામાં બેસવા, એવો સારો શું ન આવતો કામ. આ. ૧૧૪
સમાચાર અક્રૂરથી, શુંણિ મુકયાં (૨) વ્રજવાસી જંન;
ભજતાં ભાવ ભરપૂરથી, નથિ ચૂકયાં, તો કાં થયા ભિન્ન. આ, ૧૧૫
યમુનાને જલે જણાવિયું, તમે કયાંથી (૨) અક્રુરને લોક;
ગરૂડને પાસે અણાવિયું, સકે ત્યાંથી, આપી નાણું રોક. આ. ૧૧૬
પ્રભુ પારકી વસ્તને, દેખી સારી (૨) કાં કીધું કપટ;
કંઠ ધરિ નિજ હસ્તને, શાંને મારિ, નાખ્યો પરિયટ. આ. ૧૧૭
ગોવિંદ ગોપી સંબંધને, પરહરિને (૨) ગયા મથુરા મે'લી;
શાંને રમ્યા લેઈ ગંધને, સુધી કરિને, કુબજ્યા શું [3]કેલી. આ. ૧૧૮
એહરી નામ જણાવવા, આડો પાડી (૨) આણ્યો ગજનો અંત;
કે કોય વસ્તુ બણાવવા, લીધા કાહાડી, કાં દમીને દંત આ. ૧૧૯
ગોવિંદ ગાયો ચારવા, વન જાતા (૨) દોહિ પીતા દૂધ;
માટે શું મહ્લને મારવા, થયા માતા, જીરવીયું યૂદ્ધ, આ. ૧૨૦

---

૧ જે વખતે. ૨ કોકશાસ્ત્ર. ૩ વિષય ક્રિડા.

ખબરચ લેનો જ્યે ઘડી ઘડી, ન વિસામો (૨) ધરતો જોઈ વાટચ;
આવિયા જેને રથે ચઢી, એવો માંમો, મારિયો શામાટચ આ ૧૨૧
કોણ વેર મન આંણિને, પ્રાણ લીધા [૨] કાં પછાડયો પ્રશસ્ત;
દુઃખ માંમીનું વા જાણીને, તમે કીધા, શું હલુવા હસ્ત આ. ૧૨૨
અજામીલ મુક્તી ગયો, નામે રીઝયો [૨] જેથી જીતાયા યંમ;
[1]દરશ દીઠેથી થયો, જન્મ બીજો, મુચકુંદને કયમ આ. ૧૨૩
નિર્ભય કોને ભયે કરી, તમે ખશિયા [૨] નાશીને નેટચ;
તાતનું ગામ તજી હરી, કાં વશિયા; [2]સસરાને બેટચ આ ૧૨૪
ગુરૂને ઘેર જઈ તમે, ભલો ભણિયો (૨] સાચવવો સ્વાર્થ;
શંખ લોભે તેણે સમે, દૈત્ય હણિયો, કાં થઈ પરમાર્થ. આ ૧૨૫
[3]બેહેન્ય લીધી જેની તસકરિ, ધોળે દાહાડે [૨] ભોળવિ સહુ ભૂપ;
તેનું તમે મુંડન કરી, ઘાલિ ગાડે, કાં કીધો કુરૂપ. આ ૧૨૬
માધવ એવી મોહિની, ક્યાંથી જાણી [૨] કે નથિ કાંઈ શરમ;
કન્યા સારિ દીઠી કોયની, તેને આંણી, કાં ભુલાવિને ભરમ.આ. ૧૨૭
સોલસહસ્ત્ર શત આઠને, શ્યા વ્યાપારે [૨] પુરૂં પડશે અન્ન;
ઘડી કઈકિના ઘાટને, વારે વારે, સકે લીધૂં ધંન. આ. ૧૨૮
પાલક પાંડુ પુત્રના, થઈ હરાવ્યા [૨] કાં પાંચે વીર;
અણી તાંતણા સૂત્રના, શું વવાવ્યાં, તેના ઉગ્યાં ચીર. આ. ૧૨૯
શિશુપાલે શું ખોટું કહ્યું, હણ્યો ગાળે [૨] અચ્યુત કાં આપ;
કાશી નગર તમે કાં દહ્યું, બાનાંવાલે, શું કરયુંતૂં પાપ. આ. ૧૩૦
પ્રાશિ પત્ર ઈહા સુત્રને, તૃપ્ત કીધાં [૨] જ્યારે જગદીશ;
ત્યારે વિપ્રના પુત્રને, જ્યાંથિ લીધા, એ કુણ છે ઈશ. આ. ૧૩૧
વિશ્વ દેખાડયું અંગથી, જ્યારે થાકયો [૨] ત્યારે આપ્યું જ્ઞાન;
શિષ્ય વિજયનો શા રંગથી, રથ હાંકયો, તજી ઈશાભિમાંન.
આ. ૧૩૨
આયુધ મૂકયાંતાં આપથી, ત્યારે શાંને [૨] ધરયું રથનૂં અંગ;
ભીષ્મ તણા મહા તાપથી, કુણ ધ્યાને, નિજ પણ કરયુંભંગ.
આ. ૧૩૩
રંક શ્રીદામાના તાંદલા, લિધા માંગી (૨) મૂકી સર્વ દ;
ભાગ્ય ઉઘાડી કહ્યાં ભલા, રહ્ય લાગી, શો હતો એ સ્વાદ. આ.૧૩૪

---

૧ દરશંન. ૨ લક્ષ્મીના પીતા (સમુદ્ર). ૩ રૂક્ષ્મણી.

જનકરાય શ્રુત દેવના, તમે સાથ્યે (૨) ઘરમાં ગયા નાથ;
કોહોની કરીતી સેવના, તેનો માથે, શું હતો એ હાથ. આ. ૧૩૫
છોડચો ઉદ્ધવના અધ્યાસને, પ્રીત્યે પૂછયે (૨) કહ્યા પુરણ પ્રાણ;
તો કાં તજી ગયા દાસને, તેનું શું છે, કારણ કહી કૃષ્ણ. આ. ૧૩૬
યાદવ જ્યારે વધારિયા, ત્યારે ભ્રમથી (૨) કાં કરાવ્યો કોપ;
કિયે સ્વધામ સધારિયા, આજ અમથી, આંમ રહો છો અલોપ.
આ ૧૩૭
વર્ણાશ્રમના ધર્મને, કહો સાચા (૨) જણવીને યોન;
કુટિલ કરાવી કર્મને, કયમ રાચ્યા. તમે થઈને મોન. આ. ૧૩૮
પાસે આવીને અનાથને, મુખ માગ્યું (૨) દેવું પડતું દાન;
સકોચ્યા એ પદ હાથને, કે એ વાગ્યું, પેલા વટનૂં પાંન. આ.૧૩૯
ગરૂડને રોજી આપતાં, તો કાં બેશી, (૨) અવેં માહારાજ;
બિગડ્યા પછી જો થશો છતાં, ત્યારે પેશી, કાં રહ્યા છો આજ.
આ. ૧૪૦
એકાર્ણવ જલેં સાથ્યરો, અહિ અંગે (૨) કરિ સૂતા શીદ;
પલંગ કાં નવ્ય પાથ્યરો, કુણ રંગે, કરો નાથજી નીદ. આ. ૧૪૧
ભારે જળના ભેદથી, ભિજવાવ્યું, (૨) મણિ પૂરક સદ્મ;
ઉદરે અર્કના તેજથી, ઉગિ આવ્યું, શું એ નાભિયે પદ્મ. આ. ૧૪૨
પીતાંબર પોતે ધરો, રમા સંગે (૨) ભોગો સર્વ ભોગ;
ભક્તનેં કાં ભગુવા કરો, અંગોઅંગે જણવીને યોગ. આ. ૧૪૩
વિઠલ્લ શાં શાં વખાણિયે, દિસે અવળાં (૨) એ અગુણના ગુણ;
ગુરૂ ગમ્યથી જાંણિયે, તો છે સવળા, પણ સમજે કુણ. આ. ૧૪૪
પ્રેષ્ટ તમારી પ્રેરણા, જેવી મનને, (૨) તેવિ વિસ્તરણિ વાંણ્ય;
તેહેવા ગાયા ગુણ આપણા, જાણિ જનનેં, કરજ્યો કલ્યાંણ. આ.૧૪૫
રીઝો તો બંધ છોડાવજ્યો, વળિ વેહેલી, (૨) પૂરજ્યો મન હાંમ;
ખીજો તો માહારી ગોડાવજ્યો, તે હવેલી, જેનું કેહેલનું કાંમ.
આ. ૧૪૬
રાય થઈને રંકનેં કરે ધરજ્યો, (૨) જયે ન બૂડે બાળ;
વિશ્વનાથ માહારા વંકને, ક્ષમા કરજ્યો, હો દીન દયાળ. આ. ૧૪૭
હરજી ન બોલો કાં હશી, મન માંન્યે, (૨) નવ્ય ધરિયે ટેક;
પુરૂષોત્તમ પાસે વશી, હવે શાંને, છાંના રહો છેક. આ. ૧૪૮

અંતઃકરણ અકળાઈને, રહ્યું એહેતું, (૨) ભાવેથી ભોગ;
ચક્ષુ દેખવું ચ્યહાહિને, નથિ સેહેતું, વિઠલનો વિયોગ. આ. ૧૪૯
શાસ્ત્ર પુરાણ ને વેદથી, ગવરાવો (૨) નિજ બિરૂદ અપાર;
ભક્તવત્સલ શ્યા ભેદથી, નવ્ય આવો, દ્રષ્ટિને દ્વાર. આ. ૧૫૦
દાખવિ દેહે સોહ્યામણે, આ નિશાની (૨) શું કરવા સુખ;
ભૂધર માંહારી ભાંમણે, મન માની, ભાગે નહિ ભુંખ. આ. ૧૫૧
દ્રષ્ટિ આપી તો દેખાવીયે, હવે સ્વામી (૨) રંગીલૂં રૂપ;
લક્ષ આપી તો લક્ષાવિયે, કૃષ્ણ કાંમી, અબલો ના અનૂપ. આ. ૧૫૨
પેટ આપ્યું ત્યારે પેટને, નિત્ય ભરિયે, (૨) અનાયાસે આપ;
ભેખ આપ્યો ત્યારે ભેટ્યને, દેઈ હરિયે, માહારાં પૂણ્ય ને પાપ. આ. ૧૫૩
માત તાત સુત બંધવા, મિત્ર મોટા, (૨) દારા પશુ વિત્ત,
નજરે પડચા જ્યે નવા નવા, ઠરચા ખોટા, સ્વરગાદિ સહિત. આ. ૧૫૪
સર્વ સારનૂં સાર છો, એક આપે (૨) ભરિયા ભરપૂર;
અધમ તણા ઉદ્ધાર છો, જેને જાપે, દુઃખ ભાજ્યે દૂર. આ ૧૫૫
આ અવસર આપ્યો હરિ, થઇ દાતા, (૨) જાણિ ઉપનીઆસ;
દરશનને દાને કરી, કરો શાતા, દિલ માંનીને દાસ. આ. ૧૫૬
સાંભળિ વિશ્વાસે રહે, દુઃખ વાંમી, (૨) મન નાથનું નામ;
કાલાવાલા કરીને કહે, શિરનામી, કિંકર કૃષ્ણરામ. આ. ૧૫૭

સોરઠા.

એકસો સત્તાવંન, તૂક લખી, ત્રિશ્રૃંખલે;
માધવ મનવો મંન, કૃષ્ણરામ કરે વિનતી. આ. ૧૫૮
સંવત્ શત અઢાર, ચ્યુમોત્તરને ફાલ્ગુને,
વદિ સપ્તમી શનીવાર, ગ્રંથ પૂર્ણ લિખિયો તદા. આ. ૧૫૯
વી૦ ૨૫ પા૦ ૧

---

## કીર્ત્તન ૨૯૩ મું.

### દેશી દેર.

સેવક જનના સાથનીરે, અરજી અશર્ણના શર્ણ, શ્રીધર સાંભળોરે.
અમ અબલીષ્ટ અનાથનીરે, કેશવ ધરીને કરણ. શ્રી. ૧
દેવ દયા કરી આપીયોરે, દિવ્ય આ દુર્લભ દેહ. શ્રી.

કળના વિના અમે કાપીયેરે, તૃષ્ણા સંતિયે તેહ. શ્રી. ૨
પૂર્વના પાપ પ્રવાહથીરે, ઉઘડી સક્યું નહિ ઉર. શ્રી.
દંભદારાના દાહથીરે, નિર્મળ ભાશું ન ભૂર. શ્રી. ૩
અહંમમતાના અલાપથીરે, ઘેલું ગાયું અમે ગાન. શ્રી.
તાણ્યા ત્રિવિધના તાપથીરે, શેકાયા ન રહિ સાંન. શ્રી. ૪
કાંમ તણા મહા કીચમાંરે, લપટાયા ન રહિ લાજ. શ્રી.
વિષય વૈતરણિ બિજમાંરે, માહાલ્યા અમે માહારાજ. શ્રી. ૫
ક્રોધે કર્યાં ક્રિયમાંણનેરે, લોભેથી લુંટાઈ લક્ષ. શ્રી.
પાપે રળિ પોખ્યા પ્રાણનેરે, ભાળ્યું ન ભક્ષાભક્ષ. શ્રી. ૬
નારી નિરયના ગર્તનેરે, દેખતાં બંધાઇ દ્રષ્ટ. શ્રી.
ન્યાહાંના શિશુના નર્તનેરે, પેખી ફર્યા તેની પ્રષ્ટ. શ્રી. ૭
ભય રતિ નિદ્રા આહારનેરે, આદરિયા અનુદિન. શ્રી.
ઉત્તમ આ અધિકારનેરે, મેલે ન સમજ્યું મંન. શ્રી. ૮
એમ પડ્યા અમે જાળમાંરે, તોપણ રાખવા રંગ. શ્રી.
આપે મેળવિયો આ કાળમાંરે, શ્રીશ તમે સતસંગ. શ્રી. ૯
કૃષ્ણકથા કરણે પડીરે, સંતના મુખથી શ્રેષ્ટ. શ્રી.
જીવો ને શોધ્ય ત્યાહારે જડીરે, પ્રભુજીને લહ્યા પ્રેષ્ટ. શ્રી. ૧૦
કિર્તન પેઠા કર્ણમાંરે, ગીથી ગવાયાં તેહ. શ્રી.
શ્રીપતી આવ્યા સ્મરણમાંરે, નાથ નિભાવવા ન્યેહ. શ્રી. ૧૧
સત્તા જણાણી સર્વથીરે, ઉચ્ચ આપની એક. શ્રી.
તોપણ અમે પંચ પર્વથીરે, છુટિ સકાય ન છેક. શ્રી. ૧૨
રસ જાણ્યો પણ રંકથીરે, જબર ધર્યો નવ્ય જાય. શ્રી.
વિષયનું વિષ ડંકથીરે, ઉતારો તો સુખ થાય. શ્રી. ૧૩
કઠિણ સમય કલિ કાળમાંરે, વૃત્તિ સકલ વિપરિત. શ્રી.
વિષય વશ્યા વૃદ્ધ બાલમાંરે, આદરે સકલ અનીત. શ્રી. ૧૪
ગૌ વિપ્રોને પીડા કરેરે, પાખંડીને કરી પૂજ્ય. શ્રી.
આપનૂં માઠું આદરેરે, સંગ વિના નહિ સૂજ્ય. શ્રી. ૧૫
વેદશાસ્ત્ર શુણવાં તજીરે, અથડાયે આઠે પહોર; શ્રી.
પ્રાકૃત પાખંડને ભજીરે, બોલે કરીને બકોર. શ્રી. ૧૬
છત્યના જયે જન છાકીયારે, તેને ન મુળગી સાંન. શ્રી.
દંડ ભરે થઈ ડાકીયારે, દેવું ગમે નહિ દાન. શ્રી. ૧૭

વપુએ વૈષ્ણવનો ધરેરે, ભાવ નથી પણ ભેખ. શ્રી.
કાંસાકુટી કીર્તન કરેરે, રંગ ન સમજે રેખ. શ્રી. ૧૮
વરણસંકર ધરી વેશનેરે, બેઠા જ્યે વિણ વૈરાગ્ય; શ્રી.
માને તેના ઉપદેશનેરે, પ્રિછા વિના નમે પાગ્ય. શ્રી, ૧૯
ફંદી ફિરે શેરી શેરીયેરે, સ્વલ્પ સિદ્ધીયે સીદ્ધ; શ્રી.
માન મૂકયા મરદ મેહેરીયેરે, તેને નમે ચ્યાહિ રિદ્ધ. શ્રી. ૨૦
મદિરા પીયે ફરે માહાલતારે, કરમાં નગ્ન કરવાલ. શ્રી.
ચાલ્ય વાંકીયે ચાલતારે, કૈને કરે બેહાલ શ્રી. ૨૧
સદ્ય કરાવે સમાધિયોરે, તુલસી ધરે નિજ પાગ. શ્રી.
દેવતા મેલિ આરાધિયોરે, દિલથી ખસ્યા નહિ દાગ. શ્રી. ૨૨
મન માન્યા મત કલ્પનારે, વેદથી કરે વિરોધ; શ્રી.
જાડ્ય ભરેલા જલ્પતારે, બુદ્ધિ બીગાડવા બોધ. શ્રી. ૨૩
પાખંડીની પધરામણીરે, શીખ્યા ફરાવા સર્વ; શ્રી.
ભ્રાંતિ તણી વિદ્યા ભણીરે, ઓળખાયે જાણ્યે અગર્વ. શ્રી. ૨૪
શ્વાન બેસારે ગોદુમાંરે, સહુને નમાવે શીશ; શ્રી.
મુસલમાન સંગ મોદમાંરે, અગ્રણી થયા અનીશ. શ્રી. ૨૫
પિંજારાને પગે પડેરે, સ્પરશે યવનના ચર્ણ; શ્રી.
જડ બુદ્ધીને કયાંથી જડેરે, અનૂકુલ આચર્ણ. શ્રી. ૨૬
એણે અઘટતું આદરેરે, યાત્રામાં યુવતિના સંગ; શ્રી.
શાસ્ર ન કોય શ્રવણે ધરેરે, તેથી થયા ભગભંગ. શ્રી. ૨૭
ફળ દેખે તેનું દ્રષ્ટથીરે, તોપણ ન કરે તોલ; શ્રી.
કસર જાય છે કષ્ટથીરે, પણ ભૂલ્યા ફીરે ભાલ. શ્રી. ૨૮
રાજાયે કર ઘણા ઘોચીયારે, વર્ષે વર્ષ સવાઈ; શ્રી.
પ્રથ્વીયે રસ સંકોચીયારે, ઔષધી સકલ કવાઇ. શ્રી. ૨૯
આઠે માસે ઉંચુ જુવેરે, વ્રષ્ટિ સકે નહિ થાય; શ્રી.
રોજગાર વિના સહુ રૂવેરે, હાથ ઘસે કહે હાય. શ્રી. ૩૦
દેવાના દવ નાંખે દહિરે, ભારચે નાંણાની ભીડ્ય; શ્રી.
નિપજ્યૂં ખાવાની આશા નહિરે, તેહેને ચરી જાય ટીડ્ય. શ્રી. ૩૧
દગા દસો દિશ વ્યાપતારે, દલથી ભાગે દેશ. શ્રી.
કિલ્લા ભલા ભલા કાંપતારે, કટક કરાવે કલેશ. શ્રી. ૩૨
વિશ્વાસ તજ્યો વેપારિયેરે, આપે ન ટાંક ઉધાર; શ્રી.

નિર્લજ થઇ નરનારીયેરે, કપટે ખોયા કાર. શ્રી. ૩૩
વાટ્ય પાડે વોળાવિયારે, શય પાડી લ્યે માલ; શ્રી.
ધુતારા નગરે આવીયારે, હરિ જાયે કરિ બેહાલ. શ્રી. ૩૪
કોળિ કોચે ઘર રાત્રિયેરે, આંખે ફરે અસવાર; શ્રી.
જાર આદરયું યાત્રીયેરે, મિત્ર મરાવે માર. શ્રી. ૩૫
કાંમીનિ કડકડા મોડતીરે, પતિના સાંહાંમી પ્રચંડ; શ્રી.
દુઃખી થતી કઇ દોડતીરે, બાળપણે થઇ રંડ. શ્રી. ૩૬
કઇ બે ત્રણ્યને પરણુતારે, પુરૂ ન તેનું કરાય; શ્રી.
અગ્નિના દોષોને વરણુતારે, મારંતા તેહ મરાય. શ્રી. ૩૭
કલેશ કરે સાહામાં રહીરે, લડીમરે આપે આપ; શ્રી.
ઉંઘે ન ઉંઘવા ઘે નહીરે, પાડોશીના પણ પાપ. શ્રી. ૩૮
કઠીણુ કાળમાં કયમ કરીરે, ધારણુ રાખિયે ધીર, શ્રી.
રોગ વધ્યા વપુ વિસ્તરીરે, નિવલુ કરે તે નીર; શ્રી. ૩૯
ખરચ વધે નિત્ય નવું નવુંરે, ઘરમાં મળે નહિ ધંન, શ્રી.
સત્સંગ મૂકિ વિદેશ જવુંરે, માધવ ભાવે ન મંન. શ્રી. ૪૦
કદિ ન મળે તે આજ મળ્યુંરે, તે કયમ મૂકિ સકાય. શ્રી.
કૃષ્ણુ કથામૃત નિકળ્યુંરે, તે પછી ક્યારે સધાય. શ્રી. ૪૧
અકળાઇયે આભ્યંતરેરે, ચિત્ત ચઢયું ચકડોલ, શ્રી.
વૃત્તિયો એમ હવે ન વરેરે, કલ્પવા કઇના કપોલ. શ્રી. ૪૨
વિશ્વંભર વિશ્વાસનેરે, ઉપજાવો અમ ઉર, શ્રી.
દીન જાણી અમ દાસનેરે, દીજે પ્રતીતિ પૂર. શ્રી. ૪૩
અમને ઉકેલ ન ઉકલેરે, વાહાલાજી કરિયે વાહાર, શ્રી.
ભૂધરજી ભાવે ભલેરે, સેવકની કરો સાર; શ્રી. ૪૪
હવે તમારે શરણુ છુંરે, સાધનની નથી સાંન, શ્રી.
પવન તમે અમે પર્ણ છુંરે, કીજે દયાનું દાંન; શ્રી. ૪૫
વિકલોને જો વિસારશ્યોરે, પતિતના પાવન પરમ, શ્રી.
તોપછિ શું બિરૂદ ધારશ્યોરે, શ્રીપતિ જો જાય શરમ. શ્રી. ૪૬
અનાથ બંધો આવિયેરે, આળસ ન કરિયે આંમ; શ્રી.
બલવંત બિરૂદ બતાવિયેરે, કરગરિ કહે કૃષ્ણુરામ. શ્રી. ૪૭

દોહા.

અવસર અરજીની કરી, તૂકો સુડતાલીશ;
કૃષ્ણુરામ કરણે ધરી, કૃપા કરો જગદીશ. ૧

## કીર્તન ૨૯૪. મું.

દેશી પ્રેર.

શાંને સંતાયા છો સામળારે લોલ,
કોણ કળી સકે તે કળારે લોલ;
ચૈતન ઘન ચિદાભાસથીરે લોલ,
જાણું તે કયમ જડાવાસથીરે લોલ. ૧
શું લહું સ્વામી તે ક્યાહારેરે લોલ,
ગમ્યમાં નાવો ગુણ ગ્રહેરે લોલ;
ચિંતુ ચકું હું ચ્યાહાઉં ચિત્તેરે લોલ,
માયામાં નાવો મહન્મદિરે લોલ. ૨
પ્રભુજી કાં પરદો ગ્રહોરે લોલ,
મદન કદન સદને રહોરે લોલ;
શોધ કાં બોધો ન સારથીરે લોલ,
વાસુદેવાત્મજાડગારથીરે લોલ. ૩
હરિ કાં ન જણાવો હેતનેરે લોલ,
નિજાગજાગ્ર જ નિકેતનેરે લોલ;
પ્રિય પેઠા કુણ પાખંડિરે લોલ,
અરૂણા તરૂણા કરિ આંખડિરે લોલ. ૪

અપૂર્ણ. વી૦ ૨૯ પા૦ ૧૯

## કીર્ત્તન ૨૯૫ મું.

દેશી પ્રેર.

જુવોને મુજ સાંહામું યદુરાયરે;
આતુર હું નિત્યે અરજી કરૂં છું. ધૃ. જુ. ૧
વાહાલા વિયોગનો વન્હિ હવે તો, સેવકે કયમ સહ્યો જાયરે,
થાંથો થઇને હું થરથરૂં છુંરે. જુ. ૨
કઈ કે કલ્પથી કષ્ટ મેં ભોગ્યાં, શું કહું કહી ન સકાયરે;
હવે તો હું એહેનાથી ડરૂં છુંરે. જુ. ૩
દુર્લભ દેહ આ આજ આવ્યો છે, શ્રેય જેનાથિ સધાયરે;
તોહ્યે હું વિકલ વિષય વરૂં છુંરે. જુ. ૪
મન માહારૂં અજી ન મૂકે મમતા, અહર્નિશી અથડાયરે;

તેણે તમારૂં સ્મરણ વિસરૂં છુ રે. જુ. ૫
માયા તમારી માહા બલવંતી, જીવને જોરે ન જીતાયરે;
એ માટે ઇશ આશ્રય ધરૂંછુ રે. જુ ૬
શરણ આવ્યો છું શરણવત્સલને, પુરૂષોત્તમ નમિ પાયરે;
કિંકર હું કૃષ્ણરામ કરગરૂં છુ રે. જુ. ૭

વી૦ ૩૩ પા૦ ૧

## કીર્તન ૨૯૬ મું.

હવે તો પ્રિય પતીતિ હું ચ્યાહાઉંરે,
માધવજી દીજે મેહેર કરીનેરે. હવે. ૧
ગાઢ અવિદ્યા તણે આવરણે, અનુભવ બિન અકળાઉંરે;
થાકયો છું જન્મ ફેરિયો ફરીનેરે. હ. ૨
જાડયેંથિ જીવવું ન શોભેજી જીવનજી, પ્રેષ્ટતણે વિરહથી પિડાઉંરે;
તૃષ્ણાનદીને કયમ સકું તરીનેરે; હ. ૩
ભૂત ભાવિ ભવત્ સૂઝ્ય પડ્યા વિના, વિષયને વેગે વહ્યો જાઉંરે;
કહો કયમ કરી હું બેસું ઠરીનેંરે. હ. ૪
કો આગળ કૃષ્ણચંદ્ર હું પુકારૂં, ધણિને વરજીને કયહાં ધાઉંરે;
અળગાં ખસેડો કામાદિ અરિને. હ. ૫
બાલ જાણિને બિરૂદાસ કરો માહારિ, જ્ઞાન વિકાસો ગુણ ગાઉંરે;
ભાવેથિ ભવ્ય ભરૂસો ધરીનેંરે. હ. ૬
આનંદ ઉદય કરો ને આભ્યંતર, કિંકર હું નિજનો કેહેવાઉંરે;
વહું ન આપ અંઘ્રિ આશરીનેંરે. હ. ૭
કરૂણા કરી એહેવિ કળનેં ઉઘાડો, કિર્તિસુધા પી શ્રોતાને પાંઉંરે;
હું કૃષ્ણરામ કૃષ્ણને વરીનેંરે. હ. ૮

વી૦ ૩૩ પા૦ ૧

## કીર્ત્તન ૨૯૭ મું.

કરોને બાલકની બિરૂદાશરે, કેશવજી વેગે કિંકર જાણિનેરે. ક. ૧
પ્રેષ્ટ વિયોગે હું પૃથક્ થઈ પડયો છું, પંચ પરવા તણે પાશરે;
અર્ભકને છોડો કરૂણા આણીનેંરે. ક. ૨
આભ્યંતર માહારે અજુવાળે, જ્ઞાન સવિતૃનો પ્રકાશરે;

ગુણુ ગમ્યે ગાઉં વિકાસો વાણીનેરે. ક. ૩
અહંમમતાનો અધ્યાસ મિટાવો, કાહાડીને કલિમલની કાશરે;
વેહેવિ છુડાવો ગ્રહની ઘાણીનેરે. ક. ૪
આવાગમ તણો આધિ મિટાવો, અન્યતણિ મિટાવિને આશરે;
કાહાડોને કાંમ કીચથી તાંણિનેરે. ક. ૫
ભક્તિ અનન્ય ભજાવો મન માહારે, અન્ય સર્વ મિટાવિ આયાસરે.
સમજાવો સાર સર્વનું છાંણિનેરે. ક. ૬
મત મુકાવિને મનને ઠિરાવો, આપ અંઘ્રિમાંહે અવિનાશરે.
નિશ્ચય કરાવા બોલો નિશાણીનેરે. ક. ૭
દિવ્ય દ્રષ્ટિ આપીને દિવ્યતા દેખાડો, શરણે રાખોને શ્રિનિવાસરે;
કહે કૃષ્ણરામ પકડો પાણીનેરે. ક. ૮

વિ૦ ૩૩ પા૦ ૨

## કીર્તન ૨૯૮ મું.

### દેશી ફેર.

### તેર મહા પાપનું વર્ણન

તમે સાંભળો શાહાણા જન પાપ તરવા,
મહા પાપની શાંતિને વેગે કરવા;
જન્મ મરણના ટાળવા ફેરા ફરવા. તમે. ૧
અતી ઉત્તમ આવીયો જન્મ માનવ,
ધરી લક્ષ તજીયે હવે લોકની લવ;
વળી આપેથી આપ સંભાળો ધવ ધવ. તમે. ૨
પ્રથમ પાપ જે પાપીને સંગે ફરવું,
તેહેનું વચન વાહાલું કરી ચિત્ત ધરવું;
એહના સરખું આદરથી આચરણ કરવું. તમે. ૩
પિતા માતા ભગની સુતા કુલવધૂ ફઇ,
આજા જયેષ્ઠબંધુ સાસુ નામને કહી;
તેહેને મમ્મેચચ્ચે દેવી ગાલી કઇ કઇ. તમે. ૪
નિત્યે દોષ પરનાં જોઇ કરવી ચાડી,
વિના વૈરથી રાહાડ્ય અતી રચવી જાડી;
હૃદય બાળવાં પરનાં વદી વાત આડી. તમે. ૫

વિના રોગથી વ્યસન કરવાં અનેરાં,
નારી નિરખવી જયેહે જયાંહાં દેવ ડે'રાં;
વળી અન્નાદી જમવા આશૌચ કેરાં. તમે. ૬
વળી ધુત રમવું અંગે કીચ ધરવું,
છાંટી અન્યને મુત્રમલ હાસ કરવું;
મરવા માટે સજીવને કૂટી મરવું. તમે. ૭
સાજું અંગ તોહ્યે શકટ બેલ જોડી,
જાવું યાત્રાયે સહુ થકે પેહેલાં દોડી,
દેવી આંચો બ્રાહ્મણ તણા માનમોડી. તમે. ૮
સારી વસ્તુ ઔષધ વિના ખાવી આપે,
પ્રાણ પુત્રાદિ પોષવા રલીને પાપે,
ગુણ ઉપરી અવગુણ કરવા તાપે. તમે. ૯
સેહેજે વાત કરતાં મુખેં વીષ્ટા વરસે,
કેહેતાં શિક્ષા ઉલટો તેહેનેં તે આકરસે,
કૃષ્ણરામ એ પેહેલાં પાતકથી તરસે. તમે. ૧૦

(૨)

બીજા પાતક કેરી હવે કહીયેં વાતો,
વદી શપથ વિશ્વાસીની કરવી ઘાતો;
પિતા માતાદિ વૃદ્ધોને હણવી લાતો. તમે. ૧
પેખી પાપીઅસંતને સંતમાની,
થવું શરણ જયેથી બને તેજો હાની,
નગ્ન નીરખવી નારીયો પ્રગટ છાની. તમે. ૨
યશ કરવો પણ પોષ્યોનાં પ્રાણ પીડી,
ખાવું નીચ ઘર અન્ન ને દ્વાર ભીડી;
દેવો રંકને મારતે મુખડું બીડી. તમે. ૩
રજોવંતી નારીનું નિરખેલું ખાવું,
કરી કોગળા તીર્થમાં મલીન નાંહાવું;
નારી રૂપે નર નાચે તે જોવા જાવું. તમે. ૪
વિના દોષે પરણેલી પત્નીને તજવી,
વિટલ પુરૂષોની વાંતી શી વનિતા ભજવી,
ગપ્પાં હાંકવાં તે બધું ચકલું ગજવી. તમે. ૫

બ્રાહ્મણુ બ્રાહ્મણિને મૃતા શૌચે અડવું,
રડાવીને તેહેને દ્વિસંધ્યાયે રડવું;
વાંધે વેર ધારીને વાહાલાથી લડવું. તમે. ૬
થઈ વૃદ્ધ પણુ પરણુવી કુકુલ નારી,
કેહેવું સત્ય પણુ જયેથી થાય દોષ ભારી,
જાણી જોઈને કંઇ નાખવા જંતુ મારી. તમે. ૭
પશુ જાતિની નારીથી રતિએ રમવું,
લેઈ લાંચો દુષ્ટોથી ધરમીને દમવું;
વિના દેવ નૈવેદ્ય અભડાયું જમવું. તમે. ૮
નિત્યે ગો બ્રાહ્મણુ સંતને દેવી ગાળો,
જન ઉજળાને શિરે કેહેવી આળો;
રૂડા માર્ગ રોધીને જે દેવો ટાલો. તમે. ૯
વગર આપદે અશુભ આચરણુ કરવું,
નારી નારીના વશ નરોને આદરવું;
કૃષ્ણુરામ એ બીજા પાતકથી ડરવું. તમે. ૧૦

(૨)

ત્રિજા પાપની રીત્ય જયે દમવો દાતું.
ધન લોભે પારદ સહિત ધમવી ધાતુ;
પુત્ર પ્રાણુપોષી દુઃખિ કરવી માતુ, તમે. ૧
ઘણે કામે કામિની મુખે રેતો પાવું,
મારી નિજ કરે શસ્ત્ર નિજ અંગે ઘાવું;
ચેકી જીવતાં જંતુનું માંસ ખાવું. તમે. ૨
સંબંધિનું મુરદું બળ્યા પાખે જમવું,
વિજાતિની વિધવા થકે રતિયે રમવું;
દેહ દંડ દેઇ વિપ્રોને વાંકે દમવું. તમે. ૩
પરનારિના પેટમાં ગર્ભ દેવો,
સકલ સરખો વિપ્રો થકે વેરો લેવો;
ગુણુવંત પુરૂષોનો અવગુણુ એવો. તમે. ૪
ગર્ભ ગાળવો ઔષધ આપી ભારી,
જણી જીવતાં નાંખવા બાલ મારી;
કરી ગમન વણુસાડવી કો કુંઆરી. તમે. ૫

મુકી થાપણો મૃતક કેરી ઓળવવી,
ભલા ભાઈબંધોની ભામા ભોળવવી;
પતિ સહિતા સતિ યુવતીયોને ઓળવવી. તમે. ૬
કઈ જનને કામણ કરી કસવા કામે,
ક્રોધે આપની ઘાત કરી મરવું મામે;
અભિચાર કરી ચાલવું નિત્ય હરામે. તમે. ૭
છતે ધન ન ખાવું ને ખાવા ન દેવું,
વળી વીકટ વેળા વીકટ દાન લેવું;
નિજ ધર્મને ત્યજીને પાખંડ વે'વું. તમે. ૮
કઈનાં કઉતકે કાન ભરવા કુભાવે,
ચડચા જનને ઉતારવો ધર્મ નાવે;
ન પીવાય તો ઢોળવું દમવું દાવે. તમે. ૯
કરી દંભ પણ ગર્વથી ગજવી ગાજે,
મૃતક ન્યાહાનાનું ધન જમી મન ન લાજે,
કૃષ્ણરામ એ ત્રીજા પાતકથી દાઝે. તમે. ૧૦

(૪)

ચોથું પાપ જે ભગનિની ગ્રેહેવી નીવી,
થઈ વણી દીક્ષા વિના મદિરા પીવી;
તગાદે દેવાળા તણી કરવી દીવી. તમે. ૧
ગૌજાતિને લત્તાથી પ્રાહાર કરવો,
ધરી પીઠચે પલાણ ને ભાર ભરવો;
દ્વિજોત્તમ તણાં પુત્રને વેઠચે ધરવો. તમે. ૨
નાહાવું નહિ રજોવંતીને અડીને અંગે,
સ્વાદે સંગ કરવો રાખી વૃષલી સંગે;
ગાવો વેદ અતિ શુદ્રોને શુંણતાં રંગે. તમે. ૩
શશિ સૂર્ય ઉપરાગમાં અન્ન જમવું,
ત્યજી શીલ ભ્રષ્ટો તણે ઘેર ભમવું;
દમી વિપ્રોને શુદ્રોને પાગ નમવું. તમે. ૪
વળી વિપ્ર પત્નિને તે કરવી દાશી,
પતિવૃત્ત ધરણારની કરવી હાશી;
રાંધ્યું દેવને કરવું નૈવેદ્ય વાશી. તમે. ૫

જેમાં ભૂત બોલે તેહેનું રાંધ્યું ખાવું,
આપ્યા પાખે બ્રાહ્મણ તણું અન્ન ચાહાવું;
એકાદશીએ એકાદશા જમવા જાવું. તમે. ૬
મારી જેર દેઇને કોહોની વસ્તુ હરવી,
દેવો દંડ અપરાધ બિન જૂઠી ભરવી;
નિજ ગોત્રીની કન્યા જાણીને વરવી. તમે. ૭
સંન્યાસી જાતિને કરે દામ દેવો,
દેવ વિપ્રે.ને અરપેલો ખુંચી લેવો;
યતિ થઇને પણ અંગે શણગાર વેહેવો. તમે. ૮
દેઇ નોતરૂં વાળવો વિપ્ર ભૂખ્યો,
આપે થઇ સુખી રાખે સત્પાત્ર રૂખો;
ભલા અન્નથી ભરવી શ્વાનોની કૂખો. તમે ૯
પોષે પ્રાણ પણ પુણ્યથી પાછો સરકે,
ઘણા જ્ઞાનીજનને દેખી નિત્ય ધુરકે,
કૃષ્ણરામ એ ચોથા પાતકથિ થરકે. તમે. ૧૦

(૫)

કહું પંચમ પાપની વાત વરણી,
પરગામિ કરવી નિજ પત્નિ પરણી;
કરી શિષ્ય શીખાવવી કુટિલ કરણી. તમે. ૧
પરનારીને પરતણે પાશ લેવી,
નિજ ભગિની પુત્રિને વિટલોને દેવી;
ખાઇ કુડી કમાઇને હાથ્ય ગ્રેહેવી. તમે. ૨
કન્યાવિક્રય કરીને તે દામ લેવા,
તેહેના ઘરતણા જમવા પકવાન્ન મેવા;
અતિ ઉંચ થઇ નીચની કરવી સેવા. તમે. ૩
મુખે અન્નનો ગ્રાસ પણ દેવી ગાળી,
ધન લોભે કોહોને ગળે વાહાવી પાળી;
છતે જીવે કો નાખવું મુરદું બાળી. તમે. ૪
અતિ અવળા આચરણીને શિષ્ય કરવો,
પાપી કેરા ઉપદેશને કરણે ધરવો;
કુટિલ દેતે પ્રસાદીથી કોષ્ટ ભરવો. તમે. ૫

આપે શુદ્ર પણ દ્વિજને ચરણે નમાવે,
બેશી વ્યાસ ગાદીએ શિક્ષા શુણાવે;
અણુજાણે સાંભળવા ત્યહાં ઉંચ આવે. તમે. ૬
મુખે શુદ્ર થઇ શ્રુતિઓનાં વચન કેહેવાં;
વળી કૃષ્ણનાં કર્મ કહે જીવ જેહેવાં,
વળી વિપ્ર વાર્ષિકને ઉલાળી લેવા. તમે. ૭
ઘણા કર તે વધારવા રંક માથે,
દેખી વિપ્રને હણવી લાકડિઓ હાથે;
સદા સંગ કરવો શમલવંતી સાથે. તમે. ૮
જતે મળતે દ્રવ્યે નવ્ય વાળે દેવું,
થઈ ફારગતીએ વળી વળગી લેવું;
વિના વિપ્રજાતિને મહાદાન ગ્રેહેવું. તમે. ૯
જાતિ વિપ્ર થઇ દેવનો પંથ મૂકે,
રમે વ્યેશ્યાથી સ્નાનને સંધ્યા ચૂકે;
કૃષ્ણરામ એ પાપ પચમથી સૂકે. તમે. ૧૦

(૬)

છઠું પાપ જે ગરીબની ગાયો વાળે,
ઘાલી ગોટો ઘર માંહે સર્વસ્વ બાળે;
રાખી સાચો વેહેવારને નામું ગાળે. તમે. ૧
ન્યાહાનાં બાલને માનો વિયોગ પાડે;
ખુંચી લેઇ ઘર રંકને બાહારય કાહાડે;
ઉંચ ભેગો મહા નીચને રાખે ભાડે. તમે. ૨
ભલી વર્ણ વસ્તી વચે વાસે પાપી,
વધુ કુલવતી ગુણિને કાહાડે સંતાપી;
કીધાં વિપ્રોના વાર્ષિક નાંખે કાપી; તમે. ૩
કહી વિપ્રોને આપ્યાની હા ને નાપે,
કળી ક્ષેત્રાંનાં ધાન્યને અધિક માપે;
કરી ક્ષુદ્ર દીક્ષા કુટિલ મંત્ર જાપે. તમે. ૪
સાચે જુઠે જે દેવના સંમ ઘાલે,
નાઠા ધેનુ બ્રાહ્મણને જે કહી ઝલાવે;
જન જીવતે પત્ર જૂઠો ચલાવે. તમે. ૫

જલે તારતાં ધનને દેખી ડુબાડે,
મુકી વીર વિદ્યાએ વસ્તુ ઉડાડે:
પ્રેરી આગીઓ અંગોઅંગે દઝાડે. તમે. ૬
પીએ ઉંચ થઈ નીચ વાસણનું વારી;
મારે માતને કંઠ ઘાલી કટારી,
કહી ઉંચની પરણાવે નીચ નારી. તમે. ૭
મહા તીર્થ વારીમાં મલમૂત્ર નાખે,
દેઇ દંડ દક્ષોને પાપીને સાંખે;
નિજ માતને તાતનું મિથુન ઝાંખે. તમે. ૮
સદા સંત બ્રાહ્મણ તણી નિંદા ભાંખે,
વગર સમજતાં બાળોને જૂદા રાખે;
સુવે બન્ને સંધ્યા સમે કષ્ટ પાખે, તમે. ૯
દમી વિપ્રને પાપીના પાય પૂજે,
દિધી પીઠ તેના ઉપર જોરે ઝુઝે;
કૃષ્ણરામ એ છઠા પાતકથી ધ્રુજે. તમે. ૧૦

(૭)

હવે સપ્તમ પાપને અવલોકાવું,
મારી ચુગલને શાહુ થઈ જોવા જાવું;
ઉંચ નીચને ભેગાં બેશીને ખાવું. તમે. ૧
બન્ને સંધ્યા સમયે નારી મિથુન કરવું,
બ્રહ્મદ્રોહિના અન્નથી ઉદર ભરવું;
વિના વિધિએ કરી ઘાતને આપે મરવું. તમે. ૨
કરી વૈર વટલાવવું ટાંકુ જલનું,
રાખી દેવ બાધા ખાવું શિશુના મલનું;
તજી શાસ્ત્ર નિર્ણય કહ્યું કરવું ખલનું. તમે ૩
અબળા અધર્મીને વશ રેહેવું નરને,
કોહોના કીધા પુરાવવા વાપી સરને;
દેવો સહીતાં ગોડાવવાં દેવ ઘરને. તમે. ૪
મહા મારગ પાડવા ઘાલી ગાડાં,
દેવ મંદીરે મારવાં બકરાં પાડાં;
દેતાં દાન નિવારવાં બોધિ આડાં. તમે ૫

મધ્યે સાગરે વૈરેથી વાહાણ ત્રોડે,
હરિ જાય પરનારીને ઘાલી ઘોડે;
વિના રાજાની આજ્ઞાથી શક્કો ગોડે. તમે. ૬
કોહોને સાટે કોય તોતીયો આવે બણીને,
મોડે વિપ્રનું માન મહા વિદ્યા ભણીને;
કોહોનું દાટયું ધન કો હણે ભૂમિ ખણીને. તમે. ૭
અજાણ્યાને હીંડાડે કોય અવળી વાટે;
રોકે વિપ્રનાં અન્ન નિજ લોભ માટે,
મારી પુત્ર પરનો ઘાલી ઘરમેં દાટે. તમે. ૮
કરે નજર અતીથિના સાહાંમી કરડી,
કથા કૃષ્ણની મધ્યેથી નાખે મરડી;
બોલે ગુરૂને ગાલી ઘણી દંત કરડી. તમે. ૯
નિજ પતિને રોલાવીને આપે નાસે,
બેસે એકલો પરની યુવતીને પાસે;
કૃષ્ણરામ એ સાતમે પાપે ત્રાસે. તમે. ૧૦

(૮)

કહું વાત અષ્ટમ માહા પાપ કેરી,
કોહોનું ધામ ગોડાવવું માની વેરી;
રજોવંતી ચડાવવી નાવે પ્રેરી તમે. ૧
વગર ભૂતે વેહેમી અંગે ભૂત ઘાલે,
લેઇ કરજ વાડવ તણું પાછું ના'લે;
કથા કૃષ્ણની નિંદિ મદ મત્ત ચાલે. તમે. ૨.
નોહોતું લેહેણું તોહે ગળે પડીને લેવું,
છતે દેવે નથી માગતા એમ કેહેવું;
મરણ લગણ પણ વેર મૂકી ન દેવું. તમે. ૩
રવી સાંહામો રહી ઉભો લઘુ શંકા કરવી,
દારાને વિના દોષ તજી કહાડે હરવી;
રજોવંતીને સંગે ગંગા ઉતરવી, તમે. ૪
રજોવંતી જાણી તોહે કરવી કેલી,
ભૂલી નથી તોહે સરવમાં કરવી ભેલી;
ચોરી લેવું વાહાલાનું ધન મનડું મેલી. તમે. ૫

આપે થઇને વ્યભિચારી બીજાને કરવું,
દગો દેઈ મા બાપનું ચિત્ત હરવું;
પ્રથમ ભ્રષ્ટ થઈ તેહેવી વનિતાને વરવું. તમે. ૬
કદી ધર્મ નવ્ય કરવો કરવા ન દેવો,
વેદશાસ્ત્રના પંથને જૂઠો કેહેવો.
કોમલ કૃષ્ણુના દાસને કપટી કેહેવો, તમે. ૭
બેઠી પંક્તિમાં વેરથી કરવો વેહેરો.
ઘણી વસ્તીના ગામને દેવો ઘેરો;
લેવો માલ ન વારસો વિપ્ર કેરો. તમે. ૮
મેલી ઇશ ઇચ્છા વિના વાત કરવી,
નિત્યે ચરમની વૃત્તિને ચિત્ત ધરવી;
આપી દેવ વિપ્રાને તે વસ્તુ હરવી. તમે. ૯
પ્રતિવૃત્ત ધરણારીને નિત્ય ટો'કે,
કથા કૃષ્ણુની શુણુનારા જનને રોકે;
કૃષ્ણુરામ એ અષ્ટમ પાપે શોકે. તમે. ૧૦

(૯)

નવમ પાપની જાતિને નિરખી લીજે,
સદા હિંસક જાતિને પુષ્ટ કીજે;
ગળ્યા વગર ગો આદિનું દૂધ પીજે. તમે. ૧
થઇ વૈદ્ય ને ઔષધ આપી મારે,
વિજાતિને સ્વજાતિમાં ભેળવો ધારે,
કરે અબળા આલિંગન દેવિ પારે. તમે. ૨
વિના ગો પશુજાતિનું મૂત્ર પાયે,
થઇ ઉંચ ને ચોરનો સંગી થાયે,
મરચા મુરદાને નીચે થઇ નિકળિ જાયે. તમે. ૩
પરમહંસના મુખમાં કુવસ્તુ ઘાલે,
બેસી ઘોડે રંકોને મરદંતો ચાલે,
મુકી વસ્તુ નાલે કેવા બદલી આપે. તમે. ૪
મરચા મુરદા પાસે રજોવંતી આણે,
જમ્યો આપ તે લ્યે ભરી દાણે દાણે,
વગર ઇચ્છાએ તરૂણીને બળતાં તાણે. તમે. ૫

વગર પૂછે પી જાય પાપીનું પાણી,
મહા પાક વણસાડે મન વૈરિ જાણી,
મુકી રણમાં જાય રોગીને દાવો આણી. તમે. ૬
વિના વિપ્ર સાક્ષિથી કન્યા વરાવે,
દેવું નાપીને ઉલટો દોષી ઠરાવે,
અતિ નીચ ને ઉંચ પદવિ ધરાવે. તમે. ૭
વગર ભૂતે ધુણી કોહોનું નામ બોલે,
સકલ લોક શુણતાં કોહોનાં છિદ્ર ખોલે,
કરે આપ વર્ણન સદા પાને પોલે તમે. ૮
ગુરૂ ગમ્ય બિન શાસ્ત્રની શિક્ષા વાંચે,
ભરે કૂડી સાક્ષિ તે લલચાઇ લાંચે,
સત્પાત્રોને આપ્યા બિન દ્રવ્ય સાંચે. તમે. ૯
સદા દાન લે પણ કદી પોતે ના'પે,
વગર વાંકેથી નાક ને કાન કાપે,
કૃષ્ણરામ તરસે એતો નવમ પાપે. તમે. ૧૦

(૧૦)

દશમ પાપ જે સરવના વૈરી થાવું,
જાણી જોઇને વિપ્રને ઝેર પાવું,
તજી કૃષ્ણ કીર્તનને કલ્પીત ગાવું. તમે. ૧
ઘણા જનના પોષકને તે લુંટી લેવો,
થોડે વાંકે દક્ષોને મહા દંડ દેવો,
પૂછે અંધ તેહેને જૂઠો માર્ગ કેહેવો, તમે. ૨
આપે પીને મદિરા અજાણ્યાને પાવી,
અતિ શૂદ્રોને ઘેર ત્રિપીંડી ખાવી,
રૂડી પરણી પરનારીને હરિને જાવી. તમે. ૩
મહામત્ત શત્રુ તણું અન્ન જમવું,
મારયો નાથ તે નારીને લ્યાવી રમવું,
કરયો જેણે ઉપકાર તે જનને દમવું. તમે. ૪
કરી કપટને મારવો ભૂપ ઘાતે,
બેઠો આસને વ્યાસ તે હણવો લાતે,
કોહાની હાની કરવી અતિ સહજ વાતે. તમે. ૫

મરણ વેળા પણ રંકનું ખત ન ફાડે,
સદા સર્વદા ચાલે આચરણે આડે,
ચઢચો વૃક્ષ તે જનને બીહ્રાવી પાડે. તમે. ૬
કરે જીવતા જનની મુંમ્હાઈ બાળી,
હરે વિપ્રનું ધન ગલે વાહી પાળી,
કથા ભંગ પાડે દ્વિજ માન ગાળી. તમે. ૭
થતા દાસને મરદી કંઠી કઢાવે,
થોડે વાંકે વૈશ્યોને શુળી ચઢાવે,
લાવી ધાડું દ્વિજ થઇ દરોડા પડાવે. તમે. ૮
તપોધમ વિના શિવનું નિર્માલ્ય ખાવું,
ઘાલી ચેટક દ્રવ્યનું રળવું ચાહાવું,
મળ્યું ગંગાજલને ત્યજી ગર્તે નાહાવું. તમે. ૯
સદા પાનું પાડી મળી રેહેવું ઠગથી,
મહા લોભીને યાચવું વગર વગથી,
કૃષ્ણુરામ પીડાય એ, દશમ અઘથી. તમે. ૧૦

(૧૧)

કહું પાપ અગીયારમું સાંભળો જન,
સદા લેવું અધમથી વિપ્રનું ધન,
નિત્યે માંહિલું મલીન બહુ રાખવું મન. તમે. ૧
રાજા કેરી રાણી તણો સંગ કરવો,
તવો તપ્ત કરી તે ઉપર દ્વિજને ધરવો,
પ્રિત્યે પાખંડી પંથ પેખી આદરવો. તમે. ૨
મુકી વન્હિને વસ્તિનો દેશ દઝવે,
ફલિત વૃક્ષોને કાપીને રાંન ગજવે,
નરનારીને વેશે નારીને લજવે તમે. ૩
હાંકે ગપ્પાં જેમ સર્વને ત્રાસ આવે,
ગૌ બ્રાહ્મણુ રંક શિર કર ઠરાવે,
થઇ ઉંચ ને ક્ષેત્ર લીલી ચવાવે. તમે. ૪
વિધિ હોય તથાપિ નરમેધ કરવું,
કરી પરગામી પુત્રિને પેટ ભરવું;
વગર વિધીયે મારી પશુ માંસ ચરવું. તમે. ૫

ગુરૂદારાનું ધર્ષણ કરવું બળથી,
અપરમાત ભગની તણો અંગ કલથી,
વટલાવવાં વિપ્રોનાં અન્ન મલથી. તમે. ૬
દેતાં દાન ભાગવતનું નવ્ય દેવા દેવું,
બ્રહ્મદ્રોહને નિંદવું શિવનું સેહેવું,
ચિતા મધ્યેથી મુરદાને ખાવા લેવું. તમે. ૭
અધર્મીનું ઉચ્છિષ્ટ આદરથી ખાવું,
ગ્રહણ વેળા પરનારીનું મિથુન ચ્યાહાવું;
રજોવંતીનું આભડયું અન્ન લાહાવું. તમે. ૮
ઘણા કામનું પુસ્તક લેવું ચોરી,
કંઠે ઘાલવી વિપ્રને ફાંસી દોરી;
મરયા મુરદાનું લેવું કાલજડું કોરી. તમે. ૯
જાણી જીવતાં બાલને નાખે નાળે,
આપે બોલી દ્વિજ દેવનાં સંમ ન પાળે;
કૃષ્ણરામ અગિયારમું પાપ બાળે. તમે. ૧૦

(૧૨)

હવે દ્વાદશમ પાપને કહીયે જાડું,
હરિહરને જુદા કરી ઘાલે ગાડું;
કરી મતનું અભિમાનને બોલે આડું. તમે. ૧
માને ઈશના કરમને જીવ જેવાં,
કરે શિષ્ય પણ રાખે એહેવા ને એહેવા,
થઇ સુજ્ઞ પણ અંગ અભિમાન વેહેવાં. તમે. ૨
થઇ શુદ્ર પણ દિક્ષાથી લ્યે જનોઇ,
વળી વૈરાગી યુવતીને રાખે જોઇ,
બાનુવેષ ધારીને જાયે વગોઇ, તમે. ૩
આવ્યા શરણ સજ્જનને તે નાખે બાંધી,
મારે શત્રુ ગાફિલને શર ચાપ સાંધી,
થઇ ઉંચ વેચે ધની ધાન્ય રાંધી, તમે. ૪
ગૌ આદિના ચરવાના ક્ષેત્ર રૂંધે,
અજારો કરી હિંસાના અજને ગુંધે,
વિના વાંકે વ્યાપારીને નાંખે ઉંધે. તમે. ૫

હરિધેનુ બ્રાહ્મણુની હિંસકને આપે,
મારી મૂલ્ય મરાવી વા દ્વિજને તાપે,
સ્વયં સ્વાર્થે માબાપનું શિશ કાપે. તમે. ૬
જડયું નંગ રોતાનું પાછું ન આલે,
માની વૈરીને મારે બ્રાહ્મણુને ભાલે,
નાંખી જાળ દ્વિજ મત્સને ઉંચ ઝાલે. તમે. ૭
દેઈ વ્યાઘ્રનો વાલ દ્વિજ નૃપને રગડે,
બેઠી સાથે વ્યભિચારથી બાપ બિગડે,
નપુંસકને કન્યા વરાવીને ઝઘડે. તમે. ૮
એકાદશી વૃતવાળાને ભંગ પાડે,
તજ્યું સૂતકી અન્ન તે'ને તે જમાડે,
મારે માંસને લોભે ગૌ ઘોળે દાહાડે. તમે. ૯
નારી નિધન કરી જીવતાં આપે રેહેવું,
ક્રિયા ભ્રષ્ટ થઈ નીચ મહાદાન એહેવું,
કૃષ્ણુરામ એ બારમે પાપે દેહેવું. તમે. ૧૦

(૧૩)

હવે તેરમા પાપને કહીયે છેહેલું,
કરે છાનું અંગે જે જે વિધિયે મેલ્યું,
આપે દાન કુપાત્રના કરમેં પેહેલું. તમે. ૧
વળી પ્રસ્રવણુ નવ જલ કેરાં રોકે,
આશાપાશને ત્યાગે નહિ સૂતે ચોકે,
રડે પુત્ર સત્પાત્રને મારી પોકે. તમે. ૨
સર્વ જાતિની નારીનું કરવું સેવન,
ઘણા જનના દ્રોશિ ગળાને લેવું ધન,
વગર જ્ઞાનવૈરાગ્યથી તજવા નિજ જન. તમે. ૩
આઠે પોહોર પાપે રળી સ્વજન પોખે,
ઘડી ન કરે સત્સંગ દેવોને દોખે,
દાટી નિજનું ધન પારકું હરવા ધોખે. તમે. ૪
કહી કીમીયો કરવા હરે દ્રવ્ય કોહોનું,
પડયું વિપ્રનું શોધ કરી જાય સોનું,
તજી વિપ્ર મહાજન જમાડે જનોનું. તમે. ૫

ઘણો કામ ને ક્રોધ ને લોભ રાખે,
કોહોનું જાય ઉખડી તેહેવું સેહેજ ભાખે,
સર્વ જાતિનું રાંધેલું ઉંચ ચાખે. તમે ૬
વેદ વિપ્રોનાં વાક્યને જુઠાં જાણે,
વગર સમજણે કંઇક મત કલ્પી તાંણે,
કોહોનું જાય મરજાદ પણ મેહેર નાંણે. તમે. ૭
નાખે કુંડ અગ્નિ તણે મુત્ર મલને,
પીયે નિજની પત્નીનું પય ખીંચી કલને,
પીયે બોટેલું કંઇક પતિતોના જલને. તમે. ૮
કરે મૃતક નારી તણું મિથુન પેખી,
થઇ નીચ ને ઉંચપર ચલવે શેખી,
જમે વિપ્રને ગૌ તણું માંસ દેખી. તમે. ૯
માત તાત ને પ્રેતથી મુક્તિ ન કરે,
કથા કૃષ્ણની કોય દિન કરણ ન ધરે,
ઋણ ત્રણ્યને કોય ઉપાયે ન તરે. તમે. ૧૦
કહ્યા તેર મહાપાપને તારતમથી,
સકાશે તરી કયમ હરિ એહેવાં અમથી,
કૃષ્ણરામ કહે કૃષ્ણ ઉગારો યમથી. તમે. ૧૧

વી૦ ૧૬ પા૦ ૧

## કીર્ત્તન ૨૯૯ મુ.

### ગર્ભથી અવસાન સુધી અવસ્થાનો ગરબો.

પૂજું પ્રથમ સિદ્ધિ બુદ્ધિરાય, પાય નમું ગણપતિરે લોલ.
મનક્રમ વચનેં સેવું માય, સહાય કરો સતીરે લોલ: ૧
વિષ્ણુ વિરંચીનેં જે ઇશનેં, શીશ નમું વળીરે લોલ:
વંદૂ અમર સકલના અધીશનેં, નિશદિશ લળીરે લોલ ૨
સકલ દેવનેં માગી માનનેં, ધ્યાન ધરીયચૂરે લોલ;
ગર્ભાદિક યાવત અવસાનનેં, ગાંનમહાં મચૂરે લોલ. ૩
આદિ આવ્યો જઠર મોઝાર, કારમાં નરકમાંરે લોલ;
મહા મળમૂત્ર તણો ભંડાર, મારના થરકમાંરે લોલ ૪
જઠરા નલેં પીડાયેં જંનને, તંન અધોમુખેરે લોલ;

તેણે કરીને થાયે દહંનને, મન દ્રઢ નહી દુઃખેંરે લોલ. ૫
કરડે છે ત્યહાં કઈ ક્રમિકીટતે, મીટમીચી રહેરે લોલ;
વિષ ભરીયા વળગે છે વીટતે, દીઠ આવી ગ્રહેંરે લોલ. ૬
મેદ ચરમ શ્રોણિત જયે મસ્ત, સમસ્ત તે ખૂંચતાંરે લોલ;
કીધાં સકલ જંતુએ ગ્રસ્ત, અસ્ત ઉધાંચ્યતાંરે લોલ. ૭
માતા કરતી જયે ભોજયંન, અન્ન ઊન્હાં અતીરે લોલ;
પ્રગટે તેહ તણો જે દહંન, તંનતનુ દાઝતીરે લોલ. ૮
ખારાં ખાટાં તીખાં ખાય, માય મધુરા વળીરે લોલ;
તેંણે કરી વાધે પીડાય, થાય તનું આકળીરે લોલ. ૯
કરતી માત પુરૂષ સંભોગ, યોગયુંલ જણુંરે લોલ;
ઉલટો લાગે તે ઉદ્યોગ, રોગ દુઃખ તે તણુંરે લોલ. ૧૦
એહેવી બહુ વિધ લાગે બાલને, જ્વાળ અગન્યથીરે લોલ;
સંકટ કોણુ કરે સંભાળનેં, પાળક કો નથીરે લોલ. ૧૧
કરતો શ્રીહરજીનું સ્મર્ણ, તે અર્ણવ દુઃખ સહીરે લોલ;
એકવાર છુટું જો અશરણ શર્ણતો, ચર્ણ મુકું નહીરે લોલ. ૧૨
ધાઓ અનાથ કેરાં નાથ કે, હાથ આવી ગ્રહોરે લોલ;
માહારે મધુસૂદન છો આથ્યકે, સાથ્યશમળસહોરે લોલ. ૧૩
આંણ્યો આભ્યંતર અહમેવતે, સેવ ચુકયો ખરોરે લોલ,
મહા અપરાધ થયો મજ એવતે, દેવ ક્ષમા કરોરે લોલ. ૧૪
એકવાર બાલ્યક બોલે આળ, ગાળ મા બાપનેંરે લોલ;
તોહ્યે લ્યે તે'ની સંભાળ, કાલ નહિં આપનેંરે લોલ. ૧૫
ક્ષમા કરોને એ અપરાધ, અગાધ તે આ સમેરે લોલ;
બાળ્યકનો નવ્ય ચ્યાહાશો બાધ, ગાધગતી અમેરે લોલ. ૧૬
અકળાંમણુ આવે છે મુજ, ગુઝચ પીડા બહુરે લોલ;
અનેક પેરચની આવે અમૂઝચ, સૂઝચબિન શું કહુંરે લોલ, ૧૭
ઝીલેં જલ દાદુર મત્સર કરકતે, સરકવું કરે સુખેંરે લોલ;
પણ મુજ નહિ નીકળવા નરકતે, ગરક થઈ રહુંરે લોલ. ૧૮
એહેવી અરજી શુણી અવિનાશ, શ્વાસ ઉઘાડીયોરે લોલ;
માતુ પુરણુ કરી દશ માસ, પાશથી કાહાડીયોરે લોલ. ૧૯
જતરડે વાળો નીકળે જયંમ, ત્યમ તે નીકળ્યોરે લોલ;
ક્રમી સહોદર નિકળે કયંમ, ભ્રમ મળને મળ્યોરે લોલ. ૨૦
હુંઅહાં તૂંત્યહાં રડતો એમ તે, નેમ રહ્યા નહીરે લોલ;

પુરૂષોત્તમનો વિસરચો પ્રેમ તે, ક્ષેમ થશે કહીરે લોલ. ૨૧
બાંધી મૂઠી થયો અવતાર, પાર પાંમ્યા તણોરે લોલ;
દેવ પરસ્પર કરચો વિચ્યાર, ભાર પડિયો ઘણોરે લોલ; ૨૨
સકે શૂં ઇંદ્રાસન એ લેશે, રેહેશે સુકર્મ રથેંરે લોલ.
કે પગ આપણને શિરે દેશે કે, વેહેશે ઉદક પથેં પથેંરે લોલ. ૨૩
બાલ એમ કીધો બંધન મુક્ત, ભક્ત જાંણી હરીરે લોલ;
અશનકાજ કીધો ઊધુક્ત, યુક્ત પયેં કરીરે લોલ. ૨૪
માતપિતા કરતા મંગલ, તે જળ હળ તો જુવેરે લોલ;
કેહેં છેં કરમાશે કોમળ તે, ગલથૂથિ ટુંહેરે લોલ, ૨૫
વજાડેં ભેરિ મૃદંગને તાલ, રસાલ વિણા વળીરે લોલ;
આવ્યો પુત્ર થઇ જ્યમ ભાલ, બાળ આવ્યાં મળીરે લોલ. ૨૬
વેંહેચેં ગોળ ધાંણા પાંન, દાન બહુ વિધ તણારે લોલ;
યાચક બહુવિધ કરતા ગાંન, માંન પામે ઘણાંરે લોલ. ૨૭
જન્મે દિવસ થયા અગિયાર, ત્યારપછી શું થયુંરે લોલ;
કરતી મંગળ મુખ ઉચ્ચાર, નારચ આવી બહુંરે લોલ. ૨૮
તેડચા જોશી જન નિરધાર, સાર મૂહુર્ત્ત ભણેરે લોલ;
બાંધ્યૂં પારણું તેજ અપાર, દ્વાર પોતા તણેરે લોલ. ૨૯
કોય દિન દરદને ખાંસી વરાધ્ય, અગાધ ગળું પડેરે લોલ,
મત્કુણ મત્સર કરતા બાધ્ય, સાધ્ય નહિ તે રડેરે લોલ. ૩૦
ભુખે રડતે પાય ક્રિરિયાતું રાતું મુખ કહેરે લોલ;
દુઃખે રડે તો પાય પયમાતું, થાતું શૂં લહેરે લોલ. ૩૧
એમ પય પીતાં થયા ષટ માસ, આસ પોહોતી અતીરે લોલ;
વળતો કરાવ્યો અન્નવાસ તે, હાસ વિલાસથીરે લોલ. ૩૨
દિન ઉપર દિન વહીને જાય, ચ્યહાય માને સુખેરે લોલ;
આવ્યા દંત વધો રસનાય, માય કાલે મુખેરે લોલ. ૩૩
માંને ઉપજે મનશું વાહાલ, ખ્યાલ ખેલાવતીરે લોલ;
ચ્યુંબન કરતી મુખ લેઈ ગાલ, બાલને હુલાવતીરે લોલ. ૩૪
માધવની માયા ને જોર, તે દોર બાંધ્યા રમેરે લોલ;
સઘળાં હું માહારૂં કરિ સોહોર, ઠોર ઠોરે ભમેરે લોલ. ૩૫
લીધિ કાષ્ટ પંથિકા ગ્રહણ, ચરણ ચાલી સકેરે લોલ;
લીધિ માત અંગુલી શરણ, ધરણ પડે રમેરે લોલ. ૩૬

માત શીતળા ઓરી રહ્યો, ગયો દિન આંચનોરે લોલ;
પરમેશ્વરની પ્રીતિ ન લહ્યો, થયો વર્ષ પાંચનોરે લોલ. ૩૭
કરતો બાલ લિલા રંગરેલ, ઘેલઘેલાં ગમેરે લોલ;
બહુ બાલ્યક શૂં રચતો ફેલ, બેલ વળગી રમેરે લોલ. ૩૮
અતિ વિઘના ઓલંભા લાવે તે, આવે મા કહનેરે લોલ;
તેને સમજાવી વોળાવે, મનાવે હાંકનેરે લોલ. ૩૯
મૂક્યો ભણવા વર્ષે આઠ તે, પાઠ ભણે લખેરે લોલ;
મા કેહેતી મેહેતાને ઠાઠ કે, સાઠ મારો રખેરે લોલ. ૪૦
પરથમ ભણિયો અંક અઢાર, માર મેહેતા તણોરે લોલ;
હરણ ગણુન સરવાળા સાર તે, ચ્યાર પ્રહર ભણેરે લોલ. ૪૧
કીધાં કકા કેરા લેપ તે, ખેપ કરી ઘણોરે લોલ;
વિંજન પ્લૂત વિસર્ગ રેફ, બે પક્ષે ભણ્યોરે લોલ. ૪૨
શીખે લઘુ ગુરૂ કાના માત્ર, તે રાત્ર દિવસ રસેરે લોલ;
શીખ્યો નાંમાં થયો ગુણપાત્ર, છાત્ર દેખીને હસેરે લોલ. ૪૩
ખત કાગળ ચીઠી ને હુંડી, રૂડી લીખતોરે લોલ;
ધાતો વિદ્યા મૂળની ઉંડી, પ્રૌઢિ શીખતોરે લોલ. ૪૪
વળતો લેખાં ભણવા લીધ કે, સીદ્ધ મઊાવતાંરે લોલ;
માંડયું વ્યાજ ભણ્યો વિધ વિધ, રિદ્ધ ચલાવતાંરે લોલ. ૪૫
પદાર્થ માત્રની શીખ્યો પરીક્ષા, શીશ્યા નવી નવીરે લોલ;
ઓળખી ન આત્મરતી અન્વિક્ષા, દિક્ષા વૈષ્ણવીરે લોલ. ૪૬
ઓછું દેવું. લેવું અધિક તે, ઠીક વિદ્યા ભણેરે લોલ;
હઇયે નહી હરજીની હીક, તે બીક કોહોની ગણેરે લોલ. ૪૭
એમ કરંતાં થયાં વર્ષ તેર, ઘેરચ માંગૂં ગયુંરે લોલ;
પરણાવ્યો બહુ હર્ષજ ભેરચ, ઝેરને સુધા લહ્યુંરે લોલ. ૪૮
બાલ પૂરણ થઈ તરૂણા જાગી, ભાગી ભૂલવણીરે લોલ;
વિસરયા નાથ વધી વરણાગી, લાગી લય ઘણીરે લોલ. ૪૯
શોભ્યો સોળ વરસ સંતાન, સાંન આવી સહુરે લોલ;
ભૂષણ વસ્ત્ર કરે પરિધાંન તે, ગાન મહાં કહુ રે લોલ. ૫૦
પૂહૂચી વેઢ વીટિયો વાંક, સાંકળાંને કડાંરે લોલ;
સેરચ કંદોરો કટિને લાંક, કાંકણ કરે અડ્યારે લોલ ૫૧
કાંને કુંડલ કંઠે માલ, પ્રવાળ સોનામણીરે લોલ;

ઉપર હેમ સાંકળી વિશાળ, રસાળ શોભા બણીરે લોલ. ૫૨
મસ્તક ઉપર બાંધી મોલ્ય, ચોલ રંગે ચુવેરે લોલ;
તાતાં ભરિયાં મુખ તંબોલ, લોલ અધર જુવેરે લોલ. ૫૩
પેહેરે ધોતર કટિ કંદોર, કોરચ રેશમ કણોરે લોલ;
જ્યામા નીમા પટકા જોર, તોર તેનો ઘણોરે લોલ. ૫૪
લાલ મોજડી ચમચમ થાય, તે પાય સોહ્યાંમણિરે લોલ;
લટકે ચાલે જોતો જાય કે, છાયા પોતા તણીરે લોલ. ૫૫
તાત પરિક્ષા તનયની લેતતો, ચેતન ક્ષણે ક્ષણેરે લોલ;
સૂપી કુંચી દુકાન સમેત તે, હિત કરી ઘણેરે લોલ. ૫૬
માંડયો ઊધમ આણી પ્રીત કે, નિત્ય નવો નવોરે લોલ;
લીધી પૂંજી પીતાનૂં વિત્તતે, ચિત્ત ચપળ હવોરે લોલ. ૫૭
લાવે લાભ કપટથી અત્યતે, છત્ય છાંની કરેરે લોલ;
માતપિતા જો પૂછે વિગત્ય તો, સત્ય ન ઉચ્ચરેરે લોલ ૫૮
માત કહે છે પતિને માંનો, એન્યાંનો શૂં રળેરે લોલ;
કીધો આપે એક ખજ્યાંનો, તે છાંનો છત્ય છળેરે લોલ. ૫૯
પરણે વરસ થયાં જ્યાહાં સાત, જાત યૌવનપણુંરે લોલ;
વીતી તરૂણ તણી વિખ્યાત, નાથ ન ભજ્યા ક્ષણુંરે લોલ. ૬૦
મન મોહ્યું માનની સંઘાત, રાત્ય દિવસે રસેરે લોલ;
તાલી લેઈ પરસ્પર હાત, વાત કરિને હસેરે લોલ. ૬૧
આવી વળગે અબળા અંગતે, રંગ રચી રહીરે લોલ;
વાધે અંન્યો અન્ય અનંગતે, ઢંગ રહે નહિરે લોલ. ૬૨
કરતો કામિની કુચ મરદંનતે, તનમન ધન્ય શૂંરે લોલ;
ચ્યુંબન ગંડને અધર દશંન. તે અન્યોઅન્ય શૂંરે લોલ. ૬૩
જેથી પ્રથમ પાંમતો ત્રાસ, વાસના ત્યહાં ઠરીરે લોલ;
મૂઢમતી ન લહ્યો અબિનાશને, પાશ પડયો ફરીરે લોલ; ૬૪
વિષરૂપી જયે વિષયા સ્વાદને, પાદ ભીડીને રમેરે લોલ.
ન ગણે પરવ ધરમ મર્યાદને, આદર એ ગમેરે લોલ; ૬૫
યુવતીના યુગ્મ પયોધર જયેહ, સ્નેહથી રહે ગ્રહીરે લોલ;
મેદ ચરમ શ્રોણિતનો દેહ, તેહ ખર લહે નહીરે લોલ. ૬૬
ગંડસ્થળ જયે જ્યમણા ડાબા, ગાબા તે ગમેરે લોલ
પંચભૂતની ન લહે આભાતે, લાભા ઉજમેરે લોલ. ૬૭

ભોગ રૂપીયા માંણે ભોગ તે, ચોગમથી ચણ્યોરે લોલ;
વિર્થ તણો નિત્ય સાધે વિયોગ તે, રોગ વધે ઘણોરે લોલ. ૬૮
પરદારા શું નાંખે દ્રષ્ટ, પ્રષ્ટ તેની ભમેરે લોલ;
જેથી પૂર્વે પામ્યો કષ્ટ તે, ભ્રષ્ટ ભુલ્યો સમેરે લોલ. ૬૯
ઇશ લહ્યા બિન કયમ રહે આડચ, ડાહાડ્ય રહિ નીવિયેરે લોલ.
કામેં ઘટમાં ઘાલી ધાડ્ય કે, દાહાડે દીવિયેંરે લોલ; ૭૦
એ'વા માંણે ભોગ અનેકનેં, ટેક તજી વહ્યોરે લોલ;
દશ ઇંદ્રિમાં વશ નહિ એક તે, છેક કુટિલ થયોરે લોલ. ૭૧
કથા કૃષ્ણની ન ધરે કાંન, તો સાંન આવે કશીરે લોલ;
ગમિયા ગુંણિકા કેરાં ગાંન કે, ચાંનક ત્યહાં વશીરે લોલ. ૭૨
પેટને કાજ્યે પટકતો પૂંછ તે, ઉંચ તનુએ બણીરે લોલ;
તે દિન વિસરી મરડે મૂંછ, ને તૂચ્છ ગણ્યા ધણીરે લોલ. ૭૩
દેખી ચતુરા કેરાં ચેહેન ને, નેંન રહે ઠરીરે લોલ;
જ્યે ઘેરયો માયાનેં ઘેન કે, તે ન ઉઠે ફરીરે લોલ. ૭૪
જાંણ્યા નહિ જગજીવન ઉર તે, ભૂર ભુલ્યો ભમ્યોરે લોલ;
જયમવા ઇચ્છયો તેહ જરૂર કે, પૂરવેં જ્યે વમ્યોરે લોલ. ૭૫
આવ્યાં સુત તનયા બે ત્રણ્ય, ઝરણુ જયમ જયમ ઝરેરે લોલ;
તેમાં કોયક પાંમે મરણ તો, અરણવ દુઃખ ધરેરે લોલ. ૭૬
કરતો પ્રેમદાની પ્રતિપાલ કે, વાહાલ ઘણું વશુંરે લોલ;
સ્રીની શીખામણ વશ ચાલે, નિહાળે નહિ કશુંરે લોલ. ૭૭
સ્રી કહે દિયર જ્યેઠનેં માંહ, ત્યહાં વસવું નહિરે લોલ;
ભિન્ન ભંવન લેઇને રહો કયાંહ, બાંહ મુજનેં ગ્રહીરે લોલ. ૭૮
સાસુ સસરો નણદલ જ્યેહ, ગેહ તે તજો પરુંરે લોલ;
મજ શું નહિ સાસૂને સ્નેહ કે, તેહ લહો ખરૂંરે લોલ. ૭૯
ભ્રાત તમારા માંગે ભ.ગ તે, ત્યાગ કરો તમેરે લોલ;
જો જઇ રેહેશો જુદી જાગ તો, પાગ નમું અમેરે લોલ. ૮૦
વિનતા કેરી માંની વાત, હાથ તેહેને હુવોરે લોલ;
તજીયાં તાત માત ને ભ્રાત તે, જાત રહ્યો જુવોરે લોલ. ૮૧
વ્યાપ્યો મદ મત્સર અહંકાર, નારય સંગે બધોરે લોલ;
લાવ્યે લાભ કરયે વ્યાપાર જે, કાર ઘણો વધોરે લોલ. ૮૨
શિશ્નોદર તૃસકનો સંગી, અંગી કરી રહ્યોરે લોલ;

ઇશ્વર જનની વાત ઉલ્લંઘી, ભંગી ભ્રમે વહ્યોરે લોલ. ૮૩
ધન યૌવન મદે થયો પ્રમત્ત, મત્ત મોટ્યમપણુંરે લોલ;
સેવન સ્તુતિ કીર્તિ ને મુમત્તથી, દત્ત કરે ઘણુંરે લોલ. ૮૪
હું માહારૂં તાહારૂં ને પરકેં, તિમિર તે રહીરે લોલ;
વિશ્વંભરણુ જયે વિશ્વંભરને, તે ખર લહે નહિરે લોલ. ૮૫
જંતરિયો માયાની જાળ તે, ચાલ્ય વસ્તાઈથીરે લોલ;
ગુણનિધિ ન લહ્યા શ્રીગોપાલ, હાલ મસ્તાઇથીરે લોલ. ૮૬
પરનિંદા પરધન પરદારને, સાર માંની સકયોરે લોલ;
ભલા જન્મનો ખોયો ભાર, બાહાર રહી બકયોરે લોલ. ૮૭
દિન ઉપર વહી જાયે ધંન, મન મમતા વધેરે લોલ;
જગતપતી જયે જગજીવંનને, જન ન લહે હૃદેરે લોલ. ૮૮
ભય નિદ્રા મૈથુન ને અહાર એ, ચ્યાર ધરમ લહ્યોરે લોલ;
ન પડયો અંતર પશુથિ લગાર, જાર દારેં દહ્યોરે લોલ. ૮૯
લાગી નિશદિન સ્ત્રી શું લક્ષ તે, દક્ષપણું વહ્યોરે લોલ;
વિરચ વિહીન થયાં તમ ચક્ષ, લક્ષ તે નવ્ય લહ્યોરે લોલ. ૯૦
કૃષ્ણ કથા કદિ ન ધરે કરણ કે, શરણ થયો નહિરે લોલ;
માથે મોટું ન સમજ્યો મરણ કે, ધરણમહાં રહીરે લોલ. ૯૧
એકાદશી વૃત ન કરચાં નેટ, તે પેટ પૂરણ ભરીરે લોલ;
માનવતનુ ઉઠાડી વેઠ્ય કે, ચેટક ગયું ચરીરે લોલ. ૯૨
કીધો નહિ સજ્જનનો સંગ તે, ઢંગ ન જાંણિયોરે લોલ;
અતિ અશુચી થઈ અંગોઅંગ તે, રંગ ન માંણિયોરે લોલ ૯૩
ભોજન ભાવંતે ભૂસુરનેં, પૂર્ણ ન પોખિયારે લોલ;
જે જન હરિહર કેરા હજુર તે, દૂરથી દોખિયારે લોલ. ૯૪
ન જપ્યાં નારાયણનાં નામ, તે કાંમ ગણાવતારે લોલ;
દેખી પાત્ર ન અરપ્યો દામ તે, ધામ ચ્યણાવતાંરે લોલ. ૯૫
પ્રીત્યે પોષા નહિ પરમહંસ તે, વંશ ઉદ્ધારવારે લોલ;
ધર્મ પંથનાં કીધાં ધ્વંસ, તે દંશ વધારવારે લોલ. ૯૬
સેવ્યા નહિ જોડે શિવશક્તિ કે, ભક્તિ ન અનુસરીરે લોલ;
વપુ ઉપર રાખી ન વિરક્તિ તે, વ્યક્તિ વીસરીરે લોલ. ૯૭
ભૂત દયાનો ન ધરચો ભાવ, દાવ ચૂકી ગયોરે લોલ;
પાપતણો ન કરચો પ્રસ્તાવ કે, નાવ ન હરિ લહ્યોરે લોલ. ૯૮

કીધાં નહિ કદિયે સત્કરમ, ધરમ ધારચો નહિરે લોલ;
સદ્‌ગુરૂ સેવતાં રાખી શરમ, ચરમ ચૂથ્યું ગ્રહીરે લોલ. ૯૯
ન કરયું સુરસરિતાદિક સ્નાન કે, પાંન ન બિંદનુંરે લોલ;
ધારયું ન ધરણીધરનું ધ્યાન, ગાંન ગોવિંદનુંરે લોલ. ૧૦૦
પ્રીછયો ન પરમારથની પ્યેર, ઝેર આઝું ભજીરે લોલ;
કીધો કંઇક જંતુનો કેહેર, મેહેર ન ઉપજીરે લોલ. ૧૦૧
ડંમર હાંકી પોલે પાંને કે, માંને એ મેં કરયુંરે લોલ;
સરવેશ્વરને સમજે શાંને તે, કાંને કુલુપ ધરયુંરે લોલ. ૧૦૨
હું હું કરિને ઉઠે હુકી, મૂકી માંમનેરે લોલ;
યુવતી જનો શું રહે નિત્ય ઝુકી કે, ચૂકી રામનેરે લોલ. ૧૦૩
યૌવન વીતું આવી ઝાક કે, આખર આથમ્યોરે લોલ;
ધારિ ન ધર્મરાયની ધાક કે, ચાક ચઢી ભમ્યોરે લોલ. ૧૦૪
આવી જરા જણવતી જોરતે, ઠોર ઠોરે વશીરે લોલ;
કચના કીધા સિત અંકોર, ચોર લીધો ગ્રશીરે લોલ. ૧૦૫
કલિયા કુંદ કલીસ્યા દંત તે, અંત રહ્યા ભમેરે લોલ;
ચિંત્યા નહિ ચૈતન ઘન ચિંતતે, સંત સમાગમેરે લોલ. ૧૦૬
કંપે કરપદ કંધર શીર કે, નીર નયને વહેરે લોલ;
બડબડ વાધી થયો બધીરતે, જીરણુતા સહેરે લોલ. ૧૦૭
વાધ્યાં કફ મારૂતને પિતકે, શીત જાયે સહુરે લોલ;
કમ્મર બેવડી થઇ થકી તકે, વિત્ત સકલ વહ્યુંરે લોલ. ૧૦૮
કાષ્ટ જેષ્ટિકા પકડી કરકે, તિમરતા થઇરે લોલ;
પુત્રાદિક થઈ બેઠાં પરકે, જર જ્યોંખે ગ્રહીરે લોલ. ૧૦૯
ત્રુટે મંચક તનું તરફડતું, શડતું સ્વેદજેરે લોલ;
પેખ્યા બિન મૂકે કહી પડતું, રડતું રહે રજેરે લોલ. ૧૧૦
દેખતો ઊજળું એટલું દૂધતે શુદ્ધને આવરીરે લોલ
જાય ન સહ્યું જરાનું યુદ્ધ, ખુબ્ધ થઇ બાવરીરે લોલ. ૧૧૧
દરદી બોલાવે દશવાર તે; દાર ન હિલે ધરેરે લોલ;
પેખી ન જુવે નિજ પરવાર, સાર શાંને કરેરે લોલ. ૧૧૨
જીરણ જ્યમ તેલીનો બેલ, મેલથી મશક દસેરે લોલ;
રંગ તણી તે કરતો રેલ તે, પેહેલમાં પગ ઘસેરે લોલ. ૧૧૩
ગમતાં ઘરણાં લેતિઘેરી, પ્રેરી પ્રેરીપતિરે લોલ;

વનિતા તે થઇ બેઠી વેરી કે, મેહેરી જ્યે હતીરે લોલ. ૧૧૪
પોષ્ય હતાં તે પ્રીસે અન્નતે, મંત્ર વિના મળેરે લોલ.
અહ પાલકવત્ કરે અંશન જે, ધંન મુવો રળીરે લોલ: ૧૧૫
મમતા અજી લગણ નવ્ય મૂકી, ભૂઇ પડયો બડબડરે લોલ
મુખથી લાલ જાય છે ચુઇ તે, સૂઈ રહ્યો શડેરે લોલ. ૧૧૬
જેણે કુછિત કીધી કમાઇ કે, ધાઈ દિશો દસેંરે લોલ:
ખળજન સહુ મળિને ગયાં ખાઈ, ભાઈ રીઝચા રસેરે લોલ. ૧૧૭
વળતાં વાંકું બોલી વગોય, હોય સહુ સ્વારથીરે લોલ;
પાછું વાળીને નવ્ય જોય, કોય કોહોનું નથીરે લોલ. ૧૧૮
ઘાડો ઘરેરો વ્યાપ્યો શ્રીવકે, દિવ્ય ન દિસે ઘરચારે લોલ.
જબર જંજાળે પડિયો જીવનેં, શિવ નવ સંભરચારે લોલ. ૧૧૯
મળિયાં સગાં સંબંધી સમસ્ત તે, અસ્ત સમે અડેરે લોલ;
વાંચ્છે અજી સૂધી નિજ વસ્તતે, હસ્ત ધરી રડેરે લોલ. ૧૨૦
કાંઈ હશે તે મૂક્યું કુત્ર, તે પૂત્ર પુછે ઘશ્યોરે લોલ:
મુક્ત થઈ જાતાં મલ મૂત્રતે ઉત્તર કહે કશ્યોરે લોલ. ૧૨૧
દાન ન દે કે નવ્ય દેવરાવે, જોવરાવે જુવેરે લોલ;
રામ કહે નહિ નવ્ય કેહેવરાવે તે, નવ્હરાવે રૂવેરે લોલ. ૧૨૨
કરમહીણ મરિયો કર કુટી તે, લૂટી લીધો ઠગેરે લોલ;
જન્મસમે હતી બાંધી મૂઠી તે, છુટી વિના વગેરે લોલ. ૧૨૩
જણ બે આવ્યા યમના દૂત તે, નુતન વેશ ધરીરે લોલ;
ઝાલી લીધું જીવનું જૂત તે, ઉતકસતા કરીરે લોલ. ૧૨૪
પ્રથક તનુમાં કરી પ્રવેશ કે, કેશ કાઢી ધરેરે લોલ;
મારે કોરડા પામે કલેશ તે, લેશ ન ઉગરેરે લોલ. ૧૨૫
કેહે છે કિંકર યમના વાંણ્ય, પ્રાણ પોખ્યા તમેરે લોલ;
કુટિલ કરચું નહિ કયમ કલ્યાણ, જાણ્ય ગયો સમેરે લોલ. ૧૨૬
ખાધું કયમ પરવશ હો ખળ જ્યે, છળ કીધા ઘણારે લોલ;
બલિષ્ટનું શિર ન લહ્યું બલકે, મગ મોઠા ગણ્યારે લોલ. ૧૨૭
જાણ્યા ક્યમ નહિ જગદાધાર, નારચ નરની લવેરે લોલ;
પ્રીછચો નહિ મળશે પુનાર, માર પડશે હવેરે લોલ. ૧૨૮
શું કરવા આવ્યો શું કીધું, લીધું ન લક્ષ ભજીરે લોલ;
વિષય રૂપિ વિષ કાં પીધું, કે સીંધુ સુધા તજીરે લોલ. ૧૨૯

શઠ કાં હરિને ન માંન્યા સાચા કે, વાચા મને કરીરે લોલ;
એમ કહિ તાંણિને મારે તમાચા, પાછા ફરી ફરીરે લોલ. ૧૩૦
નવાણુવહઝાર યોજન, કે ક્ષણ બે ત્રણ્યમહાંરે લોલ;
જાય લેઈ મજલે યમના જંન, ઘન યાતના જ્યહાંરે લોલ. ૧૩૧
લાગે અનલ અર્કનો તાપ કે, બાપ કહી રડેરે લોલ;
પેહેલાં સંભારીને પાપ કે, આપ ઉંધો પડેરે લોલ. ૧૩૨
શ્વાન દસે કંઈ કરતાં સોર, ઘોર ઘણો સહેરે લોલ;
રાજભટે જ્યમ પકડયો ચોર કે, દોર બાંધ્યો વહેરે લોલ. ૧૩૩
મારે ઘણા શસ્ત્રના ઘાય કે, પાય બાંધ્યો દમેરે લોલ;
ક્ષુધા ઘણી પણ ત્યહાં શું ખાય, માંસ કાપી જ્યમેરે લોલ. ૧૩૪
વૃશ્ચિક સર્પ દસે દેઇ ડંક, કે પંકમાં રહે પડીરે લોલ;
ચક્ષુ ખણી કાહાડે બટકંક, તે રંક રહે રડીરે લોલ. ૧૩૫
ગજ શાર્દૂલ ચીરીને મારે, ત્યારે તરફડેરે લોલ;
હાથ ધરી હા દૈવ પુકારે, વાહારે કુંણ ચઢેરે લોલ. ૧૩૬
ગ્રંથી બાંધી ગિરીથી ગડાવે, ફ઼ડાવે કૂલિયેરે લોલ;
શ્રોણિત સરિતા મધ્યે શડાવે, ચઢાવે સૂળિયેરે લોલ. ૧૩૭
અરધો દાટે અવની માંહિ, જ્યાંહિ ચેટક ચકેરે લોલ;
તીરંબાજી કરે જંન ત્યાંહિ, કયાંહિ નાશી સકેરે લોલ. ૧૩૮
નાંખે દુર્ગંધીને ખાડકે, તાડ ચઢાવિનેરે લોલ;
કાપે કોહોવાડાથી હાડકે, ફાડ ફડાવિનેરે લોલ. ૧૩૯
તપવે તાતી તેલ કઢાય, ધાયને કરગરેરે લોલ;
કચરે કંટક માંહિ કાય, હાય હાહા કરેરે લોલ. ૧૪૦
પ્રૌઢિ ભોગી પીડા પિંડકે, ષંઢ સમો થઇરે લોલ;
સેવક કાય કરે શત ખંડકે, દંડ રહે સહીરે લોલ. ૧૪૧
એણી રીત્યે નર વા નારય, માર અંગે સહેરે લોલ;
જયે મહા પાપ તણા કરણાર, ક્ષાર કર્દમે રહેરે લોલ. ૧૪૨
નિજનૂં પૂણ્ય પાપ પાથેયતે, પ્રેયાપ્રેય કરેરે લોલ;
એણે સ્વર્ગ નરક અનુમેયતે, હેય એ સહુ ઠરેરે લોલ. ૧૪૩
ભારે ભોગ્યો પાપનો ભારતે, કારાગારથીરે લોલ;
પટકયો પશુ પક્ષિ અવતાર, પાર જેનો નથીરે લોલ. ૧૪૪
કીધો શુદ્ધ કેટલે કાળ, તે આળ ઉલંઘવારે લોલ;

નાંખ્યો જનની જઠરની જાળ, બાળ મનુજ થવારે લોલ. ૧૪૫
એહેવી કઇંકવાર પીડાયતો, સહાય વિના બણીરે લોલ;
હવે જો શરણ હરીને જાયતો, ધાય વાહારે ધણીરે લોલ. ૧૪૬
સદ્ગુરૂ શાસ્ત્ર તણો કરે સાથતો, વાત જાંણે ખરીરે લોલ;
માંથે નરહરિને કરે નાથતો, હાથ ગ્રહે હરીરે લોલ, ૧૪૭
સ્ત્રી કે સ્ત્રી સંગીનો સંગકે, ભંગ કરે સદારે લોલ,
અતિશે જેથી વાધે અનંગ, અંગને આપદારે લોલ. ૧૪૮
અકર્તા જાંણે આત્મ સ્વરૂપને, ચુપ થઇ ચકેરે લોલ;
તો ફરિ ન પડે ભવને કુપ, અનૂપમ થઇ સકેરે લોલ. ૧૪૯
કૃષ્ણ કથામાં જો ધરે કાંન કે, તો સાંન થયે લહેરે લોલ,
ભારે ભય ભાગે ભગવાંન કે, ચાંનક જો રહેરે લોલ. ૧૫૦
મનથી જો મૂકે માહારૂં તાહારૂંતો, દારૂણ દુઃખ લહીરે લોલ;
પ્રભુનૂં ધ્યાંન કરે જો પ્યારૂંતો, સારૂં થાય સહીરે લોલ. ૧૫૧
સમજી થાય સજ્જનને શરણતો, ચરણ ગ્રહી રટેરે લોલ;
ઓળખે અળગું થાય આવરણ તો, મરણ જનમ મટેરે લોલ. ૧૫૨
સત્પાત્રોનૂં પોષણ થ્યહાયતો, પાય નમી સદારે લોલ;
ગમતા ગુણ ગિરધરના ગાય તો, જાય સહુ આપદારે લોલ. ૧૫૩
સાંભળો શરણાગત વિશ્રામ, રામ મમ વિનતીરે લોલ;
જાંણી પતિતપાવન તવ નામ, હાંમ મેં ધરી અતીરે લોલ. ૧૫૪
એહવી પીડા કઇ કઇ વાર, માર મેં ઘણા સહ્યારે લોલ;
આવ્યો શરણ જાંણિ ત્રાતાર, સાર કરીયે દયારે લોલ. ૧૫૫
સાધન હું શું કરી સકું સ્વામી કે, કામી કલેશી બહુરે લોલ;
આશરિ તમને અંતરયામી કે, નામી શિર રહુંરે લોલ. ૧૫૬
શરણ છું ઉત્તરાયે કહ્યું મુખકે, સુખ જાંણી ખરૂંરે લોલ;
રાખ્યો પરિક્ષિત પેશી કુખ કે, દુઃખ દહન કરયુંરે લોલ. ૧૫૭
મુજ ઉપર જો કરશ્યો મેહેર, તો ઝેર મિટી જશેરે લોલ;
ઘટથી જાશે અવિદ્યા ઘેર કે, લેહેર ઘણી થશેરે લોલ. ૧૫૮
ભૂત ભાવિ સહુ નજરે પડશે ને, જડશે શોધ ખરારે લોલ;
ગર્વાદિ ગરીબ ગડબડશે તે, નડશે નજરે પાહારે લોલ. ૧૫૯
અવિનાશી ઉતારજ્યો બાળ કે, પાલક થઈ તમ્યોરે લોલ;
કેહછે કૃષ્ણરામ કંગાલ કે, બાલક છું અમ્યોરે લોલ. ૧૬૦

સોરઠા.

તુક એકસો સાઠ, ગવાઇ આ ગરબા તણી;
ગાય શુણે કરે પાઠ, કૃષ્ણ કૃપા હોય તેહને. ૧
સંવત શત અઢાર, ચ્યુમોત્યરને ફાલ્ગુને
વદ્ય તૃતીયા બુધવાર, પૂર્ણ લિખ્યો ગરબો તદા. ૨

વિ૦ ૨૬ પા૦ ૧૦

---

## કીર્ત્તન ૩૦૦ મું.

કાગળ

આદિ આરાધું ગણપતી, જેથી વિઘ્ન પલાય;
સહાય કરો મા સરસ્વતી, વસો મમ રસનાય. ૧
સરવ દેવ રૂષિ સાથને, નમિ ચરણે લાગું;
પત્ર લખું પ્રભુનાથને, મન વાંછિત માંગું. ૨
સ્વસ્ત શ્રી સર્વ લોકમાં, મધ્ય મહાશુભસ્થાને;
ચઉદ ભવનના ચોકમાં. વસે વિવિધ વિધાંને. ૩
ખાલી નથી જયે વિના કહી, રહે સઘળે વ્યાપી;
રેહેતાં સમીપ જાંણે નહિ, જેને કોય કદાપી. ૪
શ્રોતૃ વિના જયે સાંભળે, સહુ જનની વાંણિ,
પાગ વિના પેહેલે પળે, પકડે વિના પાંણિ. ૫
મનો વિના જયે મનન કરે, લક્ષણને લેખે;
ઘ્રાંણ વિના ગંધને હરે, દ્રષ્ટી વિના દેખે. ૬
ચિત્ત વિના જયે ચિંતવે, સહુનાં દિલ દાખે;
વાંણિ વિના જયે વર્ણવે, રસના વિના ચાખે. ૭
સ્પર્શ લહે જયે ત્વચા બિના, અહંતા વિના હેરે;
પ્રાણ વિના સર્વ પ્રાણિના, પ્રાણ માત્રને પ્રેરે. ૮
સ્વપ્ન જાગર્ત્તિ જેને નથી, ન સુષુપ્તિ લગાર;
જયે ષડ્ભાવ વિકારથી, સર્વદા રહે બાહાર્ય. ૯
અન્વયથી સહુને મળે, પણ રહે વ્યતિ રેક;
બહુ રૂપી થઇને છળે, પણ આપે એક. ૧૦
દેશ કાલ વસ્તુ વડે, પરિછેદ ન થાય;

વિશ્વ સકળ ભાજે ઘડે, પણ નવ્ય લેપાય. ૧૧
કર્તું અકર્ત્તુ અન્યથા, કરવાને સમર્થ;
જેને જાણ્યા વિના જન વ્યથા, વેઠે છે વ્યર્થ. ૧૨
નામ રૂપ જેને નહિ, નામ રૂપને જાંણે;
નેતિ નેતિ એવું કહિ, જેને વેદ વિખાંણે. ૧૩
જેનિ માયાથી ભુલા ભમે, દ્વૈતને સત્ય માની;
મમતા અહંતા નવ્ય શમે, કયમ થાયે જ્ઞાની. ૧૪
સમ દ્રષ્ટી જયે રહે સદા, કલ્પવૃક્ષની રીત્યેં;
કાપે સેવકની આપદા, પાળે પૂરણ પ્રીત્યેં. ૧૫
તે પ્રભુ પ્રત્યે લીખું અમે, પત્રમાં મજકુર;
વાંચી વિનતીને તે સમે, હરિ થાજ્યો હજુર. ૧૬
ભક્ત વાહાલા સર્વ કોયથી, પાળો સત્ય વચંન;
પત્ર પૂષ્પ ફલ તોયથી સદ્ય થાઓ પ્રસન્ન. ૧૭
ભક્ત કારણ તમે ભૂધરા, થયા સગુણાકાર;
પાળ ગ્રહણ તેનેં કરવાં, ધરિ બહુ અવતાર. ૧૮
પુજ્યારાધેય ઇશ્વર, પરબ્રહ્મ પરંમ;
અપ્રમેય અખિલેશ્વર, એક તંમોત્તંમ. ૧૯
ગુણ સઘળા જેને નમેં, ગુણવંતજ થાવા;
યોગીજન જયેહેમાં રમે, જન્મ બંધ મુકાવા. ૨૦
ભૂતલ ભાર ઉતારવા, વેશ સગુણ બનાવો;
યોગીને ધ્યાને ધારવા, રૂપ ગમતાં લાવો. ૨૧
સ્વયં શંભુ તમે સુરપતી, તમે વિષ્ણુ વિધાતા;
ઉમા શચી રમા સરસ્વતી, તમે વિશ્વની માતા. ૨૨
પુરૂષ તમે પ્રકૃતિ તમે, માયા પંચ પર્વ;
તુમથી થાય તુમમાં શમે, સચરાચર સર્વ. ૨૩
કારચ કારણ પેખતાં, સર્વ વેશ તમારા;
વિવર્ત્ત પક્ષેં દેખતાં, સહુથી તમે ન્યારા. ૨૪
જીવ રૂપ એ તુમતણું, પ્રતિબિંબ કહાવે;
માંની અધ્યાસે અહંપણું, કર્મ કરવાને ધાવેં. ૨૫
તુમથી વિમુખ તે ફરી ફરી, જીવ જોખ્યમ પામેં;
સમજે તમારૂં સ્મરણ કરી, તો તે વેદના વાંમે. ૨૬

માયા નર્તની તુંમ તણી, સહુને શિરે નાંચે;
ધારણામાં નાવો ધણી, કીધે મન કાચે. ૨૭
શરણ થાય તે ઉગરે, છો શરણના સાથી;
આપબળે કોય શું કરે, મન મોટું પ્રમાથી. ૨૮
નામ તંતિના દામથી, જન સર્વે ન થાયા;
ધર્મ અર્થ ને કાંમથી, લોભિષ્ટ લોભાયા. ૨૯
અસંભાવના મન વશી, છૂટે નહિ કોથી;
મોક્ષની માલ્યમ નહિ કશી, માયાના મોહોથી. ૩૦
એહેવા ગહન ગુણલાયક, મન વાંણિથી દૂર;
દાસને વાંચ્છિત દાયક, કરૂણાના પૂર. ૩૧
ગંગાજળ સમ નિર્મળ, કળના કયમ થાયે;
શરણાગત જન વત્સલ, ગુણ જેના ગવાયે. ૩૨
શી ઉપમા દેઉં શ્રીપતી, પ્રભુજી શ્રીપંચ;
ધ્યેય ધ્યાન ધ્યાતા ધૃતી, ફળ ભેદ ન રંચ. ૩૩
પરદો મિટાવો આવર્ણનો, કરો માહારી સાર;
ચરણાન્ શ્રીતવ ચરણનો, માહારે આધાર. ૩૪
લિખિતં જન તુમ તણો, નિજ નાંમે નાંમ;
દાસનો દાસ મુંને ગણો, પ્રભુ પૂરણ કાંમ. ૩૫
પ્રણામ માહારો ફરી ફરી, હરિ માંની લીજે;
દીન જાંણીને દયા કરી, દેવ દરશન દીજે. ૩૬
તત્ર કુશળ છે સર્વદા, નિજ રૂપનિ રીઝે;
અત્ર કુશળની સંપદા, કરૂણાકર કીજે. ૩૭
સમાચાર એક પ્રીછજ્યો, રખે મુજને વિસારો;
સાનુકુલ શ્રીધર થજ્યો, આશરો છે તમારો. ૩૮
અવગુણ અનેક જનમતણા, માહારા માફ્જ કરિયે;
અપરાધ જયે માહારા ઘણા, તેને ચિત્તે ન ધરિયે. ૩૯
ગુણસાગર ગોવિંદ છો, અતિશે ઉપકારી;
અચ્યુત આનંદ કંદ છો, મમ નાથ મુરારી. ૪૦
જનની જઠરમાં મુને તમે, રાખ્યો ભયથી ઉગારી;
બાહારચ કાહાડયો સૂતી સમે, સર્વ સાજ સમારી. ૪૧
ભ્રમતા ચોરાશી લક્ષથી, મુને દીધો વિસાંમો;

પ્રભુજી તમારી પક્ષથી, હું મનુજ તનું પામ્યો; ૪૨
કરણ નેત્ર નાસા ત્વચા, રસના પદ હસ્ત.
ઇંદ્રિયોના ટાળ્યા અચા, જગાવીને સમસ્ત. ૪૩
સૂતિ વાંણિ મારી જે હતી, તમે સહજ જગાવી;
અંતરયામી તમ્યો અતી, નિજ કરૂણા બતાવી. ૪૪
માતુ પયોધરને વિષે, પયો પ્રગટજ કીધૂં;
વિશ્વંભર તે નિશેદિશે, બહુદિન મે પીધૂં. ૪૫
મુખમંડળ અવકાશમાં, દંત પંક્તિ બનાવી;
અંતઃકરણના અવાસમાં, વૃત્તિયોને જગાવિ. ૪૬
માતુ પિતુ પ્રેરિ હરી, મમ કષ્ટ કપાવ્યું;
જે જોઇએ તે ફરી ફરી, બિન માંગ્યે અપાવ્યું. ૪૭
પછી કંઈકિ યજમાંનથી, ધનધાન્ય મળાવ્યું;
તે મે કાંઇકિ જ્ઞાંનથી, ખાધૂં ખવરાવ્યું. ૪૮
દેશવિદેશ તમ્યો ઘણી, બિરૂદાશજ કીધી;
વિકટ આંચ ઓળવી અણિ, સતસંગતિ દીધી. • ૪૯
પરનિંદા પરદારની, વાસના ન જગાડી;
લંપટ નર વા નારની, પ્રીતિ ન પમાડિ. ૫૦
વાંણિ વળાવિ વિવેકમાં, તેથી શંકર ગાયા;
રાખી બ્રાહ્મણના ટેકમાં, કીધી શુદ્ધ કાયા. ૫૧
પરમહંસ મમ ધામનો, તમે યોગજ કીધો;
સ્વકીય સહસ્ર નામનો, ઉપદેશજ દીધો. ૫૨
પરાધીનપણું છોડવ્યો, કીધો નિજ તંત્ર;
નિત્યેં વિચ્યાર દેઇ નવો, ઉપજાવ્યો મંત્ર. ૫૩
પછિ ઉત્તમ ઉત્તમરામની, મુંને ગાંઠયજ પાડી;
મહિમ્ન ગીતા નામની, ટીકાઓ શિખાડી. ૫૪
વ્યાસ પુત્ર શુકનું કહ્યું, ભાગવત ભણાવ્યું;
યથાર્થ તે દિલમાં રહ્યુ, વીસરાવા ન પામ્યું. ૫૫
વ્યાકરણ વિના વિભક્તિયો, ઓળખ્યામાં આવી;
કાવ્યકોશ વિના વ્યક્તીયો, શબ્દની સમજાવી. ૫૬
ન્યાય વિના અપ્રમેયની, સમજણને સધાવી;
સાંખ્ય વિના સત્ શ્રેયની, સુરૂચી ઉપજાવી. ૫૭

વેદાંત વાકય વિચ્યારનો, ઉપજાવ્યો બોધ;
શાસ્ત્ર સકળના સારનો, સમઝાવ્યો શોધ. ૫૮
ઈહામૂત્ર વૈરાગનો. શમદમનો પાર;
નિત્યાનિત્ય વિભાગનો, સમજાવ્યો વિચ્યાર. ૫૯
જન સઘળાથિ વિલક્ષણી, સત્વ શ્રદ્ધા સધાવી;
બુદ્ધિ જતી જયે વિષયભણી, ત્યહાંથી તરત ફિરાવી. ૬૦
બાપ માહારા તમે બિરૂદને, દાખવિયું દાંને;
તુમ પાખ્યે અન્ય વરદને, હવે શોધૂં શાંને. ૬૧
ભાંમણા લેઉં ભગવંતને, જેને કરૂણા અપાર;
કીધાં અજાણુ અસંતને, મુને બહુ ઉપકાર. ૬૨
શો એ શંકર સ્વામીનેં, થાંઉ હું જન દીન;
વાંગ મન સહશિરનામીનેં, રહુ સદા અધીન. ૬૩
બીજું લખ્યું માહારૂં વાંચિયેં, મન મેહેરજ આંણી;
આ અવસર તે જનમ કીયે, ફરિ પાંમું હું પ્રાણી. ૬૪
અન્ય ઉપાધી હવેં રખ્યે, માહારે મન વ્યાપે;
અનાથ બંધૂને ઓળખ્યે, કયમ કાંમ સંતાપે. ૬૫
અનન્ય ચિંતન પ્રેમની, હવેં વૃત્તિ વધારો;
સુખેથિ યોગ ક્ષેમની, સુધિ વાટય સુધારો. ૬૬
અન્ન વસ્ત્રને કારણેં, શાંને જનને યચાવો,
બુદ્ધિહિનોને બારણેં, નટવત શૂં નચાવો. ૬૭
અધર્મિ જન જયે અભાગીયા, તે શું પૂરણ કરશેં;
સવિતુ સમીપે આગીયા, તે શું તેજ પ્રસરશે. ૬૮
કાંમી ક્રોધીને લાલચી, વનિતાઓના વશ્ય;
પ્રપંચ માંહે રહ્યા પચી, તે શું જાણે રહસ્ય. ૬૯
ધન યૌવન મદ કેફથી, હીંડંતા હીસે;
વિના ‡વિશાણને *શેફથી, પશુ સરખા દીસે. ૭૦
હું હું કરી હુંકે સદા, કળિના જન કેહેરી;
આપે આપણી આપદા, જાંણે નહિ ઝેરી. ૭૧
વિષરૂપી વિષયોને વિષે, જયમ વિષના કીટ;
રમે રમાવે અહર્નિશે, માંડીને મીટ. ૭૨

‡ શીંગડાં. * પુચ્છ.

દિનમાં ચોરે ચાવડી, બેઠા હાંકે ગપાટા;
ચોરે નિશાચે આડા પડી, મેહેલી મુખ ફાટાં. ૭૩
શંખિનિયોની સાંનથી, જ્યેનાં મન ઘેરચાં;
ધૂર્ત્ત જનોના ધ્યાનથી, કરે કર્મ અનેરાં. ૭૪
કાળ શત્રુ માથે ફરે, તેની બીક ન આંણે;
પરદારા પર ધન હરે, પર લોક ન જાંણે. ૭૫
બ્રાહ્મણ સરખી વસ્તને, સેવક કરિ રાખે;
ચલવી પોતાના દસ્તને, ભૂંડું મુખ ભાખે. ૭૬
શ્રુતી સ્મૃતી કે પુરાણની, જાંણે નહિ વાત;
તૃપ્તિ ઇચ્છે નિજ પ્રાણની, કરી અન્યની ઘાત. ૭૭
તે પાસે પડે માંગવું, તે શું આપે બિચ્યારા;
તેથિ ભલું વપુ ત્યાગવું, મન મોહન માહારા. ૭૮
ભૂખ્યો જ્યમ ભૂખ્યા કનેં, શું જમવા જાય;
ત્યમ મુજ સરખા તે મુંને, તે શું કરશે સહાય. ૭૯
ઓળખી આત્મારામને, અથડાવું ન શોભે;
નિત્યે જપું નિજ નાંમને, મન રાખીનેં થોભે. ૮૦
તુમ પાખેં હું કહું કુન્હેં, નિજ બીરૂદ સંભારો;
પકવ ભરૂંસો ઘો મુન્હેં, આપે આવી ઉગારો. ૮૧
ભૂપતિને વરિ ભામિની, જો ભિખવા જાશે;
તેવા તે નિજ સ્વામીની, અપહાશી થાશે. ૮૨
જ્યેહ જમાવે પારકા, જનની ચોરાશી;
તેહ તણા નિજ દારકા, કયમ રેહે ઉપવાશી. ૮૩
નિત્યે નિશંક થઈ ફરે, મોટાનાં મેળાપી;
તે કયમ કોથી કર ધરે. સકેં અન્યનેં આપી. ૮૪
હાથી આપ્યો જેણેં દાનમાં, તે શૂં અંકુશ નાપે;
જો જયો ધણી હવે ધ્યાનમાં, ન વિપત્તિ વ્યાપે. ૮૫
તમે અઘટ ઘટના કરી, સ્વલ્પનો શ્યો ભાર;
માહારી મતી તમનેં વરી, જાંણી ત્રાતાર. ૮૬
શરણાગતની લાજનેં, રાખવી એ રીતિ;
એહ ઘટે મહારાજને, દીજે વચન પ્રતીતિ. ૮૭
સ્વામી તમે સન્મુખ થજ્યો, દાસ મુજને ધારી;

બીજું લખ્યું વળિ વાંચજ્યો, સંકટના હારી. ૮૮
શરણાગત વિશ્રાંમનો, માંનિ વિશ્વાસ;
જાપ થજ્યોં નિત્ય નામનો, મુંને શ્વાસોશ્વાસ. ૮૯
મન માહારૂં નિશ્ચળ ઠરી, નિત્ય ધ્યાનજ ધરજ્યો;
બુદ્ધિ દ્રઢ નિશ્ચય કરી, તવ ચરણે ઠરજ્યો. ૯૦
વાંણી કીર્ત્તન પ્રેમથી, રંગી નિત્ય રમજ્યો;
વિષય વાસના નેમથી, રહિ નિત્યે શમજ્યો. ૯૧
કર્ણને ગુણગણ ગાંનનૂં, સાંભળવું ગમજ્યો;
પદ મૂકી અભિમાનનું, શિર સહુને નમજ્યો. ૯૨
કીર્ત્તિ તીર્થમાં ઝીલવા, ચિત્ત નિત્યે જાજ્યો;
મૂધું કમળ મન ખીલવા, સત સંગતી થાજ્યો. ૯૩
રાજી થજ્યો રસના ઘણૂં, નૈવેદ્યને ભક્ષી;
સર્વ રૂપ સ્વામી તણૂં, અવલોકજ્યો અક્ષી. ૯૪
વિષ્ણું વિરંચી રૂદ્રમાં, રખે ભેદજ ભાસો;
આ સંસાર સમુદ્રમા, આસક્તિ ન થાશો. ૯૫
ભાગવત ગીતા ભાષ્યનૂં. મન રેહેજ્યો ધ્યાન;
લોક તણા અપહાસ્યનૂં, જાજ્યો અભિમાંન. ૯૬
ઉત્તમ કુળ જે નરતનું, તેની રેહેજ્યો માંમ;
અંતે દેવ અનંતનું, ન વિસરશો નાંમ. ૯૭
માહારા હરી હું હરજીનો, એહેવો ટેકજ રેહેજ્યો;
અનાથ બંધુ આ અરજીનો, સદ્ય ઉત્તર કેહેજ્યો. ૯૮
શું શું લિખું સર્વજ્ઞનેં, હું પત્રજમાંહિ;
કૃષ્ણ કૃપાળ કૃતજ્ઞનેં, ન અજાંણ્યું કાંઈ. ૯૯
તમે પતિત પાવન કરચાં, અધમોને ઉદ્ધારચાં;
જે જન કૃષ્ણે કર ધરચા, તેને સહજ ઉગારચા. ૧૦૦
માટે મુંને કરૂણા કરો, સંકષ્ટ શમાવી;
માહારો કહી મમ કર ધરો, રખે મૂકો ભમાવી. ૧૦૧
કેશવ માહારા કરમની, જો કોટડી જોશો;
તો તો તમે નિજ ધરમની, વાંણીને વગો'શો. ૧૦૨
તુમથી છે કમળાપતી, દાસોને દાવો;
માટે વાંચી માહારી વિનતી, વાહારે વેહેલા આવો. ૧૦૩

છુટી છબિલા નહિ સકો, નિજ વાકયે બંધાયા;
માહારા તમે હું તમ થકો, નથિ નૂતન માયા. ૧૦૪
અલબેલા અજી આળશી, થઇને કાં બેસો;
દાસ તણા દિલમાં વશી, નાસતાં શું પેસો. ૧૦૫
શાંને પ્રગટ કરયું પારખું, વિસ્તારીનેં વાંણી;
માંનો ઘણું થોડું લખ્યું, દીન દાસને જાંણી. ૧૦૬
જે જયે તમે મુજ ઉપરે, કીધા ઉપકાર;
તે તે હૃદયથી ન વિસરે, મુંને વારંવાર. ૧૦૭
કરજોડી કહે કરગરી, કિંકર કૃષ્ણરામ;
મુંકુંદ વિશ્વંભર હરી, શિર નાંમે નામ. ૧૦૮
માલા સમર્પિ મુરારીનેં, વાકયમણીની બનાવી;
દાસ વાકય ઉપર ધારીનેં, બાંહ ગ્રેહેજયો આવી. ૧૦૯

સોરઠ.

તૂક એકસો નવ, કાગદ માલાની થઈ;
મેહેર કરો માધવ, કૃષ્ણરામનેં કૃષ્ણજી. ૧
સંવત્ શત અઢાર. ચ્યુમોત્યરને ફાલ્યગુનેં;
વધ નવમી શશીવાર, કાગદ પૂરણ લીખ્યો. ૨

વી૦ ૨૭ પા૦ ૧

## કીર્તન ૩૦૧ લું.

### દેશી કેર.

પૂજુ પ્રથમ ગણરાય, સેવું સરસ્વતિ સાદરે; જીરેજી.
વિઘ્ન વિવિધનાં વિલાય, વાણિ વિમળ મુખ વિસ્તરે. જીરેજી. ૧
ગાંઉ ગોવિંદ ગુણ ગાંન, જયેહ પહ્રા કરે પાશનેંરે; જીરેજી.
માંગુ અભયપદ દાન, અરજી કરૂં અવિનાશને. જીરેજી. ૨
શાસ્ત્ર સકળ કરે શોધ, શ્રુતિયો સરવ જેને સંસ્તવેં; જીરેજી.
પાંમી પૂરણ પ્રતિબોધ, ક્રાંતદરશી જેને કવે. જીરેજી. ૩
હઠવ્યે હરખ વિષાદ, નિશ્ચય થાય નિશાંણિયે; જીરેજી.
અધ્યારોપ અપવાદ, કીધે વદાયે વાંણિયે. જીરેજી. ૪
જેનેં ભયેં કરિ વહાય, વાયુ વિભાસે બિભાવસુ; જીરેજી.
વરસે ઇંદ્ર દિનરાય, તપે મરણ ધાયે ધશું. જીરેજી. ૫

જેને પ્રકાશે ન કોય, રવિ શશિ શિખી ઉડુ વીજલી; જીરેજી.
જેનાં પ્રકાશ્યાં એ જોય, જયેહ રહે સહુમાં મળી. જીરેજી. ૬
અભ્ર ગરજના તેજ, અંબરે જયમ ઉઠે શમે; જીરેજી.
જેને વિષે ત્યમ સેહેજ, ત્રિગુણ ત્રિવિધતાને રમે. જીરેજી. ૭
અસત અખિલ આ લોક, સત્ય દિસે જયેના સત્યથી; જીરેજી.
અજર અખંડ અશોક, વેગળો જયેહ વિપત્યથી. જીરેજી. ૮
જેને પ્રકાશે પ્રકાશ, પ્રકૃતિ પ્રમુખ સહું પાંમિયાં; જીરેજી.
વિસ્તરિ વિવિધ વિલાસ, યુક્તે જોડાઇને જાંમિયા જીરેજી. ૯
અખીલ તણો અધિષ્ટાંન, અવધિ નિષેધનો જયે અતી; જીરેજી.
પ્રભવ પ્રલયં સંસ્થાન, જયે કાષ્ટા જયે પરાગતી. જીરેજી. ૧૦
સ્વયં પ્રકાશ સ્વત સિદ્ધ, ભક્તેચ્છિત ધરે દેહને; જીરેજી.
અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધ, શક્તિ સકલ વશ જયેહને. જીરેજી. ૧૧
નીત્યે રહે નિર્દોષ, સ્વગત સજાતિ વિજાતિથી; જીરેજી.
પુરિત કરે પંચકોશ, ભિન્ન રહિ નિજ ભાતિથી. જીરેજી. ૧૨
આત્મારામ અગર્વ, નિત્ય તૃપ્ત નિજાનંદથી; જીરેજી.
વિષ્ણું વિરંચિને શર્વ, રૂપ ધરે નિજ છંદથી. જીરેજી. ૧૩
રજ તમ સત્વ સંબંધ, લાગિ સકે નહિ લક્ષતાં; જીરેજી.
ગુણ ધરતાં પણ ગંધ, સંગ ન થાયે સમક્ષતાં. જીરેજી. ૧૪
વિશ્વ થકે જે વિભક્ત, વિશ્વ વસે જેનેં વિષે; જીરેજી.
અંતરયામિ અસક્ત, વ્યાપી રહ્યો જયે દશો દિશે. જીરેજી ૧૫
એક રૂપી જયે અપાર, વિવિધ વેશે વિલસી રહે; જીરેજી.
નિર્ગુણ સગુણાકાર, જેને કો વિરલા લહે. જીરેજી. ૧૬
દિવ્ય દિવ્ય ધરી દેહ, સેવક સહાય કરે સદા; જીરેજી.
પ્રસન્ન થજ્યો મુનેં તેહ, આપે મિટાવજ્યો આપદા. જીરેજી. ૧૭
ગુણનિધિ શ્રીગોપાળ, વિષ્ણું શુણો માહારિ વિનતી; જીરેજી.
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, કરૂણા કર કમળાપતી. જીરેજી. ૧૮
હું ને તમે બે એક, આદિ અંતમહાં દેખતાં; જીરેજી.
તત્વમસી ને વિવેક, લક્ષણાયે કરી લેખતાં. જીરેજી. ૧૯
વિશ્વ વૃક્ષનેં શીશ, સૂપર્ણ આપણ બે જણાં; જીરેજી.
અમે જીવ તમ્યો ઇશ, સખા સમાન સોહામણા. જીરેજી ૨૦
ભજને પડી ગઈ ટેવ, વૃક્ષનાં ફળ ભોગ્યા તણી; જીરેજી.

દિલથી વિસારયા દેવ, ધર્મધૂરિંધર જ્યે ધણીરે જીરેજી. ૨૧
અમે તો વિસારયા નાથ, તમે તો મુનેં ન વિસારિયો. જીરેજી.
સખા થઇ આવ્યા સાથ, જ્યહાંજ્યહાં મેં દેહ ધારિયોજીરેજી. ૨૨
વિઠલ પડિયો વિયોગ, ભટકયો પછી હું ભેખમાં; જીરેજી
ભ્રમથી ભોગતો ભોગ, લક્ષ ચોરાશિના લેખમાં. જીરેજી. ૨૩
અથડાયો હું અપાર, કામ કામના કામિને; જીરેજી.
અનેક ધરયા અવતાર, પણ સંભારયા નહિ સ્વામિને. જીરેજી. ૨૪
ચિંતન બિન થઇ ચોર, બુદ્ધિ વિહીન થઇ બકયો; જીરેજી.
નિજ માયા તણે જોર, જીવન જાણિ નવ્ય સકયો. જીરેજી. ૨૫
લક્ષ્મીવર કરિ લેહેર, અથડાતો મુને જાંણિને; જીરેજી.
માનવ તનુની મેહેર, કીધિ ઊઘાડી વાંણિને. જીરેજી. ૨૬
શ્રીધર કીધિ સાર, સાચવિયો સર્વત્રમાં; જીરેજી.
અનેક કરયા ઉપકાર, તે તે લિખ્યા છે મે પત્રમાં. જીરેજી. ૨૭
બુડતાં રાખ્યો બાપ, સાહ્યો કર સ્વભાવથી જીરેજી.
ત્યમ હવે આપે આપ, તપતો રાખો ત્રણ તાવથી. જીરેજી. ૨૮
તમારો અમારો પ્રેમ, હરજી અનાદિનો જ્યે હતો; જીરેજી.
ક્ષેમરૂપ કરિ ક્ષેમ, છત્ય આપીનેં કરયો છતો. જીરેજી. ૨૯
દેવ તમારો હું દાસ, ઇશ તમે મમ મસ્તકે; જીરેજી.
સાચવજ્યો અવિનાશ, મેળ થયો ન મિટી સકે. જીરેજી. ૩૦
યાચું હૂં જગદાધાર, મન વૃત્તિ તમને વરો; જીરેજી.
શરણાગત ત્રાતાર, બાળ તમારો બાંહે ધરો. જીરેજી. ૩૧
ત્રિકમ તમારો એ ટેક, નજર કરીને નિમેષમાં; જીરેજી.
ઉદ્ધરયા અધમ અનેક, ડંકો વજાડીને દેશમાં. જીરેજી. ૩૨
ગોવિંદ ઉતારોને ગાળ, જન્મ જરા ભય નાશની; જીરેજી.
આત્મ સ્વરૂપીને આળ, આવિ લાગી અધ્યાસની. જીરેજી. ૩૩
બાળિ વાસનાનાં બિજ, સંચિત સર્વ શમાવિયે; જીરેજી.
રમાનાથ કરિ રીઝ, ભક્તને હવે ન ભમાવિયે. જીરેજી. ૩૪
કૃષ્ણાર્પણ ક્રિયમાંણ, કરિ જ્યમ સકું ત્યમ કીજીયે. જીરેજી.
પ્રારબ્ધનું પરિમાણ, દિલ દૂખ્યા વિના દીજીયે. જીરેજી. ૩૫
મોહન મુકાવીને મામ, ભ્રાંત કરી ન ભમાડશો, જીરેજી.
કૃપણજનોથી કામ, પુરૂષોત્તમ ન પમાડશો; જીરેજી. ૩૬

શ્રોતા થઇ શ્રીનિવાસ, ભાગવત ગીતા દામિના; જીરેજી.
પ્રીત્યે ઠરી મમ પાસ, સાંભળજ્યો સ્વાંમીના. જીરેજી. ૩૭
દાન કરીને આ દેહ, ભક્તિ થવાને ભણાવિયા; જીરેજી.
તમને સમર્પુ હું તેહ, જ્યે તમે જ્યુક્તે જણાવીયાં જીરેજી. ૩૮
નામ સહસ્રનું ગાંન, ભીષ્મનું ભાખ્યું જ્યે ભણું; જીરેજી.
કેશવ ધરીને કાંન, આપે સાંભળજો આપણું. જીરેજી. ૩૯
વિઠલ વાહાલી વસ્ત, અચ્યુત વિના કયહાં આપિયે; જીરેજી.
હરજી ધરી શિર હસ્ત, માહારો કરી મુને સ્થાપિયે. જીરેજી. ૪૦
દાસને કાજ્યે દયાળ, જાન્હવિ જળ શિરસા વરયું; જીરેજી.
જાંણિ જગતની ઝાળ, કાળકૂટ કંઠે ધરયું. જીરેજી. ૪૧
આપ બણી અવધૂત, દાસ *કરંકના કુંડની; જીરેજી.
વપુયે ધરો છો વિભૂત, માળા ધરી તેના મુંડની. જીરેજી. ૪૨
કાળ બલીતણું કૃત્ય, દિનવત્સલ દિલ દાખિયું; જીરેજી.
નાથ દેખાડિને નૃત્ય, જગત જોરાવરથી રાખિયું. જીરેજી. ૪૩
પારવતી તણી પ્રીત્ય, પૂજા પ્રદોષ તણી લહિં; જીરેજી.
નૃત્ય કરો છો નિત્ય, ભાંમણે જાઉં ભોળા થઈ. જીરેજી. ૪૪
છો કરૂણાનિધિ કૃષ્ણ, સેવકને સન્મુખ સદા; જીરેજી.
પૂછું કહો મુને પ્રશ્ન, કરૂણા કરિ મળશો કદા. જીરેજી. ૪૫
સ્વામી કહો સંકેત, મન માંન્યે જ્યમ માહ્યરૂં; જીરેજી.
હરજી તમારૂં હેત, જગત જીવન કરો જાહ્યરૂં. જીરેજી. ૪૬
દેઇ નિમંત્રણ નેટ, પતરાળી પાસે ધરી; જીરેજી.
પ્રભુ કાં ન ભરો પેટ, હાંશી હવે શું કરો હરી. જીરેજી. ૪૭
વિઠલ દેઈ વિશ્વાસ, ઘરની રસોઇ ચુકાવિને; જીરેજી.
હવે તો ન કરિયે હાસ, માધવ માંમ મુકાવિને. જીરેજી. ૪૮
મોટાને મંદિર કોય, વગર નિમંત્રિત આવતા; જીરેજી.
તે પણ પૂરણ હોય, મોદક મળે મન ભાવતા. જીરેજી. ૪૯
છબિલા તમારી છાપ, દ્વારથી ક્ષુધિત ન કો વળે; જીરેજી.
દેઇ નિમંત્રણ આપ, જીવન કયમ ચલવો જળે. જીરેજી. ૫૦
અલબેલ થાયે અસૂર, નિજ સેવકને નિહાળિયે જીરેજી.
ભિક્ષા આપો ભરપૂર, પતિત પાવન બિરૂદ પાળિયે. જીરેજી. ૫૧

---

* હાડપીંજર.

સાંમળિયા કરો સાર, પાળો પોતાનાં નાંમને; જીરેજી.
એક તમારો આધાર, છે કિંકર કૃષ્ણરામને. જીરેજી. ૫૨

બિ૦ ૨૭ પા૦ ૯

## કીર્તન ૩૦૨ જું.

દેશી ઉપર.

કરજોડી કરૂ છું વિનતિ,
ગોવિંદજીરે, પ્રભુ ગરિબ નિવાજ,
હરજી અરજી માહારી સાંભળો. ધૃ.
તમે જન્મ અનૂપમ આપીયો,
લક્ષ્મી વરરે, તેની રાખો લાજ, હ. ૧
હુંતો નાના પ્રકારના નરકમાં.
પડયો પુરવેરે, કરતો પુકાર. હ.
ત્યાંતો યમને કિંકરે બાંધિયો,
વળી દીધોરે, મુને મોહોકમ માર. હ. ૨
મળમૂત્ર ભરિ વૈતરણીયે,
ઉંધે માથેરે, મુંને દીધાં ઝકોલ. હ.
વળી ક્ષાર કર્દમે ખીચતાં,
ત્યહાં દશિયારે, અહી વૃશ્ચિક કોલ. હ. ૩
વળી અરધો અવનિયે ડાટીને,
તીરંબાજીરે, કીધી મુને તાકિ. હ.
પરવતથી પડતો નાંખીને,
અંગ ભાગિયાંરે, ન રહિ કાંઈ બાકિ. હ. ૪
વળિ ઝાડે ચઢાવિને ઝીકિયો,
કુરાઢાથીરે, કીધા કઇ કાપ. હ.
દાવાનળમાં નાંખિ દઝાડીયો.
બીક માનીરે, મેં પુકારયા બાપ. હ. ૫
વળિ ઉંચો આરોપિને સૂળિયે,
કંટકોમારે, આકરસતાં અંગ. હ.
જોરે જેરબંધથી ઝૂડીને,

ચાંપિ ભૂતળરે મુંને કરતાં ભંગ, હે. ૬
હઠયે હાથીના પગથી બાંધીને,
છાતી ઉપરરે, પછડાવતા પાય. હે.
વપુ વ્યાઘ્રને પાસે ચિરાવીને,
વળિ તળતારે, તાતિ તેલ કઢાય. હે. ૭
મુખે શીસુ ઉકાળિને શીચતા,
દોડાવતારે, તસ ભૂમિમાં દોડય. હે.
વળિ માંસ ત્રોડાવતા સાંણુસે,
નીચોડતારે, માહારૂ અંગ મરોડ્ય. હે. ૮
વળિ કંક બટાદીનિ ચાંચથી,
ખોતરાવતારે, માહારા નેત્રોની કોરય. હે.
શીખવીને શ્વાનોને દશાવતાર,
ગળે ઘાલતારે, ફાંસીતણા દોર. હે. ૯
કર દેઈ કટારી કટાવતા,
મજહાથ્થેરે, માહારા અંગનું માંસ. હે.
મળમૂત્ર ને માંસ જમાડતા,
જ્યમ વાગેરે, રસના વિષે ફાંસ. હે. ૧૦
વળિ તસ લોહની પુતળી,
તેની સંગેરે, ભીડાવતા બાથ. હે.
મુખેરે તો રેડતા રોગીયું,
મોડી નાંખતારે, હાથસહિતા હાથ. હે. ૧૧
ઘણી ઘોર ગુફામાં ઘાલતા,
પછિ છાટયનુ રે, ત્યહાં કરતા પિધાન. હે.
વળિ ભૂત થકી ભડકાવતા,
કાપી લેતારે, વળિ નાક ને કાંન. હે. ૧૨
વજ્ર કરવતથી વપુ વહેરતા,
તમ સાંકળેરે, તાંણી બાંધતા કાય. હે.
વળિ દંશ રૂરૂ વળગાડતા,
કંઠ દશકળારે, વળિ શ્રંખલા પાય. હે. ૧૩
એહેવિ બહુવિધ પીડા બહુવરાં,
મેં તો ભોગવીરે, વિષ્ણુને વિસારી. હે.

કષ્ટ કહિ સંભળાવું કેટલાં,
નથિ ચાલતીરે, એવડી ગતિ માહારી. હ. ૧૪
પછિ શેષ પાપનેં ભોગવા,
થયો મળનોરે, કઇ વેળા કીટ. હ.
ત્યહાં તો તનુ પીડાથી તરફડયો,
જ્યહાં પડતાંરે, મળમૂત્ર ને લીંટ. હ. ૧૫
વળિ સ્વેદજ સરવના રૂપથી,
કઇ જીવોનેંરે, દશિ દીધાં દુઃખ. હ.
પછિ સર્પાદિકના વેશથી,
ઉર ઘશિયાંરે, વિષ ભરિયે મૂખ. હ. ૧૬
પછિ જળ જંતુની યોનિયો,
મત્સાદિકરે, થઇ પડિયો જાળ. હ.
વળિ વ્યાઘ્રાદિકના વેશથી,
રોળિ રંકનેરે, કઇના કીધા કાળ. હ. ૧૭
વળિ શલભાદિકના શરીરથી,
સહિ અંગેરે, અગનિ તણી આંચ. હ.
પછિ સરવ પંખિના વેશથી,
કઈ જ્યંતુનેરે, ગ્રશિ લીધા ચાંચ. હ. ૧૮
વળિ ધાન્ય ફળોના આંતરિ,
થઈ સ્વેદજરે, કઈ કીધા બિગાડ. હ.
વળિ કપિ આદીનેં કલેવરેં,
કાળે વદનેંરે, કડકડાવી ડાહાડ્ય. હ. ૧૯
વળિ શ્રંગાલાદિ સ્વરૂપથી,
કાળે કાળેરે, બહુ પાડયો બકોર. હ.
બોલ્યો સારિકા શુકના રૂપથી.
કળા માંડીરે, નાચ્યો થઈ મોર. હ. ૨૦
વળિ વૃશ્ચિકાદિકના વેશથી,
મારિ આંકડોરે, કઇને જણુંવ્યું ઝેર, હ.
પછિ મુષકાદિક થઈ માહાલીયો,
કાપિ કામનીરે, જણુશ્યો ઘેરચ ઘેર. હ. ૨૧
વળિ રોઝાદિક થઇ રાનમાં,

કઇ ક્ષેત્રનાંરે, ખોળિ ખાધાં ધાંન. હે.
પછિ માર્જારાદિક રૂપથી,
અભડાવ્યાંરે, કૈનાં પકવાંન. હે. ૨૨
ગાજ્યો ઘૂક કપોત થઇ ઘણું,
અપશકુનેરે, કૈને પાડી ફાળ હે.
વળિ વણિયર, નોળ ને રીંછનાં,
રૂપ ધરીનેરે, બિહવરાવ્યાં બાળ. હે. ૨૩
થયો ઘાંચી તણે ઘેર ગોરીયો,
કંઠે કંધરરે, ઘાલિ બાંધિયાં ચક્ષ. હે.
ફરચો ઘાંણિને પાછળ ફેરીયો,
નવ્ય મળિયુંરે, ભલિ ભાતિનું ભક્ષ. હે. ૨૪
વહિ પીઠે પખાલો પાંણિની,
મહિષ થઇનેરે, દીધિ બહુ દોહ્ય. હે.
બાંધ્યું જકડિ નગારૂં પૃષ્ઠથી,
ચાવિ કાંકલ્યરે, ઉંટ થઇ ઉંચિ કોટચ. હે. ૨૫
શ્વાન થઇને ભસ્યો શેરિ શેરિયેં,
કઈ જનને રે, દશિ દીધા દંત. હે.
વહિ ગુણ્યો થઈ ગરદભ રૂપેં,
સહિ લાતોરે, અબળાનિ અનંત. હે, ૨૬
વળિ અજ, ગાડર, રૂપેં બન્યો,
હિંસકનેરે, કરે કીધો કાળ. હે.
વળિ શશક, હરિણ, રૂપે થઇ,
વન વનમાંરે, ફરચો દેતો ફાળ. હે. ૨૭
હાથી રૂપે થઇને હાલીયો,
ચ્યાર હાથનુંરે, નિરખાવ્યું નાક. હે.
ભૂંડ રૂપે થઇને ભટકીયો,
જ્યહાં ઉડેરે, મળ મૂત્રની છાક. હે. ૨૮
ઘોલ વેઠચો ઘોડાના રૂપથી,
ઘાલિ મુખમાંરે, લોહ્ કેરી લગામ. હે.
અંતે અદ્રિ તરૂના રૂપથી,
દુઃખ વેઠચાંરે, શાં ગણાવું નાંમ. હે. ૨૯

એહેવાં રૂપ અનેક આ અવનીયે,
ધરિ વિધવિધરે, અથડાયો અપાર. હે.
ચ્યાર ખાંણ્ય ચોરાશિ લક્ષમાં,
મુંને પડિયારે, કઇ વિધના માર. હે. ૩૦
પછિ જનનિ જઠરમાં યાતના,
નિચે મસ્તકેરે, ભોગી નવ માસ. હે.
મળ મૂત્રના ગર્ત્ત મહા મળ્યો,
બાંધ્યો ગ્રંથિયેરે, જ્યમ થાય ન શ્વાસ. હે. ૩૧
કૃમિકિટ કઈ ત્યહાં કરડતાં,
અતિ લાગીરે, જઠરા નળ આંચ. હા
પછિ અવયવ ઉઘડ્યા અંગમાં,
થયા મહિનારે, જ્યારે પૂરણ પાંચ. હે. ૩૨
સપ્ત માંસે સાંન સ્વપ્ન સમી,
ઉરે ઉઘડીરે, ત્યારે જાણ્યું દૂઃખ. હે.
ઉર અકળામણ આવિ અતી,
પણ બોલીરે, ન સકાયે મૂખ. હે. ૩૩
સર્વે જન્મના સંકટ સાંભરચા,
જન્મ મરણનીરે, જાણી જંજાળ, હે.
કાંઇ સ્તુતિ કરી ત્યહાં કરગરી,
સંભારચારે, પ્રભુજી પ્રતિપાળ. હે. ૩૪
શ્રીનિવાસે શ્વાસ ઉઘાડિયો,
વા'રે ધાયારે, તમે અશરણ શરણ, હે.
ગર્ભવાસના ગર્તથી કાહાડિયો,
વળિ વળગ્યુંરે, અવિદ્યાનું આવર્ણ. હે. ૩૫
તોહ્યે અબરચ લિધી તમે ત્રીકમા,
પયો પાયુંરે, પ્રગટીને તર્ત; હે.
મેંતો તમને તોહ્યે નવ્ય ઓળખ્યા,
કઈ વિધનાંરે, નાચ્યો હું નર્ત. હે. ૩૬
મિથ્યા મા તણિ લાગી મોહિની,
પછિ કલ્પ્યારે, તનું દેખીને તાત, હા.
પછિ, કાકા, મામા, ને, કાકીયો,
સગાં માન્યારે, ભગનીને ભ્રાત. હે. ૩૭

પછિ ઉપજી અહંતા અંગમાં,
માહારાં માંન્યાંરે. તે સંબધી જંન, હ.
રૂડિ વસ્તુમાં રાગજ ઉપજ્યો,
દ્વેષ વાધ્યોરે, અણુગમતે મંન. હ. ૩૮
બહુ બાળપણે બકતો ભમ્યો,
બાળચકોથીરે, રચતો બહુફેલ. હ.
ઘણિ દીધિ પરસ્પર ગાળિયો,
મન પેઠોરે, મમતાનો મેલ, હ. ૩૯
તાકી તરૂણપણામાં તારૂણી,
મન માન્યુરે, માનનિને સાથ્ય. હ.
અંગોઅંગે અનંગતો ઉલટયો,
વહ્યો વેગેરે, હઇયું નહિ હાથ્ય. હ. ૪૦
મળ મૂત્રાદિ દુર્ગંધ્યે ભરયો,
અબળાનોરે, તે ગમિયો ગર્ત, હ.
જેથી પૂર્વે પીડા પાંમીયો,
તન, મન, ધન રે, ત્યહાં સૂંપ્યાં તર્ત. હ. ૪૧
સંત સંગતિ કરવિ ન સાંભરિ,
દારા દામેરે, ડળકી મુંજ ડાહાડ્ય; હ.
કાંમે કૃષ્ણચંદ્ર વિસારતાં,
ઘટે ઘાલીરે, ઘોળે દાહાડે ઘાડ્ય. હ. ૪૨
ઘણું દેશે, વિદેશે, દોડીયો,
કરયાં સાધનરે, શીશ્નોદર કાજ. હ.
કહિ કારણ કૃષ્ણ ન ઓળખ્યા,
મિત્ર માહારારે, મહારાજાધિરાજ. હ. ૪૩
કઇ જનથી કપટ ઘણાં કીધાં,
પીડી પરનેરે, પોષ્યા નિજ પ્રાણ. હ.
મેંતો મુરદાનિ મમતા મન ધરી,
હરી વીસારીરે, હાથ્યે કરિ હાંણ્ય. હ. ૪૪
જેનો વેદ વિમળ યશ વર્ણવે,
જેની આજ્ઞારે, ઉલ્લંઘી ન જાય. હ.
જેને બ્રહ્માદિક સરખા ભજે,

નારદાદિરે, ગુણ જેના ગાય. હ. ૪૫
રટે શેષ સહસ્ત્ર મુખે કરી.
સ્તુતિ કરતીરે, શારદા સર્વ કાળ. હ.
જેને શરણ થયેથી સર્વથા,
મિટિ જાયેરે, જીવની જંજાળ. હ. ૪૬
જયે છે કર્તું અકર્તું અન્યથા,
કરવાનેરે, સ્વતસિદ્ધ સમર્થ. હ.
જેને સ્વાધીન સચરાચર વસે,
જેને નામેરે, ખશિ જાય અનર્થ. હ. ૪૭
જે છે દેવ તણે શિરે દેવતા,
જેના કરમાંરે, વશ રેહે છે કાળ, હ.
રાખ્યે ખબરચ સરવની સહેજ્યમાં,
પ્રાંણી માત્રનીરે, જે કરે પ્રતિપાળ. હ. ૪૮
વાશિ વિશ્વ સકળમાં જે વસે,
સર્વ કરતાંરે, જેને લાગે ન લેપ. હ.
જેનો પાર ન પ્રીછયો પડે કદા,
સર્વ શાસ્ત્રેરે, કરિ શોધ્ય સંક્ષેપ. હ. ૪૯
જેણે ભક્ત તણા ભય ભાગિયા,
નાના વિધનારે, ધરિને અવતાર. હ.
દંભી જનને દંડ દિધા બહુ,
ઉતારિયારે, ભૂતલના ભાર. હ. ૫૦
કરે કઇક કરમની માફીયો,
શરણાગતનીરે, લ્યે સહજ સંભાળ. હ.
પતિત પાવન જેનું બિરૂદ છે,
વળિ નિત્યેરે, છે દીન દયાળ. હ. ૫૧
જેના કીર્તનેં કલિમલ નાસે છે,
જેને સુણતાંરે થાય બુદ્ધિને બોધ. હ.
જેને મનનેથી મરદાઇને ખસે,
કઈ કાળનારે રિપુ કામ ને ક્રોધ હ. ૫૨
જેની કરૂણા થયે સર્વ લોકમાં,
હરિ ભાસેરે, સચરાચર વાસ. હ.

જેનો રંગ હૃદયમાં લાગતાં,
ભય ભાગેરે, મિટે મરણનું હાસ. હ. ૫૩
જેની આજ્ઞાથી મરણ આવે ધશું,
લાંચ લેઇનેરે, કદિ પાછું ન જાય. હ.
તપે દિનકર પચવે જઠરાગ્નિ,
ઇંદ્ર વરસેરે, ભયે વાયુ વહાય. હ. ૫૪
જેને ગુરૂ કરૂણાથી જાણતાં,
ખસે અળગુંરે, અવિદ્યાનું આવર્ણ. હ.
સત્ય શુદ્ધ શાસ્ત્ર સંકેતથી,
મન માનેરે, જેને અશરણ શરણ. હ. ૫૫
એહેવા વિષ્ણુને મેંતો વિસારિયા,
પ્રીતિ ન કરીરે, હવે શ્યા થશે હાલ. હ.
નામ સ્મરણ મુકિ મારા નાથનું,
નિત્ય ચાલ્યોરે, હું અવળે ચાલ. હ. ૫૬
કદિ સ્નાન ન કીધું ગંગામાં,
નવ્ય પૂજ્યારે, વિશ્વેશ્વર નાથ, હ.
કદિ પાત્ર સુપાત્રને પારખી,
નથી આપ્યુંરે, દાંન જમણે હાથ. હ. ૫૭
વિલશ્યો વનિતાના વિનોદમાં,
ચિત્ત ધરિનેરે, ચુંથ્યું મેં ચરમ. હ.
ગુણ ગાયા નહિ ગોવિંદના,
જેથી છુટેરે, કઈ કલ્પના કરમ. હ. ૫૮
નથી સદગુરૂને શરણ થયો,
કૃષ્ણ કીર્તનરે, નથિ શુણિયા કાંન. હ.
સ્વર્ણ સિંહ સહિત સત્પાત્રને,
કરે નાપ્યુંરે, ભાગવતનું દાંન. હ. ૫૯
જેથી પાશપહ્યા થાય પીડતા,
રમા નાથનીરે, જેથી થાયે રીઝ; હ.
તેહેવા વેદાંત વાકય વિચ્યારથી,
નથિ બાળ્યાંરે, વાસનાનાં બીજ. હ. ૬૦
પ્રીત્યેં પૂજ્યા નથી પ્રભુ નાથને,

નથિ નાચ્યોરે, બાંધિ ઘુઘરૂ પાય, હે.
નથિ કીર્તન કીધાં કૃષ્ણુનાં,
જેથી જોખ્યમરે, મૂળ સહિતાં જાય. હે. ૬૧
નથિ ભગવદ્‌ગીતા ભાવથી,
મન ધારીરે, સ્વ વિચ્ચાર સમેત. હે.
જેહણે આહાવો અવસર આપીયો,
નથિ જાણ્યૂરે, તે હરીનું હેત. હે. ૬૨
હુંતો ભય નિદ્રા રતિઆહારમાં,
પશુ સરખોરે, અથડાયો અજાણ. હે.
હાકિ ડંમર ચ્યકલે ચોવટે,
નચ્ય પ્રીછ્યારે, કેશવ કલ્યાંણ. હે. ૬૩
હુંતે હુંને માહારા માહાલિયો,
દીન વીતારે, એણિ રીત્યેં અનંત. હે.
કોણ જાણે કોણ પ્રતાપથી,
મુંને મળિયારે, સત્યવાદી સંત. હે. ૬૪
તેણે મહિમાં હરીનો જણાવીયો,
કૃપા કરિનેરે, ઉઘાડ્યા કાંન. હે.
તેણે આ સઘળું ઓળખાવીયું,
કાંઇ મનમાંરે, હવે ઉપજી સાંન. હે. ૬૫
દુઃખ ઓળખિ દિલમાં દાઝિયો,
માંથે મોટુંરે, મેં નિહાળ્યું મરણ; હે.
સરવ ભયને સહેજ શમાવવા,
હુંતો આવ્યોરે, શ્રીધરને શરણ, હે. ૬૬
ભટકંતો ભમ્યો છું ભવોભવે,
અથડામણ્યરે, ભોગી છે અપાર. હે.
દેવ દુઃખ મિટાવાને માહારૂં,
કરો કરૂણારે, કેશવ કિરતાર. હે. ૬૭
તમે અધમોદ્ધારણ ઇશ છો,
દામોદરરે, માનો મુને દાસ; હે.
માહારૂં મનડું સ્થિર કરી સ્થાપીયે,
બાલ્યકનીરે, કરિયે બિરૂદાશ. હે. ૬૮

ઘણું તપ્ત થયો છું તાપથી,
કરો શીતળરે, કરિ કરૂણા દ્રષ્ટ; હ.
આવર્ણને અળગું ખસેડીને,
સેવકનેરે, થાઓ શ્રીધર સ્પષ્ટ. હ. ૬૯
માહારૂં મનડું દુખાય છે માધવા,
ધરણીધરરે, રેહેતી નથિ ધીર; હ.
માહારે એક તમારો આશરો,
વાહારે ધાજયોરે, શ્રીશ્યામ શરીર. હ. ૭૦
મધુસૂદન માફ કરો હવે,
જન્મ જન્મનારે, અપરાધ અનેક. હ.
હવે અથડામણ અળગિ કરો,
જ્યમ થઇયેરે, આપણ બે એક. હ. ૭૧
હું અંશ તમારો અધ્યાસથી,
વહ્યો ઉલટોરે, પરિહરીને પ્રીત. હ.
માટે પ્રલયની પીડા ભોગવી,
બહુ વેઠયાંરે વર્ષા ગ્રીષ્મને શીત. હ. ૭૨
એતો સર્વ સ્વપન સરખું ગયું,
હવે ઉદયોરે, સુખ જ્ઞાન સવીતૃ; હ.
પુરૂશોત્તમજીના પ્રેમથી,
સદ્ય થાઇશરે, હું પતિત પવીતૃ. હ. ૭૩
અનાયાસે અદ્રષ્ટ આલોકાવો,
ગંવરાવારે, ગોવિંદ ગુણગાંન. હ.
કૃષ્ણરામ કંગાલનું કૃષ્ણમાં,
નિત્ય રાખજયોરે, ત્રીકમજી તાંન. હ. ૭૪

સં. ૧૮૭૩ ચૈત્ર શુકલ ૩ ગુરૌ.

લિ૦ ભટ કૃષ્ણરામ ભક્તિરામ.



## કીર્ત્તન ૩૦૩ જું.

### ભોગવટો ( કુટુંબનુ વર્ણન )

### દેશીફેર.

આવો તો કરીયે વાતડી, હે કૃષ્ણજી.
હશિ હશી ભીડિયે છાતડી. હે કૃ૦ ૧
દુઃખની શી ગણુતિ કહું; હે કૃ૦
અકળાઈ મન માહારે રહું. હે કૃ૦ ૨
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ હે કૃ૦
સાંમળા લેજ્યો સંભાળ. હે કૃ૦ ૩
મોહન મૂકિ આંબળો, હે કૃ૦
શ્રીધર અરજી સાંભળો, હે કૃ૦ ૪
જનની હતી તે જયે જાંણુતી, હે કૃ૦
પુરૂશોત્તમને પ્રમાણુતી; હે કૃ૦ ૫
કીર્ત્તને ગાતી કૃષ્ણને, હે કૃ૦
કાંઈ ન પૂછતિ પ્રશ્નને. હે કૃ૦ ૬
પ્રતિવ્રતા તણા ધર્મને, હે કૃ૦
સાચવતી સત કર્મને. હે કૃ૦ ૭
કેહેતી સરસ શિખાંમણો, હે કૃ૦
કુસંગ ન કરતિ કો તણો; હે કૃ૦ ૮
આસક્તિ નવ્ય રાખતી, હે કૃ૦
દુશ્મન કોંને ન દાખતી. હે કૃ૦ ૯
જગંદબા સરખી હતી, હે કૃ૦
જેહેનું મન રેહેતું યતી; હે કૃ૦ ૧૦
જાણુતી સઘળિ યુક્તિને હે કૃ૦
તે તો મળી ગઈ મુક્તિને. હે કૃ૦ ૧૧
તાત હતા તે તારતા, હે કૃ૦
વિઘ્નના પંથને વારતા. હે કૃ૦ ૧૨
ક્રોધી કેહેવાતા જંનમાં, હે કૃ૦
મેહેર ઘણી હતી મંનમાં; હે કૃ૦ ૧૩
શિખામણો કેહેતાં ખરી, હે કૃ૦

નજર હતી જેહેની નરિ. હે કૃ૦ ૧૪
રેવા જળે મૂકિ તનું, હે કૃ૦
પુનરપિ જ્યમ નાવે જનું. હે કૃ૦ ૧૫
કાકા મળ્યા તે કારચમા, હે કૃ૦
એક એકને ચંદ્ર બારમાં હે કૃ૦ ૧૬
હાલે પોતાના હાલમાં, હે કૃ૦
વૈર વધારયા વાહાલમાં. હે કૃ૦ ૧૭
મનને માંન્યે માહાલતા; હે કૃ૦
ઉદ્યમ અવળે ચાલતા. હે કૃ૦ ૧૮
ફૂઇ મળ્યાં તે ફાંસુ ભમેં, હે કૃ૦
વિઘ્નના પંથથી ન વીસમેં; હે કૃ૦ ૧૯
સમજણ છે પણ શરમથી, હે કૃ૦
ભોળવાઇ ગયાં ભરમથી. હે કૃ૦ ૨૦
સંગ વિના સાંસો પડે, હે કૃ૦
જોઇતો માર્ગ તે શૂં જડે. હે કૃ૦ ૨૧
અપર માતા આદિ મળી, હે કૃ૦
ખળ સંગે તે ખળભળી; હે કૃ૦ ૨૩
શીક્ષા સરસ માંને નહી. હે કૃ૦
વિચ્યાર વિના જાયે વહિ. હે કૃ૦ ૨૨
સમજે નહીં કાંઈ સાનમાં, હે કૃ૦
મરદાઈ જાય છે માનમાં. હે કૃ૦ ૨૪
ઉત્તમ અવસર આવિયો, હે કૃ૦
તોપણ ફંદ ફેલાવિયો; હે કૃ૦ ૨૫
દુઃખ પડતું નવ્ય દેખતિ, હે કૃ૦
ઉત્તમ માર્ગને ઉવેખતી, હે કૃ૦ ૨૬
મુખથી તો મીઠું વદે, હે કૃ૦
રંગ ન કાંઇ રહે હૃદે હે કૃ૦ ૨૭
આપ ઉપાઇ વાતો રચણે, હે કૃ૦
દુઃખ દાઇને સગાં ગણે; હે કૃ૦ ૨૮
બોલ્યું પ્રમાણ ન પાળતી, હે કૃ૦
શ્રેષ્ટનેં નેષ્ટ નિહાળતી, હે કૃ૦ ૨૯

ભાઈ મળ્યો તે ભોળિયો, હે કૃ૦
તેણું ન નિર્ણય તોળિયો. હે કૃ૦ ૩૦
મરડ વદે મોહોટાં થકે, હે કૃ૦
સુહૃદને સમઝી નવ્ય સકે; હે કૃ૦ ૩૧
જાંણે જયે હું બહુ સમજણો, હે કૃ૦
અવગુણ જાણે ન આપણો. હે કૃ૦ ૩૨
કાંઇક સુધરયો સંગથી; હે કૃ૦
પણ રીઝયો કોય રંગથી. હે કૃ૦ ૩૩
સાવધાની જાંણી નહિ, હે કૃ૦
ગમતી ગ્રંથી રહ્યો ગ્રહિ; હે કૃ૦ ૩૪
કઠિણ મળી સહુ કાકિયો, હે કૃ૦
તેથિ હું તરતજ થાકિયો. હે કૃ૦ ૩૫
કઇ વિધની કલબલ કરે, હે કૃ૦
સહજમાં આંસુ ભરે. હે કૃ૦ ૩૬
મળ્યે થકી મુમતે ચઢે; હે કૃ૦
વાત કરંતાં લડિ પડે. હે કૃ૦ ૩૭
મામા મળ્યા તે મરડતા; હે કૃ૦
સાંન વિના શળ્યા ભરડતા. હે કૃ૦ ૩૮
માંહો માંહ્ય લડી મરે; હે કૃ૦
બીજાને બદલાંમી કરે. હે કૃ૦ ૩૯
દાસ થઇને દામના; હે કૃ૦
ન્યાહાળી જુવે નહિ નામના. હે કૃ૦ ૪૦
અબળાના ઉપદેશથી; હે કૃ૦
ધુંણે દિવાનીશિ દ્વેષથી. હે કૃ૦ ૪૧
વિષ્ણું થકે વિમુખે વહે; હે કૃ૦
દીકરીયોને દુઃખે દહે. હે કૃ૦ ૪૨
મૂર્ખ મળી બે માંમિયો; હે કૃ૦
નિત્યે લડે સાંહાંમ સાંહામિયો. હે કૃ૦ ૪૩
ગતિ બિન ગરવેં ગાજતી; હે કૃ૦
લવ કરતાં નવ્ય લાજતી. હે કૃ૦ ૪૪
પોતાના પતીને પ્રેરતી; હે કૃ૦

વાહાલાં વિષે વિષ વેરતી. હે કૃ૦ ૪૫
સસરા હતા કાંઈ સાંનમાં; હે કૃ૦
સમઝતા સ્વરથી ગાંનમાં. હે કૃ૦ ૪૬
કઈક સગાને પોષતા; હે કૃ૦
છત થોડી ને હતા છતા. હે કૃ૦ ૪૭
દીન ઉપર રાખતા દયા; હે કૃ૦
પ્રથમ તે પરલોકે ગયા હે કૃ૦ ૪૮
સાસુમાં સાંન થોડી હતી; હે કૃ૦
તો પણ કોઈને ન પીડતી. હે કૃ૦ ૪૯
સંસાર સાચો માનતી; હે કૃ૦
બહુવિધ બાધાઓ આંનતી. હે કૃ૦ ૫૦
લોક લવે લક્ષ લાગતી; હે કૃ૦
દુઃખ ને સુખ લહિ માંગતી; હે કૃ૦ ૫૧
પરણી મળી તે પીડતી. હે કૃ૦
હું હું કરતી હીંડતી; હે કૃ૦ ૫૨
ધરમ ન સમઝે ધારિને; હે કૃ૦
માન્ય કરે ન મુરારિને. હે કૃ૦ ૫૩
તૃષ્ણાતણા બહુ તાનથી; હે કૃ૦
સત્ય ન સમઝે સાંનથી. હે કૃ૦ ૫૪
કથા ન ઉતરે કાનમાં; હે કૃ૦
ગળે ન ગોવિંદ ગાનમાં. હે કૃ૦ ૫૫
શુંન્ય હૃદય રેહે છે સદા; હે કૃ૦
અવલોકે નહિ આપદા હે કૃ૦ ૫૬
લોક તણી લવરી ગમે; હે કૃ૦
જાતો ન જાંણિ સકે સમે. હે કૃ૦ ૫૭
કહિયે તો કલેશ કરિ લડે; હે કૃ૦
રોષ હૃદય રાખિ રડે. હે કૃ૦ ૫૮
ભણનારા ન ભલા મળ્યા; હે કૃ૦
કાંમ તણે કીચે કળ્યા. હે કૃ૦ ૫૯
ભાગવત વસ્તુને ભણે; હે કૃ૦
તો પણ ચેટકને ચણે. હે કૃ૦ ૬૦

સમ દ્રષ્ટી થાયે નહિ, હે કૃ૦
વિષય મહાં જાયે વહિ, હે કૃ૦ ૬૧
કળિ ન સકે નિજ કષ્ટને, હે કૃ૦
ભલાં કહે નિત્ય ભ્રષ્ટને; હે કૃ૦ ૬૨
આપ આપનું ન ખોલતા, હે કૃ૦
રજમાં મન રગદોલતા. હે કૃ૦ ૬૩
કહ્યું ન કરણે ઉતરે, હે કૃ૦
શૂં તારી શકે શૂં તરે રે. હે કૃ૦ ૬૪
વિદ્યા ભણે પણ નવ્ય ગણે, હે કૃ૦
જાણે જયે મોટા આપણે. હે કૃ૦ ૬૫
અલ્પજ્ઞ એ'વા શું કરે, હે કૃ૦
આપ તરે ન અન્ય શું તરે, હે કૃ૦ ૬૬
વાંચી પુરાણ પ્રૌઢ નવ્ય થયા, હે કૃ૦
પોપટિયા જ્ઞાનથી છકી ગયા. હે કૃ૦ ૬૭
ધારી ધારીને જોયું લોકમાં, હે કૃ૦
વૃત્તિ વિરામે સાવ શોકમાં. હે કૃ૦ ૬૮
પાડોશી મળ્યાં પાતળાં, હે કૃ૦
ગરબડાટ માંહે ગળ્યાં. હે કૃ૦ ૬૯
સત્ય વચન નવ પાળતાં, હે કૃ૦
બળે બિજાને બાળતાં. હે કૃ૦ ૭૦
નિત્યે લડે એક એકથી, હે કૃ૦
ટંટા કરે બહુ ટેકથિ, હે કૃ૦ ૭૧
ગોળને ખોળ તોલે ગણે, હે કૃ૦
કલ્પિને કંઈ કઉતુક ચણે. હે કૃ૦ ૭૨
અન્યનું અનિષ્ટ તકાવતાં; હે કૃ૦
બકે બિજાને બકાવતાં હે કૃ૦ ૭૩
શ્રોતા સુજાંણ ન કો મળ્યા. હે કૃ૦
જે મલિયા તે છરે છળ્યા. હે કૃ૦ ૭૪
કોય ન કરણે કથા ધરે, હે કૃ૦
આપ આપમાં લવ્યાં કરે; હે કૃ૦ ૭૫
શાસ્ત્ર શિખામણ શૂં લહે, હે કૃ૦

જ્ઞાનનિ ગોષ્ટી ન કો ગ્રહે. હે કૂ૦ ૭૬
આવશ્યક નવ્ય ઓળખે, હે કૂ૦
દહિ રહ્યા આપને દુઃખે; હે કૂ૦ ૭૭
નષ્ટપણું નવ્ય નીસરે, હે કૂ૦
આજની વાત કાલ્ય વિસરે; હે કૂ૦ ૭૮
અન્વીક્ષ્યા નવ્ય ઉપજે, હે કૂ૦
તાંતો ન મનનો કો તજે. હે કૂ૦ ૭૯
માંહિલું તત્વ ન જુવે મથી, હે કૂ૦
પ્રીત્યે કરી પુછતા નથી. હે કૂ૦ ૮૦
નિત્યા નિત્ય વિવેકને, હે કૂ૦
આશરિ ઓળખે ન એકને, હે કૂ૦ ૮૧
પ્રવૃત્તિ માંહે રહ્યા પચી, હે કૂ૦
મમતા માહે રહે મચી. હે કૂ૦ ૮૨
ઉલટા ઉદ્યમને કરે, હે કૂ૦
કથા તજીને તીર્થે ફરે. હે કૂ૦ ૮૩
લૌકિક લક્ષે લોભાવિયા, હે કૂ૦
ડાહાપણે સરવ દબાવિયા. હે કૂ૦ ૮૪
દાનવેળા કર થરથરે; હે કૂ૦
એહેવાથી અરથ કિયો સરે. હે કૂ૦ ૮૫
ખડખડ ધનવાળા ખકે; હે કૂ૦
નિર્ધન તે શું કરી સકે. હે કૂ૦ ૮૬
સમય મળ્યો કલીકાળનો; હે કૂ૦
અનેકની ઓશિયાળનો. હે કૂ૦ ૮૭
સત્ય રહ્યું સંતાઇને; હે કૂ૦
પાપ રહ્યું પસરાઇને. હે કૂ૦ ૮૮
ધરમ ગયું ધરણી ધશી; હે કૂ૦
જ્ઞાંન લીધું દંભે દશી. હે કૂ૦ ૮૯
પૂણ્ય ગયું પાતાલમાં; હે કૂ૦
સમદ્રષ્ટિ રહિ બાલમાં. હે કૂ૦ ૯૦
સસ્ય ગયાં સૂકાઇને; હે કૂ૦
રસ ગયા રીસાઇને. હે કૂ૦ ૯૧

ગમ્ય ગઇ છે ધોવાઇને; હે કૃ૦
વિવેક ગયો વગોવાઇને. હે કૃ૦ ૯૨
પાત્ર પરિક્ષા રહિ નહિ; હે કૃ૦
સ્થિરતા ગઈ થાંથી થઈ. હે કૃ૦ ૯૩
આયુષ્ય અલ્પ થયાં બહુ; હે કૃ૦
શાસ્ત્ર તજીને વહે સહુ. હે કૃ૦ ૯૪
વ્યાધિ કરે સહુ ચોરિયો; હે કૃ૦
ગુર્જરે પેઠો ગોરિયો. હે કૃ૦ ૯૫
અર્થ ગઇ અવની ગળી; હે કૃ૦
ઉંચું ન આવે મરે રળી. હે કૃ૦ ૯૬
ગુણમાંથી અવગુણ ગ્રહે; હે કૃ૦
લક્ષ કરી ન વસ્તુ લહે. હે કૃ૦ ૯૭
ઘર મળ્યું તે ઘોરે ઘણે; હે કૃ૦
દાઝિયે દુઃખ દેવા તણે. હે કૃ૦ ૯૮
એકાંત માટે એ ગ્રહ્યું; હે કૃ૦
સહુ વસવું ન ગયું સહ્યું. હે કૃ૦ ૯૯
કૃષ્ણ ભજન થવું વ્યાધિને; હે કૃ૦
લીધું નિકેત વળ્હાઇને. હે કૃ૦ ૧૦૦
ન્યાત મળી નહિ નિર્મળી; હે કૃ૦
એક એકથી રહે બળિ. હે કૃ૦ ૧૦૧
શઠબુદ્ધિ કરે શેઠિયો; હે કૃ૦
સત્ શિક્ષા પડી હેઠિયો. હે કૃ૦ ૧૦૨
ગમ્ય ગઈ કુળ ગોત્રની; હે કૃ૦
પ્રીતી નહિ પાઠ સ્તોત્રની. હે કૃ૦ ૧૦૩
અંગ મળ્યું તે રોગિયું, હે કૃ૦
ભવ્ય પદાર્થનું ભોગિયું હે કૃ૦ ૧૦૪
પદ કરથી પાંણિ ઝરે; હે કૃ૦
આસન ન અતિશે ઠરે. હે કૃ૦ ૧૦૫
નાસિકા નિત્ય સ્રવતી હવી; હે કૃ૦
પાપે તમાકુ પડે સુંઘવી. હે કૃ૦ ૧૦૬
પાચન થાય નહિ અન્નનું; હે કૃ૦

યત્ન ન ચાલે જંનનું. હે કૃ૦ ૧૦૭
મન મળ્યું તે મંદ છે ઘણું; હે કૃ૦
આપ સંભાળે ન આપણું. હે કૃ૦ ૧૦૮
ઉઠતી ચાલે આસક્તિયો; હે કૃ૦
નેક ખસે ન નવક્તિયો. હે કૃ૦ ૧૦૯
કામ ને ક્રોધ મદ લોભના; હે કૃ૦
કરી સકાય નહિં ક્ષોભના. હે કૃ૦ ૧૧૦
જે મળ્યાં તે દુખિયા મળ્યાં; હે કૃ૦
બાબત બાબત્યનાં મળ્યાં. હે કૃ૦ ૧૧૧
કોનું દુઃખ જાયે કહ્યું; હે કૃ૦
શ્રીધર જાતું નથિ સહ્યું. હે કૃ૦ ૧૧૨
શાસ્ત્ર મળ્યું તે સોહામણું; હે કૃ૦
વારવાર લે ઉભાંમણું. હે કૃ૦ ૧૧૩
તોપણ તૃષ્ણા નવ્ય ખસે; હે કૃ૦
પ્રેમ અજી ન હૃદે વસે. હે કૃ૦ ૧૧૪
કહો હું શું કરૂં નાથજી; હે કૃ૦
અરજી ન કાંને ધરો અજી. હે કૃ૦ ૧૧૫
જે દીઠું તે જ્વાળમાં; હે કૃ૦
જન પડયો છે જંજાળમાં. હે કૃ૦ ૧૧૬
નથિ ઉગરવાનો સમે; હે કૃ૦
હવે તો હાથ પકડો તમે. હે કૃ૦ ૧૧૭
વિલંબ વિઠલ શુ કરો; હે કૃ૦
એક છે આપનો આશરો. હે કૃ૦ ૧૧૮
સંકટ સકળ શમાવિયે; હે કૃ૦
શિઘ્ર સમાચાર કાહાવિયે. હે કૃ૦ ૧૧૯
પાનું પડયું પ્રભુ નાથથી; હે કૃ૦
હવે ન મૂકશ્યો હાથથી. હે કૃ૦ ૧૨૦
ઠરવાનું ઠેકાણું નથી; હે કૃ૦
વિયોગ દુઃખ નાખે મથી. હે કૃ૦ ૧૨૧
શી શી આપદા ગણાવિયે; હે કૃ૦
જાંણને શું કહિ જણાવિયે. હે કૃ૦ ૧૨૨

દાસનું દુઃખ હવે દેખિયે; હે કૃ૦
આશ્રિતને ન ઉવેખિયે. હે કૃ૦ ૧૨૩
કોહોને દુઃખ કહું માહારૂં; હે કૃ૦
જગજીવન કરિ જાહારૂં. હે કૃ૦ ૧૨૪
રમાનાથ હવે રીઝીયે; હે કૃ૦
શીઘ્ર સમાચાર લીજીયે. હે કૃ૦ ૧૨૫
ભોગવટો કહ્યો ભોગનો; હે કૃ૦
વાહાલા તણા એ વિયોગનો. હે કૃ૦ ૧૨૬
તૂક સવાસો તારવી; હે કૃ૦
ધણિ સાહેબ દિલ ધારવી. હે કૃ૦ ૧૨૭
વાહાલા તણો વિશ્વાસ છે; હે કૃ૦
કૃષ્ણરામ દાસનો દાસ છે. હે કૃ૦ ૧૨૮

---

દોહરો.

અષ્ટવિંશ શત તૂક તે, ભોગવટાની ગાથ;
કૃષ્ણરામને કૃષ્ણજી, ઉગારો કર સાહિ. ૧.

(સંવત્ ૧૮૭૩ ના ચૈત્ર સુદી ૭, ભોમે.)

લી૦ ભટ કૃષ્ણરામ ભક્તિરામ.

વિ૦ ૧૯ પા. ૬૫



# હિંદુસ્તાની

## કીર્તન ૩૦૪ થું.

### દશીફેર.

કુંચીત કૃષ્ણ શિરે રૂહવેણી, ગુંપ્રીત સ્નિગ્ધ સુંગંધ સુખેણી;
માનું ફણીધર ફેણી હે, એસે કૃષ્ણકું ધ્યાઉં. ૧
મૂર્ધ્ની મયૂરકિ ચંદ્રીકા સાજે, મણિમય રચીત કીરીટ બિરાજે;
કોટી દીવાકર લાજે હે, એ. ૨
કેસરી તીલક લલાટ ત્રીધારા, તા બિચ્ચ મૃગમદ બિંદુ સુધારયા;
મુખ છબી ચંદ્ર ઉજીયારાહે. એ. ૩
મકરાકાર કુંડલ ઉદ્યોતી, નાસા સરલ માંનું દીપક જ્યોતી;
તા બિચ લલકત મોતી હે. એ. ૪
કરૂણા કટાક્ષ કમલ દલ લોચન, ઉદીત પલક પુનિ પુનિ સંકોચન;
ભૃકો વિલાસ ભય મોચન હે. એ. ૫
સ્મિત મુખ મૃદુમૃદુ મંજુલ હાસા, બાહુ આજાનું માનુ ગજનાસા;
વપુ નવઘન સંકાશાહે. એ. ૬
ઉર મુક્તા તુલસી વન માળા, કૌસ્તુભ મણિ છબિ પરમ રસાલા;
શ્રી વત્સ અંક વિશાલા હે. એ. ૭
શોભાયમાન સુંદર ભૂજચ્યારી, ચક્ર ગદા ધનું અંબુજ ધારી;
અતુલ અસુર દલ હારી રે. એ. ૮
વામ વિભાગે રાજીતસા ભરણી, મહાલક્ષ્મીસા વિદ્યુત સમ વરણી;
સેવક સંકષ્ટ હરીણીરે. એ. ૯
કટિ કિંકિની તામેં ઘુઘરૂ વાજે, પીત વસન પરીધાન વિરાજે;
પદ નૂપુર ધ્વની ગાજેરે. એ. ૧૦
પદ નખ પ્રતી માનું શશીકી ‡આભા, મુનીજન મન જયહાં પાવત લોભા;
નાના ચિન્હ તલ શોભા હે. એ. ૧૧
જ્યા ચરનનકા મહીમા અગાધા, અગમ નીગમ વિધી પાર ન લાધા;
હરત જનમકી બાધા હે. એ. ૧૨
પાવન રૂદય નયન મુખ કરણ, પાવન કરપદ મહીમા સ્મરણ;

‡ કાંતિ.

પ્રભુ પ્રણુતારતી હરણુ હે. ઐ. ૧૩
પાવન નામ સ્મરણુ સંસારા, જ્યાતે પાવત ભવજલ પારા;
સચ્ચિદાનંદ અગારા હે. ઐ. ૧૪
અશરણુ શરણુ સદાંતરયામી, દીન દયાલ સચરાચર સ્વામી;
સબ ઘટ ઘટકે ગામિ હે. ઐ. ૧૫
કૃષ્ણુરામ કિંકર પૂકારે, જ્યાંની સમર્થ આયો શરણુ તુમારે;
તુમ બિન કોન ઉગારે હે. ઐ. ૧૬

બિ૦ ૯ પા૦ ૨૨

## કીર્ત્તન ૩૦૫ મુ.

### દેશી પ્રેર.

સુનોજી કૃપાલ અરજી એક આજરે સુ. ધ્રૂ. ૧
જયો તવચરનકી ભક્તિ સદાહિ,
કરત મનનંન મૃત્ય સમાજરે;
વાકું કરૂણા તુમ જયો કરત હો,
યામેં કહા ચીત્ર મહારાજરે. સુ. ૨
જયો હોય મેરે સરખો નિષ્ઠુર,
ભક્તિ દીન હીન શુધ્ય ત્યાજરે;
નામ સ્મરનસૂં બરજ્યનિગોરા,
મદ મત્સર સમવેતની લાજરે. સુ. ૩
પરિપૂરન અજ્ઞાંનકો ભાજન,
અતિ નિર્દય પતિતકો રાજરે;
ઐસેકું તારોગે નહીતો,
બિરૂદ કૃપાલ ધરચો કુંન કાજરે. સુ. ૪
અપરાધીકી સહાય્ય કરોગે,
જયબ કરૂણા કર ખરે શ્રીરાજરે;
કૃષ્ણુરામ કહે તુમજ્યુ તુમારી,
બિરૂદ ધરચેકી રખવી લાજરે. સુ. ૫

બિ. ૧૩ પા. ૧૬

## કીર્તન ૩૦૬ હું.

### દેશીફેર ગજલ.

કયોં રૂષાય માનભયે, બોલતે ન મોસું,
દીનબંધુ દેવ બિના, મેં પુકારૂં કોસું. કયો. ૧
જયાકે પદ સીસ ધરચો, સો લિખ્યો લલાટે;
શરણાગત વત્સ સો, કર સૂં કયોં કાટે. કયોં. ૨
તુમ ગરીબકે નિવાજ, મેં ગરીબ સબસું;
પ્રાણુનાથ મેં પુકાર, કરતા હું કબસું. કયોં. ૩
સુનતે કયોં નહિ સુજાન, કાન મૂધ બેઠયે;
દોષ મેરચે દેખ્ય ડરચે, કહા છુપાય પેઠયે. કયોં. ૪
મેં તુમારે શરણુ આયો, જયાંની બલજોરી;
બલિયે બક્ષીસ કરો, ચાકરકી ચોરી. કયોં. ૫
ઇશ્વરતા ઉદય કરી, તાપ પાપટારો;
દેહ દિયો દુર્લ્લભ સો, શ્રીપતે સુધારો. કયોં. ૬
નાથ હે સદા તુમારે, હાથ સકલ બાજી;
કૃષ્ણુરામ કિંકરપર, રસિયે રહો રાજી. કયોં. ૭

વી૦ ૩ પા૦ ૧૩

## કીર્તન ૩૦૭ મું.

### દેશીફેર.

આવો મેરચે પ્રાંનનકે પ્યારે, વિઠલ વ્રંદાવન વારે,
કૃપા નિધાન કૃષ્ણુ કારે. આ. ૧
માધુરી મોરલી તેરી બજ્યા, સુંદર સ્વર સમ ન સૂં ગજ્યા;
એકબેર સુનાવ મોકું મજ્યા. આ. ૨
દેખું તેરી કીટ મુકુટ કલકી, નયન કીકિયોંકી ચલકી,
ગંડકુંડલોકી ઝલકી. આ. ૩
ગોપીકા ઘર કેસેં ધસિયા, ચોરચે નવનીત દહી છસિયાં.
રંચેક ચખાવ મોય રસિયા. આ. ૪
ચ્યાહું તેરી પાવન પદ રજકું, જયાકિ નિત્ય ઇચ્છા શિવ અજકું.
કહો કેંસેં સુલભ ભઇ વ્રજકું. આ. ૫

કહા મેં તિલ તેરે ચોરચે, છુપિ કયોં રહે નંદ છોરચે;
કૃષ્ણરામ રહે કરજોરચે. આ. ૬

વી. ૩ પા૦ ૧

## કીર્તન ૩૦૮ મું.

હરી તુમ ઇષ્ટ સખા મેરા, મે નિજ ચરનનકા ચેરા;
કહાં લૌ ફિરા ઓગે ફેરા. હરિ. ૧
સેવકાઈ મોસું કછુ ન સરિ, પ્રિયકરકી પ્રીતિ બિસરિ;
યદ્યપી માનવ તનુમે ધરી. હરિ. ૨
અનન્યતા મોસુ ન બણી, રહામેં રંક તુમ્હારા રૂણી,
માફી કરો માહારાજ ધણી. હરિ. ૩
બાલક માંની બાંહ્ય ધરો, બિરૂદ પેખી બિરૂદાશ કરો;
ભવ્ય ભરૂંસે ચિત્ત ભરો. હરિ. ૪
કોસુમે કૃપા નિધાન કહું, કહાં લૌં અબ મેં કષ્ટ સહું;
દેખો મેં દાવસું દાસદ હું. હરિ. ૫
સરન આયે કી લાજ નિભાઓ, દયા નિધાન પ્રતીતિ દિખાઓ।
કૃષ્ણરામકે કષ્ટ મિટાવો. હરિ ૬

વી. ૩ પા. ૧

## કીર્ત્તન ૩૦૯ મું.

### દેશીરૈર.

અબલું કયોં નહિ બોલો તુમ, કહા ડારચ દીયા, ટેક. ૧
ગુનેગાર દેખી મો ગરિબકું, કિંકરકું કહા દૂર કીયા;
દિલ્લ મેરો ડરપે યહ ડરતે, હિંમતબિન ફટ જાત હિયા; અ. ૨
કરૂણાસિંધૂ કહાયકેં એસા, રોષ રંકસું કયોં રખિયા;
અધમો દ્ધારણકું એસા અબ, લક્ષ્ય કહાં સૂં આય લગિયા. અ. ૩
અસરન સરન જ્યાન અબ આયો, ચરન સરનમેં કાલ ભિયા;
અબ પાછે પટકો મોકું તબ, શરણ વત્સલ કયોં બિરૂદ લિયા.
અ. ૪
તુમકું તજ્યમે તસ કહા જ્યાંઉ, ધરમધુરંધર ધારોખિયા;
દાસ જ્યાંન જ્યબ નરતનું દીનિ, અબ રગડાઓ કયોં રસિયા.
અ. ૫

છોકરબાદ ન છેક કરો તુમ, છાછચ પિબન વારેકે છિયા,
પતિત પાવન અબ દીજે પ્રતીતિ, કૃષ્ણુરામકું જ્યાહિ પ્રિયા. અ. ૬

વી. ૫ પા. ૩

## કીર્ત્તન ૩૧૦ મું.

### દેશી ફેર "ઈશ ઇચ્છાયે" એ ચાલ.

પ્રેમ કટાક્ષ શું પેખો, પ્રભો મોસું પ્રેમ કટાક્ષ સું પેખો;
ગુણુ અવગુણુ જી ન દેખો. પ્રભો. ૧
મેં કિંકર સોહિ કૃપણુ સદામત, તુમ દીલકે દરિયાઓ;
સંકટ સિંધુમેં ડુબત સેવક, બાંહુ પકડકે બચ્યાઓ. પ્ર. ૨
માફ કરો અપરાધ એ મેરચે, તનયકે જ્યૌં કરે તાત;
રંક રહિયતકે જ્યૌં કરે રાજા, મુગ્ધ શિશુકે માત. પ્ર. ૩
વચ્છકે માફ કરે જ્યૌં વાત્રા, પ્રતીવૃતાકે જ્યૌં સ્વામી;
સખા સખાકે સહન કરેં જ્યૌં, યોં મેરે અંતરયામી. પ્ર. ૪
તુમ હો જ્યગતપિતા જનની જગતકે, જ્યગત્સખા જ્યગદીશ;
તુમ બિન કોસું કરૂં મેં અરજી, ચરન નમાયેં શીશ. પ્ર. ૫
દાસ વત્સલ તુમ દેવ દામોદર, દયાનિધે દીન દયાલ;
કિંકરકે કલ્પદ્રુમ કેશવ, પ્રેમીનકે પ્રતિપાળ. પ્ર. ૬
આર્ત્ત જનોંકે આર્ત્તિ નિવારક, અંધ જનોંકે નેત્ર;
જ્ઞાન વિરાગ ભક્તિકે દાયક, ક્ષેમ સકલકે ક્ષેત્ર. પ્ર. ૭
અનન્ય. જનકી એક ગતી તુમ, તમ જનોંકે ત્રાતા;
સેવકકે સરવસ્વ સખા તુમ, દિવ્ય પદાર્થકે દાતા. પ્ર. ૮
અધમોદ્ધાર પતિતકે પાવન, ગરિબકે ગરિબનિવાજ;
કૃષ્ણુરામપર કરૂણાનજર કરો, માધવજી માહારાજ. પ્ર. ૯

વી. ૫ પા. ૧૪

## કીર્તન ૩૧૧ મું.

### દેશીફેર "લંકાનગર સોઈ કાયારે" ચાલ.

મનપતિ અબહિ આજ્યા હે, ત્રિભુવન નાયક મેરે. મ. ૧
અશરનશરન પતિતકે પાવન, ઓતેરા બિરૂદ બતાજ્યાહે. ત્રિ. ૨
અંતરયામી સબઘટવાસી, ઇંદ્રિય સબકે રાજ્યા હે. ત્રિ. ૩

શરણાગત વિશ્રાંમ સખા તે, ગુણનિધી ગરિબ નિવાજ્યાહે. ત્રિ. ૪
ભક્તવત્સલ ભવ ભયકે ભંજન, પીડ્ય પ્રાંણનકી પાજ્યાહે. ત્રિ. ૫
બેર બેર કહા કહું પુરૂષોત્તમ, મલિનતા મનકી મિટાજ્યાહે. ત્રિ ૬
જો નિરમિત સો હોયગી આપસું, સમઝયકિ બુઝય સુનાજ્યાહે. ત્રિ. ૭
દરદ મિટાઓ દયાનિધિ દિલકા, કોઉબિધ બચન બચ્યાજ્યાહે. ત્રિ. ૮
કંઠલું પ્રાન આન અબ અટકયા, બચવેકી બૂટી દીખાજ્યાહે. ત્રિ. ૯
જ્યો નહિ સાહ્ય કરો તો બિરૂદ તુમ, ઘર બેઠે કોંન કાજ્યાહે. ત્રિ. ૧૦
જેસેં બેગ છુડાયા ગજપતી, અબ એસે મોકું છુડાજ્યાહે. ત્રિ. ૧૧
કૃષ્ણરામકી અરજ્ય સુનવેકું, કબલું ધરોગે મુલાજ્યાહે. ત્રિ. ૧૨

વી૦ ૭ પા૦ ૧૪

## કીર્ત્તન ૩૧૨ મું.

### દેશી ફેર.

પ્રકૃતી પર હોય સદા તુમનેં, સીર કર્યાં ધરીયા પર મોરનકા;
સત્પાત્ર બની દીન રાત્ર કરમ, બ્રજમેં જ્યું ક્રિયા કર્યાં ચોરનકા. ૧
રસિયા જ્યું ભઇ છસિયાકે બિચે, કર્યાં નાચ નચેં ઘર ગોપીનકે;
છત્રધારિ મુરારી કહાય સીરેં, ધરતા જ્યું ભયેં કર્યો ટોપીનકે. ૨
કેસેં પકરી કરમેં લકરી, જનપાલ ગોપાલ ભયે જનમેં;
શ્રીનિવાસ ભઈ પુની રાસ રચ્યે, ન કર્યો અહીર સુતાકે જ્યૂથમેં. ૩
સુપ્રબુદ્ધ પીયો કર્યાં દુધ ધરચે, વપુ વચ્છ શિશુકે સ્વચ્છ ભઈ;
કૃષ્ણરામ પ્રણામ કરે તુમ બિન, અપને દુઃખકું કહે કાંસુ જઈ. ૪

વી૦ ૯ પા૦ ૨૧

## કીર્ત્તન ૩૧૩ મું.

પ્રભૂ આપ બરોબરી આપહિ હો, નહિ હોવત ઓર ન સું ઉપમા;
જયબ સાર અસાર બિચાર કિયો, તબ કોન પદારથ આપ સમા.
નીજ સેવક દેવ અદેવ તજી, ગ્રહિ પક્ષ ઉપાસત જ્યાકું રમા;
કૃષ્ણરામ પ્રણામ કરી જ્યું કહે, તુમ રંક કે વંક કરોગે ક્ષમા.

વી૦ ૯ પા૦ ૨૧

## કીર્તન ૩૧૪. મું.

### દેશી ફેર–ટિપિકા.

ગોવિંદજી કે ગુન ગાઉ, શ્રી કેશવજીકી;
કમલ નયનકી, સબ સુંનીકી, કરૂણા કટાક્ષ ચ્યહાંઉં. ગો. ૧
જયાકે પદ પ્રક્ષાલનકીના, બિધિને બહો અર્હણ દીના
તે નીરનસું પ્રગટી સ્વઃસરિત, ભરિત કીને સબ લોક;
અશોક ભયે દરશન ફલ પાય, ભગીરથકો તપ જાન્ય.
કિયો ફલ દાંન, પધારી ભરતખંડ;
પાખંડ ભરચે જન તારનકું, આઇ કપિલા શ્રમ બેગ ભરી;
સુત સાઠ સહસ્ત્રકું તારચ લીના, જયાંને, સો પદકું શીશ નમાઉં.
ગો: ૨
જયો પદં વિશ્વ સકળ વિસ્તારચા, બ્રહ્માંડ બાહ્ય પ્રસ્તારચા;
જયાનેં અંડકટાહ ફોર, આંન્યો જલ આવ્રણકો ઇત ઓર.
ધરયો બલ પૂરનસું, બશિયો બિધિકે જયુ કમંડુલુમેં;
જયાસું પદ પૂજા શુદ્ધ ભઇ, જયામેં જયુ બશી પદ પંકજકી રજ.
જયા રજસું અતિ પુનિત ભઇ, માંનુ મુક્તિજલ રૂપ ધરી;
આઈ અવની તલ શોધનકું, યાહીકું ધરી સિર શંકરને.
સો પદપંકજ બલિ શિર ધારચા. જયાનેં, વા પદ પંકજકિ રજ
બેગહિ પાંઉં. ગો. ૩
જયો પદકી હોવત નહિ ઉપમા, ગ્રહિ પદ્મ ઉપાસત જયાકું રમા,
જયા પંદ ગોપિનકે વક્ષ સ્થળ, બલ પ્રેમ ભરચો,
ફળરૂપી ધરચો, જયાસું કામામય ભાજય ડરચો.
જયો જાય પરચો, કાલીય શિરે;
પુનિ નાચ નચ્ચે, જયાસુપદ લાંછન શીશ ભયે.
સબ બિધ્ન ગયે, ગરૂડાદિક આવત;
શીશ નમાવત, તાહિકી રજ ચ્યાહાવત.
કૃષ્ણરામ, જયો પદ તપનકું છત્ર સમા,
જયાંની, વાહીકી નિત્ય ડુંડિ બજયાંઉ ગો. ૪

વી૦ ૧૦ પા૦ ૫

---

## કીર્ત્તન ૩૧૫ મું.

### દેશી પ્રેર.

જય જય વંતીની, નંદકે સુજાંન મેરી;
અખિયાં આગે આઓરે, હે નં. ધ્રૃ. ૧
કેસરકો ભાલ તિલક, કુંડલોંકી નીકી ઝલક;
પ્રેમકિ પૂરીત પલક, એસિ છબ લ્યાઓરે. હે. નં. ૨
મંદ મુસ્કયાન બાહાલ, ઉર વૈજયંતી માલ;
રસ સબસૂં રસાલ, છબી નિરખાઓરે. હે. નં. ૩
કીટ મુકુટ પર કલકી, અલકોંકી શોભા અલિકી;
યદુનાથ એસી ઝલકી, દ્રષ્ટિ સૂં દિખાઓરે. હે. નં. ૪
*ધ્વનિમંત અધરેં ધારિ, ભરચે જ્યામેં તાંને ભારી;
પ્રાંન કે પ્યારેકી પ્યારી, બંસૂરી બજ્યાઓરે; હે નં. ૫
કંઠપેં કૌસ્તુભમની, કટિકટિ કીંકિની.
પાંઉકિ નૂપુરધ્વની, શ્રવનેં સુનાઓરે; હે નં. ૬
તત થેઇ બોલ્ય તાંન, ગલે મીઠો ગાય ગાંન;
‡સેનીસૂં બતાય સાંન, નિકટ બુલાઓરે. હે નં. ૭
મેરો કર ધરચ નીકો, ભાલમેં બનાય ટીકો;
કૃષ્ણરામ કૃષ્ણજીકો, દાસ ઠિરાઓરે, હે નં. ૮

વિ૦ ૧૦ પા૦ ૬.

## કીર્તન ૩૧૬ મું.

કેશવજી અરજી મેરી, કાંને કબ ધારોગે; હે કે. ૧
જિનગાંની જ્યાત રહી, આતુરતા અતી ભઇ;
અબહી અવલોકો નહી, પાછે કબ તારોગેં. હે કે. ૨
દુર્લભ જ્યો દેહ દીની, કરૂણા જ્યો તુમનેં કીની;
બહે જ્યાતીહે બિનચીની, કબ જ્યુ સુધારોગે. હે કે. ૩
કામસો સંકષ્ટ કરે, ક્રોધ ક્રિયમાંણુ હરે;
લોભ સો લરાઇ લરે, તાકું કબ ટારોગે. હે કે. ૪
તિનુ બિધ તાપ તાપેં, સ્વારથી જન સ્થાપેં;
ઇશ્વર કબ આપહી આપેં, વિડંબણુ વારોગે. હે કે. ૫

---

* મુરલિ. ‡ ગોપિકાઓને.

સાધન ન મોસુ સાધે, લક્ષ્યહીકો શોધ ન લાધે;
બહોવિધ બડબડ બાધે, ઐસેં કયૌં બિસારોગે. હે કે ૬
કહે જન કૃષ્ણુરામ, સુનોજી હે સુંદર શ્યામ;
પતીત પાવન નામ, આપહી કયૌં હારોગે. હે કે. ૭

વિ૦ ૧૦ પા૦ ૭.

## કીર્ત્તન ૩૧૭ મું.

### દેશી ફેર.

કેશવજી કરૂણા કરોગે, પ્રતીતિ ઘે મન મેરે ઠરોગે. કે. ધ્રુ. ૧
બુદ્ધિ બાવરીસી ભઈ મેરી, જ્ઞાંન અવિદ્યાનેં લીનો ઘેરી;
બહોબેર ક્રિરિયા મે ભવમેં ફેરી, કે. ૨
તૃષ્ણાનેં તાંતિ ગરેમેં ડારિ, તાતેં ભમ્યો મેં જથૌબનચારી;
બાસુદેવકો સ્મરણુ બિસારી. કે. ૩
ધન સુતબંધુ હવેલી દારા, ભ્રમસૂં ભજ્યે મે બારહી બારા;
પ્રીછચો ન મેં હરી પ્રાંનકે પ્યારા. કે. ૪
મોહ નિશાકી ભારિ અંધેરા, રૂપ ન બુઝય પરે મોય મેરા;
યદ્યપિ હોત હે સાંજ સવેરા, કે. ૫
બહોત ભઈ બલવીર બિચ્ચારો, અબમેં શરણુ અહો હે તુમારો;
કોઉ પ્રકારસું મોકું તારો, કે. ૬
કૃપણુ જ્યાંન્ય કહ્યું કરૂણા કીજે, સત્વરખબરચ શરનકી લીજે;
કૃષ્ણુરામકું અભયતા દીજે. કે. ૭

વિ૦ ૧૧ પા૦ ૧

## કીર્તન ૩૧૮ મું.

ગિરધરરાય શરણુમેં તેરે, તો બિનઅવર સખા નહિ મેરે; ગિ. ૧
કાહુકું માત પિતા સુત નાતિ, કાહુકું ધન ગેહાદિક જાતી;
કાહુકું ભૂષણુ નાના ભાતી. ગિ ૨
કાહુકું બાંધવ જનકે જોડે, કાહુકું ગજ રથ પાલખી ઘોડે;
કાહુકું ચોપદાર બહુ દોડે. ગિ. ૩
કાહુકું હાલ મસ્તિ વપુબલકી, કાહુકું જબર દસ્તિકોઉ કલકી;
કાહુકું પૂણ્ય પદારથ ફલકી. ગિ. ૪
કોઉ મોટેહે રાગિણિ ગાંને, કોઉ બિધબિધ બિદ્યાકે માંને;

કોઉ જોરાવર હે યજમાંને. ગિ. ૫
કોઉ તત્પર તીર્થાંકે તોરી, કોઉકે સિર કાહુકી જોરી;
એ સબ હાથ્ય તિહારે દોરિ. ગિ. ૬
તો બિન એ સબ લાગત ફીકા, નાથ તિહારા આશ્રયનીકા;
કૃષ્ણરામ હે કેશવજીકા. ગિ. ૭

વી૦ ૧૧ પા. ૧

## કીર્તન ૩૧૯ મું.

### દેશી દ્રેર.

બિરહ લગ્યો રહ્યો જ્યાત નહિ અબ. ધ્રૂ. ૧
ચઉદ ભૂવનકી ચીત્ર સંપદા,
હરિ દરસન બિન ફીકિ પરત સબ. બિ. ૨
દીનદયાલ દયાલ દરસ દિખાઓગે;
મનુજ જનમ સો સફલ હોયગો જયબ. બિ. ૩
હરિકે હેત બિના જયો જીવનો;
નિષ્ફલ સોહિ માનું જીવિત શબ. બિ. ૪
કરૂણા કટાક્ષ્ય દેખોગે દયાનિધે;
મિટ જ્યાયગે મેરે તાપ ત્રય તબ. બિ. ૫
આતુર મન મેરો યહ રાહા દેખત;
કૃષ્ણરામકું મેરો કહોગે કબ. બિ. ૬

વી૦ ૧૧ પા. ૪

## કીર્તન ૩૨૦ મું.

તુમ જયો કરો સો દયાનિધિ હોયરે. ધ્રૂ૦ તુ.
વેત્તાકાલ ત્રયકે વિઠલ, તુમકું ન જ્યાનત કોયરે. તુ. ૧
મિથ્યા મેરોમેરો માંને મનુજ સબ, વાકુંહરતતુમ જયબ રહે જોયરે;
આગેપાછેં કરન સકત કોઉ, હાય કહા ભયો કહેકહે રોયરે. તુ. ૨
સમઝત તો હુ શરન ન આવે, ઉત્તમ જનમ યુહિ યુંહી ખોયરે;
ઓરનકું સમજયાવો ચ્યહાહેં, બિનવિશ્વાસ ધરી વેશ વગોયરે. તુ. ૩
માધવકી માયાકું બલ જાઉં, એકકે જ્યાસું ભાસત દોયરે;
કૃષ્ણ કૃપાદ્રષ્ટિસું તારો, કૃષ્ણરામ જ્યું કહે અબ મોયરે. તુ. ૪

વી૦ ૧૧ પા. ૫

## કીર્ત્તન ૩૨૧ મું.

### દેશી ઢેર. શણગારનું વર્ણન.

છબિયાં નિરખો જગજીવનકી. ધ્રુ૦
મણિમય મુકુટ મયૂર પીછકો, કાંતિ જયસી જ્યું ગગન ઘનકી. છ૦ ૧
શ્રવન ધરચે મકરાક્રત કુંડલ, તા બિચ્ચમેં છબિ મોતનકી;
રવિ શશિ મદન બદન તેં લાજે, શોભા કમલ દલ લોચનકી. છ. ૨
ગંડસ્થલ શુભ સરલ નાસિકા, કહા છબિકી રચુ ગ દનકી;
તા નાસા બિચ્ચ લલકત મોતી, બરનું કહા ભઈ જ્યા તનકી. છ. ૩
રદ રમણિક રસના મૃત લોલા, અધર છબી રવીચંદ્રનકી;
માલ વ્રંદા ગુંજનકી કંઠમેં, ઓર બિધિ બાહન ભક્ષનકી. છ. ૪
કૌસ્તુભ મણી ઉર ઉપર રાજીત, ખુબ બની ભ્રગુ લાંછનકી;
ચ્યાર ભુજા આયુધકી શોભા, બહુત બની બાજુ બંધનકી. છ. ૫
વામ ભાગ કમલા પટરાંની, કહા બરનું આભૂષનકી;
પીતાંબર પહેરન કટિ કિંકિનિ, રાજીત ઘુઘરૂ શબ્દનકી. છ. ૬
ગરૂડાસન આસન અતિ સુંદર, ઇસ બિધ ચિંતન દરશનકી;
કૃષ્ણરામ કહે કૃષ્ણ સદા તુમ, સહાય કરો સેવક જનકી. છ. ૭
વી૦ ૧૧ પા ૧૭

## કીર્તન ૩૨૨ મું.

### દેશી ઢેર.

અબહી કયોં નહિ આવે મેરે, નયનકે આગે; પ્યારે.
પ્રભુજિ મેં નહિ પકરચ બેઠાંઉં, મોસું મત ભાગે પ્યારે. ૧
કેશવજી મેં કછુ ન કીની, તેરે ઘર ચોરી; પ્યારે.
કીની તે તે સબ કહે દીનિ, કર જ્યોરી જ્યોરી. પ્યારે. ૨
દેખેંતો તેરી મઇયાનેં, કહા કીનો સિંગાર; પ્યારે.
જ્યો મોસુ ડરપેં દામોદર, ગોપ લ્યાઇયો લાર. પ્યારે. ૩
સુનિયે તેરી મુરલી કેસેં, મુખ ઉપર બાજે; પ્યારે.
છોગાલી પલકુંલુ પઘીયા, સિર કૈસે રાજે. પ્યારે. ૪
દેખે તેરી કાંધ કવરીયા, તેં કૈસે ધારી; પ્યારે.
દેખું તે મુસકયાન જિનસું, છલ કીનિ નારી. પ્યારે. ૫

દેખે તેરી કરમે લકરી, ગૌ જિનસૂં હાકી; ચ્યારે.
ભૂનર્ત્તન દેખે જ્યા આગે, કાલ રહે થાકી. ચ્યારે. ૬
કટાક્ષ્ય નયનનું કીહે કૈસે, દીખાઈ દે મોકું; ચ્યારે.
કુંડલ ઝલક દિખાતે પૈ સા, કહા લાગત તોકું. ચ્યારે. ૭
મેયાને કર દીનો માંખન, રંચમોય દીજે; ચ્યારે.
ચરન કમલપર પરી કરૂં તે, નમસ્કાર લીજે, ચ્યારે. ૮
પુછ્યે કૈસે ધરચો ગિરીવર, તે કોમલ કરસે; ચ્યારે.
કૃષ્ણુરામ દરસનકે કારન, દિવાનિશી તરસે. ચ્યારે. ૯

વી૦ ૧૨ પા૦ ૩

## કીર્ત્તન ૩૨૩ મું.

કૃપાનિધાન સુનોગે કબહી, અરજી આતુરકી; ચ્યારે.
કૃપા કટાક્ષ્યકી યે બિન પિડા, મિટે ન મો ઉરકી. ચ્યારે. ૧
મેહર કીયે માનવતનું દીની, વિપ્ર વરણુ ઉંચી;
કલ ઉઘડે કયૌં હૃદય કમલકિ, કૃપા વિના કૂંચી. ચ્યારે. ૨
આશ્રિત કીને અવર પુરૂષકું, તે મોય ગુરૂ જ્યાંને; ચ્યારે.
ચમત્કાર કહાં સૂં મેં બોલું, જ્યાસુ મન માંને, ચ્યારે. ૩
અંધકું અંધ મીલે તેસે અબ, મનુજ મીલે મોકું. ચ્યારે.
મો લોચન ઉઘડયે બિન તીનકે, કેસે કુપથ રોકું; ચ્યારે. ૪
તિનકે મન હે બહુત ભરૂસાં, મોકું સંત માની; ચ્યારે.
વિશ્વાસે સેવે તે હરિકો, વદન વિપ્ર માંની. ચ્યારે. ૫
પ્રભો પ્રતીતિ પ્રગટ દિયા બિન, કેસે ધીરચ ધરૂં; ચ્યારે.
શ્રીધરમે સાક્ષાતકાર બિના કયૌ, તિનકું તારચ તરૂં. ચ્યારે. ૬
બિરૂદ મિભાય બક્ષીષ્ટ આપકો, શરણાગત વિશ્રાંમ; ચ્યારે.
અધમો દ્ધારન આશ્રીતકો તુમ, પૂરણુ કરો સબ કામ. ચ્યારે. ૭
મો કીંકર સૂં કછું હી નસરે, આપ ભરૂસાં એક; ચ્યારે.
કૃષ્ણુરામ કિંકર કે હૃદયે. વિકાસ કરો વિવેક ચ્યારે. ૮

વી૦ ૧૨ પા. ૪

## કીર્ત્તન ૩૨૪ મું.

દીનદયાલરે, મત રીસાવે. ધૃ.
કબકો મેં પ્રાણુ આધાર પુકારૂં. અબલું તથાપી ન આવે. દી. ૧
ગરીબનિવાજ ગોવિંદજી તેરા, બિરૂદ તે કયૌં ન બતાવે;

વેદ પુરાન શાંસ્ત્રસું હરિ તેં, કરૂણાસિંધુ કહાવેં. દી. ૨
અધમોદ્ધારણ પતિત પાવન ઐસેં, ગુણ તેરે સબ ગાવે;
મેરે તેરે કોન લરાઈ, દરદ ન દિલકા મિટાવેં. દી. ૩
કૃષ્ણ કહા તિલ ચ્ચોરચે તેરચે, દરસન કયૌં ન દિખાવેં;
કેશવ મેરી કરની કહા હે, એ સબ તેં સીખાવેં. દી. ૪
મો કિંકરસું કછુહિ ન સરે, હોવત જયો તું ચ્ચહાવે;
કો અપરાધ હે કૃષ્ણરામકા, મો મન કયૌં ન મનાવે. દી. ૫

વી. ૧૨ પા. ૮

## કીર્ત્તન ૩૨૫ મું.

કેસે રિઝાંઉરે, કછયુહિ ન જાનું મેં. કે.
ક્ષેમ કરન વારે કયૌં ખીજ્યે, મેં અબ કેસેં મનાઉરે. ક. ૧
ગુણસાગર તુમ ગોવિંદ વાકે, કોન કોન ગુન ગાંઉરે;
સબ સચરાચરકી તુમ જ્યાંનો, વાકું કહા મેં સુનાંઉરે. ક. ૨
વિશ્વ નિવાસ વિલાસ તુમારા, વાકો પ્રકાર ન પાંઉરે;
કોંન પ્રકાર કિયેં તુમ રીઝો, ચિંતન સોહિ મેં ચ્ચહાઉરે. ક. ૩
રમાનાથકુ રિઝાવનકે લિયે, ભેટ્ય કહા કહા લ્યાંઉરે;
પ્રભુ પ્રીતિકો પ્રકાર કાહુ સું, પૂછનકુ કહાં જ્યાંઉરે. ક. ૪
પતિત પાવન તુમ બિરૂદ નિભાઇયો, મેં મેરા પતિત નિભાંઉરે;
કૃષ્ણરામ શ્રીકૃષ્ણચરનમેં, કેવલ શીશ નમાંઉ રે. ક. ૫

વી. ૧૨ પા. ૯

## કીર્ત્તન ૩૨૬ મું.

### દેશી પ્રેર.

અબ મેં દેખ્યે નયન ભર, મદન મોહનજી લાલ. અ. ધૃ.
રત્નખચિત સિંહાસન ઉપર, બેઠે પરમ કૃપાલ; અ. ૧
બરહિ પીછકો મુકુટ મનોહર, મણીમય તેજ વિશાલ;
મકરાકૃત કુંડલ કાંનુનમેં, મૃગમદ બિંદી ભાલ. અ. ૨
મુખ મુરલિ ધુનિ સપ્ત સ્વરન સું, ગાવત બિધબિધ ખ્યાલ;
તાંન નયે નયે તામેં ઉઠાવે, રાગિણી રાગ રસાલ. અ. ૩
ઇંદીવર સુંદરસે લોચન, ઉર મોતન બન માલ;
યહ છબ દેખ ભયે સબ લજ્જિત, રવિ શશિ મદન મરાલ. અ. ૪

હોવત ગાવત મૃદંગ વિણાસ્વર, બાજત ઘુઘરૂ તાલ;
કૃષ્ણરામ પ્રભુકી છબ ઐસેં, નિરખ્ય ભયાહે નિહાલ. અ. ૫

વી. ૧૩ પા. ૧

## કીર્તન ૩૨૭ મું.

### દેશી ફેર.

એહ પ્રતાપ જગદીશકો અવર કોનહી કછયું,
જ્યાને ઉપજાઇહે અખિલ સૃષ્ટિ;
વ્યોમ જલ તેજ ભૂ પવન એ પંચમ હો,
ભૂત દ્રુમ વેલિ ઘન જલદ વૃષ્ટિ. એ. ૧
સપ્ત પાતાલ અરૂ ભૂર્ભુવઃ સ્વ મંહજંન,
તપઃ સત્ય એ સકલ ધાંમ;
દેવ પન્નગ મનુજ યક્ષ કિંન્નર નિશાચર;
ગણાપ્સર, વિવિધ ધારચે નાંમ. એ. ર
ગિરિ સરિત્સિંધુ અરૂ દસ દીશા દિગ્પતી,
ઉડુ શશી સૂર્ય ધ્રુવ પ્રમુખતારે;
જડ અજડ સ્થાયી પક્ષી પશુ ઔષધી,
સ્ત્રી નપુંસક પુરૂષ વરણ સારે. એ. ૩
એહિ સરજત સકલ એહિ રક્ષા કરત;
એહિ સિંહાર કર ફિર નિપાવે;
યાકિ આજ્ઞા બિના ન કછયુ કોઉ કર સકત,
જય પરાજય કદા ઈંદ્રિ આવે. એ. ૪
એહિ ચિત્ત ચ્યાહ્ય તો વિપ્રિત સૂપ્રિત કરે,
ચ્યહાય તો રંકકું રાજ્ય દેવે;
ગજ તુરગરથ સુહૃત્સુત ગૃહ સંપદા,
એહિ ચિત્ત ચ્યહાય તો ખૂંચ્ય લેવે. એ. ૫
અવર અપરાધી સબ જીવ ભરચે ગર્વકે,
આપ વર્ણન કરત પ્રલય પ્રાંણે;
અસમરથ અંધસો કહતે સબ હમ કરેં,
કઠિણ ગતિ કાલકી કછયુ ન જાંણે. એ. ૬
સકલ સામર્થ્ય પરિપૂરણ તુમ પ્રભો,

દીનબ ધો દયાસિંધુ નાંમ;
કૃષ્ણગોપાલ કૃષ્ણરામકો કર ધરો,
સહજમેં સિદ્ધ હોય સકલ કાંમ. એ ૭

વી. ૧૩ પા. ૭

## કીર્ત્તન ૩૨૮ મું.

### દેશી ફેર.

આઓ જી સજનમેરે, ગોપી કછું કીજે જ્યુ. ધ્રૂ. ૧
મે જ્યું સદા તેરે દરસ ભિખારી;
તનક કૃપાસુદેવ દરસન દિજે જ્યું. આ. ૨
કહો કરૂણાનિધે કોણ અપરાધ મેરા;
ક્ષેમકે કરનવારે મોપે કેસે ખીજે જ્યું. આ. ૩
તુમ દિલ દરિયાઓમેં દાસ તુમારાં;
અરભક જાન્ય મોય અભયપદ દિજ્યે જ્યું. આ. ૪
તનકે ત્રિવિધ તાપ મીટ જ્યાંયે;
હોય હુશિયાર રહેતે હરિરસ પીજે જ્યું. આ. ૫
કૃષ્ણરામ પર કછુ મેહરબાંની કરો;
પતિત પાવન બિરૂદ જયેસેં પ્રતીજ્યે જ્યું. આ. ૬

વી. ૧૩ પા. ૧૨

## કીર્તન ૩૨૯ મું.

કહા તેં ગુમાન કરે મન મગરૂરરે. ક. ધૃ. ૧
તેરા ભલા સોહિ તોકુ રૂચે નહિ;
તેતો આપૈ જ્યાય પરયા તૃષ્ણા નદિ પૂરરે. ક. ૨
આગમ નિગમ કહે કહે હારયે;
તોહુ તે ન માંને એસા કયોં ભયા ક્રુરરે. ક. ૩
હિતકારી હરજીકું વિસારી;
માયિક વસ્તુકા ભયા કયોં તે મજૂરરે. ક. ૪
જ્યાકું તું મેરા માંને સો ન રહેંગે;
સબ ઉડજ્યાવેંગેં જ્યોં આકકા તૂરરે. ક. ૫
પૂર્ણ કલ્યાણ સકલગુણ રાશી;

એસે હરીકું તેતો હોજ્યાને હજ્યુરરે. ક. ૬
કૃષ્ણરામ કહે કૃષ્ણકું ભજ લયે;
ઈતિના તું મેરા અબ માંન્ય મચકુરરે. ક. ૭
વી૦ ૧૩ પા૦ ૧૨

## કીર્તન ૩૩૦ મું.

### લાવણી. "યામાકી મોહજાલ" ચાલ.

કહા કેહે કેહે રિઝાઉં, નાથ પરોક્ષ્ય પરચે વાકું અબ કૈસે મે પાંઉં.
ક. ધૃ. ૧
કઈકાલ કલ્પ કલ્પાંતરસું, મેં ભ્રમસેં ભ્રમણ કિયા;
કોઉ શાસ્ત્ર પુરાણ બેદસુ હરિમેં, કબહુ ન ચિત્ત દિયા;
કબહુ ન ચિત્ત દિયા, કરૂણાકર, અબ કેંસે પાંઉં. નાથ. ૨
ન કિયા કબહિ સંગ સંતકા, ગિરધર નહિ ગાયા;
અનુદિન ઈચ્છિ આભ્યંતરમેં, ધનસુત ગ્રહ જાયા,
ધન સુત ગ્રહ જાયા, કરૂણાકર, અબ કૈસે પાંઉં. નાથ. ૩
દાનમાં ન વ્રત યજ્ઞ તીર્થકી, બૂઝચ ન કછયૂ જ્યાંની,
સદ્ગુરૂ શરણ બિમુખ તેં મેરા, મન હે અભિમાંની;;
મન હે અભિમાની, કરૂણાકર, અબ કૈસે પાંઉં. નાથ. ૪
ગુનેગાર ગોવિંદ તુમારા, અવર ન મો સરખા,
કૃષ્ણરામ હે શરણ કૃપાકી, બરખાઓ બરખા;
બરખાઓ બરખા કરૂણાકર, તબ તુંમકું પાંઉં. નાથ. ૫
વી૦ ૧૩ પા૦ ૧૪

## કીર્તન ૩૩૧ મું.

### દેશી ફેર. ચાલતા જમાના વિષે.

કલિયુગ આયો હરિ, કો સું કહે સુનાંઉ હે. ક. ધૃ. ૧
વિમલ મતી બિપરીત બહન લગી, પુરૂષ પરૂષ ભયે પાપી જ્યામેં,
પ્રત્યુપકારકી પ્રીતિ બિસારી, સહજ ઉઠન લગ્યે સ્થાપી;
સુખ કૈસેં પાંઉ હે. ક. ૨
પિતા પૂત્રકું દેવત પીડા, સુત શઠ શાંહાંણે કહાવે,
સાસુ બહુકો શ્રમ નહિ જાનત, બહુ સારૂકુ વહાવે;
ચિત્ત કેસેં ચુરાંઉ હે. ક. ૩

વરણાશ્રમકો વિવેક ન દીસે, શુદ્ર ભેખ ભયે સંત,
પરનારીસું પ્યારી કરન લગ્યે, અતિ અવિવેકી અંત;
નય કૈસેં નિભાંઉ હે. ક. ૪
બ્રાહ્મણ ઘર ઘર ભટકત તોહુ, શુદ્ર ન કરે સનમાંન,
કણ લોભે ભાજી સમજ્યાંને, ગીતા શાસ્ત્ર પુરાંણ;
અબ મેં કહાં જ્યાંઉ હે. ક. ૫
પંડિત પ્રાણ પોષણમેં સમજ્યે, સાધુ ભયે શિવ દ્રોહિ,
કૃષ્ણરામ કહે કૃષ્ણ સમજ્યકે, કૃત્ય ન સમજ્યે કોહિ;
મન કૈસેં મનાંઉ હે. ક. ૬

વી૦ ૧૩ પા૦ ૧૫

## કીર્તન ૩૩૨ મું.

ઉપદેષ્ટા માંને હમ ઇશ્વર, પ્રગટ પ્રતીતિ ન પેખે;
ધનહર લેં તોહુ ધોખા ન હરેં, દારા પરાઇ દેખેં,
કિસબિધ બિધસૂં બચ્યાંઉહે. કહિ. ૧
તીરથ જ્યાય તરૂણીકું ચ્યાહત, શઠસૂં કરત સમાજ;
ભાંમિનિયો ભૂંડા મુખ ભાખેં, ચ્યતુર ચ્યુગલ ભયે આજ;
કિન કિનકું સમઝાઉં હે. ક. ૨
વ્યાપારી વિશ્વાસઘાતી ભયે, ધારણ ધરમ ન ધારે;
સગ્યે સગેંકો સબ હર લેવેં, માંનનિ પતિકું મારે;
છલ કૈસેં છુપાંઉંહે. ક. ૩
પરમેશ્વર પ્રીત્યર્થ ન સમજ્યે, દાન ન દેવત દક્ષ,
સોવર્ણસૂં શામા શ્રૃંગારત, લૌકીકકી લહે લક્ષ,
કૈસેંકે પલટાંઉંહે. ક. ૪
ભેખધારી સબ ભેખવાદી ભયે, પ્યારો કિયો પાખંડ,
રાય રહિયતકો ન કરે રક્ષણ, વિપ્રકું દે દેહદંડ;
કિસ બિધ સમજાંઉં હે. ક. ૫
કૃષ્ણરામ કહે કઠિણ કાલમેં, અચ્યુત આય ઉગારો,
ગોવિંદ ગુણ ગાઉં હે. ક. ૬

વી. ૧૩ પા. ૧૫

## કીર્ત્તન ૩૩૩ મું.

### સમશ્યા-કવિત.

કાચી [1]એકાદસી સી કાયા; તો હુ સર્વભક્ષિ,
[2]પેહેલી સો [3]નવ મીલ્યે [4]દૂજી શ્યો જ્યોવે હે.
[5]દશમ ધ્વજ અંગ વ્યાપ્યે, ધાવતપર [6]છઠીસૂં,
મો *સપ્તમ કો ન માંને, [7]ત્રીજીમેં સોવે હે. ૧
[8]ચૌથી [9]દ્વાદશી જ્યેસે, પાંની બીન તલપે તેસે,
અતિ [10]અષ્ટમ વેદના: સંસારિનકુ હોવે હે.
[11]પંચમી બાહનપતીકે સ્મરન બિન,
કિસન કહે, પ્રાંનિ પિરાતજન્મ એસેંહિ ખોવે હે. ૨

વી. ૧૩ પા. ૧૭

## કીર્ત્તન ૩૩૪ મું.

### સૃષ્ટિક્રમનું વર્ણન.

ગણુપતિ અતિ મતિ ગતી ગહન, બિઘ્ન કરત વિધ્વંસ;
ચરન સરન જનસુખકરન, હરન અરિનકે હંસ ૧
સરસ્વતિ સતિ પતિ ક્ષિતિ સુરન, ઉરન મોતનકે હાર;
જન મન પૂરન મુલન રચન, સ્મરન બરન દાતાર. ૨
મચ્યો મૂલકો બિચ્યાર, આદિ અક્ષર ૐકાર,
સ્વરૂપ શક્તિકો સાર, જ્યોતિ ધામ નિરાકાર;
તેજ સારનસૂં સારો હે, તાકું એસી ભઇ ચિત્ત,
સૃષ્ટિ સરજનકી પ્રીત, કીનિ માયા બિપરીત.
જ્યોતિ રૂપસૂં પ્રતીત, સ્વરૂપ શક્તિકો ધારચો હે,
તાંને હસ્ત મૈથુનાય, પ્રગટ કીને બ્રહ્માય;
કહ્યો સોકું બરચ આય, તાનેં મુખસૂં કહિ માય,
તાતેં તુર્ત્ત જ્યાર ડારચો હે, કિન્યે બિષ્ણુ હદયાત.

---

૧ કુંભ ૨ મેષ: (બકરો). ૩ ધન: ૪ વૃષભ (આખલો).
૫ મકર;ધ્વજ (કામદેવ). ૬ કન્યા (સ્રી વીજે) * તુલા. ૭ મિથુન
(જોડું) ૮ કર્ક (કાચબો). ૯ મીન (મચ્છ). ૧૦ વૃશ્ચિક (વિંછી)
૧૧ સિંહ (સિંહ ઉપર બેસનાર પાર્વતિજી પતિ શંકરના.)

કહ્યો મેરો ઘર હોત, વાને સુખસૂં કહિ માત,
પલમેં કીનેં નીઃપાત, ફેર મનસૂં બિચ્ચારચો હે. ૩
ભયો ગાલે પરિ સ્વેદ, રૂદ્ર પ્રગટયે ઉમેદ,
દેખી દોનુન કો છેદ, ચિત્ત ઉપનો હે ખેદ;
સકે એહુ ગત્ય મેરી હે, વદે શક્તી હે અધીશ,
કહ્યા એક ધરો શીશ, અહો મેરો કર ઇશ.
એસી બાંની જગદીશ, કેરી ચિંતનમેં પ્રેરી હે,
ભયે ભોલે ભવરાય, એસો કારજ્યહે કાય;
કહતી મોકું બરચ આય, એસી દેખી મહા માય,
જેસિ ઘેનનુંમેં ઘેરી હે, તેરે બરવેકો ભાવ.
તીન રૂપ ધરી આવ, જ્યરેં દોનુકું જગાવ,
ફેર મોયકું બતાવ, જ્યેસી ઇછા મન તેરી હે. ૪
સુની બાંની મન મહાય, હિયે દોનુકું જ્યગાય,
ધરયે તીન રુપજ્યાય, લક્ષ્મિ સાવિત્રી ઉમાય;
બિષ્ણુ બ્રહ્મા ભવ જાતીહે, બહ્મા સ્રષ્ટી સરજંન,
બિષ્ણુ કર તે રક્ષંન, કરે રૂદ્ર તે.પલંન;
એસે તીન રૂપ ભિન્ન, ધરિ સબકું સિખાતી હે,
રચ્યો વ્યોમ રૂપ એક, નાસૂં વાયુ પ્રગટેક.
તાસેં તેજકો બિશેક, તાસે પાંની ભૂમિ છેક,
પંચભૂતનકી ભાતી હે, સૃષ્ટિ સરજી સંસાર;
મૂલ એકકો બિસ્તાર, માયા પ્રસારી અપાર,
કિયે સબમેં સંચાર, કૃષ્ણરામ કૃષ્ણ ગાતી હે. ૫

વી૦ ૧૩ પા૦ ૧૮

## કીર્ત્તન ૩૩૫ મું.

### દેશી ફેર.

સખા મેરે કૃષ્ણ આઓ, દાસકી બિરૂદાશ કરો;
કૃપાનીધાન હરે, સીસ મેરે હસ્ત ધરો. ૧
તિનું બિધ તાપ તપે, સો સહ્યા ન જાય મોસું;
ગરિબનિવાજ બિના, કૃષ્ણ મેં પુકારૂં કોસું. ૨
મેરે દીન બીત ગયે, અરજી કરત કરત અતી;
કેંસે બિસાર દિયા, મોકું મેરિ પ્રાનપતી. ૩

ભરૂંસા ભક્તવત્સલ, બિરૂદકા ભયા ભારિ;
અશરણુ શરણુ પ્રભો, દીનકું ન દીજે ડારી ૪
હોવેગિ કોન કમી, શ્રીપતે તુમારે ડેરે:
કિસન કંગાલ ઉપર, નજર કરો નાથ મેરે. ૫

વી૦ ૧૪ પા૦ ૧૫

## કીર્ત્તન ૩૩૬ મું.

મેરચે ગુણુ દોષ અબે, દેખો કહા કૃષ્ણુ કારે;
ચરણુકેં શરણુ આયો, તુમકું મેરચે પ્રાન પ્યારે. ૧
કરો બક્ષીશ કરમ, જ્યો અજ્યાંન જાન્ય કિયેં,
તુમારા યહ સુભાવ, બહુતકું બચ્યાય લિયેં. ૨
દયા નિધાન મેરા, દિલકા દરદ કોસું કહું;
કહાયમેં તુમારા, કષ્ટ અબેં કહાંલું સહું. ૩
કૃપાલ કૃપા નજર, કીજીયે ગરીબ જ્યાંની;
સબે કરો સહાય, ઘો હઠાય મેરી હાંની. ૪
સુનો હમારે નાયિક, એક હે ભરૂંસા ભારિ;
કિસન કંઆલ ઉપર, મેહેર કરો શ્રી મુરારિ. ૫

વી૦ ૧૪ પા૦ ૧૫

## કીર્ત્તન ૩૩૭ મું.

કુંડલિયો.

ચિત્ત દીજ્યો ચ્યાહાંના કરી, મેરી ઓરચ મુરારિ;
જિનગાની જ્યાતી રહી, સકયો ન કછુ સુધારિ. ૧
સકયો ન કછુ સુધારિ, તનુ દુર્લભ જ્યો દીનિ;
વિમુખ વહ્યો મેં વાંમ, સાંચ સંભાલ ન લીનિ. ૨
શ્રીધર આયો શરણુ, ખબરચ અબ મેરી લીજ્યો;
કૃષ્ણુરામકી કૃષ્ણુ, ચ્યાહાંના કરચ ચિત્ત દીજ્યો. ૩

વી૦ ૧૪ પા૦ ૨૩

સંવત ૧૮૭૩ ના ફાલ્ગુન વદિ ૧૩ શનૌ.

લિ૦ ભટ કૃષ્ણુરામ ભક્તિરામ,
અમદાવાદ નગર—રાયપુરવાસી.

## કીર્તન ૩૩૮ મું.

### દેશી ફેર.

પ્યારે મેરા દિલકા દરદ મિટાઓ, કૃષ્ણ તુમ કરૂણાનિધાન કહાઓ. પ્યા૦ ધૃ. ૧
બડા ગુનેગાર મેં નગુરા, પરે મેરે પીઠ જનમ જરા;
છબિલાજી યાતેં મોકું છુડાઓ. પ્યા૦ ૨
મોકું લિયા ધારણાનેં ઘેરી, ફિરિયા મેં બહોબિરિયા ફેરી;
અબ મોકું ચરણકે શરણ ઠિરાઓ. પ્યા૦ ૩
વિષયકૃમિ ન્યાય મેં વિષય ભજ્યે, તૃષ્ણાકે તંતુ ન કબહુ તજ્યે;
ત્રીકમ મેરચે તૃષ્ણાકે તંતુ ત્રુટાઓ. પ્યા૦ ૪
ધન સુત દારા વપુ વિલશ્યો, કામરૂપિ કીચકે મધ્ય ફશ્યો;
કીચસૂં બાહારચ નિકારિ નિભાઓ. પ્યા૦ ૫
નરતનુ દીની સો નિર્ભય કરો, ભવ્ય ભરૂસે દિલ મેરો ભરો;
કૃષ્ણ કૃષ્ણરામકું મેરા મનાઓ. પ્યા૦ ૬

વી. ૨૨ પા. ૨

## કીર્તન ૩૩૯ મું.

### દેશી ફેર.

દરસ તુમારા દિખાઓરે, મન માંન્યે માધો. ધૃ. ૧
તુમ સબહીકે નાઇકિ, દાસકુ વાંછિત દાયિક;
ન્યેહસૂં નિકટ બુલાઓરે. મ૦ ૨
તુમ કરૂણાકે સિંધુ, દીન જનોકે બંધુ;
તાપ અમારા બુઝાઓરે. મ૦ ૩
સહ્યો નહિ જ્યાંય તાપ, જનસૂં પઠાય જવાપ;
વિયોગકે દુઃખકું મિટાઓરે. મ૦ ૪
રહ્યો નહિ જયાય મોસૂં, તુમ બિન કહું કોસૂં;
દીવ્ય પ્રતીતિ દિખાઓરે. મ૦ ૫
સેવક તુમારા જ્યાંની, વિમલ બઢાય બાંની;
ગુણ ગોવિંદકે ગવાઓરે. મ૦ ૬
તુમ જ્યુ સખા અમારે, સરન હું મેં તુમારે;
બચન નિભાય બચ્યાઓરે. મ૦ ૭

મોસું મેરચે નાથ બોલો, અંતરકા પટ ખુલો;
ફિર ફિર ફેરિ ન ફિરાઓરે. મ૦ ૮
મોકુ મનાય મેરા, ચરણ કમળકા તેરા;
કૃષ્ણ કૃષ્ણરામકુ કહાઓરે. મ૦ ૯

વી. ૨૨ પા. ૭

## કીર્તન ૩૪૦ મું.

### દેશી ફેર.

પ્રભુ આપ બરોબરી આપહી હોં, નહિ હોવત ઓરનસું ઉપમા;
જ્યબ સાર અસાર બિચ્ચાર કિયો, તબ કોન પદારથ આપ સમા.
નિજ સેવક, દેવ, અદેવ, તજી, શ્રહિ પદ્મ ઉપાસત જ્યાકુંરમા;
કૃષ્ણરામ પ્રણામ કરી જ્યું કહે, તુમ રંકકે વંક કરોગે ક્ષમા. ૧

વી૦ ૨૨ પા. ૧૮

## કીર્ત્તન ૩૪૧ મું.

### દેશી ફેર.

સંતો મન મેરેકી પીર, મેં કોન રીત્ય સમજ્યાંઉં; ૧
બાગ એક સંતોષ રૂપિણિ હે, આશા નદીકી તીર. મેં૦
બહુન લગ્યે બહો ધર્મરૂપી દ્રુમ, કોન લહેસુ બચ્ચાઉં; મેં૦ ૨
ચિંતા તટલું ભરચા ભરપુરન, મનોર્થરૂપી નીર. મેં૦
રાગ દ્વેષ એ મીન મગર બડે; ઓ પઢત શબ્દ ખાંઉંખાંઉં. મેં૦ ૩
વિહગ વિતર્ક રૂપ બહુતેક, દેખત રહે નહિ ધીર; મેં૦
તૃષ્ણા તરંગ બડે બડે ઉડત, ઠિરત દેત નહિ પાંઉં. મેં૦ ૪
પાર જ્યાય કૈસેં બાગ બચ્ચાંઉં, એસિ કરન [illegible]ીર; મેં૦
સુન્યકે ગુરૂ રૂપી ખેવટ કહેં, અબ એક અકલ બતાઉં. મેં૦ ૫
ચિદ્રૂપી ઓલખ નૌકાપર, બૈઠ્ય ચલો બેફિકીર; મેં૦
શરણ રૂપી ઘો દામ તો મેં અબ, નાવ શુખાણ ફિરાંઉં મેં૦ ૬
તપોરૂપી શઢ પ્રભુકે પવનસૂ, નાવ જ્યાય જળ ચીર; મેં૦
વહાંજ્યાંય બાંધો ઓટધિરજ્ય કામેં, નિર્વૃત્તિગારચ ઘલાંઉં. મેં૦ ૭
રખો રખવાળ પ્રેમરૂપી ફૂળ, નાસે નહિ ભય કીર; મેં૦
પાન કરો જ્યો કૃષ્ણકથા તોમેં, વાક્ય વિરાગ બનાઉં. મેં૦ ૮

ધર્મ અરથ અરૂ કામ મોક્ષફળ, ભક્તિ અંકુરિસૂં ઉતીર; મેં૦
શ્રદ્ધા ધરો તો સિદ્ધ હોવેકું, ગોવિંદગુણ મેં ગવાંઉં. મેં૦ ૯
સંશય દુષ્ટકે સંગ કિયે સૂં, મિટ જાય મનુજ શરીર; મેં૦
કૃષ્ણરામ ગુરૂકો કહ્યો માંન્યે, બાગ બચ્ચાય ફુલ પાંઉં. મેં૦ ૧૦

વિ૦ ૨૨ પા૦ ૧૮

## કીર્ત્તન ૩૪૨ મુ.

### દેશી ફેર.

## વરાહચરિત્ર.

કીર્ત્તિયો યજ્ઞ વરાહની કહિયે, જે થકિ ÷આશુ અવિદ્યા તરિયે. કી. ધ્રુ ૧

હિરણ્યકશિપુ જ્યારે મય પાસે ગયો, આસુરિ માયા ભણવારે;
વિતળ નામ ભૂ વિવરે રહ્યો તે, અમર મૂળને ખણવારે. કી. ૨
હિરણ્યાક્ષ ત્યારેં ગયો તપ કરવા, વિધિને સેવિ :વર લેવારે;
ઉલ્વણ તપ એહેનું દેખી આવ્યા, જક્તપિતા વર દેવારે. કી. ૩
માંગ્યો વર જયે કોયને શસ્ત્રે, હું ન મરૂં એણિ રીત્યેરે;
દેવ ઇંદ્રાદિક વશ હોય ત્યારેં, પ્રભુ કહે અસ્તુ પ્રીત્યેરે. કી. ૪
પછિ મૌર્વિંગદા લેઈ સ્વર્ગે સુધારચો, તે સમે છઠો મન્વંતરરે;
તેહેને જોઇ સુર સંતાયા સહુ, દૈત્યનો લાગ્યો અતી ડરરે કી. ૫
*નાક નિવાસીને નિર્બળ જોઇને, અસુર ઉતરચો હેઠોરે;
મહિપ સકલનૂં માન મોડી પછી, સિંધુમાં નાહાવા પેઠોરે. કી. ૬
અવની ધ્રુજી એહેના ડરથી, નાસવા વાધ્ય તપાસેરે;
એહેવામાં હિરણ્યાક્ષ ગયો તે, પ્રતીચિપતીને પાસેરે. કી. ૭
એ સમયે છઠો મનુ દોડ્યો, વસુધાની લહિ વાતરે;
સ્વાયંભૂને કહ્યું અવની જશે તો, સૃષ્ટિ તણી થશે ઘાતરે. કી ૮
સ્વાયંભૂવે પછિ નિજ માયામાં, સૃષ્ટિ સત્વર સંતાડીરે;
તે સમે વરૂણે હિરણ્યાક્ષને. પાતાલે મૂક્યો કાહાડીરે. કી. ૯
હિરણ્યાક્ષે સુણ્યા વરૂણ મુખે હરી, શોધવા ગયો પાતાલેરે;
આવરણભૂમિયે અવની ઉતરી, રસાતલ ગઇ તે કાલેરે. કી. ૧૦
હાહાકાર થયો તે વેળા, સ્વાયંભૂ કહે ચતુર્મુખનેરે;

---

÷ જલદી. * સ્વર્ગ.

અવનીગઇ હવે સૃષ્ટિ ક્યહાં ધરૂં, દેવ ભાગો તે દુઃખનેરે. કી ૧૧
વિધિએ વિચ્યારયું જે આ શૂં અકાલે, આમ બન્યૂં શૂં કરિયેરે;
તે સમે વિધિના નાસા વિવરથી, રૂપ પ્રગટિયું હરિયેરે. કી. ૧૨
ન્યાંહાનું નીકળ્યું તે ગિરિસમ વાધ્યૂં, બ્રહ્માંદિકે તે ભળ્યું રે;
જયજય સ્તુતિ કરિ તે શુણિને પછી, નાથે ભૂ સાંહાંમૂ ન્યાહાલ્યૂંરે. કી. ૧૩
શિશુમાર સૂધી સલિલ ભરાયું, અતિ અંધારૂં ભાસ્યુંરે;
નાથે પછી નિજ નેત્રવડે ત્યહાં, અતિ ઉજવાળું વિકાશુંરે. કી. ૧૪
નીરમાં નારાયણે ઝંપલાવ્યું, પાતાલ પર્યંત આવ્યારે;
નીચે જઇ દંષ્ટ્રાગ્રે ઉઠાવી, અવનીને ઉંચી લાવ્યારે. કી. ૧૫
એણે સમે પાતાલમાં મળિયા, હિરણ્યાક્ષને નારદરે;
તેથી હરી શુણિ પાછળ દોડ્યો, વાસુદેવને વીશારદરે. કી. ૧૬
વરાહ વપુ હરિનૂં જોઇ હશિયો, ગાળિ દીધી દશ બારરે;
નાથે સહિ પછી અવનિને સ્થાપી, આપનો અરપી આધારરે. કી.૧૭
પછિ હિરણ્યાક્ષ શું હશિ હરિ બોલ્યા, બહુ બડબડ શૂં કરેછેરે;
શૂર હોયતો સાચવજ્યે તૂં, મુજથી હવણાં મરેછેરે. કી. ૧૮
એમ કહિ મારયો એક તમાચો, અભયતા સુરને આપીરે;
હિરણ્યાક્ષ મરયે મહિ સુખિ થઈ ત્યહાં, સૃષ્ટિ હતી ત્યમ સ્થાપીરે. કી ૧૯
તેણે સમે ત્યહાં જયજય રવ થયો, દેવ સકલ દુઃખ વામ્યારે;
દેવ સ્તુતિ શુણિ યજ્ઞ વરાહ તે, અંતર્હિત ગતી પાંમ્યારે. કી. ૨૦
ભૂમંડળ પંનર કોટીનું, તે તળે આવરણનૂં દશરે;
તેહેમાં શપ્ત વિવર શિડિ સરખાં, તે ન દબાયાં રહ્યા યશરે. કી. ૨૧
એ રીત્યે ઉપર ભૂમંડળ તેના, ઉપર આવર્ણ ભૂમીરે;
તેમાં વસે મહરાદિતે નાવ્યા, ઉપરિ રહ્યાએ લૂમીરે. કી. ૨૨
શ્વેત વરાહ તણે અવતારેં, અવની એ રીત્યે આણીરે;
ભાગવત ભણિ શુણિ અનુભવ કરજ્યો, જન સદ્ગુરૂથી જાંણીરે.કી.૨૩
એમ અશકય નથી કાંઇ તમને, અઘટનું ઘટન કરોછોરે;
આજ કૃપણ કિંકરને કાજ્યે, આળસ કાં આચરોછોરે કી. ૨૪
કૃષ્ણ કૃપા કરો કિંકર જાણી, કઈ દિનથી કરગરૂંછુંરે;
કૃષ્ણરામ હું કૃષ્ણ પ્રતીતિ, પામવા અરજી કરૂંછુ રે. કી. ૨૫

## કીર્તન ૩૪૩ મું.

દેશી ફેર.

# ૨ નૃસિંહ ચરિત્ર.

કીર્તિયો નૃસિંહરાય નાથની કરૂં,
જે કરે અજ્ઞાન તિમિર, પટલને પહું. કી૦ ૧
પ્રેમી પ્રહ્લાદજીની વૃત્તિ જ્યહાં વરી,
સ્તંભ થકે નીકળીને આપદા હરી. કી૦ ૨
હૃદય હિરણ્યકશિપુનું, નખથી વિદારયું;
પ્રહ્લાદની પ્રીતિ માટે, કુળનેં ઉદ્ધારયું. કી૦ ૩
લોક તણા સંકટને, સહજ શમાવ્યું;
રસિકોના હૃદય વિષે, રૂપ રમાવ્યું. કી૦ ૪
શ્રુતિયો કહે ચરાચરે, જયે રહે વ્યાપી;
વેદ વચન પાળવા, તે પ્રતીતિ આપી. કી૦ ૫
નિર્ભય જયેનાં સ્મરણ, પ્રીછ્યું પ્રહ્લાદે;
વપુને ન વિઘ્ન અડ્યાં, જેહેને પ્રસાદે. કી૦ ૬
અટ્ટાટ્ટહાસ જેહેના, નાદ સાંભળ્યાં;
દુષ્ટ દૈત્ય દારાઓના, ગર્ભ તે ગળ્યાં. કી૦ ૭
વિકટ વદન જોઈ જે'નુ, શ્રી પણ ધ્રુજ્યાં;
આરાધક અમરોને, સ્તવન ન સુજ્યાં. કી૦ ૮
લોક અભય કરી બેઠા, દૈત્યની ગાદી;
પ્રહ્લાદને આપી તે, કરીને પ્રસાદી. કી૦ ૯
પ્રહ્લાદની પ્રેમ સ્તુતિ, શુણી જયે હરખ્યા;
ત્યારપછી અમર સહુએ, નયનેં નિરખ્યા. કી૦ ૧૦
નરહરીનો નાદ શુણી, દિગ્ગજ ડોલ્યા;
ભય વિનાના ભક્ત સકલ, જય જય બોલ્યા. કી૦ ૧૧
મુજ ઉપર મેહેર કરો પાપીના પાવંન;
કૃષ્ણુરામ કિંકરના, નાથ નિભાવંન. કી૦ ૧૨

વિ૦ ૩ પા૦ ૧૩



## કીર્તન ૩૪૪ મું.

# ૩ કૂર્મ ચરિત્ર.

### ગોડી.

આરતિ કૂર્મ રૂપની કરીયે, દૂર કરે જયે દરીદ્ર દાસનાં;
ચિત્ત તેહેને ચરણે ધરીએ. આ. ૧
દેવને દૈત્ય મેળવવા જેણે, મંત્ર મનનનો ભણાવ્યો;
કરિ એકત્ર અમરને અસુરથી, મંદરાચલને આણ્યો. આ. ૨
ક્ષીરસમૂદ્રમાં તેહ ઠરાવિને, વિટયો *વાસુકિ નેત્રે;
+આનને અમર ઉભાતેને કાહાડિ, અસુર ઠરયા તે ક્ષેત્રે. આ. ૩
પુછની તરફ પછિ ઈંદ્રાદિક, રહિ આવર્ત્તન કરતા;
સિંધુ સલિલમાં ગિરિ ગયો ડુબિ, દેખીને સહુ થરથરતા. આ. ૪
વિઘ્ન વિલોકિ તે વેળા વિઠલ, તત્ક્ષણ કચ્છપ થઇને;
લક્ષ યોજનના પ્રષ્ટ ઉપરી, ઉંચો આંણ્યો ગિરિ ગ્રહીને. આ. ૫
બળતી પરસ્પર લાગ્યા ખીંચવા, ગિરિ અતિ ડોલવા લાગ્યો;
ઉપરી સહસ્ત્ર ભૂજાયે ધરીને, પડવાનો ધોખો ભાગ્યો. આ. ૬
વાસુકી વદન થકી અતી નીકલે, મહા વિષ ઉલ્વણ જ્વાલા;
તેથી શ્યામ થયા સુરના રિપુ, પ્રથમ હુતા જયે રૂપાલા. આ. ૭
કાલકૂટ કલ્મષ પછિ નીકળ્યું, નિજ કરથી તે વલોતે;
રૂદ્ર રૂપે તે કંઠમાં રાખ્યું, સકલ સુરાસુર જોતે. આ. ૮
શ્રીનિકળિ તે રાખિ વક્ષમાં, વિષ્ણુરૂપ થઇ વાહાલે;
બે રૂપે જો બેને ગ્રહે નહિ, તો ઘર સહુનાં એ ઘાલે. આ. ૯
વળતિ સુધાનો કલશ નીકલ્યો, તે લેઈ અસુર ‡પલાયા;
મોહિની થઇ તે સુરને પાયું, દૈત્યને દાખવી માયા. આ. ૧૦
દુરવાસાના શ્રાપબળેથી, સુર થયાતા નિઃશ્રીક;
અમૃત પાઇ સહ શ્રી અવલોકીને, સુરની મીટાવી બીક. આ. ૧૧
અવાપી જયેહેના શ્વાસો શ્વાસનેં, જાણુવે જલનીધી હાહાડી;
નિત્યે ભરણ ચઢે ને ઉતરે, જોજયો ન માંનો તો ખાડી. આ. ૧૨

---

* વાસુકિ નાગરૂપિ દોરડે. + મુખભણિ. ‡ નાઠા.

એ રીત્યે તમે સહાય સેવકના, પતિત પાવન ચક્રપાંણી;
કૃષ્ણુરામને કૃષ્ણુ કૃપા કરો, જન પોતાનો જાંણી. આ ૧૩

સંવત ૧૮૭૩ ચૈત્ર વદી ૧ બુધ.
વી૦ ૧૭ પા૦ ૧૧.

## કીર્તન ૩૪૫ મું.

### આરતિની ચાલ

## ૪ મચ્છ ચરિત્ર.

જય જય મચ્છસ્વરૂપી, નારાયણુ પોતે, નારાયણુ પોતે.
આશ્રિતનાં આભ્યંતર, જે નિત્ય ‡ઉદ્યોતે. જય. ૧
જેણેં સત્યવ્રતને દેખાડી માયા, દેખાડી માયા;
અકાલ પ્રલયાર્ણવમાં, ધરિ અકળિત કાયા. જય. ૨
નો કીધી પૃથ્વિમય, *વાસુકિને †દાંમ (૨);
બીજ સર્વ ઔષધિના, મેળવ્યાં તે ઠાંમ. જય. ૩
સપ્તરૂષીની તનુથી, ઉજવાળું કીધું;
નિજ શ્રંગે નો બાંધી, એમ દરશન દીધું. જય. ૪
પ્રથમ વિરંચી મુખથી, વેદગયા નિકળી; (૨)
તેનેં સમીપેં દૈત્યેં, લીધા તરત ગળી. જય. ૫
તેણેં પણુ ત્યમ માયા, દેખી જલે વશ્યો; (૨)
મચ્છ સ્વરૂપી હરિને, જોઇ ગ્રસવાને ધશ્યો. જય. ૬
અનાયાસથી તેહેનેં, સંહારણુ કરીને; (૨)
વિધિનેં વેદ સમર્પ્યા, દૈત્ય થકે હરિનેં. જય. ૭
સત્યવ્રતનેં શીખવી, જ્ઞાન તણી શિક્ષા; (૨)
જેથી આત્મ રતીનેં, ઉપજી અન્વિક્ષા. જય. ૮
તેહેનું મચ્છપુરાણુ, ત્યમનું ત્યમ સાધ્યું; (૨)
મામા વિલય કરી પણુ, જ્ઞાન ન તે બાધ્યું. જય. ૯
સત્ય વ્રતની સ્તુતિનેં, શુણિને કરી અંગી. (૨)
મન્વંતર પદ આપ્યું, રવિસુત કરી રંગી. જય. ૧૦
મજ ઉપર એ રીત્યેં, કૃષ્ણુ કૃપા કરીએ. (૨)
પ્રતીતિ દેઇ પુરૂષોત્તમ, જન મનમાં ઠરીએ. જય. ૧૧

---

‡ પ્રકાશીત. * વાસુકી નાગ. † દોરડું.

તમે પતિતના પાવન, હું છું પતિત પ્રાણી; (૨)
કૃષ્ણરામને કેશવ, તારો જન જાંણી. જય. ૧૨
વિ૦ ૭ પા૦ ૧૭

## કીર્તન ૩૪૧ મું.

દેશીદેર.

# ૫ વામન ચરિત્ર.

કીર્ત્તિ કરૂં વામનની; શુદ્ધિ ઉપજવા મનની. ધ્રુ. ૧
જ્યે કશ્યપની સ્ત્રી અદીતિ, તેને અસુરોની ભીતિ.
લાગ્યે કીધું પયોવૃત્ત, તેનેં આપ્યું અભય દત્ત. કી. ૨
તેહેના મંદિરમાંહે તે પ્રગટ્યા, હેવે પ્રજાપતિયે રટ્યા.
ભૂમ્યાદિકે ભેટ આલી, અંસે યજ્ઞોપવિત ઘાલી. કી. ૩
ન્યાહાનાં અંગો અંગ કર પદ, જોઇને હરખ્યા સભાસદ.
વામન રૂપે વેશે, ચાલ્યા બલિના યજ્ઞ દેશે. કી. ૪
પૃષ્ઠે ઓઢયું મૃગનું અજીન, કટિ મૌંજી ને કોપીન.
કર કમંડલુ દંડ, કક્ષે પુસ્તક અખંડ. કી. ૫
શોભેં ‡સરોરૂહશ્યાં કટાક્ષ, કંઠે માળ રૂદ્રાક્ષ.
પાદુકા પદે પવિત્ર, શીશે છત્ર વિચિત્ર. કી. ૬
ન્યાહાંને ન્યાહાંને ચરણે ચાલે, તો પણ ભૂમંડલ હાલેં.
પોહોચ્યા યજ્ઞની વાટે, ભૃગુ કચ્છને ઘાટે. કી. ૭
ત્યહાં સહુયે કરયું અભ્યુત્થાન, સાહામા આવ્યા યજમાન.
બેસારયા સુવર્ણ પીઠેં, દુઃખ ગયા જેનેં દીઠેં. કી. ૮
પાગ પખાળીને તીર્થ કીધું, અલક માર્જન કીધું.
પછી પ્રક્રમીને પાગ લાગો, બલિયે કહ્યું કાંઇક માંગો. કી. ૯
ત્યાહારે ધરણી માગી ત્રણ્ય ડગલાં, તે પણ માહારા ભરૂં પગલાં.
વળી બલી કહે માંગો બીજું, સ્વલ્પ યાચે હું ન રીઝું. કી. ૧૦
ત્યાહારે હરિ કહે તોષ ત્રૂટે; અતિ લોભે આશા લૂટે.
પ્રયોજન માત્ર લેવાય, લોભે બ્રહ્મતેજ જાય. કી. ૧૧
પછી બલી કહે એટલું અસ્તુ, લ્યો‌ને જોઇયે તેટલી વસ્તુ.
બોલ્યા ભૃગુ જોઈ વાંમન વપુ, એ છે અસુરના રીપુ. કી. ૧૨

---

‡ કમલ જેવાં.

એતો વિષ્ણુ શ્રીવામન દેવ, એમની સુરેં કરી સેવ.
એતો લેશે તારૂં સર્વસ્વ, પછી જીવીશ ક્યમ નિઃસ્વ. કી. ૧૩
ત્યારે બલીરાય કહે ગુરૂનેં, એહેવા કૃષ્ણુ કલ્પતરૂનેં.
અશક્ય શું હોય સ્વાંમી, માટે આપુ શિરનાંમી. કી. ૧૪
એહેવું બ્રાહ્મણ થકે શું મોહ્ટું, જેહેને માટે બોલું ખોટું.
અનિત્ય આ સર્વ ચીજો, તેથી બ્રાહ્મણ કાં ન રીઝો. કી. ૧૫
એમ કહી કરેં આપ્યું જલ, દેવ જય બોલ્યા સકલ.
કીધી પૂષ્પો તણી વેગે વૃષ્ટી, થઈ બલિની દિવ્ય દ્રષ્ટી. કી. ૧૬
તેણેં વામન વિશ્વરૂપી દેખ્યા, પૂર્ણ ઓત પ્રોત પેખ્યા.
જેનો થઇ સક્યો નહિ નિરણે, ચર્ણ પોહોતો જલાવર્ણે. કી ૧૭
ત્યહાંથી દ્યુઃસરિત વેગે આવી, વિધિયેં પાત્રે ઠરાવી.
પદ આંવ્યે પૂજન કીધાં, અમરે ઓવારણા લીધાં. કી. ૧૮
તે જલ મેરૂએ આવીને દોડયું, દક્ષિણ હિમાચળે પોહોડયું.
તે શિવે લેઈ લટે ઉતારયું, કારય ભગિરથનું સારયું. કી. ૧૯
એમ ભગવચ્ચરણોદકી ઉતરયાં, જેણિયે પાપી પાવન કરયાં.
ભૂમીમાં રૂપેં એ મુક્તિ, જેની વિરલા જાણે યુક્તિ. કી. ૨૦
હરિયે બે પગલાંમાં સર્વ લીધું, ત્રીજું બલિ શિરેં દીધું.
બાંધતાં પોતે બંધાયા, દાસના દાસ કેહેવાયા. કી. ૨૧
નમ્યાં વિરંચિ વિંધ્યાવળી બલિ, પ્રહ્લાદાદિ નમ્યાં મળી.
જય જયરવ અતી ઉઠ્યા, બલિનેં ત્રિવિક્રમ ત્રૂઠ્યા. કી. ૨૨
આજ કાં આલસ આંણી, ભજનેં જડ જન જાંણી.
કૃષ્ણ કૃપા શિઘ્ર કરીયે, માહારો વેગેં કર ધરિયે. કી. ૨૩
પેહેલાં પકવ પ્રતીતિ દીજે, જેથી હૃદય માહારૂં રીઝે.
પતિત પાવન પાળો નાંમને, કરે ગ્રહી કૃષ્ણરામનેં. કી. ૨૪

વી૦ ૧૩ પા. ૨

## કીર્તન ૩૪૭ મું.

દેશી કેર.

# ૬ પરશુરામ ચરિત્ર.

કીર્તિયો કરિયે ભાર્ગવ રામનીરે, જ્યેથી ભવ ભય ભાગે દૂર;
જ્યારે બ્રાહ્મણના અપમાનનેરે, કરવા લાગ્યા ક્ષત્રી અસૂર. કી. ૧

ત્યારે જમદગ્ની રૂષીને ગૃહેરે, પ્રગટ્યા આપે અકલ ચરિત્ર;
જમદગ્નીનિ પત્નિ રેણુકારે, તેની કરવા કુક્ષિ પવિત્ર. કી. ૨
એક સમે હૈહયના ગોત્રનોરે, શશી વંશી જયે સહસ્રાર્જુન;
દત્તાત્રેય હરીને સેવિનેરે, માગ્યો વર માને જયમ મંન. કી. ૩
સહસ્ર ભુજા મુજને હોયે મહા બલીરે, એક અચુત પુત્રોનું વૃંદ.
આજ્ઞાભંગ આ અવની તલેરે, ગાત્ર નિરોગી અભયાનંદ. કી. ૪
દિતિજ દનુંજ ક્ષત્રીને દેવતારે, ઉરગાદિકથી ન મરૂં આપ;
સકલ વિષય સિદ્ધિ ઘરમાં વસેરે, રાજ તેજનો પ્રૌઢ પ્રતાપ. કી. ૫
દત્તાત્રેય કહે સઘળુ હશેરે, તે સહુ સુખ સાગર તું ક્રીડ્ય;
પણ તે તાવત રેહેશે જયહાં લગીરે, ગૌબ્રાહ્મણને ન કરે પીડ્ય.
કી. ૬

એમ શુણી તે અતુલ બળિયો થયોરે, કરતો સકલ ભૂમિનું રાજ્ય;
રેવા જલ રોકયું ભુજ સહસ્રથીરે, રાવણ સરખો આવ્યો વાજ્ય. કી. ૭
એહેવો અખંડ મહીમા અનુભવેરે, એકવાર એહ ગયો વનમાંહ;
મહતિ સેનાસહ કોય કારણેરે, પોહોચ્યો જમદગ્ની વસે જયાંહ. કી.૮
આવ્યો શુંણીને બોલ્યાં રેણુકારે, એહેની સ્વાગત કરો રૂષીરાય;
એની સાથ્યે સગપણ આપણેરે, આવ્યો જમ્યા વિના ન જવાય.
કી. ૯

ત્યારે મુનિ કહે મરજી આપનીરે', બાકી એ કરવું અઘટીત;
એ છે ઉન્મત્ત રાજ્ય તણે મદેરે, માટે આદરશે એ અનીત. કી. ૧૦
સ્રી કહે એમ કરશે શુ નૃપ થઇરે, એ ગૌબ્રાહ્મણનો પ્રતિપાલ;
એમ કહી આમંત્રણ નૃપને કર્યુ રે, સેન સહિત આવ્યો તતકાલ.
કી. ૧૧

ત્યારે કામદુગા ગૌને કહેરે, જમદગ્ની મન માંની વાત;
સહુને આપ્ય ચતુર્વિધ અન્નનેરે, તું છે વિશ્વ સકલની માત. કી.૧૨
કેહેતાં ભોજન આપ્યું સર્વનેરે, મન માન્યાં પૂરીને પાત્ર;
સર્વ પ્રકારે સહુને પોખિયારે, અતિ આશ્ચર્ય થયાં જન માત્ર. કી.૧૩
રાય વિચારે આવડું કયહાં થકુંરે, ભિક્ષુક બ્રાહ્મણ પાસે ધંન;
હું નૃપ પણ આવડું મજને નહિરે, લેવા શોધી પઠાવ્યા જંન.
કી. ૧૪

કામદુગા ગૌ રત્ન લહી નૃપેરે, તે બિન આજ્ઞા ગ્રહી બલાત;
ચાલ્યો ગૌને લેઈ માહીષ્મતીરે, આક્રંદન કરતી સાક્ષાત. કી. ૧૫

વત્સવતી તે વાસ્ત્રાવિલપતીરે, એવું શુંણી તે પરશુંરામ;
ધાયા અજીન ઓઢીને *એણુનુંરે, સાચવવા ગોપાલક નાંમ. કી. ૧૬
કપરો કુઠાર કરમાં સાહિનેરે, અક્ષય ઇષુધી ચાપ અભંગ;
ભાર્ગવ બ્રહ્મચારીના વેષથીરે, અતિ અનુપમ તેજસ્વી અંગ. કી.૧૭
ધરતાં અંધ્રિ ધરણી ધ્રુજતીરે, કોપીત ભૃકુટી જ્યમ કોદંડ;
કોટી રવી શી ધરી કટાક્ષનેરે, †રવથી કંપ્યા દિગ્ગજ ગંડ. કી. ૧૮
માહિષ્મતિના પતિથી બોલિયારે, ચાલ્યો જાયે શું ગૌના ચોર;
ગૌ બ્રાહ્મણ પાલક થઈ દ્રોહો કરેરે, જડમતિ જોઉંછું તાહારૂં જોર.
કી. ૧૯
વેદ વદે મુખ હરિનું વિપ્રનેરે, ગૌ બ્રાહ્મણના પ્રભુ પ્રતિપાળ;
એ સાથે કાં અવજ્ઞા આદરીરે, કિતપ જાણ્ય આવ્યો તુજ કાળ.કી.૨૦
એહેવું શુણી અવનીપતિ કોપીયોરે, સેન સહિત આદરિયું યુદ્ધ;
એક ઉપર અનેક આવી પડ્યારે, ત્યારે રામે ધરચાં આયુદ્ધ. કી.૨૧
આ યોધન ભૂમીમાં એકલારે, બહુ વિધના વરસાવે બાણ;
કર કાપ્યાં હૈહયના કુઠારથીરે, કીધું કટકનું કચરઘાંણ. કી. ૨૨
સહસ્ત્રાર્જુનનુ શિર પણ કાપીયુંરે, એ જોઈ નાઠા પુત્ર અયુત;
કામદુઘા લીધી રામે કરેરે, એહેવું કાર્ય કરી અદ્ભૂત. કી. ૨૩
સૂંપી તાત માતને તે જઈરે, પ્રિછયો પિતાયે પુત્ર પ્રતાપ;
બોલ્યા આ શું અઘટિત આદરયુંરે, પૃથ્વી પ્રદક્ષણાથી તરચ પાપ.
કી. ૨૪
એ આજ્ઞા માંની અવની ફરયાંરે, એક વર્શમાં આવ્યા ઘેરચ;
નિષ્પાપી પણ કીધી નિઃકૃતીરે, પાછળથી પછી શી થઇ પેરચ. કી.૨૫
એક સમે અર્જુન સુત આવિયારે, લેવા સમિદ ગયા વન રામ;
સૂનું જોઈ શિર જમદગ્નીતણુ રે, વૈરે કાપ્યું હવા હરાંમ. કી. ૨૬
રડતાં રેણુકા ઉર તાડન કરેરે, મુષ્ટી એક વિંશતીવાર;
હાહા રામ કહ્યું તે ત્યહાં શુણ્યુંરે, વેગે આવ્યાં સર્વ કુમાર. કી. ૨૭
આતે અઘટિત કોણે આદરયુંરે, એમ શુંણી બોલ્યા રેણુકા માત;
સુત અર્જુનના શિરને લેઇ ગયારે, નાકેહેતાં પણ કરીને ઘાત.કી ૨૮
એમ શુણીને અશ્રું આવિયાંરે, હાહા તાત કહી રડ્યા બાલ;
રામે સહુને રડતાં રોકિયાંરે, પોહોચ્યા માહીષ્મતિ તતકાલ. કી. ૨૯

---

* મૃગનું. † શબ્દથી.

અર્જુનસુત સહુના શિર કાપિયાંરે, તેનો કીધો અટંબર એક;
વળતાં વસુધાતલ સઘળે ફરચાંરે, મારચાં અધરમી ક્ષત્રી અનેક.
કી. ૩૦

મુષ્ટી ગણિયો રામે મા તણીરે, અવની ફરીયાં એટલી વાર;
ગૌ બ્રાહ્મણના દ્રોહી મારીયાંરે, ભૂમીનો ઉતારચો ભાર. કી. ૩૧
આશ્રય આવ્યા એટલા ઉગરચાંરે, કેવા ગુપ્ત થયા સ્ત્રિયમાંહ;
રામે તાત તણું શિર આણિયુંરે, કરી સંધાન જીવાડ્યા ત્યાંહ.
કી ૩૨

ક્ષત્રિયના શ્રોણિતના હ્રદ કરચાંરે, કુરૂક્ષેત્રમાં કલિમલ હારી.
પ્રાયશ્ચિત્તના યજ્ઞ કરચા પછીરે, મહાયશ વસુધાતલ વિસ્તારી. કી. ૩૩
તાતને રૂષિમંડલમાં રાખિયાંરે, એહેવા અદ્‌ભૂત કીધા કરમ;
મજમાટે આજ કયહાં જઇને વસ્યાંરે, પતિતતણા પાવન તમે પરમ.
કી. ૩૪

હવેતો હેત કરી હાથે ગ્રહોરે, વૃત્તી માહારી કરી વિતૃષ્ણ;
આપો ઉત્તર અરજી અનેકનોરે, કૃષ્ણરામ શું બોલો કૃષ્ણ. કી. ૩૫
વી૦ ૪ પા૦ ૮

## કીર્ત્તન ૩૪૮ મું.

દેશી ૮૨.

# ૭ શ્રી રામ ચરિત્ર.

શ્રી રઘુનાથતણો યશ ગાઇયે, ચિંતન ચરણકમળનું ધ્યાહિયે;
કીર્તન કરીને કૃતારથ થાઇયે. શ્રી. ૧
અસુર ભાર અવનીતલે વાધ્યો, બલવંત ધર્મ સનાતન વાધ્યો;
સંતનો જ્યારે યોગ ન સાધ્યો. શ્રી. ૨
ભૂમી ગઈ ત્યારે બ્રહ્માની પાસે, સૂરભીરૂપે ભરાતી શ્વાસે;
હે બ્રહ્મન્ હવે શી ગતી થાશે. શ્રી. ૩
વદે વિરંચી ધીરજય ધરીયે, ક્ષીરસમુદ્ર અમે સંચરીયે;
કમલાના કાંતને વિનતી કરીયે. શ્રી. ૪
એમ કહિ સુર સઘળા મળિયા, પયોનિધી તણી તીરે પળિયા;
સંસ્તુતિયે સેવ્યા સાંમળિયા. શ્રી. ૫
ધ્યાંને વિરંચી સમજ્યા વાણી, દેવોને તે જણવી તે જાંણી;

કેશવજી જ્યે બોલ્યા કલ્યાણી. શ્રી. ૬
પૂર્વે તમારી હું પીડા જાણું, જગત અધર્મે જ્યે અકળાણું;
એ અસુરોનો હું અંતજ આણું. શ્રી. ૭
ત્રિપુરારિયે લહી કષ્ટ તમારૂં, વર આપતી વેળા રાખ્યું છે બારૂં;
માટે માનવ થઇ હું રાવણ મારૂં. શ્રી. ૮
સુર અવતાર ધરો વાનરમાં, પાસે રેહેજ્યો સુને તે અવસરમાં;
હું પ્રગટીશ દશરથના ઘરમાં. શ્રી. ૯
વ્યૂહ ત્રણ્ય સહિતા હું આવીશ, રામચંદ્ર નિજ નાંમ ધરાવિશ;
બલવંત માહારૂં બિરૂદ બતાવીશ. શ્રી. ૧૦
...હાલક્ષ્મીને જનક ઘર જોડીશ, તે વરવા ત્ર્યંબકધનુ ત્રોડીશ;
... મદ પરશુરામનો મોડીશ. શ્રી. ૧૧
યજ્ઞઘાતી રાક્ષસને મારીશ, પદરજ સ્પર્શે અહલ્યા તારીશ;
તાત તણી આજ્ઞા શિર ધારીશ. શ્રી. ૧૨
સીતા લક્ષ્મણ સહ વન રહીશું, નાસિકા સુર્પણખાના ગ્રહીશું;
ખર દૂષણ ત્રિશરાદીનેં દહીશું. શ્રી. ૧૩
રાવણ વૈરનું કારણ કાહાડીશ, અવની સુતા અનલે સંતાડીશ;
છાયા જાનકીને સંગે રમાડીશ. શ્રી. ૧૪
માયિક મારિચ મૃગને મારીશ, દાર હારિ રાવણને ધારીશ;
સીતાની શોધ લેવાને સુધારીશ. શ્રી. ૧૫
જટાયુને મારો કરી સ્થાપીશ, કબંધ રાક્ષસના કર કાપીશ;
શબરીના બદરી જમી વર આપીશ શ્રી. ૧૬
અર્કે અવતર્યો હશે જ્યે દિવસથી, સખ્ય કરીશ હું તે સુગ્રીવથી;
વાલિ વિટલને મારીશ જીવથી. શ્રી. ૧૭
ધરણીતળે જ્યહાંજ્યહાં પદ ધારીશ, ત્યહાંત્યહાં તીર્થ કરી જન તારીશ;
વિષ્ણુ ભક્તિનો માર્ગ વધારીશ. શ્રી. ૧૮
વાયુપુત્રને મુદ્રિકા આલિશ, તે દ્વારા લંકાને બાળીશ;
વાનરોને ઘટેં સત્તા ઘાલીશ. શ્રી. ૧૯
સેન સહિત જાશું સિંધુતટ, શરણ વિભિશણનેં લેઇશ ચટ;
કપી કરે સેતુ રચાવીશ ચટપટ. શ્રી. ૨૦
ઇંદ્રજીત સૂંપીશ લક્ષ્મણનેં, હું હણીશ ઘટકરણ રાવણનેં;
લંકાપતી થાપીશ વિભિશણનેં. શ્રી. ૨૧

જાનકી અગ્નિથી લેઇશ સંગ, મધ્યેથી સેતુને કરશું ભંગ;
આવિ અયોધ્યા વધારીશ રંગ. શ્રી. ૨૨
ભરતાદિકના શોક સમાવિશ, ગુરૂજન સહુને શીશ નમાવીશ;
રાજ્ય રૂડું કરી પ્રજા રમાવીશ. શ્રી. ૨૩
કર્મ ભક્તિ જ્ઞાનાદિ બતાવીશ, અધર્મ માર્ગ સકલને હઠાવીશ,
ત્રેતામાં કૃતયુગ વરતાવિશ. શ્રી. ૨૪
પ્રાણિને તારવા કીર્ત્તિ પ્રકાશિશ, અવધપુરી જન સ્વર્ગે વાશિશ;
સ્વધામ જઈ માહરૂં રૂપ પ્રકાશિશ. શ્રી. ૨૫
એહેવાં વચન સુંણી દેવજ હરખ્યા, પૂષ્પતણી વરસાવી વરખા;
દેવ અવતરયા આજ્ઞા સરખા. શ્રી. ૨૬
ચૈત્ર શુકલ નવમી મધ્યાંને, રામચંદ્ર પ્રગટ્યા નિજ બાને;
ગુણ પ્રગટ્યા તે ગવાયા ગાને. શ્રી. ૨૭
કૃષ્ણરામ કહે કૃષ્ણને ગાતાં, ચિંતન વાધે નિત્ય ચઢિયાતાં;
મરણાદિક નાસે મદમાતાં. શ્રી. ૨૮

વી૦ ૬ પા૦ ૫

## કીર્ત્તન ૩૪૯ મું.

### દેશી ફેર.

# ૮ શ્રી કૃષ્ણ ચરિત્ર.

આજ વધાઈ અનૂપમ મંગળ, ભૂતળ પ્રગટ્યા શ્રીભુવનેશ;
પૂરણ બ્રહ્મ સ્વયં પુરૂશોત્તમ, રમા રમણ જ્યે છે રૂષિકેશ. આ. ૧
પૂર્ણેંદુ જ્યમ પ્રાચિયેં પ્રગટે, દેવકસુતાથી એમ એ દેવ;
ઉદયું ધામ વિષે ઉજ્વાલું, એહેવાં અંગોઅંગ અવેવ. આ ૨
અવલોકયા વસુદેવેં અદ્‌ભુત, અર્ભક અંબુજ નેત્ર વિશાળ;
ચાર ભુજાયેં શંખ સુદરશન, ગદા ધનુષ શારિંગ કરાલ આ. ૩
શ્રીવત્સ વક્ષ કંઠ કૌસ્તુભમણિ, પીતાંબર પરિધાન પવિત્ર;
જલપૂરિત જ્યમ જલદનિ શોભા, વપુની શોભા એમ વિચિત્ર. આ. ૪
મણિમય રચિત કિરીટ મસ્તકે, મકરાકૃત કુંડલ છે કાંન;
તેની કાંત્તિથી અલક પીવળા, ગંડ ઉપરી સ્યામલવાંન. આ. ૫
કટિ કિંકિણી ઘુઘરૂ રવ ગર્જીત, બાહુએ બાજુબંધ જડાવ;

કડાં પૂહુચિયો પરમ અનૂપમ, વસુદેવને જોઈ ઉપનો ભાવ. આ. ૬
મનસંકલ્પ વડે વસુદેવે, ગૌ દશ સહસ્રનું કીધું દાન;
જય જય શબ્દ જગતમાં જાગ્યો, ગુણિ જન ગાવા લાગ્યા ગાંન.
આ. ૭
દિશાઓ નિર્મળ ને નિર્મળ નભ, નિર્મળ યમુનાદિકનાં નીર;
નિર્મળ જનનાં નિર્ભય મન થયાં, નિર્મળ પ્રગટ્યા શ્યામ શરીર.
આ. ૮
દેવ દુંદુભિ દિવિયે વાજ્યાં, કુસુમ ગંધ વરસ્યા ભરપૂર;
નૃત્ય કરે નર્ત્તકિયો સુરની, ઉછળી ઉછળી ઉઠે અસૂર. આ ૯
મંદ મંદ ગરજે સહુ સાગર, ઝીણિ ઝીણિ બુંદે વરસે મેહ;
અગ્નિહોત્રના ઘરના અગ્નિ, દિવ્ય થયા જાણયે પ્રગટ્યા દેહ. આ. ૧૦
સૂકાં દ્રૂમ તે થયાં સપલ્લવ, અવનીનેં ઉપજ્યા અંકૂર;
અમરોને આણંદ ઉપનો, દુઃખ ત્રિવિધનાં ભાગ્યાં દૂર. આ. ૧૧
શ્રાવણ માસની અસિત અષ્ટમી, વાસર સૌમ્ય રોહિણિ રૂક્ષ;
સિંહ સ્થિત સવિતા વૃષ લગ્નેં, અર્ધનિશી હવા સમક્ષ્ય આ. ૧૨
એહેવા આંખ્ય આગળ મુંને આવો, હૃદયે સદા રહો રૂપ રસાલ;
કિંકર માંનિને કૃષ્ણરામની, પક્ષ કરીને કરો પ્રતિપાલ. આ. ૧૩
વી. ૨૨ પા. ૯

## કીર્તન ૩૫૦ મું.

નંદરાણિયે નિરખ્યા નંદન, યશોદા ઝટ દેઈ જાગ્યાંરે;
અનુપમ અરભકનેં અવલોકી, જય જય કેહેવા લાગ્યાંરે. નં. ૧
જય જયરવ શુંણિ નંદજી જાગ્યા, આનંદ ઉર અતી વાધ્યોરે;
શું જાંણું આ શા શા સુકૃતથી, સુખસાગર ઘેરય સાધ્યોરે. નં. ૨
ગોકુળ ગામમાં મંગળ ઘરઘર, જાંણ્ય થઈ સહુ જનનેંરે;
મહા મંગળ વાધ્યું સહુને મન, જ્યમ મળે મણિ નિર્ધનનેરે નં. ૩
બારણે મુક્તા તોરણ બાંધ્યાં, ચિત્રેં સદન ચીતરીયાંરે;
નવરંગે ગૌ વત્સને રંગ્યાં, અબળાયે આભરણ ધરીયાંરે. નં. ૪
વિવિધ વસ્ત્રથી વપુનેં સુમારી, ગોપ ગોપિકા દોડેરે;
અરભકને ઓવારણાં લેઈનેં, કૃષ્ણને સહુ કર જોડેરે. નં. ૫
અમ અનાથ જનનું પરિરક્ષણ, કુંઅર સદા તું કરજ્યેરે;

ગોપીજન કહે ગોકુળપતી તું, વૃત્તિ અમારિને વરજ્યેરે. નં. ૬
એમ કહી જન ભેટ્યજ અરપે, ગાંન ગાવતાં નાંચેરે;
છાંટે પરસ્પર દહિને હલદિ, રૂપ જોઈ જોઇ રાચેરે. નં. ૭
માંહોમાંહિ કરતાં મહોત્સવ, નંદ મેહેલે સહુ મળિયાંરે;
નંદજી સહુને આપે વધાઈ, વચન સકળનાં ફળિયાંરે. નં. ૮
અવની સૂર આશિશ વદે સહુ, લ્યે મન ગમતાં દાંનરે;
વરષંનિ પેરચે નંદજી વરસે, સહુને કરે સન્માનરે. નં. ૯
દેવ દુંદુભિ દિવિયે વાજે, નારદ વાહે વીણારે;
નર્ત્તકિયો નર્ત્તન કરિ ગાતી, સ્વર આલાપી ઝીણારે. નં. ૧૦
વિમાન પંક્તિથી કુસુમજ વરસે, વળિ ચંદન વરસાવેરે;
દેવ સકળ દરશનને કારણ, અહિર બની બની આવેરે. નં. ૧૧
ગોકુળ ગામમાં ઘર ઘર મંગળ, શ્રીયે કરચો ત્યાં વાસરે;
વૈકુંઠથી શોભા થઇ વધતી, પુરૂષોત્તમને પાસરે. નં. ૧૨
શું વરણું વરણી ન સકાયે, મહિમા જેનો અનંતરે;
વ્રંદાવનવાસી સચરાચર, સહુ કેહેવાણા સંતરે. નં. ૧૩
કિંચિત્કરૂણા નજર કરીને, ઉર ઐશ્વર્ય ઉઘાડોરે;
કૃષ્ણચંદ્ર હવે કૃષ્ણરામને, બુદ્ધિ સજીવ સુંધાડોરે. નં. ૧૪

વી. ૨૨ પા૦ ૧૦

## કીર્તન ૩૫૧ મું.

દેશી ફેર.

# ૯ બૌદ્ધ ચરિત્ર.

બૌદ્ધરૂપ જગન્નાથનીરે, કરૂણા થવાને કાજ,
ગાઇયે કીર્તિયોરે, સાચવે સેવકની સાથનીરે;
લાખેણી જયે લાજ, ગાઇયે કીર્તિયોરે. ૧
પુરૂશોત્તમ પુરીમાં વસેરે, પ્રત્યક્ષ જયેહિની પ્રતીતિ. ગા૦
દિવ્ય જયેનો યશ દિગ્ દસેરે, ભાગે જયે ભવની ભીતરે. ગા૦ ૨
પૂરણ મહિમા પ્રસાદનોરે, વિધિ નિષેધથી પર, ગા૦
માનવની મરીયાદનોરે, લક્ષ નહિ જ્યહાં લગાર. ગા૦ ૩
માનવ મન કરી જો મળેરે, એકવાર લ્યે દરશંન. ગા૦

બલવંત કર્મ તેહેના બળેરે, પતિત તે હોય પાવન. ગા૦ ૪
પતિત પાવન જયેહેના બિરૂદનેરે, જાણે તે વિરલા કોય. ગા૦
દોષ સકલના દરદનેરે, ધ્યાંને કરી જયે ધોય. ગા૦ ૫
આ અવની મહાં આ સમેરે, દ્વજધારી જયે ધાંમ. ગા૦
નાથના પદ પંકજને નમેરે, કર જોડી કૃષ્ણરામ. ગા૦ ૬

વી૦ ૧૧ પા૦ ૨

## કીર્ત્તન ૩૫૨ મું.

દેશી ફેર—"શ્રી રઘુનાથ તણો૦" ચાલ.

# ૧૦ કલ્કિ ચરિત્ર.

કલ્કિ સ્વરૂપની કીર્તિયો કરીયે, જેને પ્રતાપે અધર્મને તરીયે;
વૃત્તિવડે પદ પંકજે ઠરીયે. ક૦ ૧
કલિ અંતે જ્યારે સુકર્મ કટશે, વરણસંકર જન થઈ વટવટશે;
ત્યારે જયે રૂપ ધરીને પ્રગટશે. ક૦ ૨
મારશે જયે મહા મ્લેચ્છ મોટાને, ખુંટી નાંખશે ખલોને ખોટાને;
તારશે ચરણમાં ચિત્ત ચોટાને. ક૦ ૩
અશ્વ અનુપમ ઉપર ચઢશે, ભ્રષ્ટ ભૂપોની સાથે ભટશે;
પ્રેમી જનોની નજરે પડશે. ક૦ ૪
એવડી અવધ્ય કયમ આદરી મોડી, દાસ માટે ઘટે આવવું દોડી;
કૃષ્ણરામ કહે નિત્ય કર જોડી. ક૦ ૫

વી૦ ૧૧ પા૦ ૧

## કીર્તન ૩૫૩ મું.

રામાયણનો સાર.

કીર્તિયો શ્રીરઘુનાથની કરીયે, જયે થકી સહજ ભવાંબુધિ તરિયે;
વેદશાસ્ત્ર જેને નિત્યે વિખાણે, ઓલખાય જયે અનુભવ ઓળખાણે.
કી. ૧
યશ જયેહેનો વાલ્મિકિયે ગાયો, વિશ્વ વિશે ભરપૂર ભરાયો;
જેણે દશરથ ઘર તનું ધારી, અવતરતાં બ્રહ્મહત્યા ઉતારી. કી. ૨
ભરત શત્રુહણ લક્ષ્મણ સાથ્યે, ભૂમિનો ભાર ઉતારવા હાથ્યે;
જયેણે રઘુકુળ સરવ વિકાશું, પ્રથ્વીમાં પુત્રનું નામ પ્રકાશ્યું. કી. ૩

જેણે સુર વાનર અવતારચા, રાવણાદિકના ભયના ભારચા;
જયેણે કાકભુશંડીને રમતાં, માયા દેખાડી ભાંખોડિયા ભમતાં. કી. ૪
જયેનું રૂપ રંગીલું જોઇ, સહુ નરનારિ રહ્યાં મન મોહિ;
જયેણે બાલચરિત્ર રમાડી, પૂરણ પ્રિતી સહુને પમાડી. કી. ૫
જેને માત કોશલ્યા રમાડે, જોઇતિ વસ્તુ હાથ્યે જમાડે;
આલિંગન કરિ અંકમાં એહેતી, ભવતારકને ભાંમણા લેતી. કી. ૬
અંબરે રહિને અમર એમ બોલે, કોહોનું ન પુણ્ય કૌશલ્યાને તોલે;
એમ મોટે થતે ઉપવિત આપ્યું, વાહાલપણું સહુને મન વ્યાપ્યું. કી. ૭
વિદ્યા વશીષ્ટ થકે બહું ભણિયા, જકતગુરૂયે તે ગુરૂ કરિ ગણિયા;
કર પછિ ચાપ સાયકને ધરિયાં, અક્ષય ઇષુધિયે સહુ શરભરિયા.
કી. ૮
કૌશિક સંગ જઇ બે ભ્રાતા, મારચા નિશાચર મદના માતા;
સ્થાપેથી સુંદરિ થઇતિ શલ્યા, ચરણ રજે તે તારિ અહલ્યા. કી. ૯
માંન મહિપ માત્રોનું મોડયું, તરત જનકઘર ત્ર્યંબક ત્રોડયું;
જાનકીયે મનમાં જયે ધરિયા, વળતા તે વસુધા સુતાને વરિયા. કી. ૧૦
ભાર્ગવરામનું ધનુષ ધરિને, સ્વક્રિય સત્તા તે લીધિ હરીને;
વનગયા તાત વચન સિદ્ધ કરવા, ભૂમીના ભાર અતુલને હરવા. કી. ૧૧
સીતા સહીત લક્ષમણ લેઇ સંગે, રટતા તે રૂષિને રમાડ્યા રંગે;
વાલ્મિકીજી રૂષિના વનમાં, પરણકુટિ બાંધિ નિર્જનમાં. કી. ૧૨
ત્યહાં ભરતાદિક મળવા આવ્યા, તાત તણા સમાચાર શુણાવ્યા;
સ્નાંન કરિ પછિ પિંડજ આપ્યા, દશરથના ભવ ભયને કાપ્યા.
કી. ૧૩
કૈકેઈ માત એકાંતે તેડિ, કરણમાં જ્ઞાન રસાયણ રેડિ;
કૌશલ્યાને સુમિત્રા એ બેના, શિક્ષાથી શોક નિવારચા તેહેના. કી. ૧૪
ભરત શત્રુહણને સમજાવ્યા, ભાષા બંધે ભાવિને ભજાવ્યા;
પાદુકા આપિને પાછા વેળાવ્યા, ભરતાદિક નિજ નગરે આવ્યા.
કી. ૧૫
પોતે પછિ પંચવટિયે પધારચા, મારગે કઇ રાક્ષસને મારચા;
ગૌતમિ ગંગાને તટે વશિયા, રાઘવ ભક્તના રંગના રશીયા. કી. ૧૬
ત્યહાં એક રાવણ ભગની આવી, સુંદરિ થઇને માહા માયાવી;
એ જીવલોચન નરને જાંણી, બોલિ તે મુજને કરો પટરાંણી. કી. ૧૭

રાવણ વૈર ઉપજવાને કાજ્યે, અનુજને સાંન કરિ માહારાજ્યે;
લક્ષ્મણે કરણ નાસિકા કાપ્યા, સૂર્પણખાને સંકટ વ્યાપ્યા. કી. ૧૮
જઇ કહ્યું ત્રિશિરા ખરદૂષણને, તે હણવા આવ્યા લક્ષ્મણને;
ચૌદ અચુત રાક્ષસની સાથ્યે, હરજીયે તેમ્ને હણીયા હાથ્યે. કી. ૧૯
વળતિ સૂર્પણખાં ભરિ શ્વાસે, રડતિ ગઇ રાવણને પાસે;
જઈ કહ્યું રઘુવર વનમાં આવ્યા, સુંદરિ સંગ સીતાને લાવ્યા. કી. ૨૦
તે તુજ કાજ ગઇતિ લેવા, રઘુવર નર બેને દુઃખ દેવા;
જઈ મે જાનકિ નજરે જોયાં, એટલામાં કર્ણ નાસિકા ખોયાં. કી.૨૧
તાહારિ રાંણિયો મે સઘળિ જાંણિ, એ આગળ સહુ આણે પાણિ;
શુ બેઠો વંદલશ્યો વેશે, માંનજે રાજ્ય રાઘવ તાહારૂં લેશે. કી.૨૨
જો હોય મરદ તો ઉધમ કરચને, સીતા સોહાંમણિને તુ હરને;
એમ શુણી રાવણે મારિચ મામો, માયિક મૃગ કરી મોકલ્યો સાહામો.
કી. ૨૩
એહેવી વાત રાઘવજીયે જાંણી, અનળમાં ગુપ્ત કરયાં નિજ રાંણિ;
છાયા જાંનકી કૃત્તિમ કરિયા, તેહેના લોચન મૃગ જોઇ ઠરિયાં. કી. ૨૪
તે કહે રાઘવને આણિ આપો, મૃગ એ માહારે સમીપે સ્થાપો;
એહેની કનક સરિખિ કાયા, તે જોઈ મુજને ઉપજી માયા. કી. ૨૫
રામ કહે એ મૃગ નહિ રાક્ષસ, માઇક ઉપર ધરિયે નહિ રસ;
જાંનકિકહે કહ્યું માહારૂં ન ચાલે, કેહોનેકહુ જે મૃગ આણિઆલે.
કી. ૨૬
માહારાં માતપીતા રહ્યાં દૂરી, સસરે તો ભટકાવ્યા ભૂરિ;
કોણ જનમનિ આ માહારિ કરણી, આત્મારામની સંગે હું પરણી
કી. ૨૭
જાંનકિના એહેવાં વચનોને જાંણિ, રામે અનુજને સુપ્યાં રાંણી;
બાંણ ભરિ મૃગ પાછળ ધાયા, માહા માઇકિને શું કરે માયા. કી. ૨૮
મરતાં માઇક મૃગ રવે ગાજ્યો, લક્ષ્મણ વીર ધરીને ધાજ્યો;
એ રવ શુણિ કહે સીતા સરજી, દોડોને શું બેઠાછો દિયરજી. કી. ૨૯
ભય લાગ્યો ભડકયા તવ ભ્રાતા, લક્ષ્મણ કહે સીતા ધરો શાતા;
માહારા ભાઇને ભય નહિ કોહોનો, શબ્દ એતો માયા મૃગ મોહોનો.
કી. ૩૦
લક્ષ્મણે શીક્ષા કહી જયે સવળી, તે શુંણિ જયાંનકિ બોલ્યા અવળિ

શું સકે ભરતે પઠાવ્યા તમને, રામ રંજાડિ હરવા અમને. કી. ૩૧
હું નહિ જીવતી કોય કર આવું, પતિના પેહેલાં પ્રાંણ પઠાવું;
એહેવાં ઓછાં વચન શુણિ લક્ષ્મણ, રિસાઈ નિચું જોઈને ગયા રણ.
કી. ૩૨
એટલામાં રાવણ વેશ ધરિને, આવિને જાનકી લીધાં હરીને;
હાહારામ કહીને રડતી, રાવણ અંસેથિ ઉછળિ પડતી. કી. ૩૩
તે સમે જટાયું પક્ષી આવ્યો, પંખોને પ્રાહારે રાવણને હરાવ્યો;
રીસ રાવણને હૃદયે વ્યાપી, પંખિની પાંખો ખડ્ગે કાપી. કી ૩૪
પીડિત પંખી ધરણી ઢળિયો, જાંનકિ લેઇને રાવણ વળિયો;
જાંનકીએ નિચું જોયું ઝાંખી, વાંનરો મધ્યે વિંટીયો નાંખી. કી. ૩૫
રૂષ્યમુક પરવતે વાંનર બેઠા, વાળિના ડરથી ન ઉતરે હેઠા;
રાવણે લંકામાં સીતા પેસારયાં, અશોક બાગને મધ્યે બેસારયાં.
કી. ૩૬
રાઘવે મારિચને મારયો રણ, વાટયે વલ્યા ત્યાંહાં મળિયા લક્ષ્મણ;
કહો સૌમિત્રી તમે શું જાંણી, કયમ આવ્યા મૂકી મમ્મરાણી. કી. ૩૭
કહે લક્ષ્મણ શું કરિયે રાઘવ, જાનકીને વચને લાગ્યો દવ;
કહે રાઘવ ઘટ કરીયે ઘાડું, અબળા માત્ર વચન વદે આડું. કી. ૩૮
વનિતાના વાકય સાંહાંમૂં નવ્ય જોઇયે, આપણો યશ આપણ ન
વગોઇયે;
જો કોય રાક્ષસ હરિને જાશે, તોતો આપણી લાજ લોપાશે. કી. ૩૯
નારિ એ નર માત્રોને બેડિ, તેહેને વન લાવ્યો છું તેડી;
એમ કહી બે જણ વાટયે વળતાં, દિઠા કુટિયે કાક કકળતા. કી. ૪૦
રાઘવે રાંણિને ન દિઠાં જ્યાહારે, આંખ્યો ભરાંણી આંસુને ધારે;
હા સીતે સીતેહા કરતા, નર નાયક નરવત્ આચરતા. કી. ૪૧
જયે છે સચરાચરના વાસી, અબળા અદિઠે થયા તે ઉદાસી;
વિશ્વ વિકાશ્યું જેને બોધે, તે સરવજ્ઞ સીતાને શોધે. કી. ૪૨
આવ્યાં જયહાં જટાયું લડથડિયો, રામ ઉચ્ચરતો નજરે પડિયો;
તેથી સીતાની શોધજ મળિયા, પક્ષીના પ્રાણ તનું તજી પળિયા.
કી. ૪૩
તેહેને આપ તણિ ગતિ આપિ, જન્મ મરણની વિપત્તિ કાપી;
જયેહેને નાંસવડે હોય મૂક્તિ, દરશને હોય તેહેમાં શી અયુક્તિ. કી.૪૪

ત્યહાં થકી રઘુવર આઘા ચાલ્યા, કબંધ રાક્ષસે બાથમાં ઘાલ્યા;
તેહેનો એક એક કર કાપી, નિજ સંગતિથી વિમુક્તિ આપી. કી. ૪૫
વળતાં શબરીને આશ્રમે પોહોતા, જનને કરૂણાદ્રષ્ટિયે જોતાં;
પ્રેમેથી બદરી ફળને પ્રાશી, શબરીને કીધી વૈકુંઠવાશી. કી. ૪૬
રૂષ્યમુક પ્રર્વતપાસ પધારયા, ઉપર બેઠા કપિ તેણે ધારયા;
સુગ્રીવ પાસે ચ્યાર પ્રધાન, નલ નિલ જાંબુવાન હનુમાન કી ૪૭
હનુમંત બટુ થઈ જોવા આવ્યા, ભક્તવત્સલ જાંણિ મન ભાવ્યા;
અંસે બેસારિને ત્યહાં આણ્યાં, જગદીશ્વર તે કપીયે જાંણ્યાં. કી. ૪૮
સખ્ય કરી સુગ્રીવને સુધારયો, વાળી વિટળ વાંનરને મારયો;
સુત વાળિ તણો શરણે આવ્યો, અંગદને યુવરાજ ઠરાવ્યો. કી. ૪૯
સુગ્રીવને નિજ રાજ્ય ઠરાવી, કપિની સેના ભેગી કરાવી;
ચોહોદિશ સીતાની શોધ્ય તલાસે, અષ્ટ વાંનર આવ્યા અંબુધિપાસે.
કી. ૫૦

શોધ ન લાભિ તે ધૃઝે છાતિ, ત્યહાં એક ગ્રધ્ર આવ્યો સ્વયંપાતી;
તેણે જટાયુની શુણી વાતો, બધુનું સ્નાંન કરી જળે નાહાતો.
કી. ૫૧

કપિયે રામનિ કીર્તિ શુણાવિ, પાંખો ફરી સ્વયંપાતીને આવી;
તેણે સીતાને દેખાડી લંકા, કપિ ધરે સિંધુ ઉલ્લંઘતાં શંકા. કી. ૫૨
વળતા હનુમત કપિ ઉછળિયા, જાંનકિમાતને બાગમાં મળિયા;
કપિ જોઇ સીતાને શંકા વ્યાપી, હનુમતે રામની મુદ્રિકા આપી.
કી. ૫૩

મુદ્રિકાને જોઈ પ્રણતિ કીધી, શીશે ધરી ઉર સાથ્યે લીધી;
કપિ કહે ભૂખે હાડ કડકડિયા, મા કહે વીણી જમો ફળ પડિયા;
કી. ૫૪

એટલી મા થકે આજ્ઞા પાંમી, વૃક્ષ સમૂલાં નાંખ્યાં ઉત્થાંમી;
વળતાં પટકિયાં પૃથ્વી સાથ્યે, ત્યહાંથી વીણી ખાધાં ફળ હાથ્યે.
કી. ૫૫

જાણ્ય થયું રાવણને જ્યાહારે, કેટલા યોધ મોકલ્યા વાહારે;
રામનું નાંમ દેઇ કપિ ગાજે, પુત્ર પ્રધાંન સેના કરિ પ્રાજે. કી. ૫૬
વળતી ઈંદ્રજીતે અસ્ત્ર સાધિ, નાગપાશેથી કપિ ગ્રહ્યો બાંધિ;
કપિનું મરણ કારણ તે શું છે, તૈલાક્ત વસ્ત્ર વિટિ લીધાં પૂછે. કી. ૫૭

બાંધીને લંકા ફેરવિયો કપિને, સળગાવ્યાં વસ્ત્ર ગયાં તે તપિને;
તે વેળા ઉછળ્યો હનુમત વાનર, લંકામાં લાહ્ય લગાડી ઘરઘર.
કી. ૫૮

હનુમત કેહે છે લંકાપતીને, રામને પાગ નમી સૂપ્ય સતીને;
નહિતર રાજ્ય તાહારૂં રેળાશે, પ્રાણ સહિત કુળનો ક્ષય થાશે.
કી. ૫૯

આ હું આવ્યાનિ જાંણ્ય નિશાંનિ, પાછળ આવશે જાનકી જાની;
એમ કહિ મણિ જાનકીથી લીધો, સાગર લંઘવા ઉછાળો દીધો.
કી. ૬૦

આવિને અષ્ટ તે એકઠા મળિયાં, રામને મળવા વાટચે વળિયા;
તેમણે રાયની બાગજ લૂટી, ખાધાં ખૂશીથી બહુ ફળ ચુંટી. કી. ૬૧

વલતા અષ્ટ વાંનર ગડગડીયા, રામને મણીસુંપી પગે પડિયા;
કપિ કહે લંકામાં સીતા દેખ્યાં, રાક્ષસના ભયથી પીડિત પેખ્યાં.
કી. ૬૨

તે દુઃખ દાવાનળ લેઈ પાસે, લંકામાં, લાહ્ય કરી મે દાસે;
કાહાવ્યું જ્યે વેહેલા મળો તો જીવું, નહિતો વિષ પડશે માહારે પીવું.
કી ૬૩

એમ શુંણી હનુમતથી ગઈ શંકા, સેન ચલાવ્યું દેઈને ડંકા;
કેટલીક જાતીના કીશ પૂંછાળા, ઉડતા ઉપરાઉપરી ઉછાળા. કી.૬૪

કેટલા રૂક્ષને મરકટ માહાલે, અંબરે ઉડતા આગળ ચાલે;
પદ્મ અઢાર સુભટ ત્યહાં મળિયા, સેનાને ભારે શેષ સલ સળિયા.
કી. ૬૫

તે સર્વ સિંધુ કિનારે, આવ્યા, લકેશના ચોકિદાર ઉઠાવ્યા;
ક્રોધકટાક્ષથી તપિયો સિંધુ, આવિ નમ્યો ત્યહાં અનાથબંધુ. કી. ૬૬

જીવોને ઇશ જણાવવા હેતુ, સ્વામીયે સિંધુ સિરે રચ્યો સેતુ;
લંકાપતિને ખબરચજ આપી, રાવણે વિભિષણ પૂછ્યા બોલાવી.
કી ૬૭

કોહોજી ભ્રાતા હવે શું કરવું, આપ સલ્હા આપો તે આદરવું;
ત્યારે વિભિષણ બોલ્યા વાંણિ, ત્યહાં આવ્યા તે રથાંગવાણિ. કી. ૬૮

જયેનિ આજ્ઞા ઉલ્લંઘી ન જાયે, જયેનો સંકલ્પ તે ત્યમ થાયે;
જે છે સૃષ્ટિસ્થિતિલયકારી, જયેના ગુણ ગાય શ્રીત્રિપુરારિ. કી. ૬૯

જેણે સેતુબંધ રામેશ્વર, સ્થાપ્યા તે હરિને વાહાલા હર;
એમની જાનકી જઈને આલો, ભુજબંધ બાંધીને મળવા ચાલો.
કી. ૭૦

કીધિ અવજ્ઞા બક્ષીશ કરશે, અભય કરાંબુજ મસ્તકે ધરશે;
નહિતર સર્વનો કાળજ ખુટયો, કુણ જાય કાળના કરથી છૂટયો.
કી. ૭૧

એહેવી સરસ શુંણિ શિખામણ, કોપ કરી પછી બોલ્યા રાવણ;
રંક શું રિપુની વરણે સત્તા, જા ઉઠ્ય એમ કહિ મારી લત્તા.
કી. ૭૨

વિભિષણે રાવણને જોઇ રૂઠ્યા, ચ્યાર પ્રધાન સહિત તે ઉઠ્યા;
તે ગયા અશરણ શરણને પાસે, ચરણ શરણ થયા દ્રઢ વિશ્વાસે.
કી. ૭૩

આવો લંકેશ્વર ભલે આવ્યા, રાઘવે આદર કરી બોલાવ્યા;
શરણ આવ્યા તેને અમે વહિયે, તેમનુ અનિષ્ટ થાય ન કહિયે.
કી. ૭૪

જે જન છે માહારા વિશ્વાસી, તેની કાળ કરે નહિ હાંસી;
અવગુણ મૂકી અમે ગુણ ગ્રહિયે, પ્રણતપાળ એહેવાંબિરૂદ વહિયે.
કી. ૭૫

એમ કહિ રાઘવે સેન ચલાવ્યું, વાંનરે લંકા નગર હલાવ્યું;
તે જોઇ સંગ્રામે આવ્યો રાવણ, રક્ષોરામને યુદ્ધ હવું દારૂણ. કી. ૭૬

અગણિત સેન રાવણનું માર્યું, રાઘવે રાક્ષસ કુળ સંહાર્યું;
ભાઇ ભત્રિજા ભાંણેજા જમાઈ, તે સહુ મુક્તિની લાભ્યા કમાઇ.
કી. ૭૭

કુંભકરણ રાવણ ઇંદ્રજીત, જયેહ હતા સુરાસુરોથી અજીત;
તે ઇંદ્રજીતને લક્ષ્મણે રોળ્યો, કુંભકરણ રામે રગદોળ્યો. કી. ૭૮

રાવણને પણ હણિયા રામે, દેવ અદેવ હતા જેને નાંમે.
દેવ વિમાનેથી પુષ્પોને વરખે, જય જય રામ કહી મન હરખે.
કી. ૭૯

વિભિષણને સર્વ સૂંપી રિદ્ધિ, સીતાને શ્રીરાઘવજીયે લીધી;
સધરૂં કરવા અગ્નિમાં ઘાલ્યા, અગ્નિએ અસલ હતા તે આલ્યા.
કી. ૮૦

જાનકિ સંગે શોભી જોડી, મધ્યેથી સેતુને નાંખ્યો તોડી;
તે સતી સીતાને સંગે લેઇ, પૂષ્પકે ચઢ્યા હુદાગા હેઇ. કી. ૮૧
સર્વે સુભટને લીધા સંગે, રાઘવ આવ્યા અયોધ્યા રંગે,
ભરત શત્રુહણુને તે મનાવ્યા, ખુઠા થયાતા તે ધર્મે બનાવ્યા.
કી. ૮૨
નિષાદ મિત્રને લાંહાંણુજ આપી, રહિયત સરવને પ્રીતિ વ્યાપી;
માતાને નમિયા ઉતરી હેઠા, ગુરૂ આજ્ઞાયે ગાદિયે બેઠા. કી. ૮૩
યજ્ઞ કરયા અશ્વમેધાદિ આપે, નિષ્પાપિ ન લિપાયા પાપે;
ધરમની લીક સકલ વરતાવી, ઉતારયા ભાર અવનીયે આવી. કી. ૮૪
શીક્ષા કહી રામે સભાસદને, પૂષ્પક પોહોચાડયું શ્રીધનદને;
લોકને તારવા યશને વધારયા, પ્રજા સહિત નીજ ધામ પધારયા.
કી. ૮૫
લવકુષ દ્વારા વંશજ રાખ્યો, વાલ્મિકિયે જેહેનો યશ ભાખ્યો;
વેદ વ્યાસે વળિ જે ગાયા, જે'ના ચરિત્ર શુણ્યે ખસે માયા. કી. ૮૬
પતિત પાવન જયેહેની પ્રતીતિ, જ્યેને નામે મિટે ભવભીતી;
જે જન રામ રસાયણ ચાખે, તેને કુણ પછી રોકી રાખે. કી. ૮૭
કિંકરની પ્રભુ ન જુવે કરણી, કૈ કે તારયા વિલોમાચરણી;
ગૌ બ્રાહ્મણના જયે પ્રભુ પાલક, દુઃખ દરિદ્ર તણા નિંદાલક. કી. ૮૮
આનંદરૂપ અભયના દાયક, કોટી કોટી બ્રહ્માંડના નાયક;
આજ કાં આવડી આળસ આંણી, સેવક કાજે સારીંગપાણી. કી. ૮૯
જે અઘટિત ઘટના ના કરતા, તો કાં આજ હિંડો ઓસરતા;
પ્રભુ હું કઇ દીનથી પુકારૂં, બાલ્યક જાંણી ઉધાડીયે બારૂં. કી. ૯૦
મજને ભાવી તે નજરે પાડો, દાસને દીવ્ય પ્રતીતિ દેખાડો;
મુંને તો આશ્રય એક તમારો, અબલ લહિને મુનેં ઉગારો. કી. ૯૧
શું જોશ્યો સાધનના બળને, કિંકર જાણિ ઉઘાડો કળનેં;
આવર્ણનો અંતરપટ ખોલો, કૃષ્ણજી કૃષ્ણરામથી બોલો. કી. ૯૨
સંવત્ અઢારસેહે ચ્યુમોતર, ફાલ્ગુન સિત નવમિ શશિ વાસર;
રામચરિત્ર સંક્ષેપે લખાણું, કૃષ્ણાર્પણ તૂકો થઈ ત્રાંણું. કી. ૯૩

વી૦ ૨૮ પા૦ ૧



### કીર્ત્તન ૩૫૪ મું.

## રૂક્ષ્મણી સ્વયંવર પ્રારંભ.

શ્રી ગુરૂ ગોવિંદને નમું પાય, ચંચળ મન તેથી સ્થિર થાય;
વાંણિ વિમળ થવા જીંન્હાને, વરણવું રૂકમણિ વિંન્હાને. ૧
પરિક્ષિત પુછે શુકને નમિ, હરિ પરણ્યા કયમ નૃપને દમી;
રાક્ષસવિધિયે રૂકમણિને વરયા, ચાસનપ્રભુજી ચોર કયમ ઠરયા. ૨
આપ્તકામ એમ કરિ †આયાસ, કાં રૂકમણિને વરયા શ્રીનિવાસ;
એઆ આખ્યાન સાંભળવું ચ્યહાઉં, સંશય મિટેતો મનસ્થિર થાઉં. ૩
શુકસ્વામિ કહે સાંભળ્ય ભૂપ, તારિ મતિ ‡અખિલોથી અનૂપ;
તુજદ્વારા કંઈ થશે પવિત્ર, એહેવાં પુછયાં તેં કૃષ્ણચરિત્ર. ૪
વૈદર્ભદેશમાં કુંડિનપુર, રાજા ભીષ્મક તેહેનો શૂર,
તેહેને પંચ કુંઅર છે પ્રેષ્ઠ, રૂકમી નામ તે સહુથી જેષ્ટ. ૫
સહુથી ન્યાહાની રૂકમણી સુતા, સર્વ સુંદરીથી અદભુતા;
આપે લક્ષ્મીતણો અવતાર, રૂપ શીલગુણની ભંડાર. ૬
તે વર વરવાલાયક થઇ, તાત પુછેછે તેહેને જઇ.
કહો કુંઅરી તુંને કુણ વર ગમે, જેથી સકલ સંતાપજ શમે. ૭
રળિયામણા કંઈ રાજકુમાર, તેહેમાં તું કોહોને સમજે સાર;
પુત્રિ કહે શુણિ તાતનું પ્રશ્ન, હું વર માનું મનથી કૃષ્ણ. ૮
જેહેનું ચરણ શરણ સહુ ચ્યહાય, બ્રહ્માદિક નમે જેહેને પાય;
*અવરનવર કોય એહેના સમો, તમને ગમો કે એહ ન ગમો. ૯
સુતાતણા તે શુણિને વચંન, પ્રજાસહિત નૃપ થયો પ્રસન્ન;
રાણિયો વજીરોને પણ ગમ્યું, કૃષ્ણરામનું ચિત્ત જયહાં શમ્યું. ૧૦
વી० ૨૧ પા० ૧.

### કીર્તન ૩૫૫ મું.

દેશી ફેર.

શુકજી કહે શુણો ભૂપતિ. રૂકમણિનાં શુણિ વાકય. જુવોરે.
અખિલોને આનંદ +ઉપનો અતી, હર્ષની વાગી હાક. જુ. ૧
ભીષ્મક કહે માહારૂં ભાગ્ય ફળ્યું, પુત્રિ હું પામ્યો સુપાત્ર; જુ.

† પ્રયત્ન. ‡ સર્વ કરતાં. * બીજું. + ઉપજ્યો.

કોણુ જનમનું એ સુકૃત ફળ્યું. યદુપતિ થાશે યામાત્ર. જુ. ૨
વિશ્વકર્માને તેડીને, મંદિર કીધાં તૈયાર. જુ.
રસ કાંચના રેડીને, ચિત્ર કરયાં ચમત્કાર. જુ. ૩
ઉજ્વળ આરસા મેહેલ કરયા, વિધ વિધ બાંધ્યા ‡વિતાંન જુ.
મેહેલમાં મણિના દીપ ધરચા, ઉપજાવ્યાં †ઉદ્યાન. જુ. ૪
કનક કળશ શિખરે પરિ, તોરણે મુક્તામાળ; જુ.
ધ્વજા પતાકાઓ સજ્જ કરી, રંગ બિછરણાં રસાળ. જુ. ૫
અહાં માહારા પ્રભુજી ઉતરશે, યાદવ જાન સમેત; જુ.
રૂષિકેશ્વર રૂકમણિ વરશે, મુજ શું કરશે હેત. જુ. ૬
મંડપ મોટા રચાવિયા, રૂકમણિ સ્વયંવર કાજ્ય; જુ.
*અનુચર રાયે પોહોચાવિયા, રાજા સંગાને રાજ્ય. જુ. ૭
ચૈદ્ય દેશમાં રૂકમી હતો, વર જોવા શિશુપાળ; જુ.
ત્યહાં એક અનુચર થઈને +છતો, વચન કહ્યાં તત્કાળ. જુ. ૮
ત્યહાં તમને રાજાયે તેડાવ્યા, રૂકમણિ સ્વયંવર માટ્ય; જુ.
સાંઢણિ સ્વારોને *ખેડાવ્યા, વેગે પધારોને વાટ્ય. જુ. ૯
એહેવું શુણિને આવિયો, રૂકિમ પિતાને પાશ. જુ.
રાજાયે નિકટ બોલાવિયો, વાર્ત્તા કરીને પ્રકાશ. જુ. ૧૦
યદુપતિને વર જાંણિને, અંગોમાં ઉઠી આગ્ય; જુ.
વળતો વદે છે વાણીને, પિતાજીને નમિ પાગ્ય. જુ. ૧૧
આ શું આચરણુ આચરયું, વૃદ્ધપણે ગઈ સાંન; જુ.
કુળ ઉજ્વળ સારૂં કરચું, મહિપોનું ખોયું માંન. જુ. ૧૨
કંસ થકે જ્યે બીહિનારો, [1]ઉચલ્યો અરધી રાત્ય; જુ.
[2]તક્ર તણો તે પીનારો, તેહેની તે શી જોઈ જાત્ય. જુ. ૧૩
નાશિ ગયો જરાસંધથી, [3]રૂગ્ણ થઈને રંક. જુ.
એહેની સાથ્યે સબંધથી, કુળને લાગે કલંક. જુ. ૧૪
મથુરાં મુકીને બેટ વશ્યો, નહિ એહેને ચમર ને છત્ર; .
ક્ષત્રિનો ધર્મ ન એહેને કશ્યો, એ ફરતો સર્વત્ર. જુ. ૧૫
એહેને ન રૂકમણિ આપવી, વર જોવો શિશુપાળ; જુ.
માટે એ વાત ઉથાપવી, શુણિ સહુને પડી ફાળ. જુ. ૧૬

---

‡ સ્થાન. † બગીચા. * નોકરો. + ઉઘાડો. * મોકલ્યા.
૧ નાઠો. ૨ છાશ. ૩ પીડીત.

ભિષ્મકે શુણિ નીચૂં જોયું, દીઠો ન એકે ઢંગ. જુ.
કૃષ્ણરામ કહે મન મોહ્યું, કંન્યાતણું કૃષ્ણ સંગ. જુ. ૧૭

## કીર્તન ૩૫૬ મું.

દેશી ફેર.

શુણિ રૂકમીનાં વચન રોષે ભરયાં,
પછિ ભાંખે છે ભીષ્મકરાય,
શુકજી કહે શુણો ભૂપતી;
માહારે મનતો એ વર કંન્યા વરયાં,
પછિ વિધિ નિરમિત તે થાયરે. શુ. ૧
પછિ તુને જયે ગમે તે મુને ગમ્યું,
નથિ બીજુ બોલ્યાનો ચોગ. શુ.
જ્યાહારે વિષ્ણુથી મન તાહારૂં વીરમ્યું,
ત્યાહારે બાકી હશે કાંઇ ભોગ. શુ. ૨
એતો કૃષ્ણ કૃપણુના વત્સલ,
જયેહેને શરણે શમે સંતાપ. શુ.
એથી અધિક દેખે તૂં જયેહેનું બળ;
તેહેને બેટી વરાવોને બાપ. શુ. ૩
એહેવું શુણિને રૂકમીયે મોકલ્યા,
દમ ઘોષને ઘર અનુચર, શુ.
તમે ભારચે ભૂપોને [1]મળ્યા મળ્યા;
વેહેલા આવજયો લેઇને વર. શુ. ૪
માહારે મંડળે કૃષ્ણ વિચ્યારિયા;
વર રૂકમણિ સહિતાં શ્રેષ્ટ. શુ.
મેહેતો તે તે સહુને નિવારીયા;
માંની પ્રિતી તમારિ શ્રેષ્ટ. શુ. ૫
માટે સંજ્જ થઇ સહુના સંઘથી;
વેહેલા આવજયો વેળા ન જાય. શુ.
એહેવો આદર શુણિ અંગો અંગથી;
પછિ રૂકમણિ વ્યાકુળ થાય. શુ. ૬

---

૧ મળી મળી તેડીને.

એહેવે અવસરે હરિભટ આવીયા;
તેહેને રૂકમણિ નમિને પાય. શુ.
પત્રિકા આપીને પોહોચાવીયા;
જાઓ વેગે જયહાં યદુરાય. શુ. ૭
ત્યાહારે હરિભટ કહે નવ્ય હારશ્યો;
માહારિ બેહેની ન ધરશ્યો ડર. શુ.
થશે કામ તમારૂં જયે ધારશો;
તમને કૃષ્ણજી વરશે વર. શુ. ૮
વેગે જઇને હું લ્યાવું કૃષ્ણને;
મન નિશ્ચળ રહેજ્યો માત. શુ.
મુંને કેહેવું પડે શુ [1]વિતૃષ્ણને;
એ છે છાનિ કરવાની વાત. શુ. ૯
પછિ પત્રિકા લેઇને પધારિયા;
બાઇયે જોતાંમાં આપ્યું બળ. શુ.
ક્ષણ માત્રમાં બેટે સુધારીયા;
તેહેની કોહોણે ન જાંણી કળ. શુ. ૧૦
પછિ ચાકર લાવ્યા ચ્યાહિને;
જયહાં બેઠા છે બ્રહ્મણ્ય દેવ. શુ.
વિપ્ર જોઇને ઉઠી મળ્યા ધાઇને;
કૃષ્ણરામ એ કૃષ્ણની ટેવ. શુ. ૧૧

## કીર્ત્તન ૩૫૭ મું.

### દેશી ફેર.

શુક કહે સાંભળ્યરે નરનાયક, હરિયે હરિભટ પૂજ્યા લાયક;
પ્રભુ શિરનાંમીને પુછે, મજ સરખું કહો કારજ્ય શું છે. ૧
મહા મેહેનત કીધી મુજ માટે, ચાલ્યા દિસોછો વેગે વાટે;
કહો કુણ દેશ નગરના વાશી, સુખીયા છો કે કાંઇ ઉદાસિ. ૨
જે બ્રાહ્મણ સંતાપે વર્ત્તે, તે તો ન પડે ફરિને ગર્તે;
જયેહ *તપોધન એટલું ધારે, વેદ વચનનો અર્થ વિચ્યારે. ૩
દુર્લભ માંનવદેહને દાખે, રાગ રોષ રૂદયે નવ્ય રાખે;

---

૧ લોભ વીનાનો. * તપ કરનાર.

કરૂણા આણે કૃપણો ઉપર, શિષ્યને સત્ય બતાવે ઉત્તર. ૪
વાણિવડે ગોવિંદ ગુણગાતા, રટે રૂષિકેશને રંગે રાતા;
જ્ઞાન વિરાગ ભક્તિને ભજતાં, વિષય વાસના વેગે તજતા ૫
તે બ્રાહ્મણનૂં અન્નાછાદન, જેહ ચલાવે કરિ ઉત્પાદન;
વિન માગે જોઇતું જયે આપે, તેહેને પુછિ સકાય ન પાપે. ૬
એ બ્રાહ્મણને જયે કોઇ નમશે, તેહેને યમકિંકર કયમ દમશે;
એહેની આજ્ઞા જયે અનુસરશે, તે પ્રાંણિ ભવસાગર તરશે. ૭
જે દેશોમાં દ્વિજને સંકટ, દેશ ભંગ થાશે તે ચટ ચટ;
જયે દ્વિજ તજી શંકરને પૂજે, તેહેને સાધન શુદ્ધ ન સૂઝે. ૮
બ્રાહ્મણ શ્રીધરનું મુખ સારૂ, ભજનારાને હું ચટ તારૂં:
જયે બ્રાહ્મણની નિંદા ચ્યહાશે, તેહેના વંશ સમૂળા જાશે. ૯
જયે બ્રાહ્મણને દેશે ગાળિ, તેહેના સુકૃત હું નાંખું બાળિ;
જે બ્રાહ્મણનાં અંન્નજ રૂધે, તેહેને યમ બાંધે શિર ઉંધે. ૧૦
માટે તમને જો હોય સંકટ, કેહેતાં માત્ર મિટાવું ચટ પટ;
જયે આજ્ઞા કરશો તે માનું, બ્રહ્મણ્ય દેવ અમારે બાંનું. ૧૧
શુણિને પ્રસન્ન થઇ દ્વિજ બોલે, નહિ કોય ત્રિભુવનમાં તુમ તોલે;
તમે તમારૂં બિરૂદ નિભાવો, કૃપણ વત્સલ કેશવજી કહાવો. ૧૨
કુંડિન પુરથિ હૂં ચટ આવ્યો, રૂકમણિજીનિ પત્રિ લાવ્યો;
તે વાંચીને ઉત્તર દીજે, કૃષ્ણરામ જયમ રૂકિમણિ રીઝે. ૧૩

## કીર્તન ૩૫૮ મું.

### દેશી ફેર.

શુકજી કહે શુણ્ય પરિક્ષિત રાજા, ખાસા બોલ્યા ક્ષિપ્રરે,
વાંચે પત્રિ વિપ્ર હું શ્રવણે ધરૂંરે,
મોહરવ છોડી મૂકી માઝા, પત્ર ઉકેલ્યું સાચરે,
રૂકમણિના ઉવાચ ત્યાંહાંથી વાંચે ખરૂંરે. ૧
ત્રિભુવન સુંદર ગુણ ગણ સારા, આપતણા મે જાણ્યાંરે,
નારદે વીખાણ્યા શ્રવણે સાંભલ્યારે,
શુણનારાંનાં શ્રવણ દ્વારા; આપ જઇને અંતરે,
તાપ કરો નિષ્કંત જયે મનમાં મળ્યાંરે. ૨
એહેવું શુણિને નિર્લજ માહારૂં, ચરણે ચોટયું ચિત્તરે,

પરોક્ષ વાધી પ્રીત્ય ટાલી નવ્ય ટળેરે,
ગુણ વિદ્યા વયોરૂપ તમારૂં, નિરૂપમ શિલ વિચ્યારીરે,
કુલવંતી કૌમારી તે કેઇ નવ્ય ચળેરે. ૩

નર લોકોના નેત્ર મનોને, ઉપજાવે આનંદરે;
એહેવું રૂપ મુંકુંદ માહારે મન વશ્યુંરે,
યદુપતી જણુવો સર્વ જનોને, મે વરિયા જયે નાથરે,
હરજી પકડો હાથ અમ્યો રાણી થશુંરે. ૪

મનથી દેહ સમર્પ્યો મહારો, તમને ત્રિભુવન રાયરે,
ચૈદ્ય રખે લેઈ જાય પાંમિ લાગનેરે,
અતિ વેગે આવી ઉગારો, નહિતર હાશી ઠરશેરે,
શિયાલુંવાં જો હરશે સિંહના ભાગનેરે. ૫

પૂર્વે મે પુરૂષોત્તમ તમથી, ગુરૂ વિપ્રાર્ચન દ્વારારે,
સેવ્યા હોયે તમારા અંઘ્રી આદરીરે,
યજ્ઞ નિયમ વ્રત દાન જપથી, જો કરિ હોય મે સેવારે,
તો કેશવ કર એહેવા આવો વેગે કરીરે. ૬

કાલ્ય આવશે જાન સઘળિ, હું પણ નીકળીશ બાહારયરે,
કુળદેવી દરબારે પૂજન કારણેરે,
દુર્જન દ્રષ્ટે દેઇ ÷ડગલી, આવતાં મુંજને લેજયોરે,
સહુને શિર પગ દેજયો નાંખી ‡ધારણેરે. ૭

આજ આવજયો એકલા આપે, પછવાડેથી સેનારે,
ભોગ મળ્યા હોય જેહેના તેહેને ત્રાડજયોરે,
તવ પદરજ તે કળિમળ કાંપે, શિર લેવિ સહું ધારેરે,
માટે મુજને વાહારે ધાઇને કાહાડજયોરે. ૮

જો માહારો કર નહિ ×ધારો તો, પ્રાંણ હું પોતે તજીનેરે,
સો જન્મે પણ ભજીને હું તમને વરૂંરે,
કૃષ્ણરામ કહે ઉગારોતો, કરૂણાથી ઉગરીયેરે,
અન્યોને નવ્ય વરિયે જો મન રાખો નરૂંરે. ૯



÷ પગલા. ‡ માહા નિદ્રામાં. × પકડો.

## કીર્તન ૩૫૯ મું.

### દેશી ફેર. "સાંભળજ્યો શાંહણા જન." ચાલ.

એ પરમાંણે સંદેશા તે સાંભળીરે;
કૃષ્ણ કહે છે સાંભળિયે હરિભટજો,
મે પણ શુણિયા રૂકમણિના ગુણ વળિ વળિરે,
તે દિનથી ચિત્ત લાગી છે ચટપટજો;
શુક સ્વામી કહે છે તૂં સાંભળ્ય ભૂપતીરે. ૧
મજને પણ નિંદ્રા નાવે રાત્રી વિષેરે,
જાંણુછું જ્યે રૂકમીયે વિવાહ વારયોજો;
ડંકો વાગ્યો દ્વેષ તણો તે દસો દીશેરે,
શિશુપાળ વર એહેણે એકલે ધારયોજો. શુ. ૨
હું પણ સહુ રાજાને શિર પગ દેઇનેરે,
કરિ સંગ્રામ હરાવું સહુ ભૂપાળજો;
મમપર ¹અનવધાંગીને હરિ લેઇનેરે,
દ્વારાવતી આવી પરણું તત્કાળજો. શુ. ૩
એમ કહીને વિવાહ રૂક્ષ્ય વિચ્યારિનેરે,
દારૂકને કહે લાવ્ય આપણો રથજો;
તે પણ સૈન્ય બળાહક સુગ્રિવ ધારિનેરે,
મેઘ પુષ્પ એ ચ્યારે અશ્વ સમર્થજો. શુ ૪
એ રથ ઉપર હરિભટને બેસારીયારે,
પોતે પણ બેશીને હાકયો તર્ત્તજો;
એક રાત્રિમાં કુંડિનપુરે પધારિયારે,
અતિ ઉતાવળા મૂકીને *આનર્ત્તજો. શુ. ૫
પોતે પેહેલા આવી ઉતરચા બાગમાંરે,
તે રાત્રે હવે કુંડીનપુરનો રાયજો;
વશ્ય થઇને નિજ પુત્ર તણા અનુરાગમાંરે,
કન્યા દેવા વિધિ લાગ્યા કરવાયજો. શુ ૬
ગંધોદકથી પુર મારગ છંટાવિયારે,
પુર સઘળું ચિત્રાવ્યું વિધ વિધ ચિત્રજો;

---

૧ શુદ્ધ પ્રેમી. * દેશનુ નાંમ છે.

ચ્યારે વેદના બ્રાહ્મણને બોલાવિયારે,
સંસ્કારેથી કંન્યા કરી પવિત્રજો શુ. ૭
તોરણ બાંધ્યાં મુક્તાફળનાં ઘરો ઘરેરે,
પૂષ્પ માલિકા ગંધ વસ્ત્ર આભરણજો;
અંગે ધારિ નરનારિ નીત્યે ફરેરે,
ઉજ્વળ થઇને બધા નગરની વરણજો. શુ. ૮
પિતૃ દેવ વિપ્રોને વિધિયે અર્ચિનેરે,
ભોજન દેઇને સ્વસ્તી વાંચન કીધીજો;
કન્યા સુંદર મંગળ દ્રવ્યે ચર્ચિનેરે,
તેહેને કાજ્યે દાન બહુ વિધ દીધાંજો શુ. ૯
અગ્નિ માહે આહુતી આપી ઘણીરે,
અથર્વણી આચાર્યે કીધિ શાંતિજો;
કૃષ્ણ નાંમને વરાય દાતું આપણીરે,
કંન્યાને એમ પ્રયોગમાં થઈ ભ્રાંતીજો. શુ ૧૦
શિશુપાલ વર ધારચો તે મુખે નાવિયોરે,
વાંણી વિધિયે એ રીત્યે ઉચ્ચારીજો:
કૃષ્ણરામ તે કૃષ્ણ તણો કેહેવરાવિયોરે,
તેહેને કષ્ટ થકે લ્યે કૃષ્ણ ઉગારિજો. શુ. ૧૧

## કીર્તન ૩૬૦ મું.

દેશી ફેર.

શુકદેવ કહે શુણ્ય રાય, રાજા દમઘોષે પણ એમ કરયુંરે;
નિજ પુત્રને નિર્વિઘ્ન થાય, એ માટે દાનાદિક બહુ આદરયુંરે. ૧
દેશ દેશના તેડયા ભૂપ, શાલ્વ વિદૂરથ જરાસંધનેરે,
આવ્યા અતુલ સેનાથી અનૂપ, સાચવવા શિશુપાળ સંબંધનેરે. ૨
દંત વત્કને પુંડ્રકાદિક, જે રામકૃષ્ણ ઉપર રોષે ભરેરે,
તેમને હઇયે અતી ઘણી *હીક, કૃષ્ણ આવીને રખે કન્યા હરેરે. ૩
મદ ઝરતાં ઘણા માતંગ, સોનાની સાંકળોયે સાંકર્યારે,
રથ અશ્વ અનૂપમ અંગ, મહિપતિ માત્રોના ત્યહાં મળ્યાંરે. ૪

---

* બીક.

ઘણા પદાતિ બહુ બળવાંન, શસ્ત્રને અસ્ત્ર સજેલા અંગથીરે,
જાવા તત્પર થઈ સહું જાંન, સકલ નૃપાલોના સંગથીરે. ૫
શણગારયો વર શિશુપાલ, ખૂંપ કીરીટ ઉપર ધરચોરે,
ઘોડે બેસારતાં તે કાલ, છીંક થઈ તે શુણિને ડરચોરે. ૬

પણ છાની એ રાખી વાત, જાંણ્યું જયે વેળા જાશે વહિરે,
પછિ ખૂંપતણો થયો પાત, તોહ્યે વિકલોયે ધારયું નહિરે. ૭
પછિ વેગેથી ચાલ્યા વાટ્ય, વનમાં વાંમ હરિણ તે ઉતરયારે,
અતિ સહુ ઉરે પેઠા ઉચ્ચાટ, એ વર કંન્યા નહિ આવે વરયાંરે. ૮

ત્યારે સહુ નૃપતિ થયા સજ્જ, શસ્ત્રને અસ્ત્ર સજીને તે રહેરે,
સંભાળો પોતાના ધ્વજ, માંહોમાંહે મહિપતિ એમ કહેરે. ૯
જાને આવીને જમવી શેવ, તે દિન આ અવસર આવે નહિરે,
પેલા કૃષ્ણને ચોરની ટેવ, એ સકે કંન્યા હરશે સહીરે. ૧૦

ત્યારે થાશે સબળ સંગ્રામ, માટે સાવધાન રેહેજ્યો સહુંરે,
એહવું સાંભળી શ્રીબળરામ, આવ્યા યાદવ સેના લેઇ બહુંરે. ૧૧
એહેવે ભિષ્મકે શુણી જયે જાન, આવી તે બાહારય ઉતરાવીનેરે,
કિધું રૂકમી દ્વારા સનમાન, હરિવર નિજ હૃદયામાં ધરાવીનેરે. ૧૨

તહેની કોહોણે ન જાંણી કળ, ઠીક ઠરાવથી સહુ ઠરયુંરે. ૧૩
લગ્નવેળા આડે ત્રણ્ય યામ, બાકી રહ્યા તે જોઇને રૂકમણિરે;
કૃષ્ણ નાવ્યા જાંણી કૃષ્ણરામ, અરજી કરેછે મન વ્યાકુળ બણિરે. ૧૪

## કીર્ત્તન ૩૬૧ મું.

### દેશી ફેર.

શુકજી કહે શુણ્ય રાય, વળતિ રૂકમણિ વ્યાકુળ થાયરે,
કોશું કહ્યું ન જાય, દુઃખ જયે આપણુંરે;
કાં અજી નાવ્યા કૃષ્ણ, હું તે કોહોને પુછું પ્રશ્નરે,
વૃત્તિ માહારી વિતૃષ્ણ, બીજાથી ઘણુંરે. ૧
હરિભટ સકે ન પોહોંચ્યા, કોયે વાટયેં શું સંકોચ્યારે,
વર્ણ સકે નવ્ય રોચ્યા, હરિને માહ્યરારે;
કે મજમાં દોષજ ધારયા, કે હરજી બિરૂદજ હારયારે,
વિઘ્ન જોઈ કે વારયા, મળિ કોય કાયરારે. ૨

કે શતધૃતી મુજને રૂઠ્યા, કે ગિરિજાયેશ્વર ન ત્રૂઠ્યારે,
દોષ પુરવના ઉઠયા, કે કઈ કલ્પનારે;
હવે માહારૂં દુઃખ કુંણુ જાણે, એમ આંસુ આંખે આંણેરે,
ભારે ભોગ ન માંણે, તરૂણી તલ્પનારે. ૩
એમ મન થઇ જ્યારે ભંગ, એહેવે કુંરકચાડાવાં અંગરે,
તે સમજીને રંગ, †વાધ્યો મન ઘણોરે;
પછિ કૃષ્ણે મોકલ્યા *કટ, રૂકમણિ પાસે હરિભટરે,
ચ્યતુરા જોઇ સમજી ચટ, ચેહેરો મુખ તણોરે. ૪
હશિને બાલા બોલિ +ક્ષિપ્ર, પુછી વધાઇ કહે છે વિપ્રરે,
મનોર્થ કરવા ક્ષિપ્ર, આવ્યા કૃષ્ણજીરે;
સત્ય ઠરાવાની સેવ, આવ્યા ત્રીકમજી ‡તત્ખેવરે,
પાછળથિ બળદેવ આવ્યા, સેના સજીરે. ૫
વિપ્રે વિષ્ણુની કહિ વધાઇ, તેહેના તુલ્ય ન દીઠું કાંઇરે,
સુંદરી શરમાઇ, દ્વિજને પાગ્ય નમીરે;
એહેવે સમાચાર જન લાવ્યા, જયે રામકૃષ્ણ બે આવ્યારે,
ભિષ્મકને તે ભાવ્યા, રહ્યા હૃદયે રમીરે. ૬
એહેવેં પ્રહર ચઢયો અર્ક, રાય ભીષ્મક સમજ્યા તર્કરે,
કૃષ્ણજીને મધુપર્ક, કીધું આવીનેરે;
જયે કીધાંતાં સંસ્થાંન, ત્યહાં ઉતારયા ભગવાનરે,
સેન સહિત સન્માન, કીધાં પધરાવિનેરે. ૭
સહુ પ્રજા થઈ છે ખૂશ્ય, પીને ×મુખપંકજ પીયૂષરે,
હરિ હઇયાની હુંશ્ય, પૂરો એમ કહેરે;
આવરલાયક આહાંને, શિશુપાલ તેડાવ્યો શાનેરે,
કન્યાનું પણ માંને, મન એહેને ગ્રહેરે. ૮
કાંઇ સુકૃત હોય જો શેષ, અમ જન્મોનું જો એષરે,
વર વરજ્યો રૂશિકેષ, કન્યા રૂકમણિનેરે;
કૃષ્ણરામ કહે એમ, સહુ પ્રજા કરે છે પ્રેમરે,
ખાસા કરજ્યો ક્ષેમ, ગરીબ અમને ગણિનેરે. ૯



† વધ્યો. * જલદી. + તુરત. ‡ તત્કાળ. × મુખકમળરૂપી અમૃત.

## કીર્તન ૩૬૨ મું.

### દેશી ફેર.

અંબા ચાલી અંબીકા પૂજવારે, શુકદેવ કહે શુંણુ ભૂપ;
રામા ચ્યાહાતી [1]રૂદ્રજ રૂઝવારે, મૂખે વાંણિતણુ ગ્રહિ ચ્યૂપ. અં. ૧
પરમેશ્વરિના પદને નિહાળતીરે, પ્રભુના પદ પંકજ ચ્યહાય;
પદ્મની પદ પલ્લવથી ચાલતીરે, સખિયો છે હઝારો સહાય. અં. ૨
તે સખિયો પણ શસ્ત્ર સજેલિયોરે, શિરે કેશના કશિયા બંધ;
સોનાનિ વેલિ પાછળ જયમ વેલિયોરે, ત્યમ શામાનિ સંગે સંબંધ. અં. ૩
તે પાછળ રખવાળા રાયનારે, તેને કર ઉદ્યત આયુદ્ધ;
કોટ કરીને નીજ કાયનારે, કિધિ રૂકમણિ સઘળે રૂદ્ધ. અં. ૪
મૃદંગ શંખ પણવ તૂર્ય ભેરીનેરે, વાદ્યક વજાડે વાદિંત્ર;
ગાયક ગાયે સ્વરને પ્રેરિનેરે, ચિત્ શક્તિતણા જયે ચરિંત્ર. અં. ૫
નાના બળિ લેઇને વારાંગનારે, માળા ચંદન વસ્ત્રાભર્ણ;
અંગે ધરી આવિયો કૈ અંગનારે, વળિ દેક્ષ વિદર્ભની વર્ણ. અં. ૬
આગળ સૂત માગધ બંદિજનરે, કરે કંઇક વિધિનાં સ્તોત્ર;
દુંદુંભિ સુરનાં વજાડે ઘન ઘનરે, પડયું કાંઇ શુણાય ન ‡શ્રોત્ર. અં. ૭
દમ ઘોષે તે ડંકા સાંભલ્યારે, જાણ્યૂં કંન્યા નિકળ્યાં બાહારચ;
*સુભટ દોડાવ્યા તે આવિ મળ્યારે, ઘણા ગજરથ †પ્યાદા સવાર. અં. ૮
કંન્યા કોય હરે રખે કામથિરે, માટે આવ્યા તે દેતા દોટ;
રચિયા રૂકમણિજીના ધામથીરે, દેવિ મંદિર સૂધી કોટ. અં. ૯
એહેવી ચોકિથિ ચ્યતુરા સંચરીરે, પદ પંથે પુરથી બાહારચ;
હસ્ત પાગ ધોઈ આચમન કરિરે, દેવિ પેઠી દેવી દરબાર. અં. ૧૦
તેહેને વદ્ધ વિપ્ર નારિયો કહેરે, ભવાંનિને કરો નમસ્કાર;
વિશ્વેશ્વર અરધાંગે જયે વહેરે, વાધે વંશ જયેથી પરિવાર. અં. ૧૧

---

૧ હૃદય દુઃખ મટવાંનુ. ‡ કાનમાં. * યોદ્ધા. † પગે ચાલનારા.

એ રિત્યે વળિ માતાઓ શીખવેરે, ત્યમ રૂકમણિ કરે ઉપચાર;
નાના બળિ અરપીને વિનવેરે, મુને કૃષ્ણ હજ્યો ભરતાર. અં. ૧૨
વિપ્ર પત્નિયે આશિકા આપિયોરે, તેહેને શામા ચઢાવે શીશ;
વળતો વિરહ વિષ્ણુનો વ્યાપીયોરે, દિલ ધારતાં દ્વારકાંધીશ. અં.૧૩
પૂજા કરીને સહુ પાછાં વળેરે, મુખે જપતાં જયજય જગદંબ;
કૃષ્ણરામ કહે કૃષ્ણ કયાહારે મળેરે, હવે વેઠયો ન જાય વિલંબ.
અં. ૧૪

## કીર્ત્તન ૩૬૩ મું.

### દેશી ફેર.

શુકજી કહે શુણ્ય રાય, અંબાએ અંબિકા પૂજ્યાં;
કરતાં પ્રદક્ષિણા પાય, કનકનાં નૂપૂર કૂંજ્યા. ૧
નમિને કરચો નમસ્કાર, આશિશો ઉરમાં માંગિ;
કૃષ્ણ હજ્યો ભરતાર, તુચ્છ પુરૂષને ત્યાગી. ૨
બાલિકા નિકળ્યા બાહારય, સખી નોકર કરે આલી;
સહસા થયો ચમત્કાર, જાંણ્યે જ્યે ‡વિદ્યુત હાલિ. ૩
દેવ માયાના જેવી, મંદોને મોહિનિ કરતી;
દેવ સકલ શિરે દેવી, હરિ વર હૃદયે ધરતી. ૪
પુષ્પ ભરેલી વેણિ, લટે લટે ગૂંથી દક્ષે,
જાંણે ફણીધર ફેણી, લૂંમતી ચંદન વૃક્ષે. ૫
અંકુર પામ્યા ઉરોજ, ચંદન ચર્ચિત હૃદયે;
મદન તણી એ મોજ, શાહાણા સમઝે હૃદયે. ૬
અલક ઝડે છે કપોલ, તેથી નેત્રજ શંકે;
કાંચિ કરે છે કલોલ, ધરિ જ્યે કટિને લંકે. ૭
મંદ મંદ ‖મુસકયાન, બિંબ ફલાધર કાંતિ;
તે વડે શોણાય માંન, દિસે દંતની પાંતિ. ૮
કુંદ કળીશ્યા દંત, અખિલ અવિવરે અડિયા;
ગંડ ઉભય પર્યંત, જાણ્યે જ્યે હિરલા જડીયા. ૯
પાગ ધરચાં નૂપૂર, રત્ન ખચિત તે ઘમકે;
શુણિ તેનો ‡રવ શૂર, ચિત્તે ચટકતા ચમકે. ૧૦

‡ વીજળી. ‖ ઝીણું હસવું. ‡ અવાજ.

રાજહંસની ગત્ય, ચતુરા ચરણે ચાલે;
નિજ છબિ કેરિ છત્ય, કૃષ્ણને ઉરથી આલે. ११
પૂર્ણ પુન્યમનો ચંદ, આનન એહેવું ઉઘાડયું;
સહુને ફળવા ફંદ, લાજેથિ નજરે પાડયું. १२
ભ્રકુટિ કામ કમાન, કીકિયો વિશિખો સરખી;
ભુલ્યા ભલા ભલા ભાન, નારિના નેત્રને નિરખિ. १३
હય ગજરથના સ્વાર, મૂર્છાઓ લાગી તેહેને;
શિથિલ થયા શિરદાર, ગત્ય રહિ નહિ દેહેને. १४
ચોકી તણી ચતૂરાઇ, બાઇનિ દ્રષ્ટિયે બેઠી;
મહિપ પડ્યા મરદાઈ, પેટે કટારિયો પેઠિ. १५
નર માત્રોનાં નૂર, હાસ દેખાડિ હરાવ્યાં;
શૂરવીરોનાં શૂર, †વિક્ષણથી વિસરાવ્યાં. १६
ચિત્ર લિખેલા જ્યંમ, તસ્મીરો શ્યા સ્તંભ્યા;
જ્યે ઉભા તે ત્યંમ, વિમોહથિ વિજૃંભ્યા. १७
શસ્ત્ર અસ્ત્રની સાંન, વેગે વહિ ગઇ સહુંની;
ભગવતિયે ભગવાંન, નિરખ્યા છબ જોઈ બહુની. १८
કૃષ્ણ તણું આનંન, નિરખીને નારિયો મોહિ;
મદનાંકિત થઈ મંન, ચોકી રહ્યું નહિ કોઈ. १९
ભગવતિ ને ભગવાન, બેની ભુરકીયો મોટી;
સહુ પંડ્યાં સાંનો સાંન, નરનારી જન કોટી. २०
રૂકમણિ રથપર જાય, એહેવામાં હરિયે હરિયાં;
પ્રેમદા નંમિયાં પાય, કૃષ્ણેં તે કર ધરિયાં. २१
જ્યમ [1]હરિ [2]હરિનો ભાગ, [3]હરિલ્યે શિયાલમાંથી;
ત્યમ પ્રભુ પામી લાગ, તારૂણિ લીધાં ત્યાંથી. २२
સહુ દેખે પણ દોટ્ય, દેઇ સકાય ન કોથી;
આડે કરે કુંણ [4]ઓટ્ય, મથન થયાં છે મોહોંથી. २३
કંન્યાને કૃષ્ણજી લેઇ, રૂકમણી રથ બેસારિ;
દોડ્યાં દુદામા દેઈ, માંન મહિપનાં હારિ. २४
પાછળથી બળદેવ, સૈન્ય સજીને ચાલે;
કૃષ્ણરામ એ ટેવ, કૃષ્ણજી [5]જનને આલે. २५

† દ્રષ્ટીથી. १ સિંહ. २ સિંહનો. ३ લેઈલે. ४ આવીને. ५ ભક્ત.

## કીર્તન ૩૬૪ મું.

### દેશી ફેર.

શુક કહે શુણ્ય રાય, વળતિ વળિ મૂર્છાય; બળિયા ઉઠી બેઠા થાય;
કોય પકડો એ નંદના ગોવાળને. ૧
હઈયેં લેતા કહે હિક, આપણું જીવિત ધિક;
[6]અરિયે આદરિ [7]અલિક. કો. ૨
[8]કિંકર આવ્યા [9]આક્રોશેં, ત્યારેં જાણ્યૂં દમઘોષેં;
વળતો વદે ભરિયો રોષેં. કો. ૩
એનેં લાજ નહિ લગારેં, કંન્યા હરિ એ ઠગારે;
ડંકા દેઇનેં નગારે. કો. ૪
પૂર્વેં કુડાં કર્મ કીધાં, એણે તસ્કરિને લીધાં;
ગવ્ય ગોપીયોનાં પીધાં. કો. ૫
એણે ગોકુળેં ગૌ ચારિ, એતો વસ્ત્ર ગયો હારિ;
નગ્ન નિરખિયો નારિ. કો. ૬
એ પાછળ સેના નુધો, એનેં સહુ મળિ રૂંધો;
હરે સર્પ થાશે સુધો. કો. ૭
વળતાં વાગ્યાં રણતૂર, સકલ સજ્જ થયા શૂર;
સેના જ્યમ સિંધુ પૂર. કો. ૮
ચમકેં ભાલાના ફલ, ધમકેં ગજનિ સાંકળ;
ધમકે ભારે ભૂતળ. કો. ૯
તંગ કરિને તૈયાર, ઘણા ઘોડાને સવાર;
હાથ્યે ધરિયાં હથિઆર. કો. ૧૦
કૈને માંથે છે ÷મોડ, કૈને ચમરોની જોડ્ય;
દોડ્ય ઘે દોડા દોડ્ય. કો. ૧૧
સજી ટોપ નેં બક્તર, ધરયાં ચાપ નેં શર;
ક્રોધે કરડે અધર કો. ૧૨
કૈને શીશે કીરીટ, વદે મરડીને †મીડ્ય;
કાહાડો યાદવોનું દીટ. કો. ૧૩
ફેર્યાં ફાંકડા શ્યા ઢળકે, છોગાં કલકિના ઝળકે;

૬ શત્રૂયે. ૭ અમર્યાદ. ૮ નોકરો. ૯ બુમો મારતા. ÷ મુકુટ. † મુછો.

ભાલે નવ ગ્રહાં ચળકે. કો ૧૪
કૈને મસ્તકે મોલ, કુંડલ લલકે કપોલ;
મુખેં તાતા તંબોલ. કો. ૧૫
કંઠે મુક્તાફળના હાર, આગળ દોડે છડિદાર;
કરતા નેકિ પુકાર. કો. ૧૬
વળતિ વાગિ વીરહાક, સહુના ચિત્ત ચઢ્યાં ચાક;
જાણ્યું જયે ગયું નાક. કો. ૧૭
વળતા વદતા તે હોડ્ય, જોડચે ચાલે જોડ્યા જોડ્ય;
રખે લાગવા ઘો ખોડ્ય. કો ૧૮
ક્રોધે આખડીયો તરસે, વર્ષા શસ્ત્રોના વરસે;
એક એકને આકરસે. કો ૧૯
સાંહામા ધાયા હલધર, જયેની સેના છે તર;
યાદવ યોદ્ધા જબર. કો. ૨૦
દેતા સાંહામા સાંહામા માર, પ્રબળ શસ્ત્રોના પ્રહાર;
ભૂમી સહેતી નથી ભાર. કો. ૨૧
જોઇને રૂકમણિ એમ, ચિત્તે ધરતાંતાં વેહેમ;
કૃષ્ણ કહે થાશે ક્ષેમ. કુંણ પકડે એ નંદના ગોવાળનેં. ૨૨
એટલે બળરામે કળે, કૈનેં ખીચી લીધા હળે;
ઉપર મારીયા મુશળે. કું. ૨૩
તેતો પ્રાણ તજી પડિયા, ઘડિ બે ચ્યાર તરફડિયા;
ગયા બિમાનોયે ચઢિયા. કું .૨૪
×શ્રોણિત +સરિતાઓ ચાલી, કીધિ અંબારિયો ખાલી;
÷હલિયેં હણિયા મુહાલી. કું. ૨૫
કીધા ગજ રથ ચૂર, અશ્વપદાતિનાં પૂર;
વાધ્યાં યાદવોનાં નૂર. કું. ૨૬
કૈંતો અદમુવા ધાયા, કૈંતો રણમાં રોળાયા;
જાયે રૂધીરેં તણાયા. કું. ૨૭
કામી શિશુપાળનેં કાજ્ય, કૈનાં ધૂળ્ય મળ્યાં રાજ્ય;
દેખિ પડિ પછિ *ભાજ્ય. કું. ૨૮
જાંણ્યું જમિશું જમણ, માટે આવ્યાતા કૈં જણ;

× રૂધીરની. + નદીઓ. ÷ બલરામે. * ભ્રાંતિ.

તેતો રોળાયા રણુ. કું. ૨૯
કૈંતો નાઠા અધીર, રણમાં પાડતાં +રીર,
પાછા વળિયા પ્રવીર. કું. ૩૦
સમાચાર કહ્યા-સંગ, આપણા ÷ભડ થયા ભંગ;
વાધ્યો યાદવોનો રંગ. કું. ૩૧
કૃષ્ણ.જાંણ્યા અજીત, કૃષ્ણરામ કરે પ્રીત્ય;
ચરણે ચોહોટાડો ચિત્ત. કું. ૩૨

## કીર્તન.૩૬૫ મું.

### દેશી ફેર.

શુક સ્વામિ કહે વાંણિ, ખબરય શિશુપાળે જાંણિ,
અતિ મતિ અકળાંણી, આપની શુણો રાજા;
મુખે શામતા આવી, નેત્ર મીચ્યાં નમાવી,
જાણ્યે પૂંજી ગમાવી, આપની. શુણો રાજા. ૧
કર પૃથ્વીમાં પટકે, વેર હૃદયમાં ખટકે,
મારૂં યાદવોને ઝટકે, જો મળે. શુ.
કહે વૈરી સંહરવા, જાઉં વન તપ કરવા;
વિધિથી વર વરવા. જો ફળે. શુ. ૨
મૂંછ બે કરે મરડે, ક્રોધે આંખડી તરડે;
હઇયે હાથ ભચરડે. આપથી શુ.
ગયા યાદવ ગાજી, સેના લેઇને સાજી;
દીલ જાય છે દાઝી, તાપથી શુ. ૩
આતે આમ થયું શું, હવે હાથ્ય રહ્યુ શું;
આપણું માંન ગયું શું, આ સમે શુ.
હવે જીવવું ખોટું, ગયું માંન જયે મોટું;
કુળે કલંક ચોટયું, કયમ શમે. શુ. ૪
એટલી ચોકીમાં આવી, દળ માંહરૂં દબાવી;
કયમ કન્યા ઝુંટાવી, એ કાળિયે. શુ.
શું મોંહો લેઈ જવાશે, પૂછયે જવાપ શ્યો થાશે;
ચઢિ કયમ બેસાશે માળિયે. શુ. ૫

---

+ શુમ. ÷ મંડળ.

જરાસંધ કહે શુંણીયે, હર્ષ શોક ન ગણીયે;
વાંકા વેહેમ ન ચ્યણિયે, રાયજી. શુ.
દુઃખ આપણુને દીધું, ભક્ષ યાદવે લીધું,
એ સહુ કાળનું કીધું, થાયજી. શુ. ૬
+કાષ્ટકામાનું કરવું, જ્યમ નૃત્ય આદરવું;
એતો ×કુંહકનું કરવું, જાણવું. શુ.
એમ કાળને હાથ્યે, સચરાચર સાથ્યે;
કશું આપણે માથે, નાંણવું. શુ. ૭
હું પણુ ત્રેવીસની સંગ, સત્તર વાર થયો ભંગ;
છલ્લી વાર રહ્યો રંગ, ન ગાજીયે. શુ.
જ્યાહારે કાળ થશે સાંહાંમો, તો એ કરશે સલામો;
માટે મનડું વીરામો, ન લાજીયે. શુ. ૮
એમ ÷સઝિ સહુ બળિયા, દેશ પોતાને પળિયા;
કામ ક્રોધમાં કળિયા, ઘર ગયા. શુ.
કૃષ્ણરામ કહે શ્યો ડર, અમે કૃષ્ણુના અનુચર;
કરશો કૃષ્ણુ કૃપા કર, જો દયા. શુ. ૯

## કીર્ત્તન ૩૬૬ મું.

### દેશી ફેર.

શુકદેવ કહે શુણો રાજા, હરિયે હરિ મહિપોનિ માઝા;
એમ રાક્ષસ વિધિયે વિવાહ, શુણિ રૂકિમને ઉઠયો દાહ. ૧
કહે રૂકમણિ માહારી ધન્યા, હરિ કૃષ્ણે તે ન સહુ †અન્યા;
ક્ષત્રિ વંશતો ન કરે એમ, પણ એહેને ન જાતિનો નેમ. ૨
એતો *અહીર ઘર ઉછરીયો, નિત્યે મરકટ સંગે ફરીયો;
એણે ગોપિયોથી કરી ક્રીડા, વનચર એ ન સમજે ‖વીડા. ૩
એહેને અદબીચ ગોપોયે કાહાડયો, એણે કંસને કપટે પછાડયો;
જરાસંધથિ એ ગયો નાશિ, એણે બેટમાં નગરી વાશી. ૪
એહેવા અનેક આદરે અન્યા, એને કોણુ વરાવે કન્યા;
માટે વગર બોલાવ્યે આવ્યો, એણે ભૂપતી સાથ ભુલાવ્યો. ૫

---

+ પુતળી. × મદારી. ÷ તૈયાર થઇ. † અન્યાય. * ગોવાળ.
‖ પીડા.

એણે યાદવે લોપિ *લીક, બળવંતોનિ ન ગણી બીક;
જાનૈયાને તે જોખ્યમ શાંનું, પણ નાક માહારૂ ગયું માંનું. ૬
એણે માહારિ હરી જયે ભગની, શુણિ અંગોમાં ઉઠે છે અગની;
એમ કહીને ઉઠયો મન બળતે, પણ ×પાંકે સભા સાંભળતે. ૭
એને પછવાડે હું જઇને, લાવું ગોવાળાને ગ્રહીને;
જો ન રૂકમણિ પાછિ લાવું, તો ન કુંડીનપુરમાં આવું. ૮
ત્યારે સભા તણા જન બોલે, કોન રૂકિમ તમારે તોલે;
તમે બોલ્યે તમારે પળશ્યો, કૃષ્ણ જીતીને પાછા વળશ્યો. ૯
એહેવા વચન બોલે જન સરખાં, તેહેને રૂકિમ શુણિને હરખ્યા;
પછિ અક્ષોહિણી ×ચમુ લેઇ, દોડ્યા ડંકા નગારે દેઈ. ૧૦
મરણ આવ્યાં હશે જેને માંથે, ચાલ્યા +સુભટ તે રૂકિમ સાથ્યે;
રૂકિમ કહે સુભટો ધાઓ, હલધરને જીવતા સાહાબો. ૧૧
બહુ ખાઇને થયા છે મસ્ત, તેહેને દેખાડો આપણા હસ્ત;
હું તો જઇને કૃષ્ણને ઝાહાલું, કરિ કદ્રુપી સાંગિમાં ઘાલું. ૧૨
એમ કહીને ચમૂને ચલાવી, એતો હલધર સાંહામી આવી;
આપે હરિ સાંહાંમોગયો એક, જ્યમ ॥અહી સાંહાંમોજાય ∂ભેક.૧૩
બોલે કૃષ્ણથી આંખ્ય ઉલાળી, ગર્વે ભરીયો દે હરિને ગાળી;
કહે રૂકમી તું સાંભલ્ય કાળા, ઇહાં નહિ ચાલે તૂજ ચાળા. ૧૪
તુંતે કોણ કન્યા હરનારો, હવે જોને પ્રતાપ હમારો;
તુંને જાંણ્ય પનોતિ બેઠી, નહિતો રૂકમણી ઉતારય હેઠી. ૧૫
જો જીવવું ચ્યાહે તુંજને, તોતું પ્રણામ કરયને મુજને;
અમને [1]ચોળિવાળા શું દાખ્યા, એમ કહિ હરિ ઉભા રાખ્યા. ૧૬
વાકય વિશિખે મનડું વિધું, કરે કૃષ્ણે [2]કોદંડ લીધું;
હશીને બોલ્યા સાંમળીયા, અમે જાણ્યા ન તમને બળીયા. ૧૭
અમે લીધિ અમારી રમાને, જ્યમ શૂલપાણિ લ્યે ઉમાને;
જાંણિ સુંદરી રત્નજ સારિ, હરીલીધિ હતી જયે હમારી. ૧૮
અમે અનિતીને નથી કીધી, સહુ દેખતાં સુંદરી લીધિ;
જો એ શિશુપાળની હોય નારી, તો કાં પાછો વળી જાય હારિ. ૧૯
એવું મનમાં વિચ્યારોને રાંણા, શાંને પાછળ આવો તણાણા;

---

* મર્યાદા. × બોલ્યો. × સેના. + યોદ્ધા. ॥ સર્પ. ∂ દેડકો.
૧ ચોળી પેહેરનારા બાયડા. ૨ ધનુષ્ય.

કંન્યાદાન તણો પરીકર, આપો અમને જાંણીને વર. ૨૦
એ વાતે જો ઉલટું જોસ્યો, આપે આપના યશને વગોસ્યો;
લક્ષ્ય સમજ્યા વીના જો લડસ્યો, તમે બાંધતાં બંધન પડશો ૨૧
એહેવી શિક્ષા ન સમજ્યો વગની, શુણિ રૂકમી ઉરે થયો અગની;
પછી રૂકિમયે =ચાપજ લીધું, સંધાન શરોનૂં કીધું. ૨૨
ત્રણ્ય બાંણ મૂકે છે જયંમ, કાપ્યા કેશવે ત્યમના ત્યંમ;
ત્યારે અન્ય ધનુષ લ્યે કરે, તે પણ કાપીયું વિશ્વેશ્વરે. ૨૩
જયે જે રૂકમી ધરે હથીઆર, કૃષ્ણ કાપે તે વારંવાર;
કાપ્યા કવચ ટોપના જોડા, રથ ભાગ્યો ને હણિયા ઘોડા. ૨૪
ઉભો રૂકમી તે એકાએક, તોહ્યે તજતો નથી અજી ટેક;
પછી ×અસી ÷ચરમને ઝાલી, આવ્યો કૃષ્ણના સાહામો ચાલી. ૨૫
કૃષ્ણે ખર્ગ ચરમને કાપ્યાં, એહેનાં શસ્ત્ર સરવને ઉત્થાપ્યાં;
પછિ રૂકમણિનૂં મન કળવા, ધારયું રૂકમીનું રૂકિમને ફળવા. ૨૬
કાહાડયું કેશવે ખર્ગ કમરથી, જોઈને રૂકમણી ડરપ્યાં ડરથી;
થરથર મન કાયા ધૃજે, ખસ્યો પદર ન ખીચવો સૂઝે. ૨૭
શિરે વેણી થઇ છે વિસ્રસ્ત, બોલ્યા કૃષ્ણ શું જોડીને હસ્ત;
એતો મોટા ભાઈ છે માહારા, ગુણ જાંણે ન એહ તમારા. ૨૮
એહેને મારસ્યો જો જગદીશ, ચઢે કલંક માહારે શિશ;
લોક કેહેશે ભાઇ મરાવી, મન માંન્યાને નીકળી આવી ૨૯
માટે ક્ષમા કરો તજો રીસ, હુંતો ચરણ નમાવું શિશ;
એહેવિ રૂકમણિની શુણિ વાત, કૃષ્ણે કીધિ ન રૂકમીનિ ઘાત. ૩૦
પછિ અસ્ત્રેથી પટીયા પાડિ, મૂડિ રૂકમીનિ મૂછને ડાહાડી;
સાચવિયો જાંણિને સંબંધ, નાંખ્યો સાંગીમાં બાંધીને બંધ. ૩૧
એટલે અવસરે શ્રીબળરામે, સૈન્ય સકળ હણ્યું સંગ્રામે;
પછિ આવ્યા તે માધવ પાસ, બાંધ્યો રૂકમી જોઇ થયું હાસ. ૩૨
કદ્રુપી જોઈ મુખ મોડયો, બાંધ્યો રૂકમીને હલધરે છોડયો;
હલધર કહે સગપણ ન મટે, શાલકને આ કરવું ન ઘટે. ૩૩
ચામાત્ર શું થઇને ક્રૂદ્ધ, રૂકમીને ન કરવું યુદ્ધ;
વળિ રૂકમણિનો જોઇ પ્રેમ, સમઝે તેહેને થાવા ક્ષેમ. ૩૪
સત અસંતનૂ મન કળવા, માંને તેહેને સ્વરૂપને મળવા;

= ધનુષ્ય. × તરવાર. ÷ ઢાલ.

જુંજુંવા કર્મ સહુનાં જણાવા, ભક્તિ વિરક્તિ જ્ઞાન ભણાવા. ૩૫
સર્વને શિખવવા અકામ, શ્રેષ્ટ શિક્ષા વદે બળરામ;
અહંતા મમતાને તજાવા, કૃષ્ણરામને કૃષ્ણ ભજાવા. ૩૬

## કીર્ત્તન ૩૬૭ મું.

### દેશી ફેર.

શુકસ્વામિ કહે સાંભળ્ય પરિક્ષિત રાય,
બળદેવ કહે શુંણો રૂકમણીરે;
ભ્રાતાને વિરૂપ કરયું માટે નિંદાય,
ચિત્તમાં નવ્ય ચાહાશો અમ તણીરે. ૧

કોહોને સુખ દુઃખદાતા બીજો નથી જન કોય,
પ્રાંણિ માત્ર પોતાનું કરયું ભોગેરે;
પૂર્વ પાપ પૂણ્યથી દુઃખ સુખ સહુને હોય,
દેશ કાળ પદારથ જન યોગેરે. ૨

વળિ કૃષ્ણ શુંણો કહિ હોય સગાંનો દોષ,
તોહ્યે મારવો ન ઘટે તેહનેરે;
તેતો નિજ દોષે મરયો તેથી ન કરવો રોષ,
એહને દોષે પછી તજવો એહેનેરે. ૩

વળિ વૈદર્ભિ શુંણો ક્ષત્રિયોનો એ ધર્મ,
પ્રજાપતિયેં વિનિર્મ્યો પાળવોરે;
આવ્યો સમરમ સાંહાંમો તેહેની ન ધરવી શર્મ,
નિજ ભાઇને પણ નિર્દાલવોરે. ૪

વળિ કૃષ્ણ શુંણો મન નિંદા ન ગણિયે કોહોની,
નિજ સ્વાર્થથી નિંદા સહુ કરેરે;
શ્રીમદાંધોને મન પેડિ વિપત્તિ મોહોની,
માટે અજ્ઞ એ અવળું આદરેરે. ૫

રાજ, ભૂમિ, ધન, સૂત, નારી, તેજને માંન,
મન મમતા સહુ તેહેની ગણેરે;
એતો સ્વભાવ સહુનો યાવત હોય અજ્ઞાન,
એનાં માટે મરે કે બિજાને હણેરે. ૬

વળિ રૂક્ર+ણિ શુંણુજ્યો સહુ જનનું જયે અનિષ્ટ,
મન ઇચ્છે તે હોયે જો સગારે;
તેમને દુઃખ પડે તે માંનવું તેમનું ઇષ્ટ,
જયે ન માંને તેમ્ને દિલ દગારે. ૭
એતો દેહાભિમાંનીના મનમાં મોહ મહાન,
દેવ માયાનો કરચો જાંણિયેરે;
જે હું મહારેથી અરિમિત્રાદિક ધ્યાન,
અજ્ઞ સરખું ઉરમાં ન આણિયેરે. ૮
એતો આત્મા વસે છે અખિલ જનોમાં એક,
ઘટ મઠ નભ બે બિંબની રિત્યેરે;
તેને મૂઢ તે માને દેહ અનેકે અનેક,
ચતુરા તમે સમજી લહો ચિત્તેરે. ૯
આતો દિસેં અવિદ્યા કલ્પિત એહેમાં દેહ,
દ્રવ્ય પ્રાણ ગુણાત્મક જાંણિયેરે;
શુદ્ધ આત્માને સંસારિ કરે છે એહ,
માટે હું માહારો મન નાંણિયેરે. ૧૦
સ્વત સિદ્ધ સ્વયં જ્યોતી એ આત્મા હોય,
એને યોગ વિયોગ ન કોયથીરે;
જડ દેહાદિકને એ અજુવાલી જોય,
એમાં યોગ ભાસે તે મોહથીરે. ૧૧
દ્રષ્ટિ અલગ પ્રકાશે જયમ સવિતાદિક રૂપ.
પછિ તે સવિતા તેહેને જુવેરે;
ત્યમ દેહાદિકને આત્મા પ્રકાશે અનૂપ,
એ વિનાનાં તે સઘળાં સુવેરે. ૧૨
જન્માદિક જયે છે ષડવિધ ભાવ વીકાર,
એ ન આત્માને અડકે દેહનારે;
જયમ શશી મંડળને ક્ષય વૃદ્ધિ ન લગાર,
કહ્યા દોષ કળાને એહેનારે. ૧૩
એમ અખંડ આત્મા જન્માદિક ત્યાંહાં શ્યાંના,
જયમ ઇંદુ અમાંસે નવ્ય મરેરે;

+ નિર્માણ કર્યો.

એતો જન્માદિક તે દેહને ફળતામાં માંન્યા,
માટે આત્મા મરે ન અવતરેરે. ૧૪
જયે ભોક્તા ફળને ભોગ્ય એ ત્રણ્ય પ્રકાર,
જયે સૂતો તે સ્વપ્નેં દેખશેરે;
એમ મિથ્યા તથાપિ અજ્ઞ જીવ સંસાર,
પોતાને ત્રિવિધનો પેખશેરે. ૧૫
રાંણિ એહેવું સમજી આત્મ વિમોહ ન શોક,
અજ્ઞાનથી ઉપજ્યો મૂકીયેરે;
મન મનન કરી માઇકનેં માંનો ફોક,
સ્વસ્થ થઇને શોકે ન સૂકીયેરે. ૧૬
આજ કૃષ્ણચરણનો આશ્રય મલિયો એહ,
પૂર્વ જન્મનાં પૂણ્ય પ્રગટ થયાંરે;
એહેવું શુણિ રૂકમણિના મિટિયા સહુ સંદેહ,
કઇ કલ્પના કલિમલ ગયાંરે. ૧૭
એક કાળે રૂકમીયે શિક્ષા સાંભળી આહાવી,
બળદેવ મુખે કહિ નિર્મળિરે;
રૂકમણિ સમજ્યાં પણ રૂકમીનું ભવ્ય ન ભાવિ,
તેણેં બુદ્ધિ ન કૃષ્ણ ભણિ વળિરે. ૧૮
હુંતો પાય નમિને પૂછું તમને પ્રશ્ન,
મુંને કયાંહાં સૂધી કરગરાવશ્યોરે;
મુંને કયાહારે માહારો કેહેશો કૃપા કરી કૃષ્ણ,
કૃષ્ણરામનેં ચરણે ઠરાવશ્યોરે. ૧૯

## કીર્ત્તન ૩૬૮ મું.

### દેશી ફેર.

શુકજી કહે શુંણ્ય પરિક્ષિત રાજા, શું રૂકિમયે નીચું જોયુંરે;
મૂછ મરડતો તે ગઇ માઝા, માન મહિપનું ખોયુંરે. ૧
કાળિકા લાગી મુખ કાંતીને, અવયશ અધિકો આવ્યોરે;
લોપણ તજતો નથી ભ્રાંતીને, બળદેવે બાંધ્યો છોડાવ્યોરે. ૨
બોલ્યો હતો જયે બળ પાંકીને, પાછું તે મુખમાં પેઠુંરે;
પાછો વળ્યો રૂકિમ થાકીને, વદન કરીને હેઠુંરે. ૩

લોક કહે એણે હ્વાલા હલાવી, તાત વચન છંડાવીરે;
ઘણા પુરૂષના ઘરને ઘલાવી, રાંણિયો કંઈ રંડાવીરે. ૪
આપે જીવતો પાછો આવ્યે, મુખ એહેનું નવ્ય જોઇયેરે;
હાહા કહિ સહુ શીશ હલાવે, રૂક્મિને કેટલો વગોઇયેરે. ૫
રૂક્મિયે ત્યહાં નવું નગર વસાવ્યું, પેઠો ન કુંડીનપૂરરે;
ભોજકટ તેહેનું નામ ધરાવ્યું, ત્યહાં વશ્યો ઉતરચે નૂરરે ૬
પૌત્ર કૃષ્ણનો જ્યાહારે પરણશે, રૂક્મિનિ પૌત્રિ સાથેરે;
મશ્કરી કરતાં રૂક્મિને હણશે, છોડયો તે હલધર હાથ્યેરે. ૭
કૃષ્ણ રૂકમણિ ને હલધરજી, અક્ષત સેના લેઈરે;
દ્રષ્ટિયે સહુનિ પીડા વારી, ચાલ્યા દુઃખમાં દેઇરે. ૮
ગુણીજન ગાવે નૃત્યકિ નાચે, દેવ દુંદુભિ વાજેરે;
રૂકમણિ સહિતાં જોઈ સહુ રાચે, જયજય સહુ ગાજેરે. ૯
દ્વારિકા નગર સમીપે આવ્યાં, ॥પાંચજન્યને વજાડયોરે;
તે દ્વારા સમાચાર શુણાવ્યા, સ્વર સહુ શ્રવણે પાડયોરે. ૧૦
માધવપુરમાં માધવ ઉતરચા, આવી પ્રજા સહું મળવારે;
વિધિયે કરી ત્યહાં રૂકમણિને વરચા, સહુના મનોરથ ફળવારે. ૧૧
દેશ દેશના ભૂપ તેડાવ્યા, મંડપ મોટા રચાવ્યારે;
ભૂપતી ભેટ્ય લેઈ સહું આવ્યાં, મહિમા મોટા મચાવ્યારે. ૧૨
પ્રતાપ પલ્લે પ્રભુજી પરણ્યા, ઇશ્વરતા દેખાડીરે,
ગુણીજનોયે તે ગુણને વરણ્યા, દાસ શુંણે જયેને દાહાડીરે. ૧૩
કૃષ્ણનો યશ વરણવતાં ચાલ્યા, નરનારી નિજ ધાંમેરે;
આશ્રિતને મન ગમતાં આલ્યાં, જયેથી જીવ દુઃખ વામેરે. ૧૪
દાસ જાંણી મુંને દરશન દેજ્યો, વૃત્તિ થવાને વિતૃષ્ણરે;
રૂકમણિ સહીતાં હ્રદયે રેહેજ્યો, કૃષ્ણરામને કૃષ્ણરે. ૧૫

## કીર્તન ૩૬૯ મું.

દેશી ૬૨.–ધણિ થયછે ગરિબને ગોવિંદજી, ચાલ.

શુક કહે શુંણ્ય રાજવી કુરૂ કુળના,
કૃષ્ણ સંગે કરી સકે કુણ તુલના;

---

॥ શંખ.

જેહેના મહિમાનો પાર ન વેદલહે,
યથા શક્તિ મતિથી કીર્ત્તિ કહે. શુ. ૧
જેને શેષ અશેષ ન જાંણી સકે,
=ચતુરાનન ચિંતન જયેહેનું ચકે;
ગુણ જયેહેના ˚વૃષધ્વજ વરણે સદા,
એતો કૃષ્ણ કળાય ન કોથી કદા. શુ. ૨
એહેને રંક થઇ જન જયેહ રટે,
થાય ચરણ શરણ જયે નિષ્કપટે;
દિનબંધુ દયા કરે તે જનને,
ત્યારે વિરતી આવે તેહેના મનને. શુ. ૩
શુંણે કલિમલ હારિણી જ્યાહારે કથા,
વપુ ધન સુત નારીને જાંણે ÷વ્યથા;
ત્યાહારે પ્રેમ થયાની પ્રતીતિ ×પટે,
કરયાં કોટી કલ્પનાં કર્મ કટે. શુ. ૪
અપરાધ સકળ તેહેના માફ બને,
અહં મમતા ન ઉપજે તેહેને મને;
શત્રૂ મિત્ર ઉદાસી સમાન લહે,
તેહેનો કૃષ્ણ કૃપા કરી હસ્ત ગ્રહે. શુ. ૫
જ્યમ રૂકમણિ પરમ પિડામાં હતી,
જયેહેને નોહોતી હરિ વિના ક્યાંહે *રતી;
ગુણ નારદ દ્વારા સાંભળીને,
વાધી પ્રિતી પરોક્ષ્ય મનેં મળીને. શુ. ૬
તેહેનો એટલામાંથી કર કૃષ્ણે ગ્રહ્યા;
એહેના માટયે અખીલ અપવાદ સહ્યા;
એમકૃષ્ણજી દાસના કરને ધરે,
જે વિષ્ણું ને વૃત્તિયોદ્વારા વરે. શુ. ૭
એતો કૃષ્ણ કૃપણના વત્સલ છે,
એહેને જે ન ભજે તે જન ખળ છે;
માટે એહેને ભજો મન મોહ તજી,
નથી હાથથી બાજી ગમાવિ અજી. શુ. ૮

---

= બ્રહ્મદેવ. ˚ શંકર. ÷ પીડાકારી. × જણાય. * પ્રીતિ

એતો રૂકમણિ વિવ્હા કહ્યો તુજને,
યથાશક્તિ મતિ જ્યેટલિ મુજને;
શુણ્યે કૃષ્ણચરિત્ર જશે કલિમલ,
આહાવો આવ્યો થશે તે જન્મ સફળ. શુ. ૯
સંવતસેહેં અઢાર ને અડસઠ્યના,
શાકે સત્તરસેહેં ને તેત્રીસના;
માઘ વદ અમાંસ ને બુધવારે,
થયા પદ પૂરણ શોડશ ત્યાહારે. શુ. ૧૦
જે કો વરણવશ્યેં સાંભળશ્યે ગાશે,
તેતો પ્રાંણી કૃતારથ ચટ થાશે;
કહ્યું સર્વ સમર્પણ હરિને હજ્યો,
કૃષ્ણરામને કૃષ્ણ સુતુષ્ટ થજ્યો. શુ. ૧૧

છંદ.

૧૧ ૧૪ ૨૬
દશ, સત્તર, રૂદ્ર, ત્રયોદશ, નવ, અગીયાર, મનુ, નવ, ચઉદ, છવી;
બત્રીસ, ને નવ, છત્રીસ, ઓગણીસ, પંનર, અગીયાર, સહુ તૂક હવી. ૧

દોહરો.

ક્રમથિ ગાઇ સોળની; બીહીસેંને છપન્ન તૂક;
કૃષ્ણરામની કૃષ્ણજી, માફ કરો સહુ ચૂક. ૧
રૂકમણિ વિવાહનાં થયાં, સોળ દેશીનાં સોળ,
પદ નાના રસ નવ વિષે, કીધાં ઝાકમ ઝોળ. ૨

॥ ઈતિ-શ્રી રૂકમણિ સ્વયંવર આખ્યાનમ. ॥

## કીર્ત્તન ૩૭૦ મું.

દેશી ફેર.

અશરણ કેરા શરણ, અલબેલાજી આવો;
સાંમળ સુંદર વર્ણ, નેત્ર ભરી નિરખાવો. ૧
ઈચ્છા હમારી એહ, પ્રભુજી પૂરણ કરિયે;
સેવક શું કરી સ્નેહ, વિઠલ વૃત્તિને વરિયે. ૨

ઉજમ આવે એમ, જાંણિ આલિંગન ભીડું;
પ્રભુજી દાખવો પ્રેમ, તોતો હું ઝડપું બીડું. ૩
એટલું આપો વચંન, જે તું સેવક માહરો;
જે હોય આશ્રિત જંન, સુખથી તે'ને સુધારો, ૪
રૂષિકેશ રમાનાથ, વપુ નિરખાવો વેહેલું;
હરજી ધરવા હાથ, પત્ર પઠાવિયે પેહેલું. ૫
કલિયે પણ કઇ જંન, તે તમે તરતજ તારયા;
આશ્રિતને અનુદીન, આપના માની ઉગારયા. ૬
ખલની સભામાં વીર, કૈરવ પાંડવ જોતે;
દ્રુપદ સુતાનાં ચીર, પ્રભુજી પુરયાં પોતે. ૭
ગયાં પ્રથાસુત પાંચ, વન દુરવાસા દાખ્યા;
આવતી દીઠી આંચ, પત્ર આરોગી રાખ્યા. ૮
ઘર બેઠા શ્રુતદેવ, જનકને દરશન આપ્યાં;
જાંણી શ્રીદામાની સેવ, દુઃખ દરિદ્રજ કાપ્યાં. ૯
વાઙ્મન ક્રમથી દાસ, નિ વન ખબરજ લીધી;
ચકવે ચઢયો ચંદ્રહાસ, વિષની વિષયા કીધી. ૧૦
ચરણ ચિંત્તતું ચિત્ત, જેહેનું મનને મળવા;
તેલ કઢા કરિ શીત, સેવક રાખ્યો સુધનવા. ૧૧
છલ કરતા કરિ છેક, વેદ વિવેક વિસારયો;
નામ ઉચ્ચરતા એક, તરત અજામિલ તારયો. ૧૨
જયદેવનું શુણિ ગીત, સંજીવન કરી નારી;
પદ્મમાવતિની પ્રીત, પ્રભુજી વિશ્વ પસારી. ૧૩
ઝટ જીરવાવ્યા ઝેર, મિરાંને માહારી માંની;
દીયરાંદિકના વેર, તેથી બની ન હાંની, ૧૪
બાહ્ય માહ્યલી દષ્ટ, સૂરદાસની સુધારી;
સ્વરૂપ જણવી સ્પષ્ટ, કીધી મેહેર મુરારિ. ૧૫
ટક્કર લેવા કાજ, વિપ્રે વિદ્યા હલાવી;
જ્ઞાનદેવની લાજ, રાખવા ભિંતિ ચલાવી. ૧૬
ઠગ નાગર કરી હાસ, મોકલ્યા પંથીહકારી;
નાગર નરસિંહદાસ, ની તમે હુંડિ શિકારી. ૧૭
ડગવા ન દીધો ટેક, રાગ મુકાવી આલ્યો;

અવલોકંતાં અનેક, હાર કંઠમાં ઘાલ્યો. ૧૮
ઢગલે આપ્યાં ધંન, વસ્ત્ર વિવિધ શાળામાં;
કુંવરબાઇનું મંન, મનવ્યું મોસાળામાં. ૧૯
વણ કાળે વરસાદ, વરસાવ્યો તમે ગજવી;
નાગર જનની નાત, નિંદા માટે લજવી. ૨૦
તત્ક્ષણ આવ્યા ધાઈ, નામાનું છાપરૂં છાયું;
મરી જીવાડી ગાય, પાત્રમાં પાણિ ભરાવ્યું. ૨૧
થકિત થયો સહુ સાથ, પુંઢલીક ઘેર આવ્યા;
કટિ ઉપર ધરિ હાથ, આસને ઇંટે ઠરાવ્યા. ૨૨
દગેથી આવ્યા દેવ, ડાકોર દ્વારાવતિથી:
જાણી બોડાણાની સેવ, તોલાયા ચાર રતિથી. ૨૩
ધનાજાટનું ક્ષેત્ર, નિર્બીજે નિપજાવ્યું;
નિરખે સહુ જન નેત્ર, ભોપલે અન્ન ભજાવ્યું. ૨૪
નજરે પડતાં નાથ, તુલસીદાસથી તારી;
મસ્તક મુકી હાથ, નર થયો જે હતિ નારી. ૨૫
પતિતપણું નિરમલ, રોહિદાસનું કીધું;
હાથ કાહાડી શ્રીફલ, જયેનું ગંગાયે લીધું. ૨૬
ફૂટકારો થવા કાજ, દિવાને દાખવિયો ડર;
કબીરની રાખી લાજ, પારસ થઈ ગયા પથ્થર. ૨૭
બળતાં રાખ્યાં પાંચ, પાંડવ પાસ પધારયા;
લાક્ષાગ્રહની આંચ, થી તે સલિંગ સુધારયા. ૨૮
ભગવદ્ ગીતા ગાઈ, પારથને રથ બેશી;
પરિક્ષિત રાખ્યો ધાઇ, માત ઉદરમાં પેશી. ૨૯
મજ ઉપર એમ મેહેર, કરિયે સારિંગ પાણી;
ધક્ષ્મીવર કરી લેહેર, વિમલ ઉઘાડો વાણી. ૩૦
યદુપતિના યશ ગાઉં, શરણ થઇને સાચે;
કરૂણા તમારી ચ્યહાઉં, બીજું કાંઇ ન રાચે. ૩૧
રમાનાથ કરી રીઝ, દરશન સત્વર દીજે;
બાળિ વાસના બીજ, ચરણ સુધારી લીજે. ૩૨
લક્ષ્મીવર તવ લક્ષ, મુજને સત્ય સધાવો;
શ્રીધર થઇને સમક્ષ, માહારૂં મંન મનાવો. ૩૩

વહી જાય છે વ્યર્થ, દુર્લભ દેહજ માહારો;
અક્ષિતણો જાયે અર્થ, દરશન દેઈ સુધારો. ૩૪
શઠતા સઘળી જાય, માહારા આભ્યંતરની;
બાહ્યાભ્યંતર થાય, લક્ષ જે લક્ષ્મીવરની. ૩૫
ષટ્શાસ્ત્રોનો શોધ, કરતાં સત્ય પ્રમાણે;
બળિયો જયેને બોધ, જન તે તમને જાંણે. ૩૬
સકલ વસ્તુનું સાર, એક તમ્યો છો આપે;
જેને તમારો આધાર, તે જન ન તપે તાપે. ૩૭
હઠ્ય મુકીને સર્વ, ભાવે જે જન ભજશે;
તત્વાદિકના ગર્વ, તે સમજીને તજશે. ૩૮
ક્ષમા કરી અપરાધ, ગરિબનો કર ગ્રેહેવો;
બાળકનો હવે બાધ, નાથજી થવા ન દેવો. ૩૯
શ્રીધર રાખો શર્મ, દાસને દરશન આપો;
કૃષ્ણરામના કર્મ, કઈક કલ્પના કાપો. ૪૦

## કીર્ત્તન ૩૭૧ મું.

"મનની પીડ્ય શમાવો." એ ચાલ.

નિર્લજ નવ્ય થઈયે, હરે માહારા નિર્લજ નવ્ય થઈયે;
કરૂણાનિધાન કેશવજી વિના અમે, કોહોને દરદ કહિયે. હરે મા. ૧
અવિનાશીના અમે થઈ અનુચર, સંકટ કયમ સહિયે;
કોટિ બ્રહ્માંડના નાયકને તજી, જન અમે કયહાં જઈયે. હરે મા. ૨
સત્ય સખા જાંણિ અમે તમને, ચરણ શરણ રહિયે;
શરણાગત વિશ્રામ તમારૂં, વેગે બિરૂદ વહિયે. હરે મા. ૩
જેહેવા તેહેવા પણ જયગદીશ્વરના, દાસ અમે છઇયે;
કરૂણા કરી હવે કૃષ્ણરામનો, કેશવ કર ગ્રહિયે. હરે મા. ૪

વી૦ ૫ પા. ૧૪

## કીર્ત્તન ૩૭૨ મું.

"ધારી માનવ તનુ કાં તેહેણે." એ ચાલ.

કરૂં વિનતી શ્રીકેશવને, ઈચ્છું આપ તણા અનુભવને;
અજી આંમ તે શું આદરો, કાં ન કરણે વિનતી ધરો. કરૂં. ૧

તમે ગૌબ્રાહ્મણના પાળ, શિઘ્ર કીજીયે મમ સંભાળ;
વિના ઐશ્વર્યે જે હું જીવું, પડે સહુથી તે માટે બીહિવું. ક૦ ૨
શ્રેષ્ઠ જન્મ તણું શું ફળ, મિટ્યા નહિ જો મનના મલ;
વિદ્યા જાણી તેંણે શું છે, જો ન જાણું જે ભાવિ પુછે. ક૦ ૩
એહેવું મોહોટાપણું તે ફોક, જ્યારે ન શમ્યા ઉરના શોક;
એહેવું વ્યાસપણું તે વ્યર્થ, અંગિના જો ન સરચા અર્થ. ક૦ ૪
એહેવી કીર્ત્તિયો શી પ્રિય લાગે, જો ન ભ્રાંતિયો ઉરની ભાગે;
બુટ્ટી સંજીવની સુંઘાડો, કૃષ્ણરામની કળ ઉઘાડો. ક૦ ૫

વી૦ ૭ પા૦ ૧

## કીર્તન ૩૭૩ મું.

### દશી ફેર.–શ્લોકો પહેલો.

શ્રી સદ્‌ગુરૂ ચરણે શીશ નમાવિ,
કેશવની કરૂણા ચ્યાહુ કમાવિ.
શ્રીધર અરજીનો સાંભળતાં શ્લોકો,
ગુણ કે દોષનો લાગે નહિ ગોકો. ૧
અચ્યુત આપના અર્ભકની અરજી,
સાંભળજયો શ્રવણે શીઘ્ર શ્રીધરજી;
સત્ય ત્રેતા ને દ્વાપર યુગ પેહેલાં,
સઘળા ઉદ્યમ તે પડતાતા સેહેલા. ૨
પુણ્ય પ્રાણી તે પ્રગટતા જયેહેમાં,
દાન દયા ને દમ રેહેતાં દેહેમાં;
વર્ણાશ્રમીયોમાં વ્યભિચાર નોહોતા,
ખાંત્યે સત્સંગે ખળતા ને ખોહોતા. ૩
વેદને પંથે વિશ્વાસે વેહેતા,
ગોષ્ટી જ્ઞાનની ગમ્યેથી ગ્રેહેતા;
સત્કર્માદિકને સાધતા સુખથી,
મિથ્યા વાણીને વદતા નહિ મુખથી. ૪
અંતઃકરણોમાં ઇર્ષ્યાઓ નોહોતી,
જીવેશ્વરની તે જાણુંતા જયોતી;
પરની પીડાને પેખી પરજળતા,

છેક છેતરી છળને નવ્ય છળતા. ૫
કઉતુકની કલબલ કોયે નવ્ય કરતા,
ઉત્તમ સગને ઓળખી આદરતા;
મન મધ્યે મોટી વસતીતિ મેહેર,
કોયે જન કોહોનો કરતા નહિ કેહેર. ૬
શ્રૃતિયોને સ્મૃતિયો સરવે સાંભળતાં,
માંન્યેથી માનવ મનનાર્થે મળતા;
બહુધા દેહેંદ્રિય હોતી બલવંતિ,
ત્રોડી સકતા તે તૃષ્ણાની તંતી. ૭
સ્મૃતિયો સરવથા રાખંતા સાચી,
નારી નાંણાથી નવ્ય પડતા નાચી;
પ્રારબ્ધ પૂરણ પુણ્યોનું મળતું,
ફલરૂપી વાકય સઘળાનું ફળતું. ૮
તંદ્રા નીદ્રા ને મોહને તજતા,
ભક્તિ નવધા ને ભાવેથી ભજતા;
આપણથી અધિકા જ્ઞાનીને પરખિ,
હઠ્ય મૂકી શરણે જાતા તે હરખી. ૯
સૂધા વેહેતાતા સમ તુલ્યો સાથ્યે,
હેતે ઝાલંતા દીનોને હાથ્યે;
સઘળા દેશોમાં થાતાં બ્રહ્મસત્ર,
સાંભળવા જાતા સજ્જન સરવત્ર. ૧૦
વાંકે ઉદ્યમે કોયે નવ્ય વેહેતા,
લક્ષ્મી નાથને લક્ષ્યેથી લેહેતા;
ધર્મ વિસારી ધંધે નવ્ય ધાતા,
પરધન દારાને ચિત્તે નવ્ય ચ્યાહાતા. ૧૧
શાસ્ત્રોની શીક્ષા સમજી સેહેલી,
મમતા અહંતા સકતાતા મેહેલી;
ચિત્ત ચિંતન ચૈતનનું ચ્યાહાતું,
એહેવા અવસરમાં મન માન્યું થાતુ. ૧૨
કેશવજી હવેતો આવ્યો કલિ કપટી,
લોભમાં સહુની વૃત્તીયો લપટી;

વરણસંકરતા વ્યાપી વરણોમાં,
કલેશની વાર્ત્તા પેઠી કરણોમાં. ૧૩
તીર્થોયે લીધું તીર્થત્વ તાંણી,
જાતિ વિજાતિના જારોને જાંણી;
દેવ દૈવત દાબીયું ગ્રહિને,
લક્ષણ હીનોની લોલુપતા લહિને. ૧૪
સંકોચન કીધી શાસ્ત્રોએ સત્તા,
વિષયારામીને જોઇને વત્તા;
વ્યાસોયે વિમળી વાતો સંતાડી,
જ્ઞાન વિહીનની ગોષ્ટી જોઈ ઘાડી. ૧૫
આચાર્યોયે પણ અંતરપટ રાખ્યો,
દોષાંકિત દંભી લોકને દાખ્યો;
સંત શોધ્યા પણ જડે સંતાયા,
મેલા જન જાણી દાખવે માયા. ૧૬
રહ્યા નહિ રૂડા પ્રિયવ્રતશ્યા રાજા,
માને બીકથી જેહેની યુગ માઝા;
સત્કર્માદિક તે સંકોચ પાંમ્યા,
જોઈ જંજાળે જન માત્ર જાંમ્યા. ૧૭
વૈવસ્વત મનુને વૈરાગ્ય વ્યાપો,
તૃષ્ણા તપનેથી જાંણિ જન તાપ્યો;
બદરી વન જઈ નરનારાયણ બેઠા,
અવળા અધ્યાસી જાણી જન એઠા. ૧૮
જગન્નાથ વશા જલધી ને તીરે,
કરપદ સંકોચ્યા રાગીની રીરે;
જ્યોતીલિંગ રહ્યાં જાુજાુવે દેશે,
ગંદા જન જોઈ ગ્રાવાણ વેશે. ૧૯
ચતુર્ભુજ આવ્યા ડાકોરચે ચાલી,
જારી જન જોઈ જવનિકા ઝાલી;
અંબાજી બહુચર આદે જે આઈ,
ભાસે નહિ જાંણી જનની ભવાઇ. ૨૦
ભાસવા દે નહિ ભક્તિ નિજ રૂપ,

ચેટક ભરિયા જન જાણિ થઇ ચ્યૂપ;
વૈરાગ્ય જ્ઞાને વપુને સંતાડ્યા,
કલેશી જન જાંણી કોરાંણ્યે કાહાડ્યા. ૨૧
પશ્ચા પિદધાન કીધા પુરાણે,
ટક્કર લેતા જન જોઇ આ ટાંણે;
કાવ્યે ઇતિહાસે કળનાઓ ચોરી,
તપતા જન જાણિ તનુઓના તોરી. ૨૨
ધર્મ જાણ્યૂં જે અધર્મ વશિયો,
ખોટાઇ કરીને ખળ જનથી ખશિયો;
સત્ય સ્વરૂપ પણ તે રહે સંતાયું,
પાપિષ્ટોને જોઈ પૂણ્ય પળાયું. ૨૩

જન જન પ્રત્યે તો જાડ્યતા બહુ ઝળકે,
ચકલે ચોવટે ચેટક બહુ ચળકે;
સવાઈ માધવરાવો સ્વધામ સધારયા,
પાછળથી નાના ફર્ણવીસ પધારયા. ૨૪
ગાયકવાલમાં ગોવિંદરાઓ,
દેવલોક પામ્યા જીતીને દાઓ;
અધર્મે સઘલો લોક અભડાવ્યો,
ગરીબ ગુર્જરમાં ગોરીચો આવ્યો. ૨૫

હાલાહળ કીધું સઘળે હુલ્લકરે,
સમર્થ કો નહિ જયે સેહેજયે સુલ કરે;
આહાવા અવસરમાં અવતાર આવ્યો,
કામ કલેશ તે જાશે કયમ કાપ્યો. ૨૬
નાથ નિષ્ઠુર થઈ નિર્મળિ જયે ન્યાત્યો,
પૂત્ર પિતાનીમથ પડતી પંચાત્યો;
આશ્રમિયો માંહે અવળાઇ પેઠી,
શઠ બુદ્ધિજનની સઘળે થઈ શેઠી. ૨૭
પાડિત પણ પ્રાણ પોષણને પેખે,
ડાહ્યા જન દોષ પારકા દેખે;
રાજા રંકોને સેહેજયે રંજાડે,
ભક્ત કેહેવાઇ ભટકે ભંજવાડે. ૨૮

સંત કેહેવાઈ શિવ નિંદા સાધે,
બાપ બાપડા બાળકને બાધે;
માતા થઈ તે પણ મેહેર ન આંણે,
તનય થૈને પણ તાતથી તાંણે. ૨૯
વાહાલા મિત્ર થઇ વધુને વણસાડે,
તાતી થઇ નારી પુરૂષોથી ત્રાડે;
ભગની ભ્રાતાનું ભૂંડુ નિત્ય તાકે,
સુખ ભત્રીજાનૂં સેહેવાય ન કાંકે. ૩૦
ભ્રાતા ભ્રાતાને ભટકાવે ભૂંડા,
લાડવાઇયો કરે નાથને લૂંડા;
સંતાપે સાસૂ વહુને થઇ સાંહાંમી,
પ્રેમદા માંની થાયે પરગાંમી. ૩૧
માતુલનિ સાથ્યે ભાણેજા મરડે,
હેતસ્વી પેહેલા હવે હોઠજ કરડે;
શેઠ વાણોતર ચાલે નહિ સવળું,
ઉત્તમ પુરૂષ થઇ બોલે છે અવળું. ૩૨
ધર્મીષ્ટ જન તે ડાટે ધન ધરણી,
પતિ કેહેવાઇને રઝળાવે પરણી;
વિમળ થઇને જન વેશ્યાને પોખે,
દાવા મુદ્દઈ થઇ દીનોને દોખે. ૩૩
કનીષ્ટ થઇને તે ભાગવત ભાખે,
રૂડી વરણને શેવક કરી રાખે,
મોટા થઈ મમ્મો ચચ્ચો મુખ બોલે,
કીધે શપથે પણ તે ન પળે કોલે. ૩૪
ઘરડા જનને પણ ગોવિંદ ગાવા,
ભાવે નહિ આવે રાહાડ્ય સળગાવા;
શ્રોતાજન થઈ પણ સમજે નહિ શિક્ષા,
દાસ કેહેવાઇ વગોવે દીક્ષા. ૩૫
ભૂંડું ગાઇને ભાંમા બહુ હસતી,
કાંતોને કાંતા કાંમણથી કસતી;
પરમારથ કેરી પેખે નહિ પ્રીતિ,

નર વા નારીયો ન્યાહાળે નહિ નીતિ. ૩૬
સમયે પાંનું તો પડિયું તે સાથે,
હારીને હઠિયો હું માહારે હાથે;
કોહોને કેશવજી માહારે શું કરવું,
તારી કઇકોને કેઇ રીત્યેં તરવું. ૩૭
દિશાઓ દાખી જોઇ ઘાલીને દ્રષ્ટી,
વરસતી દેખું વિષયા વિષવૃષ્ટી;
તાપ ત્રૈવિધથી તપિયો થઇ તાતો,
વિઠલ શી શી કહું વરણીને વાતો. ૩૮
સાધન સાધ્યાનો સમયો છે સારો,
ધર્મ ધુરિંધર મનમાં તો ધારો;
કાયા તો રોગે રગડાયે કસતી,
સંકષ્ટોને જોઈ સૂકી ને સસતી. ૩૯
પ્રારબ્ધ પૂરણ પાપેં બંધાણા,
શીષ્નોદર કાજે સાધન સંધાણા;
સ્વારથ સાધે તો સાચું સગપણ,
સ્થિરતા થાંથિ થઇ વાધ્યું ઠગપણ. ૪૦
ધન સુત દારાને ધંધે સહુ ધૂણે,
કેશવની કરૂણા કલપી નહિ કૂણે;
ભક્ષ્યા ભક્ષ્યોની ભાવના ભૂલ્યા,
ડાહ્યા દારાના ડાહાપણમાં ડુલ્યા. ૪૧
ચાનક લાગવા ચોઘડિયાં વાગે,
જાંણે પણ યત્ને જગ્ગી નવ્ય જાગે;
મિથ્યા વસ્તુને માટે મલપંતા,
જન જનથી ઝેરે ઝઘડે જલપંતા. ૪૨
ક્રોધી ક્રોધેથી કૂટે કૂટાવે,
લક્ષ્ય નિજ નિજની હાથ્યે લૂંટાવે;
ગૌ બ્રાહ્મણ પાલક ધર્મ ગોપાયા,
લજ્જા મૂકીને લંપટ લોપાયા. ૪૩
દેહાદિ દુઃખાનળના દાઝેલા,
રગડાતા રામા રાગે રાજેલા,

ભરતખંડમાં ભવ પામી ભટકે,
પાપેથી પાછા પોતાને પટકે. ૪૪
સંગતી શીતલ થાવા શી કરિયે,
દંભોના દાઝ્યા દેખીને ડરિયે;
ખળના સંગેથી ખાસા ખળભળિયા,
શી ગતી શેવકની થાશે સાંમળિયા. ૪૫
ધ્યાનિ યાજ્ઞિકને પૂજક પરવારયા,
માનવ મલ્પંતા મમતાના મારયા;
કીર્ત્તન કેશવનાં ભાવેં નહિ કોહોનેં,
ચુંબવું ચાહે ચતુરાના મોહોંને. ૪૬
સ્પૃશ્યા સ્પૃશ્યની સીમા લોપાંણિ,
ઘરડા પણ ખીંચે ઘર કેરી ઘાંણિ;
નારીના નરક કુંડોમાં નાહાવા,
ઇચ્છે આધીન અબળાના થાવા. ૪૭
શરમ સંતાણિ લજ્જા લુટાંણી,
કિંમત્ય કચરાંણિ કરૂણા કુટાંણી;
દયા ડુબી ગઈ દાન દબાયાં,
મેહેર મરદાઈ ગાયન ઘવાયા. ૪૮
ખોવાઇ ક્ષમા વીતૃષ્ણા વીતિ,
શાંતિ સટકી ગઇ નિર્બલ થઈ નીતિ;
આજ્ઞા અકળાઈ રંગ રોકાયા,
મોંન મીચાયું રસકસ શોકાયા. ૪૯
આપ મૂકીયું સઘળી ઔષધિયે,
બૂડવા લાગી બળ કરતાં બધિયે;
સંકોચ પામી સઘળેથી શુદ્ધિ,
બડબડને ભજવા લાગીયો બુદ્ધિ. ૫૦
ન્યાય નિર્બળ થઇ છુટીયો નાશિ,
પૃથ્વીમાં વ્યાપ્યું પાખંડ પ્રકાશિ;
ચોર થઇને સહુ ચિંતન ચૂકયા,
યમ કિંકર કેરા નેજા ફરૂકયા. ૫૧
રજની તો થોડી વાધ્યા છે વેશ,

હૃદયામાં વિલસે રાગ ને દ્વેષ;
આયુર્બળ થોડું મમતા તો મોટી,
કુચ્છિત ઉઘડિયો પ્રેતોની કોટી. ૫૨
દેશોમાં કળિયે દીધાં બહુ ડેરા,
ઘટઘટમાં ઘાઢા ઘાલીને ઘેરા;
જીવોને જોખ્યમ લાગે ઝાઝેરાં,
કસણાયાં કર્મ કૃષ્ણાર્પણ કેરાં. ૫૩
સંકષ્ટ પડિઉં શ્રીધર શેવકને,
તારક સંભાળી લેજ્યો આ તકને;
ભાગવત ને ગીતા સદવસ્તુ ભણાવી,
જીવોને તરવા યુક્તિ જણાવી. ૫૪
તાજી કરી આપી બ્રાહ્મણની ટેવ,
દયા ત્યમ કરજ્યો બ્રહ્મણ્ય દેવ;
વાંણી વિસ્તારી વિમળી વદનેથી,
સંભાળી લીધો પેહેલે સદનેથી. ૫૫
દાતૃત્વ દાતા થઈને દેખાડયું,
પાપીનું પાવન બિરૂદ પેખાડયું;
શ્રીધર સર્વોત્તમ આપી તનું સરજી,
હવે તો હાથ્યથી મૂકો કયમ હરજી. ૫૬
કેશવજી કાળ આયુષનો થોડો,
દાસની વાહારે દામોદર દોડો;
પોહોડી રેહેવું તે કયાંથી પરવડશે,
કિંકરને શીશે કલંક ચઢશે. ૫૭
દાસોને કાજ્યે તનુઓ બહુ ધારી,
વાહારે આવોછોજી વિશ્વ વિહારી;
દિશાઓમાં વાજે દામોદર ડંકા,
તે તે તારયા જન સૂધાને વંકા. ૫૮
અદ્રષ્ટ સઘળાં દ્રષ્ટીયે પાડો,
કામ કર્દમથી કિંકરને કાહાડો;
તાંત્યો તૃષ્ણાની ત્રોડીને નાંખો,
સઘળા અપરાધ સેવકના સાંખો. ૫૯

કેશવ શી જોશ્યો કિંકરની કરણી,
અરભક હું તો છું અવળો આચરણી;
અવિદ્યા કેરે આવરણે આંજ્યો,
ઘણા કલ્પોથી ગયો છું ગાંજ્યો. ૬૦
જીવનું દૈવત જગદીશ ન જોયા,
ખળતા ખેલંતાં જન્મ બહુ ખોયા;
પુરૂષોત્તમજીની પ્રીછિ નહિ પક્ષ,
ચૂકીને ભટક્યો ચોરાશી લક્ષ. ૬૧
શીશ્નોદર માટે પડિયો સાધનમાં,
મીત્ર માધવજી માન્યા નહિ મનમાં;
બડબડ કીધામાં રાખી નહિ બાકી,
થાંથો થઇ આવ્યો શરણે હું થાકી. ૬૨
લાજ રાખજ્યો લક્ષ્મીના નાયક,
દાસોને દેવ અભિમત ફળદાયક;
કળ મરડી તેણે કાંઇ થઈ કળના,
ખુશમાં આવ્યા નહિ સંગ જયે ખળના. ૬૩
કલબલ કુટિલોની કલ્પાઇ કરડી,
માંન મૂકીને બેઠો મુખ મરડી;
ભૂતલના મુજનેં ભાવે નહિ ભોગ,
વિઠલજી વેગે ભાગો વિયોગ. ૬૪
શોભે શ્રીધરની સત્તા સરવત્ર,
પ્રભુની આજ્ઞા બિન હાલે નહિ પત્ર;
જયેની આજ્ઞાથી જલધર જલ વરસે,
આજ્ઞાથી અનિમિષ આયુષ આકરસે. ૬૫
સાગર સઘળા ઉલ્લંઘે નહિ સીમા,
ધીરા થઇ વાહે વાયુ સહુ ધીમા;
આજ્ઞા માફકનેં અગ્નિ પરજાળે,
તરૂવેલી ફૂલે નેં ફળે તે કાળે. ૬૬
અંતરિક્ષ આદિત્ય કરેં અજવાળું,
રાત્રિનાથ કરેં સઘળું રસાળું;
અદ્રી અષ્ટ કુળ આજ્ઞાથી ન ડોલે,

આજ્ઞાથી યમરાય અધર્મ ન બોલે. ૬૭
સરિતાઓ સઘળી આજ્ઞાથી વેહેતી,
નક્ષત્ર પંક્તિ આંત્રિક્ષે રેહેતી;
શિશુમાર કેરા પકડે ધૃવદોર,
યમ કિંકર જુઠું જણવે નહિ જોર. ૬૮
ઈંદ્રાદિક નિજ અધિકારે વેહેતા,
માનવની પૂજા આજ્ઞાથી લેતા;
જઠરાગ્નિ જઠરે ગર્ભ ન પચવે,
માયા વિમુખોને તૃષ્ણાયે નચવે. ૬૯
હુતાશન સહુનેં પોહોચાડે હવી,
વિધાતા સરજે સૃષ્ટી નિત્ય નવી;
વાયુ ઉઘાડે વિધવિધની વાણિ,
તરૂના પત્રોમાં પોહોચાડે પાંણી. ૭૦
ચિંતનમાં નાવે ચરિત્ર જેહેનાં,
કોયથી અદ્રષ્ટ કલ્પાય ન કોહોના;
પ્રસવાવે પૂતળિયોથી પૂતળિયો,
ઉદરે ક્યાં પેશી રહીતી ઉતળિયો. ૭૧
વિધ વિધ રચના આવી રજ્ય રજ માહ્યાંથી,
કળના કયમ થાયે આવી એ ક્યાંહાંથી;
અંડજથી અંડજ ઉદ્ભિજથી ઉદ્ભિજ,
સ્વેદજ શ્યાં સ્વેદજ તેહેવી ત્યહાં તજવિજ. ૭૨
ચક્ષુઃહીનનો દેખે દીકરો,
નીપજતો દીઠો રોગી સુત નરો;
દંપતી દેખતાંનો સુત કાંણો,
શઠ નરનારીનો દીઠો સુત શાંહાંણો. ૭૩
મૂકોનો બોલે પંગુ સુત ચાલે,
ખળનો સાધુ સુત શુભનો ઘર ઘાલે;
સંતોષીનો સુત ક્રોધી કહિ દેખું,
પાપી પુરૂષોનો પાવન સુત પેખું. ૭૪
પૂત્ર મૂઢ તણો પંડીત પકવો,
સઘળાં સરખો દીસે નહિ શકવો;
કાળાનો ગોરો રૂપિ સુત કોહોડી,

ઉંચાનો વામન પ્રસવે કહિ જોડી. ૭૫
નિર્ધનનો બેટો ધનવંત થાય,
જરવાળાનો સુત ભીખવા જાય;
ચ્યુગલીખોરનો કુઅર સંતોષી,
જાંણ શું સકશે જાતકથી જોશી. ૭૬
કહિ તો જ્યહાં જેવું તેહેવું ત્યહાં દીસે,
કરતા કોય ચઢે બીજાને શીશે;
કડવાથી મીઠું મીઠાથી મોળું,
ન્યાંહાંનાથી મોટું ટુંકાથી પોહોળું. ૭૭
પથરાથી હીરા સિકતાથી સોનું,
છીંપોથી મુક્તા એ કારજ્ય કોહોનું;
માર્જાર વૃષણે સૌગંધી સૂરિ,
કોશંટે રેશમ મૃગથી કસ્તૂરી. ૭૮
કર્દમથી પંકજ કુચ્છિતથી કેળી,
માધવજીયે એ સદવસ્તુ મેલી;
અતર્ક્ય રચના એ ઇશ્વિરની એહેવી,
મમતા માનીને માહારી કયમ કેહેવી. ૭૯
સહુનો નિરવાહ સેહેજ્યે જ્યે કરે,
વિશ્વંભર એહેવું બિરૂદજ ધરે;
સત્તા સ્ફૂર્ત્તિથી સહુમાં જ્યે વ્યાપે,
શોભે સચરાચર જેહેને પરતાપે. ૮૦
બાહ્યાભ્યંતરની જાંણે જે કળના,
જેને જાણે નહિ સંગી ખળના;
ભુચર ખેચર ને જળ મળના જંતુ,
તે સઘળાની જ્યે રાખે કર તંતુ. ૮૧
વેદ વરણવે નિર્મળ જ્યેહેના,
દૈવત શું જાંણે દરશી જે દેહેના;
સરવાધાર જ્યે સરવેનો સાક્ષી,
જેહેની માહાલક્ષ્મી રાણિ કરૂણાક્ષી. ૮૨
જેહેને ભ્રૂભંગે વિલસે છે કાળ,
સેવકની લ્યે જ્યે સત્વર સંભાળ;

જેહેને હુ માહારૂં તાહારૂં કે પર,
શત્રુ મીત્ર નથી ઉંચ ઈતર. ૮૩
તોપણ સેવકની સંભાળ લે છે,
કલ્પદ્રુમ સદશ કિંકર રેહે છે:
જેનાં બળવંતાં બહુ વિધનાં બિરૂદ,
જયે છે સર્વોત્તમ વરદોથી વરદ. ૮૪
જેનું ચરણોદક ગંગાનું વારી,
નામ સ્મરણેથી તરત લ્યે તારી;
જેનૂં કીર્ત્તન કંઠેથી ગાતાં,
કલિમલ તે નાસે લત્તાઓ ખાતાં. ૮૫
નામોને મંત્રે ભૂતાદિક ભડકે,
ઉરમાં રેહેતાં તે અંગે નવ્ય અડકે;
જેનો યશ માત્ર કરણે સાંભળતાં,
માહા પાતક નાસે પોતે પરજળતાં. ૮૬
મનન કરચે જેહેનું વશ થાયે મંન,
પ્રત્યમા પૂજ્યે થાયે પાવંન,
જેના ચરણને શરણે રહ્યેથી,
કામાદિક નાસે વિલપંતા ક્રેહેથી. ૮૭
જે બળવંતનૂં ધરતાંમાં બાંનું,
ચિત્ર વિચિત્ર પણ શોધે નહિ પાંનું;
જેહેના કેહેવાતાં દાસોના દાસ,
માથેથી મિટશે મરણનૂં હાસ. ૮૮
જેહેની ધારણા કરતાંથિ બુદ્ધિ,
સરવથા હોયે શમલોથી શુદ્ધિ:
જયેહેના ચરણનું ધ્યાંનજ ધરતાં,
નિકટે નવ્ય આવે નિદ્રાંદિક નર તાં. ૮૯
જેને ભરૂંસે ભાવેથી રેહેતાં,
વિઘ્નાદિક નાસે વિડંબણ વેહેતાં;
જે મહારાજાની થાતાં મહા રીઝ,
બળીષ્ટ બળિ જાયે સંચિતનાં બીજ. ૯૦
જેનો સુધા સમાન કથા રસ જાણ્યે,

કલેશ ઉપજે નહી કરતાં ક્રિયમાણે;
જેના ચિંતનનો કરતાં સંયોગ,
પ્રીત્યેથી પાંમે પ્રારબ્ધ ભોગ. ૯૧
સંતત જેહેનૂ સાધંતાં સ્મરણુ,
ફરિને નવ્ય પામે જન્મ ને મરણુ;
દોષોથી દૂર રહિને જો વિચ્યારે,
તોતો તે પ્રાણી કઇ જનને તારે. ૯૨
જેની કરૂણાથી પંગુ ગિરિ લંઘે,
મૂંગો વેદ વદે શાસ્રોની સંઘે;
તે નારાયણને નિત્યે નમુછું,
વીયોગી તાવત રજમાં રમૂછું. ૯૩
માધવજી માનવ અવતાર આપ્યો,
શરણે આવ્યોછું તાપોનો તાપ્યો;
ષોડષ સમર્પી અરજી પણ આઇ,
બીજું બોલ્યાં નહિ બહુચર બાઇ. ૯૪
તમને તો અતિશે અરપીયો અરજી,
હેતેથી ઉત્તર નાપો કાં હરજી;
બન્યે એક થઇ બેઠાં શું સમજી,
તક વીતિ જાશે જાંણો ત્રીકમજી. ૯૫
સાધન મન માહારૂં સાધી નથિ સકતું,
ચિદ્‌ઘનને ચાલે ચોહોતરફાં ચકતું;
પેહેલા કાળનો જો હું મહા પાપી,
શું સમજી ત્યારે માનવ તનું આપી. ૯૬
સરવથા સઘલે સંભાળ લીધિ,
આવડી નિર્દયતા આજ કાં કીધિ;
શું કળિયુગ માટે વાંકા ચાલો છો,
ઘેલાના ઘટમાં ગાડાં ઘાલો છો. ૯૭
ભક્તવત્સલ કાં ભાગો ભરૂંસો,
હું તે કયહાં જઇ કહું હઇયાની હુંશો;
તપતો તનય લહી તાત ને માતા,
સુખથી શું બેઠાં સમજીને શાતા. ૯૮

બ્રાહ્મણનો દેહ આપીને ભાવે,
વેશ વગોવો છો તે હવે શે દાવે;
જોરાવરનો જન જો યમ કર જાશે,
તોતો લક્ષ્મીવર લાજ લોપાશે. ૯૯
માહારાં અંગના ગાત્રજ ગળિયાં,
પસરયાં મસ્તકે પેહેલાંથી પળિયાં;
કરોડા કમ્મરના થાયે કડકા,
ન સહે તનુ શીત શરદી કે તડકા. ૧૦૦
અંગે અકળામણ આવે અતુલ,
સંધિ સંધિમાં ઉઠે છે શુલ;
નાંક નીતરે તાંણ્યે તબખીર,
નેત્રે ઝાઝુવાં આવે વહે નીર. ૧૦૧
દુખવા લાગે બેઠેથી ડોક,
ઉત્તર શો આપું પૂછે જયે લોક;
પાગ હાથથી નીતરે પાણી,
વાગે કરણોમાં વેગની વાણી. ૧૦૨
અહ્માઇ ઉપરકાળજે બેઠી,
એકે ઉપાયે ઉતરે નહિ હેઠી;
નિદ્રાનિશિયે પણ નોહોતરી નાવે,
પૂરૂ મંદાગ્નિ પ્રાશું ન પચાવે ૧૦૩
ચ્યાર કોસ પણ ન સકાયે ચાલી,
ખાસા અંગોમાં ઉઠે બહુ ખાલી;
જાવું ઝાઝીવાર પડે છે ઝાડે,
તો પણ મારૂત તે મળને નવ્ય કાહાડે. ૧૦૪
નીર શીતલથી ન ખમાયે નાહાયું,
ઘોષે ગ્રીવાથી ન સકાયે ગાયું;
આસન ચ્યારઘડી ન ઠરે એકાંતે,
ભોગીની વાતો ભાવે નહિ ભ્રાંત્યે. ૧૦૫
કામિની કલબલ સેવાય કરણે,
નષ્ટ નારીનો ન સુહાવે નિરણે;
દાવાનળ સરખું લાગે છે દેવું,

શઠનું બાણવચન હૃદયામાં સેહેવું. ૧૦૬
શરણે આવ્યા જે શાંહાંણા જન શ્રોતા,
ત્રીકમના પ્રેરયા મે તેડ્યા નોહોતા;
તે સઘળા જનની લેજ્યો સંભાળ,
ગુરૂ તમને જોજ્યો નવ્ય લાગે ગાળ. ૧૦૭
વિઠ્ઠલ માહારે એક તમારી વગ,
યદ્યપિ હું છું ઠગમાં મહા ઠગ;
કેટલી આપત્તિ ભોગું છું કૃષ્ણ,
વૃત્તિયો તોહ્યેથઇ નહિ વિતૃષ્ણ. ૧૦૮
ભગવંત કેરો માની ભરૂસો,
લોકોના આગળ હાંકી મેં છુશ્યો;
આતુરતા અંતઃકરણે બહુ વ્યાપી,
પ્રભુજીને પદરેં પડિયો હું પાપી. ૧૦૯
દેવ તણા દેવ દયાનિધાંન,
મજ શેવક જનનું રાખવું માંન;
વિભુ તમને શરણે આવ્યા જો વહીશું,
તો તો આપણ બે બરોબર થઈશું. ૧૧૦
ઓળખિ જયે જયેણેં મુજને ઉપકાર,
કીધો હોયે તેહેની કરજ્યો વાહાર;
અન્નાદિક અરપ્યું હોયે સુખ માંની,
શાતા કરજ્યો તે જનને સુખ માંની. ૧૧૧
વિષ્ણુમૂર્તિ લહી કીધી હોય સેવા,
પ્રભુજી તે જનને પોતાના કેહેવા;
વૈરી માંની જયે કરતો હોય વેર,
જીવન તે જનથી કરશો નહિ ઝેર. ૧૧૨
જે જેણે મજને દીધી હોય ગાળો,
પાઠવશો નહિ તે જન ઉપર પાળો;
વિધવિધ સૃષ્ટીમાં સ્વામી વીરાજો,
દોષ દાસોના જોતાંથી લાજો. ૧૧૩
માહારે માત પીતા ભ્રાતા સુત બંધુ,
સગપણ સઘળામાં તમે કરૂણાસિંધુ;

ગુણદોષ જનના ગોવિંદ ન જોશ્યો,
અસતો કરશો તો નિજનો યશ ખોહોશ્યો. ૧૧૪
તરત અજામિલનેં તમે નામે તારયો,
જળમાં જૂડ થકે ગજરાજ ઉગારયો;
લાક્ષાગ્રહ વિષે બળતાતા આંચે,
કુંતીમા સૂધાં રાખ્યા સુત પાંચે. ૧૧૫
ગીતા ગાઈ કહી પારથ રથ બેશી,
પરિક્ષિતને રાખ્યો કુક્ષીમાં પેશી;
પોહોચાડ્યા પંચાળીને પ્રાવર્ણ,
દુષ્ટ સભા મધ્યે અશરણના શર્ણ. ૧૧૬
પત્ર પ્રાશીને પાંડવને રાખ્યા,
શ્રીદામાદ્વિજના તાંદુલ ચાખ્યા;
ગૌ ગોપી કાજ્યે ગિરિવર કર લીધો,
દાસ રાખવા દાવાનળ પીધો, ૧૧૭
રાસની ક્રીડા રામાથી રમિયા,
ભાજી વિદુર તણી ભાવેથી જયમિયા;
પિંગલા ગુણિકા સરખીને તારી,
પદરજથી ગૌતમ ગ્રહણી ઉદ્ધારી. ૧૧૮
સિંધુને મસ્તકે સેતૂનેં બાંધી,
અજ્ઞાની જનની મૂકાવી આંધી;
લંકાપતી કીધો વિભિષણને રાજા,
રાખી સુગ્રીવ હનુમંતની માઝા. ૧૧૯
શબરીનાં બદરી પ્રેમેથી પ્રાશ્યાં,
અવધપૂરીનાં વૈકુંઠ વાશ્યાં,
ભક્તોના મનમાં ભૂધરજી ભાવે,
દાસોને દેવ તુમ સાથ્યે દાવો. ૧૨૦
હવે તો શ્રીધરજી મજ ઉપર હેત,
કરજ્યો પોતાનો પાળી સંકેત;
કરમ સઘળાની કરજ્યો બક્ષીશ,
રંક જન ઉપર રાખો નહિ રીસ. ૧૨૧
પ્રારબ્ધ પૂરણ પ્રીત્યે પોહોંચાડો,

દેવાના દવથી દાસને કાહાડો,
મન મેળાવી લ્યો માધવ તુમ ચરણે,
સેવક શઠ છું પણ રાખો નિજ શરણેં ૧૨૨
અગોચર સઘળાં ગોચર કરાવો,
દરશન આપવા દામોદર આવો;
અકળાંમણ ભાગો માહારાં મન કેરી,
ફ્રવી મિટાવો જન્મોની ફેરી. ૧૨૩
કરૂણાસાગર કૃષ્ણજી કાહાવો,
અવસર સાચવજ્યો આપ્યો જ્યે આહાવો;
વેહેલા આવજ્યો વેળા રહિ થોડી,
કૃષ્ણરામ કહે કિંકર કર જોડી. ૧૨૪
સંવત અઢારસે ચ્યુમોત્યર જ્યારે,
ફાલ્ગુન સિત પડવે શનૈશ્વરવારે;
શ્લોકો સવાસો તૂકોથી સીધો,
લખિનેં શ્રીપતિનેં સમર્પણ કીધો. ૧૨૫



## કીર્તન ૩૭૪ મું.

### શ્લોકો બીજો.

શ્રી સદ્ગુરૂ ચરણે શીશ નમાવું,
સારિંગપાણીને શ્લોકો સંભળાવું.
ગોવિંદજી ગરિબનીવાજ કહાવી,
અરભકથી રાખો રીસ કાં આહાવી. ૧
દામોદર પદરે પડિયો હું દાસ,
હઠ્ય કાં રાખો અજી ચ્યાહો શું હાસ;
શરણે આવ્યાની સંભાળ કરોજી,
બળિષ્ટ બિરૂદ ધરચાં તે કાં વિસરોજી. ૨
તારક નાથ સકે કોયથી ટોકાયા,
રંગીલા કુણરંગ વિષે રોકાયા;
કિંવા કોય રૂષીયેં કીલન કીધાં,
કિંવા કોય વાહાલી વનિતા શૂં બીંધા. ૩

કિંવા વિશ્વેશ્વર વટ પત્રે પોહોડ્યા,
કે કોય દૈત્ય વિદારણ કરવા દોડ્યા;
કિંવા સલિલો પરી સૂતા અહિ અંગે,
કિંવા કેલી રચી કમળાને સંગે. ૪
કિંવા સાંખ્ય કહો સ્વાયંભુસુતાને,
મનગમતુ કરવા નિજની માતાને;
કિંવા સત્યવત્તને કહો શિક્ષા,
કિંવા બદરી વન બેઠા લેઇ દીક્ષા. ૫
કિંવા વૈકુંઠે પોહોડ્યા થઇ નિંદર,
કિંવા પૃષ્ટ ધર્યો ફરતો ગિરિ મંદર;
કે પૃથ્વી લેવા પોહોચ્યા છો રસાતલ,
કિંવા સુરરિપુ પાસ ગયા કરવા છલ. ૬
કિંવા લોકા લોકાચલ ફરવા,
કિંવા બળિના યજ્ઞ વિષે કર ધરવા;
કે સુતલે બેઠા બળિની દેવડીયે,
કે ધાયા ગજરાજ મુકાવા હડીયે. ૭
કિંવા અજગર વૃત્તિ ધરી સૂતા વન,
કિંવા ઇંદ્ર થઈ બેઠા ઇંદ્રાસન;
કિંવા વૈદ્ય થઈ ઔષધિયો શોધો,
કિંવા ગુરૂ ચોવીસ યદૂને બોધો. ૮
કિંવા વર દેવા ધ્રૂવ પાસે પોહોચ્યા,
કે પૃથ્વી દોહોવા જયે રસ સંકોચ્યા;
કિંવા પ્રગટ થવા પેઠા જઈ સ્તંભે,
કે દોડ્યા ક્ષત્રિય હણવા આરંભે. ૯
કિંવા ગૌતમ અહલ્યાને ઉદ્ધરવા,
કે ત્ર્યંબક ત્રોડી સીતાને વરવા;
કિંવા પંચવટી મધ્યે જઇ વશિયા,
કિંવા માયિક મૃગ હણવાને ધશિયા. ૧૦
કિંવા અગ્ર જટાયૂને કર સાહાવા,
કિંવા શબરીનાં બદરીને ખાવા;
કિંવા સુગ્રિવની બિરદાશજ કરવા,

કિંવા વાલિના વપુને સંહરવા. ૧૧
કિંવા સાગર શિર સેતુને રચવા,
કિંવા દશમુખ સંગ સમરને મચવા;
કિંવા સીતાના સંતાપ શમાવા,
કિંવા ભરતાદિકને રંગે રમાવા. ૧૨
કિંવા વસુદેવના અંસો પરી બેઠા,
કિંવા છાના શ્યા યશોદા ઘર પેઠા;
કિંવા ઉત્સંગે ચઢિયા માશીને,
કે કોય દૈત્ય ગયો લેઇને નાશીને. ૧૩
કિંવા પુરૂષોત્તમ પાળનિયે પોહોડ્યા,
કિંવા ગોપી ઘર તસ્કરવા દોડ્યા;
કિંવા નાચ કરો પીવાને છાશ્યો,
કિંવા દાખવવા ઘર ઘર તમાશ્યો. ૧૪
કિંવા વચ્છપતી થઈ વચ્છ ચરવા,
અઘ બગ વચ્છાદિનાં જોર હરાવા;
કિંવા યમુના તટ અન્નાદિક જમવા,
કિંવા વચ્છ શિશુરૂપે વ્રજ રમવા. ૧૫
કિંવા યશોદાયે બાંધ્યા શું દામે,
કિંવા તાલ વને પેઠા ફળ કામે;
કિંવા ગૌચારણ કાજ્યે વન વસવા,
કિંવા રૂષિ પત્નીનાં અન્નજ ગ્રસવા. ૧૬
કિંવા વન ભૂષણ ધરવા ગ્રીવાને,
કિંવા દોડ્યા દાવાનલ પીવાને;
કિંવા ગોપ કુમારીનાં પટ હરવા,
કિંવા ગોવરધન ગિરિવર કર ધરવા. ૧૭
કે યમુના જલમાં કાળિય દમવા,
કિંવા રાસોત્સ ગોપીથી રમવા;
કે પ્રતિચી પતિને દરશણ દેવા,
કે દધ્યાદિકનાં દાંણોને લેવા. ૧૮
કિંવા અક્રૂરને સંગે રથ બેઠા,
કે પ્રતિતી દેવા યમુના જલ પેઠા;

કિંવા પાંડ્વણુને પરિચટથી હરવા,
કિંવા કુબજ્યાનું મન માન્યૂં કરવા. ૧૯
કિંવા માળિ ઘર માળા માગવા,
કિંવા કંસ તણું ચાપ ભાગવા;
કિંવા મલ્લયુદ્ધ મલ્લોથી લડવા,
કિંવા દશ પ્રકારથી નજરે પડવા. ૨૦
કિંવા મામાને મરદવા દાઝ્યે,
કિંવા માત પિતા મૂકાવા કાજ્યે;
કિંવા માગધની સેનાને હણુવા,
કે સાંદિપની નીશાળે ભણુવા. ૨૧
કે મુચુકુંદને દરશણુ દેવા,
કિંવા ગુરૂ સુતને સંયમની લેવા;
કિંવા દ્વારવતી બેટે વાસવા,
કિંવા પરવતથી પડિયા નાસવા. ૨૨
કિંવા ભીષ્મની પૂત્રીને હરવા,
કિંવા રૂકમીને કદ્રુપી કરવા;
કિંવા રૂક્ષપતીબિલ મણિને લેવા,
કે જાંબવતીનો પાણીને ગ્રેહેવા. ૨૩
કિંવા સદ્ભામા સંગે સ્વ જંઇને,
લ્યાવવા દોડ્યા ગમતું તરૂં ગ્રહિને;
કિંવા નરકાસુર નિર્દાલન કરવા,
કિંવા સોલસહસ્ત્ર શતસંગે વરવા. ૨૪
કિંવા પટરાણી ધરવાને હાથ્યે,
સપ્ત વછોને નાથવા નાથ્યે;
કિંવા કાલિંદી કેરી કર ગ્રેહેવા,
કિંવા મછવેધ કરીને સ્ત્રિ લેવા. ૨૫
કિંવા ઉજ્જયની પોહોચ્યા સ્ત્રી હરવા,
કિંવા પાંડવની પ્રતિપાલ કરવા;
કિંવા દુઃશાશનનૂં હરવા નીર,
કિંવા પૂરવા કૃષ્ણાને ચીર. ૨૬
કિંવા ભીમ કરે માગધ મોડાવા,

કિંવા બહુ નૃપના બંધન છોડાવા;
કિંવા શિશુપાળાદિને નિર્દલવા,
કિંવા કુરૂક્ષેત્રે વ્રજ જનને મળવા. ૨૭
કિંવા પારથના રથને હાંકવા,
કિંવા ભીષ્મ વચન ભાવે રખવા;
કિંવા કૌરવનું દલ સંગ કપાવા,
કિંવા પાંડુસુતને, રાજ્ય અપાવા. ૨૮
કિંવા પ્રૌંદ્રક સંગ ગયા છે કાશી,
કે શ્રીદામાને કરવા સુખ રાશી;
કિંવા રૂષિ સંગે વળિયા છો વાટે,
શ્રુતદેવ દ્વિજને બહુલાશ્વ માટે. ૨૯
કે ઉદ્ધવજીને જ્ઞાન અરપો છો,
કે વિશ્વંભર થઈ સહુને તરપો છો;
કિંવા વ્યાસ થઇ વશિયા છો બેટે,
કિંવા મૌન થઇ ખશિયા છો ખેટે. ૩૦
કિંવા પરિક્ષિતમાતુ ઉદરમાં પેઠા,
મજ કિંકર માટે કહો ક્યાં જઇ પેઠા;
અનેક અરજીયો તમને તો અરપિ,
કે મજ કરમોથી બેઠા છો ડરપિ. ૩૧
મેં તે કરમ કિયાં કીધાં આ લોકે,
તે તમથી બળિયાં જ્યે તમને રોકે,
શું મે બ્રાહ્મણના કીધા કર કાપ્યા;
શું મે સંત પુરૂષ સેહેજ્યે સંતાપ્યા. ૩૨
શું મે સરિતામાં કીધી લઘુશંકા,
શું મેં દેશ ઉજડ કીધા દેઈ ડંકા;
શું મેં પાખંડ રચના રચાવી,
કે કોયની થાંપ્યણ પુષ્કળ પચાવી. ૩૩
કે પરદારાથી કીધા વ્યભિચાર
કે ગૌજાતીને લત્તાના પ્રહાર;
કે મેં વિશ્વાસીની કીધી ઘાતો,
કિંવા માહા મારગ લૂંટાયો જાતો. ૩૪

કિંવા જન બહુનેં ખવરાવ્યાં ઝેર,
કિંવા વાહાલામાં વધરાવ્યાં વેર;
કિંવા તીરથ જઇ તાકી તારૂણિયો,
કિંવા વિપ્ર થઇ પીધિ વારૂણિયો. ૩૫
દીધિ જંતૂને અગ્નિની આંચો,
કુડી સાક્ષી ભરી લેઇને લાંચો;
કે પરદારાના વરણુવિયા દોષ,
કે કોય રંકોને રગડ્યા કરિ રોષ. ૩૬
કે કીધી નિંદા વૈષ્ણુવ શિવજનની,
કે આશા રાખી બ્રાહ્મણુના ધનની;
કિંવા કૃષ્ણુ કથા ભંગાણુ પાડી,
કે સત્પુરૂષોની કીધી બહુ ચાડી. ૩૭
કિંવા શપથ કરી લીધા નાખ્યાં ધન,
કે પરણી પત્ની રઝળાવી રનવન;
કે મેં આત્માની ઘાતો કરી આપેં,
કિંવા પ્રાણુ સગાં પોષ્યાં મેં પાપેં. ૩૮
કિંવા માત પિતાથી ચાલ્યો અવળું,
કે સંભળાવ્યું નહિ શિષ્યોને સવળું;
કે ઉત્તમ જનનાં કીધાં અવમાંન,
કે લીધાં અઘટિત અવસરમાં દાન. ૩૯
કિંવા ભક્ષ્યાભક્ષ્ય ન જોયાં ભાળિ,
કે ગૌબ્રાહ્મણુને દીધિ બહુ ગાળિ;
કે કોય અતિથિનેં દેખાડી આંખ્યો,
કે કોય યોગીનેં જંજાળે નાંખ્યો. ૪૦
કે મારણુ મોહન ઉચ્ચાટન સાધ્યાં,
કિંવા બહુ જનનેં પીડાથી બાધ્યાં;
કે અવળું બોલી આભ્યંતર બાળ્યાં,
કે કોય દાનાદિક કરતાં મેં ખાળ્યાં. ૪૧
કિંવા વેદ તણા મારગ મેં લોપ્યા,
કે ગુણુવંત વિષે અવગુણુ આરોપ્યા;
કિંવા ઇંદ્રિજાળ વિદ્યાથી સહુનેં,

બાહ્ય કરી નાંખ્યા ધર્મોથી સહુને. ૪૨
કિંવા દેવ તણા દેવાલય તોડ્યાં,
કે મહાપુરૂષોનાં માંન્ય મેં મોડ્યાં;
કિંવા વાહાલાં મધ્ય વિયોગજ પાડ્યા,
કિંવા વિણુ વાંકે બાળક કૈં તાડ્યાં. ૪૩
કિંવા પશુજાતિ સ્ત્રીથી હું રમિયો,
કિંવા શબ સૂતક ભોજનને જમિયો;
કિંવા વેશ્યા સંગ કરયો મેં વંઠી,
કે ઠગવિદ્યાથી ઉતરાવી કંઠી. ૪૪
કિંવા ભેદ ગણ્યા બ્રહ્મા હરિ શિવમાં,
કિંવા સત્ય લહ્યાં દેહાદિક જીવમાં;
કિંવા નિંદ્યા મેં ગણપતિ રવિ દેવી,
કિંવા રજવંતી રામા મેં સેવી. ૪૫
કિંવા આપીશ કહી બ્રાહ્મણને નાપ્યું,
કિંવા કલહ કરી નિજ કુળ સંતાપ્યું;
કિંવા માઠું મે સહુ જનનું તાકયું,
કિંવા વિષ્ણું વિમુખ થઇ પોકળ હાંકયું. ૪૬
કિંવા તોર ધરયો તનુ ધન ઉદ્દેશી,
કિંવા કષ્ટ કરયાં જનને થઈ ક્લેશી;
કિંવા બ્રાહ્મણ ગો બાળક સ્ત્રી મારયાં,
કે વેદ વચન શુણતાં જન વારયાં. ૪૭
કિંવા લાંચો લેઇ કીધી :પંચાત્યો,
કિંવા કરિ પટલાઈ ભગાવી નાત્યો;
કિંવા બ્રાહ્મણને જમતા રોકાવ્યા,
કિંવા ભાગ વિભાગીના શોકાવ્યા. ૪૮
કિંવા અધર્મિનું અન્ન આરોગ્યું,
કિંવા વ્યસને વિષ ભોગાવી ભોગ્યું;
કિંવા સત્પાત્રોનાં લાડ ન પાળ્યાં,
કિંવા લૂટી લેઇ નગરાદિક બાળ્યાં. ૪૯
માહારે વદનેથી શું શું કહુ વરણી,
કેશવજી જાંણો સહુ જનની કરણી;

મુજને તો લીધો અજ્ઞાને ઘેરી,
કયમ જાંણું કરણી કાળાંતર કેરી. ૫૦
સાક્ષી છો શ્રીધર તે જાંણો સ્પૃષ્ટ,
અજ્ઞાને મુજને સઘળું અદ્રષ્ટ;
ગત દિનની કરણી તે આજ વિસરિયે,
જીવ અમે બાંધ્યા માયાના ફરિયે. ૫૧
જયમ મળને રોગે બકવા બહુ વાધે,
તે તે સાધન સત્ય કહો કયમ સાધે;
એ રીતે અમને અજ્ઞાને વાહ્યા,
દેવ દયા કરશો તો થઇશું ડાહ્યા. ૫૨
નહિતર તો નથિ ઉગરવા આરો,
માધવજી માહારો શો વાંક વિચ્યારો;
છો સર્વજ્ઞ તમે સરવાંતરયામી,
કિંચીત્કરૂણા દ્રષ્ટિ કરો મજ સાહામી. ૫૩
માધવ માન તજી આવ્યો હું શરણે,
નિરખાવો મુજને કરૂણા કરિ નિરણે;
જયે વાતે જગદીશ તમે થાઓ રાજી,
બાળકને તે બાપ બતાવો બાજી. ૫૪
અકળિત છે સત્તા અવિનાશિ તમારી;
તે કળના કરવા સત્તા શી માહારી;
સુતનું નાંમ લહી નારાયણ ભાખ્યો,
તર્ત અજામિલને ભવ ભયથી રાખ્યો. ૫૫
દરશણ દાન કરયૂં નિજને આણંદે,
તોપણ જન્મ ધરયો બીજો મુચકુંદે;
વિદ્વત્ વીપ્ર હતા પણ ન લહી વ્યક્તી,
શ્રવણ કરયે થઇ બ્રાહ્મણિયોને ભક્તિ. ૫૬
પ્રતિદિન પઠતાં પણ રેહે વસ્તુ પરોક્ષ,
સપ્ત દિવસ શુણતાં પરિક્ષિતને મોક્ષ;
યજ્ઞ કરયા નહુષ્યે પણ સ્વર્થી પડિયો,
અપરાધી લુબ્ધક દેહે સહિતાં ચઢિયો. ૫૭
સરખે ઉદ્યમે સમ ફળ નહિ કોહોને,

સુરને પીયૂષ વારૂણિ અસુરોને;
કદર્યનીતો રહિ બિન દાને માઝા,
માહાદાને કૃકલાસ થયો નૃગરાજા. ૫૮
નીર વિના શલ્યા થઇ ગૌતમ દારા,
પ્રસવ્યો પૂત્ર પણ પાવન રહિ તારા;
દુરવાસા શ્યાપે ઘોળે જયગ ઘાલ્યો,
પણ તે અંબરીષ ઉપર નવ્ય ચાલ્યો. ૫૯
સાઠ્ય હઝાર સુતે સંતાપ ન વારયા,
પિતુ સહિતાં સઘળા એકે ઉદ્ધારયા;
દેવાપી પામ્યા બહુ તપથી શોક,
ષણમાસે પામ્યા ધ્રૂવજી ધ્રૂવલોક. ૬૦
સૌભરિશ્યા તપસી સંસારે ધાયા,
કાકભુષંડીને અડકે નહિ માયા;
છલાઈ પતીવ્રતા વ્રંદા નીકટની,
નિસ્તાર પાંમી પીંગલા નટની. ૬૧
એહેવા કેટલા કહું આશ્ચર્ય અનેક,
ત્રીકમજી રાખો તેહેનો રેહે ટેક;
એમાં કોય જનનૂં ઉપજે નહિ કાંઇ,
મનન કરૂં શાંશાં માહારાં મન માંહી. ૬૨
અનાથના બંધો આવ્યો હું શરણે,
કિંકરની અરજી સાંભળજ્યો કરણે;
આદી એક હતા આપે અવિનાશી,
પાછળથી માયાએ શક્તિ પ્રકાશી. ૬૩
તેણિયે પુરૂષોત્તમજી ચતુર્ભુજ ભાસ્યા,
નિર્ગુણ તે સગુણાકારે પ્રકાશ્યા;
ચૈતન આપ તણું માયામાં વ્યાપ્યૂં,
કાળ અને પૂરૂષ નામે થાપ્યૂં. ૬૪
વિદ્યા અવિદ્યા માયાથી શક્તી,
પ્રગટી તે એમાં બેની થઇ વ્યક્તી;
વિદ્યા સહ તે પુરૂષોત્તમ પરમાત્મા,
અવિદ્યા વશ તે પૂરૂષ જીવાત્મા. ૬૫

વિદ્યાંડાવદ્યાથી રચિયો ઉપાધી,
મોક્ષને ભોગ જણુવવા સાધી;
જીવને તો રહિ અગોચર વિદ્યા,
અવલોકન માંહિ આવિ અવિદ્યા. ૬૬
જયેહ સધાંણી તે ફળરૂપે થઈ,
અણુસાધી તે નીત્ય અગોચર રહી;
અવિદ્યા કેરાં આચરણુ અવળાં,
વિદ્યા જાંણ્યા બિન ભાસ્યાં તે સવળાં. ૬૭
આવરણે આત્મા અગોચર કીધો,
અભ્રમંડળમાં રવિ સરખો લીધો;
અસ્મિતા દ્વારા અધ્યાસ મનાવ્યો,
દેહ વિનાનો તે દેહી બનાવ્યો. ૬૮
રાગ ઉપજાવ્યો દેહાદિક ઉપર,
તેણે મનાવ્યાં હુંને માહારાં પર;
વૃત્તિ મન માંની ભંગ જયહાં થાતી,
દ્વેશેથી ચક્ષુ થાયે ત્યહાં રાતી. ૬૯
અભિનીવેશથી અસત સત માન્યાં,
બુદ્ધિ બિગાડ થયે વિશ્વાસેં બાંન્યાં;
એતો પાંચે પરવ અવિદ્યા કેરાં,
તેથી કર્મ કરે જીવ અનેરાં. ૭૦
અસંભાવના ઈશ્વરમાં આણી,
જીવ તેથી ન સકે ઈશ જાંણી;
વળતી વિપરીત ભાવના વાધે;
આંધળા જનનેં અંધ આરાધે. ૭૧
કામ ક્રોધનેં લોભજ લૂંટે,
તમ રજ સત્વનાં તાંન ન ત્રૂટે;
કાયા કનકનેં કાંતા મન પેઠાં,
મન બુધ્ય ચિત્તનેં કરિ નાંખ્યાં એઠાં. ૭૨
શબ્દ સ્પરશનેં રૂપ રસ ગંધ,
ભોગેં શુદ્ધ તજી અવળાનેં અંધ;
ઇંદ્રિયો સઘળાં અવળાઇ ભજવાં,

વિષ વિષયા મધ્યે સમજ્યા બિન સજતાં ૭૩
ભેદની દ્રષ્ટી ભલિ પેરચે ભાવે,
એમ અવિદ્યા તે બહુ નાચ નચાવે;
એહેવે આચરણેથી અહંપદ વાધે,
બલિષ્ટ થઇ તે પથ વિદ્યાના બાધે. ૭૪
તેથી જન્મ મરણુ લાગે જંજાળો,
પ્રૌઢા નિત્ય આવે અનિમિષનો પાળો;
વ્યાપક આત્માનેં લોકાંતર ભમવું,
આત્મારામને વિષયોમાં રમવું. ૭૫
નિર્ગુણ તે પરતંત્ર થયો ત્રૈગુણથી,
કેશવ કરૂણા બિન છુટે તે કુંણથી;
સમર્થ છે પોતે પણ ભાસે રંક,
કલિમલ વરજીતને ચઢિયા કલંક. ૭૬
પંથ પ્રપંચના પ્રીત્યેં પ્રસરાવ્યા,
દૈવત દેવનેં દિલથી વિસરાવ્યા;
એહ અવિદ્યાની અવળાઇ કહિયે,
લક્ષ્મીવરનેં તે ક્યે લક્ષે લહિયે. ૭૭
અવિદ્યા હરજી આધિન તમારે,
નિત્યેં નૃત્ય કરે જે શીશેં અમારે;
વિદ્યા તે પણ છે વશ હરજી તમનેં,
અગોચર રેહે છે જ્યે નિત્યે અમનેં. ૭૮
સજ્જન સંગતી કૃષ્ણાર્પણ કર્મ,
વેદ શાસ્ત્રના માનવા ધર્મ;
કૃષ્ણ કથા પિયૂષ સાંભળવું,
કેશવ કોપેં તે રીત્યેં નવ્ય રળવું. ૭૯
વિશ્વંભર કેરો ધરવો વિશ્વાસ,
હરિ હરિજન કેરાં કરવા નહિ હાસ;
દામોદરજીના દાસ થઈ રેહેવું.
હું માહારૂં મનથી માંની નવ્ય લેવું. ૮૦
સુખ દુઃખ ભોગવવું પ્રારબ્ધ માંની,
હૃદયામાં કોયની ચ્યાહાવી નહિ હાંની;

પરની પીડાને પેખી પરજળવું,
મિત્ર મિત્રોને મનનાર્થે મળવું. ૮૧
દંભીની સંગતિથી દૂર ખસવું.
વિટંબણા વરજી એકાંતે વસવું;
ગુણ ગોવિંદના ગવરાવી ગાવા,
જાવું જ્ઞાનરૂપી ગંગામાં નાહાવા. ૮૨
સત્ર સાંભળવું ગુરૂને થઇ શરણે,
નિત્યાનિત્યના સાંભળવા નિરણે;
વેદાંત જોવું નિત્યે વિચ્ચારી,
ધન સત્પાત્રોને દેવું હું હારી. ૮૩
શ્રીધરની સત્તા જોવી સરવત્ર,
જેહેની આજ્ઞા બિન હાલે નહિ પત્ર;
માંનવી માથે છે મરણ ભીતિ,
યમનો ડર જાંણી નિહાળવી નીતિ. ૮૪
અહાર ભય નિંદ્રા રતિને રગડવાં,
લોકોનાં બળવા દેવાં બડબડવાં;
સજ્જન પુરૂષોની માનવી શિક્ષા,
દિલ સાચે ધરવી દેવની દિક્ષા. ૮૫
સઘળે સર્વાત્મા વ્યાપકને જોવા,
ખાંતે રાગ દ્વેષ હૃદયથી ખોહોવાં;
થાશે નારાયણ કેરૂં નિરમેલું,
વશ મન રાખવું વૃત્તિ વિરમેલું. ૮૬
સૂતાં જાગતાં કરતાં ગૃહકાંમ,
આભ્યંતર રટવાં નાથ નાંમ;
હસતાને હસવું રડતાને રડવું,
ગર્વ મૂકીને ખાલી ગડગડવું. ૮૭
ગુપ્ત અરપવું પાત્રોને વિત્ત,
ચકડોળ ચઢવા દેવું નહિ ચિત્ત;
હરિના થઇ રેહેવું હૃદયમાં રાજી,
સજ્જન સંગત્યથી સાચવવી બાજી. ૮૮
ભગવન્નૈવદ્ય પાખે નવ્ય જમવું,

દુઃશમન માંનીને કોઈને નવ્ય દમવું;
દેહાદિક જોવાં મળ મૂત્ર ભરેલા,
સબંધી જોવાં રૂણુ સ્વાર્થે વરેલાં. ૮૯
કાળ તણા મુખમાં જોવાં જન સર્વે,
કરવો નહિ વિદ્યા વપુ ધનનો ગર્વ;
સુખ સંસારીના સ્વપના શ્યાં જોવા,
ધણિના ધ્યાંનવડે કલિમલને ધોવાં. ૯૦
નિત્યે સ્તુતી કરવી શારિંગધરની,
વિધ વિધ માંનવી રચના ઇશ્વરની;
જ્ઞાન વૈરાગ્ય સહિતાં હરિભક્તિ,
તે દ્વારા તજવી બીજી આસક્તિ. ૯૧
અધમોદ્ધારણને આશરે રેહેવું,
આપણુના ડાહાપણને મૂકી દેવું;
ઇચ્છા ઇશ્વરની માંની મન મોટી,
હું કરતા કેહે તે લેહેવી મતિ ખોટી. ૯૨
સંકલ્પોના સહ વિકલ્પ વિસરવા,
કઉતુકથી કાંન કોહોના નવ્ય ભરવા;
હરિનું હેત લહી હારી નવ્ય જાવું,
માયિક રચનાનૂં મળવું નવ્ય ચ્યહાવું. ૯૩
કામ પડે તેટલું વદવું કૃપણોથી,
મમતા નવ્ય ધરવી મનમાં જન કોથી;
હરિ વિમોખુનું જોઈ ભવ માંહે ભમવું,
હરિને ચરણ તણે શરણે વીસમવું. ૯૪
ભેખ તણા કેવળ ભરૂસા તજવા,
ભાવેથી ભગવંત હૃદયમાં ભજવા;
ભેખ તણી નિંદા કદિયે નવ્ય કરવી,
ઓળખી ઉત્તમની સંગતિ આદરવી. ૯૫
પરદેશી સરખું રેહેવું નિજ ઘરમાં,
વાહાલપણું કરવું તે વિશ્વેશ્વરમાં;
બાજીગર સાચો જુઠી જયે બાજી,
એહેવું જોઇ રેહેવું માધવ શું રાજી. ૯૬

એહેવા વિદ્યાના વીધ વિધ વિલાસ,
તેને સેવે તે સાચા હરિ દાસ;
એહેવી વિદ્યાને કયમ કરિ હું સાધું,
માટે માધવજી તમને આરાધું. ૯૭

કરૂણા કરશો તો વિદ્યા મન વસશે,
આવરણ કરણાર અવિદ્યા ખસશે;
સેહેજયે સંતાપ સઘળાયે શમશે,
ગુણ ગોવિંદતણા ગાવા મન ગમશે. ૯૮

અતિશે આભ્યંતર અજુવાળું થાશે,
જીવની જોરાવર જંજાળો જાશે;
ભીતી મિટિ જાશે કાળા નલ કેરી,
ફરવી મિટી જાશે જન્મોની ફેરી. ૯૯

અદ્રષ્ટ સઘળાં દ્રષ્ટિયે પડશે,
ભક્તિ વૈરાગ્ય જ્ઞાન ગડગડશે;
છૂટશે ત્રણ્યે રૂણ ત્રણ્યે તાપ,
ઓળખાશે ઉરમાં આપનું આપ. ૧૦૦

ભાસશે કાક વિષ્ટા સમ ભોગ,
જણાશે જાલ્યમ જીવેશ્વર યોગ;
રૂપ રંગીલૂં નજરે દેખાશે,
એકોત્તર શતનો ઉદ્ધાર થાશે. ૧૦૧

માધવજી કરિયે મુજને મેહેરબાંની,
ઓળગ નોહ્ય અક્કલ આપની માંની;
માધવજી આહાવો અવસર કયહાં મળશે,
ત્રીકમ કયહાં સૂધી સેવક ટળવળશે. ૧૦૨

સત્વર સેવકની સંભાળ કરજ્યો,
હરજી હસ્ત હવે હેતેથી ધરજ્યો;
હાંની કયમ સેહેશે વરિયો જ્યે હરિને,
કિંકર કૃષ્ણરામ કહે કરગરિને. ૧૦૩

સંવત અઢારસેહેને ચ્યુમોત્યરે,
ફાગણ સિત તૃતીયા ચંદ્ર વાસરે;

શ્લોકો સંપૂરણ લિખિયો તે સીધો,
કૃષ્ણરામે તે કૃષ્ણાર્પણ કીધો. ૧૦૪

દોહરો.

શ્લોકાની શ્રવણે ધરી, તૂક એકસો ચ્યાર,
કૃષ્ણરામની કૃષ્ણજી, વેગે કરજ્યો વાહાર.

વી૦ ૨૪ પા૦ ૧

# કલિકાલનું વર્ણન.

## કીર્ત્તન ૩૭૫ મું.

કૃષ્ણ કરૂણાનિધાન કૃપા કરો, આતો સમય આવિ પડયો આકરો;
નથી સેહેવાતી ટંટાની ટાંકરો. કૃ૦ ૧
આંગે પીડા અહંમમતા તણી, વળિ સમય બિગાડે બિજી બણી;
મજ રંકથી કયમ ઓલવાય અણી. કૃ૦ ૨
તાપ ત્રિવિધથી પેહેલાં તાપિયો, વળિ રાગ રોષ હૃદિ વ્યાપિયો;
ભાગ્યહીણ તેણેં સંગે શાપિયો. કૃ૦ ૩
જયે જયે મળિયું તે સ્વારથ સાધવા, આપસરીખો કરીને આરાધવા;
બુદ્ધિ બિગાડ કરીને બાધવા. કૃ૦ ૪
રોજંગાર રોકાયા રોળથી, ઘરનાં ધન ઘાઢાં ઘણા ઘોલથી;
દુઃખ વાધ્યાં મતિ દંદોલથી. કૃ૦ ૫
વાધ્યા ચકલે ચકલે ચાડિયા, ઉંચ પુરૂષોનેં ઉંધા પાડિયા;
લોક દાંડ થયા લડવાડિયા. કૃ૦ ૬
જન જનની હઠી બલજોરીયો, અનુદીન થવા લાગી ચોરીયો;
ગરિબ ગુર્જર પેઠો ગોરીયો. કૃ૦ ૭
કશું કિંચિત્ કલ્પી કલંકનેં, રાય થઇને રોળે છે રંકનેં;
વિત્ત લોભે વિચ્યારે ન વંકનેં. કૃ૦ ૮
વિના કાળે તે વરષા વરસતા, અંબુ વેળા અંબુનેં આકરસતા;
સસ્ય માત્રની સૂકાઇ સરસતા. કૃ૦ ૯
જન અવગુણ ગ્રહે ગુણ વિસરે, દેશો દેશો દેવાળાં નિસરે;
એમ અર્થાભિલાશા શી સરે. કૃ૦ ૧૦

મુખે મમા ચ્યચ્યા રહ્યા મલિ. એક એક ઉપર જન રહે બલિ;
સગા સગા ન બેસે હશી મળી. કૃ૦ ૧૧
વેદ શાસ્ત્રની ગોપિ લોપાઇયો, જ્ઞાન દાનની ગતી ગોપાઇયો:
હૃદયે રાહાડ્યની વેલ્યો રોપાઇયો. કૃ૦ ૧૨
મિત્ર માંનીયે તે મહા મોહો કરે, છોડિ છોકરા તે ગળે છોહોકરે;
જાતી જાતીમાં જન બહુ દ્રોહ કરે. કૃ૦ ૧૩
વ્યભિચાર વધ્યા બહુ જાત્યમાં, અતી ઇરિષા વધી નાત્ય નાત્યમાં;
રહ્યા વિષય વિકાર વિસાત્યમાં. કૃ૦ ૧૪
કન્યાવિક્રય કલ્પાયા ઘણા, ગુણ ગાવા ગમ્યા તનુઓ તણા;
કહું શું શું નથી રહી કાંઈ મણા. કૃ૦ ૧૫
કથા કૃષ્ણની કોયને નવ્ય ગમે, દાસ થાય તેને દુનિયા દમે;
દામ દારાના રંગમાં સહુ રમે કૃ૦ ૧૬
આહાવે અવસરે સાધન શ્યાં સધે, અંગે રોગ નવા નિત્યે વધે;
આવે અલ્પ મરણ અકાલે બધે. કૃ૦ ૧૭
આભ્યંતરે આતુરતા થઇ, જંજાલમાં જીનગાની ગઈ;
કલેશ વાધે છે નિત્યેં કઇ કઇ. કૃ૦ ૧૮
આવ્યો આશરે હુંતો આપને, શ્રીનિવાસ શમાવો સંતાપનેં;
પ્રભુ નાથ પરાં કરો પાપનેં. કૃ૦ ૧૯
ગોરા કાળા શું જોવા અરદનેં, બલવીર પાળો નિજ બિરૂદનેં;
વારંવાર કહું શું વરદનેં. કૃ૦ ૨૦
ગુણ દોષ ગરીબના શું જુવો, ધણિ સાહ્યબ મહારૂં મન;
સખા થઇને સુખે અજી કયમ સુવો. કૃ૦ ૨૧
વાહાલા નાથતણો વિશ્વાસછે, એક મુજને તમારી આશછે;
કૃષ્ણરામ તે દાશનો દાસ છે. કૃ૦ ૨૨

વી૦ ૨ પા ૨૧

## કીર્ત્તન ૩૭૬ મું.

### દેશી ફેર.

કેશવ ઘરજ્યોરે કરણે, મંહારા મન કેરો કહુ નીરણે,
ચિત્ત કરિ જોયુંરે ચિંતન, કોય ઠેકાણે માને નહિ મન. ૧
સકલ સંબંધીરે જોયાં, કલબલ કરતાં બોલે કોહોયાં;

સહુ સ્વારથનેરે ચકતાં, સ્વારથ સમઝાવિ નવ્ય સકતાં. ૨
માને સુરદાનીરે મમતા, ગાય ન ગોવિંદના ગુણ ગમતા;
શોક પળાવીનેરે પાળે, નજરો બાંધી અક્ષત વાળે. ૩
આપ રડીનેરે રોવરાવે, લૌકીક કેરી લક્ષ કરાવે;
શીખવે નાત્ય તણીરે રીત્યો. સાધ્યે શિશ્નોદર જયગ જીત્યો. ૪
પુત્રાદિકની પૂછે વાતો, કાલ ન જાણે જણવે જાતો;
ખાય પરસ્પરને ખવરાવે, બાધા રાખી જ્યાગ વવરાવે. ૫
વહુને ભરાવેરે વાડી, વેહેવાણ્યોને વાહાલા સાડી;
અબલાને અરપે આભૂષણ, દૂભાઈ જઈને બોલે દૂષણ. ૬
વાંધો પાડી વેર વધારે, આપ ન સુધરે ને ન સુધારે;
મુમત મનાવેરે મોટો, ખેલ ખેલાવે સઘળો ખોટો. ૭
છિદ્ર પરસ્પરનાંરે બોલે, રાજી થઈ રજમાં રગદોલે;
ભ્રાંતે શિખાવેરે ભમવું, દુશ્મન માંની કઇને દમવું. ૮
સુખે જયમે નહિ ને જકડે, આપ આપની હઠ્યને પકડે;
મરતા જનનેરે મારે, પ્રાણ ગયા પછિ રામ પુકારે. ૯
લોચન બાંધેરે તાણી, ઘરની ખીચાવે નિત્ય ઘાણી;
દાન કરંતાંરે વારે, ભાવ ભજનમાં વિઘ્ન વધારે. ૧૦
કૃષ્ણ કથાનેરે રોકે, તારક સંગ કરતાં ટોકે;
લાલ લીંટનેરે આંસુ, પાછલ પોહોચાડે રોઈ ફાંસું. ૧૧
શ્રાદ્ધ સંવત્સરીને ન કરે, ગુણ વિસારી અવગુણ ઉચરે;
જીવતાં જકડેરે જંજાળે, પ્રાણ ગયા પૂઠે શું પાળે. ૧૨

( ૧ )

ધન તૃષ્ણાનેરે જોઇ, જેણિયે કરી જીનગાંની ખોઇ;
કઇને ધરણીરે ખોદાવે, કઇને પાસે રજ સોધાવે. ૧૩
કરાવે નીચોની ચાકરીયો, બંધાવે બહુ વિધ બાકરીઓ;
વૈર પરસ્પરરે ઉપજાવે, પૈસા માટે પ્રાણ તજાવે. ૧૪
નિત્ય કરાવેરે ચોરી, પૈસે અંત કાલજું કોરી;
ધાતુ બુદ્ધિનેરે બળાવે, રંક કરી રણવન રઝળાવે. ૧૫
સમ ખવરાવેરે જૂઠા, બળિયાને કરી નાંખે બૂઠા;
ભ્રાંતી મનાવેરે ભોળવ્યાની, આશા ઉપજાવે ઓળવ્યાની. ૧૬
રંગ કથાનોરે રોકે, સત્કર્માદિક સેહેજે શોકે;

વેહેમ વધારેરે મનને, પુન્ય વળાવે ઉપર ધનને. ૧૭
સત્પાત્રોનેરે જાંણી, દેતાં ધન પકડી લે પાંણી;
બાધ કરાવેરે બહુના, અવિશ્વાસ ઉપજાવે સહુના. ૧૮
વિદ્વાનોનેરે વાહ્યા, ધર્મ તજી ધન માટે ધાયા;
દૂષીત કીધારે દાતા, ધન ધન કરતા હીંડે ધાતા. ૧૯
રાજ પ્રતિગ્રહરે કરતા, બિન સન્માને ઘર ઘર ફરતા;
વિદ્યા રાખીરે વંધ્યા, શમીએ તાણી બાંધી સંધ્યા. ૨૦
અજ્ઞ તણું કહ્યુંરે માને, સાચી શીખામણ કહે શાંને;
શાસ્ત્ર મનનરે નવ્ય શોધે, બકતાં જનને વકવું બોધે. ૨૧
દારૂણ દાન તણુંરે લેવું, છતી છત્યે દેખાડે દેવું;
પડિયું નંગ જડેરે કોહોનું, શોષ કરે શાંહાણા થઈ સોનું. ૨૨
સાગર નાવેરે ચઢવું, અર્થ તણે માટે આથડવું;
કઈનાં મસ્તકરે કાટે, ધન ચાહાતા કઇ શીરને સાટે. ૨૩
વિરામ નાવેરે મનને, ધનવાળાને કે નિરધનને;
ધન તૃષ્ણા છેરે ભૂંડી, એહેવિ પેશી રહી છે ઉંડી. ૨૪
ગાલી કઈનેરે ખુહુણાવે, ભૂત સરપ કરીને ધુણાવે;
ડાકચણ ડોલાવેરે ધાહાડી, કૃષ્ણ ભજનથી મૂકે કાહાડી. ૨૫

( ૨ )

અબલાની જોઈરે આસક્તિ, જેથી નાવે કદાપી વિરક્તિ;
કરમાં શ્રીફલરે લેવરાવે, ઘોડે ઘાલી બજાર ફિરાવે. ૨૬
આંખે બંધાવેરે અસાબા, કાજલ લપટે ગંડેડાબા;
બળતી મશાલેરે કાહાડે, આગળ પાછળ ઢોલ વજાઢે. ૨૭
ગાલી ભંડાવેરે ગાંને, પરણશે વરતે એહેની માને,
સગાં સકલનેરે ભંડાવે, ઘરમાં ઘાલીને દંડાવે. ૨૮
નાક કપાવેરે બિન પાળી, માંનની નીરખાવે મોહોવાળી;
અંતર પટરે ઘાલે આડો, દિવ્ય દેખવા દે નહિ ધાહાડો. ૨૯
સાવધાન કેહેરે સંભાળો, કર ધરતાં કહે હાથ્યે વાળો;
આંખ્યે આંણેરે આંધી, વરમાલાથી પકડે બાંધી. ૩૦
કંઠે ઘાલેરે દોરી, ચ્યારે તરફ રચાવે ચોરી;
અંગુઠાનેરે સહવરાવે, અબલાનું આપ્યું ખવરાવે. ૩૧
જોતાં જાંણિતીરે સવાઈ, બગલ નીકલ્યે ઠરી ભવાઈ;

જોતાં લક્ષ તણોરે ધરીઓ, ડાબી કાખ સમોતે ઠરીઓ. ૩૨
માનનીયે નાંખ્યોરે મરદી, દીન દીન અધિકો કીધો દરદી;
નરકકુંડમાંરે નવ્હરાવ્યો, કમનીયને કામિ કેન્હરાવ્યો. ૩૩
તનુ મન ધનનેરે ચોરચું, વિષ્ણું તજીને વિડંબણુ વોહોરચું;
ગંદાઈમાં મનને ગુથાવ્યું, ચિત્ત ધરીને ચરમ ચુંથાવ્યું. ૩૪
જયમ ખંજોલેરે ખસમાં, એમ રમે રામાના રસમાં;
અશુચિ શય્યામાંરે પોહોડે, દસવા અધર કારણે દોડે. ૩૫
અર્થે અધર્મેરે આંણ્યો, સૂપી વનિતા કર વેચાંણો;
પ્રિત્યે પયોધરને પકડે, યુવતીની જંઘાઓ જકડે. ૩૬
મોહીની લાગીરે મનમાં, તેથી ઝેર વધારચું જનમાં;
કદી જો મર્ણ થઈરે નારી, તોપણ બીજી ધરાવે ધારી. ૩૭
શ્રીપતીને ન રહે શરણે, પાછો પડવા નરકે પરણે;
મરતી વેળારે મનની, યોનિમાં આશા રહે જનની. ૩૮
લક્ષ ચોરાશીનેરે લેખે, દુઃખ સહે પણ દષ્ટે ન દેખે;
એહેવી સ્ત્રીનીરે આસક્તિ, હોય ન જ્ઞાન વિરતી કે ભક્તિ. ૩૯

( ૩ )

પુત્ર તણી આશારે જોઇ, જેથી મનડું રેહે છે મોહી;
દેવ દેવીનીરે બાધા, દિલમાં રાખે દુઃખના દાધા. ૪૦
લોટ ફાકતારે હીંડે, પોતાની કાયાને પીડે;
દાખી પુત્ર તણીરે દાત્રી, લક્ષ ધરી સેવે નવરાત્રી. ૪૧
એક વસ્ત્રથીરે નાહાતા, નારાયણબલિ કરવા જાતા;
પિપ્પલ કેરાંરે આવર્તન, નિત્ય નવિન કરાવે નર્તન. ૪૨
શ્રીફળ શણગાને શિવલિંગિ, કેક ગલંતિ શમારંગિ;
પીર ચઢેલીરે કલિયો, કુસુમ તણી કઈ કઈ કે ગલિયો. ૪૩
પુત્ર થયેથીરે શાંતિ, થાય ન નિત્ય નવિ હોય ભ્રાંતિ;
નંજરો કઈનીરે લાગે, નિત્ય નવી જંજાલો જાગે. ૪૪
વિષ્ટા મૂત્ર તણુંરે વેહેવું, આલું ચરમ ગલાશું એહેવું;
પીડા દેખીનેરે રડવું, ઉંજણી નંખાવા આથડવું, ૪૫
ભાંણામાં પડતિરે લાળો; ઉચકવો અસ્થિનો માળો;
ઉપજે મનમાંરે આળો, અનેકની સેહેવો ઓશિયાળો. ૪૬
ચાકર થઇનેરે નાંમે, રેહેવું ઉચકવું બિન દામે;

પરના ઓલંભારે સેહેવા, કઠીણુ બોલ કે કેને કેહેવા. ૪૭
વિવિધ વસ્તુનેરે વણુસાડે, પડે નાચવું જયમ નચાડે;
ભંગ કરાવેરે નિંદ્રા, નિત્ય વધારે વિવિધ વંશીદ્રા. ૪૮
ખાવા નિત્ય નવું રે માગે વણુ સાચવતાં વાસણુ ભાગે;
કઇની ખવરાવેરે ગાળી, ઉત્તમ વસ્તુ લે ઉલાળી. ૪૯
વશ રાખીનેરે વેહેવરાવે, બાપ બાપ મુખથી કેહેવરાવે;
મોટો થાતેરે પરણે, ઘર ઘરણું મૂકાવે ઘરણે. ૫૦
કમાઈ કરીનેરે નાલે, વળતી ઘરધણી થઇ ઘાલે;
ઓલાવે ઘરનીરે વસ્તો, કરે તાતને તે ખડ ઘસતો. ૫૧
મધ્યે મરે જો એ ઘર માંડી, માથે મૂકી જાય વહુ રાંડી;
જો જીવે તોરે ઝગડે, કનક કામની કાજે બિગડે. ૫૨
ન કરે વૃદ્ધપણેરે સેવા, હોય તો અંતે આવે લેવા;
મન વાંચ્છિતનેરે માગે, ભલો થાય તો રગડે રાગે. ૫૩
પ્રીતિ પ્રભુનીરે ન કરાવે, દાન ન દે કે નવ્ય દેવરાવે;
પુત્રાસક્તિરે પરખી, સ્નેહ બને શું નૌતમ નિરખી. ૫૪

( ૩ )

જોઇ પરલોક તણીરે પ્રીતિ, જયેથી બુદ્ધિ સકાય ન જીતી;
કામ્ય કરમનેરે કરાવે, હરિ ભજનાદિક સરવ હરાવે. ૫૫
કઇક પશુનેરે પીડાવે, કામનાઓ રૂદયે ક્રીડાવે;
ધૂમ્ર ભરાવેરે આંખ્યે, નિત્યે વિઘ્ન ઘણેરાં નાખે. ૫૬
કૃત્ય કરાવેરે કાચું, સ્વરૂપ સમઝાવે નહિ સાચું;
સ્વર્ગને અર્થે કર્મ તજાવે, ભેદ બુદ્ધિયો બલિ ભજાવે. ૫૭
વાદ વેદનારે વદાવે, યજ્ઞે ઇંદ્રાદિકને યજાવે;
કઈ દિન સ્વર્ગેરે અટકાવે, પાછો પ્રથ્વીમાં પટકાવે. ૫૮
જનનીનેરે જઠરે ઘાલે, ચેટક કઇક ચલવતી ચાલે;
એહેવી અમુત્રનીરે પ્રીતિ, નિરખી જાણિ તેહની નીતિ. ૫૯

( ૪ )

રસના રસનીરે, પ્રીતિ, તેતો કરતી દીઠિ અનીતિ;
ધરમ તજીનેરે ધાતી, નિત્ય નવા રસ લેવા ચ્યાહાતી. ૬૦
પેટ ભરયું તોહ્યેરે પ્રાસે, અકળાવે અતી શ્વાસો શ્વાસે;
વાંહાંણે નંખાવેરે વાશી, તોપણુ ઉપજાવે ન ઉદાશી. ૬૧

નિત્યે ભાવેરે જમવું, હાહાડી રંક દેહને દમવું;
જોખ્યમ કોયનુંરે નવ્ય જાંણે, તનુને કઇકઈ દેશે તાંણે. ૬૨
કાન સાંભળેરે કાંણી, બુદ્ધિ સાચી જાય ન જાંણી;
કલબલ શુણતાંરે દોડાવે, તત્ક્ષણ કાર્ય સકલ છોડાવે. ૬૩
ગ્રામ્ય ગીતમાંરે રાજીજી, જાંણિ જાય ન હારિ બાજી;
કૃષ્ણ કથામાંરે ન ઠરે, જ્યે જ્યમ ત્યે ત્યમ સમઝણ ન ધરે. ૬૪
રૂપ નિહાળેરે લોચન, તે ઠેકાણે ચોટે જઇ મન;
કનક કામિનીરે વાહાલાં, લોચન નિરખ્યે ઘટમાં ઘાલ્યાં. ૬૫
પર દારાનેરે દેખે, અનંગ ઉપજે અંત અલેખે;
દામ દેખતાંરે ડલકે, તૃષ્ણાંકિત થઇ મનડું ઠલકે. ૬૬
નાસા ગંધ ગ્રહેરે રૂડો, મુખ બિગડાવે જાંણિ ભૂંડો;
સૌરંભ જાંણેરે સારા, અન્નાદીકના ન્યારા ન્યારા. ૬૭
ત્યાંહાં ત્યાંહાં ઉપજાવેરે આશા, તનમન દ્વારા કરે તમાશા;
ધર્મ તજીનેરે ધસતી, ગણવા દે નહિ કાંનન વસતી. ૬૮
ત્વચા સ્પર્શનેરે ચ્યાહાતી, કોમલ મૃદુલ મનાવિ વાહાતી;
તરૂણી તનનુંરે આલિંગન, ઇચ્છાવે નિત્ય કરવાને મન. ૬૯
તનય તનયનૂરે મઝવું, કઠીણ મળે તો મન કલકલવું;
વસ્ત્ર અનૂપમરે ભાવે, તેલ ફૂલેલ અરગજા ચ્યાહાવે. ૭૦
કામ ક્રોધ મદરે મરદે, ત્રશિયે દંભ લોભને દરદે;
મત્સર મતવાલોરે મારે, શાહાણપણું સેહેજ્યે સંહારે. ૭૧
જ્યાંહાં જ્યાંહાં આસક્તિરે લાગે, ત્યાંહાંથી અધિક વિપત્તિ જાગે;
હરિ વિમુખોનીરે ટોળી, રાજી થાય તે નાંખેરોળી. ૭૨
આ અવસરમાંરે મોહન, મેહેર કરો મજને મધુસૂદન;
ઠગનાં ટોળાંરે મળીયાં, ફંદ કરાવા માટે ફળિયાં. ૭૩
તેહેની પ્રીતિરે જો ત્રુટી, લક્ષ સરવ મળી લે છે લૂંટી;
વાહારે ધાજ્યોરે વત્સલ, માહારે એક તમારૂં છે બલ. ૭૪
જ્યે ગુણ અવગુણરે ગાયા, એ સહુ રૂપ તમારિ માયા;
શરણ થયેથીરે ખસશે, વિઠલ વિસારે મન વસશે. ૭૫
દુ:ખ સકલનેરે વાંમું, સાહેબ જો જોશો મજ સાંહાંમું;
કૃષ્ણરામનીરે અરજી, શ્રવણે શિઘ્ર ધરો શ્રીધરજી. ૭૬

સંવત ૧૮૭૩, ચૈત્ર શુક્લ ૧૫) ભોમ.

વી૦ ૧૭ પા. ૪

## કીર્તન ૩૭૭ મું.

કેશવ કૃપાનિધાન, અરજી ઉરમાં આણો
ભક્ત પ્રિય ભગવાન, જીવ દયા મન જાણો. ૧
પુરૂષોત્તમ પ્રતિપાલ, આ અવસરતો આપ્યો;
કુટિલ કર્મથી કાલ, કેટલો તે મે કાપ્યો. ૨
અજી રહ્યો અવશેષ, જકડ કરચે જો જાશે;
રીઝ કરી રૂષી કેશ, અફળ તમારી થાશે. ૩
બાળક દેખ્યે બાઉ, પ્રીત્યે ફિરે તે પૂઠે;
હઠચે બતાવે હાઉ, છાતીમાં છળિ ઉઠે. ૪
એમ હુ અંતરયામી, હેત દેખાડે હરખું;
ગોવિંદ ગરૂડાગામી, થોડા દુઃખથી થરકું. ૫
સેવકને સનમાન, કરીને સૂંપો કામું;
દાસ હું ઠરી દુકાન, નિત્ય લિખું નિજ નામું. ૬
ઉઘરાણી ઘર ઘર, કરવી મુજથી ન સાધે;
મન ધ્રૂજે થરથર, બોલ લોકના બાધે. ૭
ત્રીકમ ન રહ્યો તાલ, અર્થ નથી કાંઇ સરતો;
કલીનો આવ્યો કાલ, કડકડાટ બહુ કરતો. ૮
વિમલમતિ વિપરીત, વેહેવા લાગી સહુની;
પરમાર્થની પ્રીત્ય, બાહારચ ખરી ગઇ બહુની. ૯
ઉત્તમ ચ્યારે વરણ, ઉત્તમતાને મૂકી;
કરે અધર્માચરણ, ચિંતન હરિનું ચૂકી. ૧૦
વાડવ વિદ્યાવાંન, થઇ પણ ઘર ઘર ડોલે;
શુદ્રતણું સનમાંન, નહિ પણ આશિશ બોલે. ૧૧
વિદ્યા ભણીને વાદ, પંડીત કરે પરસ્પર;
શિશ્નોદરના સ્વાદ, ફિરે શોધતા સત્વર. ૧૨
વાંચે જઈ વેદાંત, કણ લે.ભે કઈ ઘરમાં;
સમઝે નહિ સિદ્ધાંત, ભટકે ભવસાગરમાં. ૧૩
વિપ્ર પરસ્પર વેર, કામ કામણે કરતાં;
જરને માટે ઝેર, મમતા માંની મરતાં ૧૪
વિદ્વત્થઇને વ્યાજ, ગરીબ કેરૂં ગમિયું;
કરે અઘટતા કામ, ભ્રાંત્યે મનડું ભમિયું. ૧૫

શાસ્ત્ર તણી નહિ સાંન, વાંમ મારગે ચાલે;
કરિને મદિરા પાન, મોહોટા થઇને માહાલે. ૧૬
મારણ, મોહન જાર, ઉચ્ચાટન આરાધે;
ઉત્તમ થઈ અભિચાર, સુવર્ણ માટે સાધે. ૧૭
ઉર્ણા ઉરદ ઉપાન, મધુ મહીષીને મહીનું;
દારૂણ લે છે દાન, કાળ સમે કઈ કઇનું. ૧૮
શુદ્રાદિકને ઘેરચ, શાસ્ત્ર શિખાડે જઇને;
પરમ ધરમની પેરચ, વિપ્ર તણી ગઈ વહીને. ૧૯
એકાદશાનું અન્ન, બ્રાહ્મણને પણ ભાવે;
ધણિને નોહ્યે જો ધંન, ઘર ઘરણું વેચાવે. ૨૦
મળ લઘુ શંકા લીંટ, દેખંતા જ્યહાં દીસે;
એ ઠેકાણે ઇષ્ટ, માંડી પાતળ પ્રીસે. ૨૧
રામા કરે રૂદંન, હાથ વાળતી હઇયે;
આરોગે ત્યહાં અન્ન, કોણ કોણને કહીયે. ૨૨
રટતાં રાજદ્વાર, પંડીત થઇને પક્કા;
દેવડિયે છડિદાર, સહિને તેમ્ના ધક્કા. ૨૩
તોપણ નાવે લાજ, કિંકર મૂકે કાહાડી;
વર્ષાસનને કાજ, દરબારે જાય દાહાડી ૨૪
નાત્ય નાત્યમાં નીત્ય, બંધી કરી બડબડતા;
વૃષા ઉષ્ણ ને શીત, વેઠી વાટયે વઢતાં. ૨૫
અન્ન તણો મુખ આસ, તોપણ બોલે ગાળિ;
દામ તણા થઈ દાસ, પેઠે મારે પાળી. ૨૬
વૈશ્વદેવ નૈવેદ્ય, બ્રહ્મયજ્ઞ કે તર્પણ;
ભૂત બળીનો ભેદ, જાંણે નહિ બ્રહ્માર્પણ. ૨૭
સસરા કહીને ગાળ, પુત્ર પૌત્રને દેતા;
અલ્પ ચઢાવી આળ, લાંચ પટેલ થઈ લેતા ૨૮
એક નોહોતરે ચ્યાર, જ્યમવા કાજયે જાતા;
ન જુવે વરણાચાર, સહુને ઘર જઈ ખાતા. ૨૯
ગ્રીવા લગણ ભરાઈ, પરનૂં આવે પ્રાશી;
રાત્રિ બધી રગડાઇ, વાહાણે નાંખે વાશી. ૩૦
પલાંડુ લસન કલિંગ, મધુ પૂષ્પો ને ગાજર;

અફીણુ તમાકુ ભંગ, વ્યસન કરવામાં હાજર. ૩૧
બેઠા નિત્ય બજાર, બ્રાહ્મણુ નિંદા સાધે;
સગાં સગાંમા ખાર, કલહ કરીને બાધે. ૩૨
પર નાતીનિ રાહાડ્ય, નિજ નાત્યોમાં ઘાલે;
દાંમે ડલકે દાહાડ્ય, મનને માંન્યે ચાલે. ૩૩
ઘરમાં ક્ષીપ્રાખાય, સરખા થઈ સબંધી;
કુલીન જમવા જાય, ત્યહાં ધાકડની બંધી. ૩૪
તજી સ્નાન સંધ્યાય, ભાવે ભાવે ભમવું;
ચિત્તે નિત્યે ચ્યહાય, પૂર્વંજીયાનૂં જમવું. ૩૫
વાટયે વાટયે વ્યાસ, થઇને માંણ્ય વજાડે;
પાંચેક બેઠા પાસ, તેહ તાળિયો પાડે. ૩૬
શ્રુતી સ્મૃતીની વાત, કાલ જીવ ઇશ્વરની;
જાંણ્યે નહિ કાંઇ જાત્ય, રાગ તાલ કે સ્વરની. ૩૭
પિંગલ રીત્યે છંદ, કવિના કરચા ન જાંણે;
પોતા તણા પ્રબંધ, રચી રાગડા તાંણે. ૩૮
નાતરીયાની વાત, કેરીને રે ટીડા;
ગાતા શામા સાથ, કરે કટાક્ષે ક્રીડા. ૩૯
અંગુલિયો અંગૂઠ, બાંધી ગાય ઉછળતા;
મોહોટા થાય તો મૂઠ્ય, બીજા મારે બળતા. ૪૦
યજમાંનોથી રીસ, કરીને દાપું લેતા;
નહિતર ફોડી શીશ, રૂધિરે હાથા દેતા. ૪૧
કઈ ધન કાજ્યે થાય, વોહોરાનો વાણોતર;
કે કાશદીયે જાય, કઈ ભીખંતા ઘર ઘર. ૪૨
કે નાંખતા ટેહેલ, કઇ વીટણીયો વીંટે;
કે હાકંતા બેલ, શકટ ભરીને ઇંટયે. ૪૩
કંઇક કરંતા રાસ, નારિ રૂપ થઈ નાચે;
મશ્કરિયોથી હાસ, કઇકિ કરંતા સાચે. ૪૪
કઇ પાણી ભરનાર, કંઇક રસોઈ કરતા;
કોય હોય નાકાદાર, કઇક કરોડા ફરતા. ૪૫
કઇ લ્યે ભરિને દામ, સરપણુ શકટ અજારે;
કે શેઠોનાં કામ, બેઠા કરે બજારે. ૪૬

એક ન્યાત્યમાં નાત્ય, કલ્પિત બીજી કીધી;
ગ્રહસ્થ ભિક્ષુક જાત્ય, દીકરીયો નવ્ય દીધી. ૪૭
નમસ્કારની રીત્ય, તજી સલામો કરતા;
પર ન્યાતીનિ પ્રીત્ય, મનમાં કદી ન ધરતા. ૪૮
વાડવ થયા વકીલ, ઘર ઘર કેરા ઠાકર;
હિંમ્ય વધારે દીલ, યવન તણા થઇ ચાકર. ૪૯
ફારશિયોના હરફ, વશ્યા વિપ્રની વાંણ્યે;
આખુનજીના બરફ, ગમતા દીઠા ઘાણે. ૫૦
દીકરીયોના દામ, હૃદયે લાગ્યા રશિયા;
કરે કારયમાં કામ, કેશ ધરે કાંનશીયા. ૫૧
બેસે બણિને વેસ, ચકલે ડંમર હાકે;
અરધ ઉઘાડે કેશ, તારૂણિયોને તાકે. ૫૨
કઇકે કીધાં કામ, વેળા જોઇને વંઠી;
નીચ જનોને નાંમ, આપી બાંધે કંઠી. ૫૩
કઇક પૂજતા પીર, અવલોકે જઈ ઓરસ;
પયમાં મેલી નીર, કઇ વેચંતા ગોરસ. ૫૪
કંઈ પરણેલી નારય, પ્રાહાર કરે ત્યાં પેખી;
કંઇક કરે વ્યભીચાર, દાર પારકી દેખી. ૫૫
સાઠે વરસે સાંન, કંઇકે મૂકી ઘરણે;
વારૂ થઈ વિદ્વાંન, ફરી ફરીને પરણે. ૫૬
નાથે કાહાડયું નરક, પોતે પાછા પેસે;
ગદ્દાઇમાં ગરક, બાધા થઇને બેસે. ૫૭
વાડવ ઉપર વેર, આવડું તે કાં આણ્યું;
કલિયે કીધો કહેર, કારણ કાંઇ ન જાણ્યું. ૫૮
ભલા તમે ભગવાન, હરે હઠાવો હાની;
ગોવિંદ આપો જ્ઞાન, મુખ બ્રાહ્મણને માંની. ૫૯
આ અવસરે અલોપ, થઇ જલમાં કાં ઝીલો;
કરિને કરડો કોપ, કલિયે લીધો કીલો. ૬૦
નૃપતી થઇને ન્યાય, પૂછી જોઇ ન પ્રીછે;
ધન લેવાને ધાય, અનર્થ કઇનો ઇચ્છે. ૬૧
વિપ્રને વપુનો દંડ, દેતાં દયા ન આવે;

પેખે પણ પાખંડ, લાંચો લેઇ ચલાવે. ૬૨
કંઈક વધારી કર, રાંક લોકને રગડે;
જયહાં જયહાં દેખે જર, બુદ્ધિ ત્યાં ત્યહાં બિગડે. ૬૩
પર દારાનો સંગ, રાત્યે તેથી રમતાં;
ભારી ન જુવે ઢંગ, દક્ષ જનોને દમતાં. ૬૪
કૂડી ધરતા કાંન, ચ્યુગલ જનોની ચાડી;
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી સંગે ધાહાડી. ૬૫
વેદશાસ્ત્રની વાત, કદિ ધરે નહિ કાંને;
રાજી રહે દીન રાત્ય, ગુણિકા કેરે ગાંને. ૬૬
ગોબ્રાહ્મણ પ્રતીપાળ, કદી કરે નહિ કુડા;
રાખે નહિ સંભાળ, ભક્ત જનોની ભૂંડા. ૬૭
શાક ભાજીયો ફળ, એ પરચંત અજારા,
વળી બતાવે બળ, ઝોળીવાળા ન્યારા. ૬૮
કાષ્ટ શકટથી કાઠ, કેટલાં કલ્પે કાહાડી;
કડકા ભારચે સાઠ્ય, દરવાનાદિક ધાહાડી. ૬૯
વર્ષે વર્ષ સવાઇ, અજારદાર વધારે;
રહિયત રહે રગડાઈ, કો આગળ પુકારે. ૭૦
ચઉટે જણવે તોર, દોડાવીને ઘોડા;
રાત્યેં આવે ચોર, ઘર ઘર પડે દરોડા. ૭૧
ચોરોના અસવાર, બાંન પકડતાં લૂંટે;
દરવાજાથી બાહાર, વાહાર કરે નહિ પૂંઠે. ૭૨
દરવાજે દરવાંન, રંક જનોનેં રોકે;
કોય ધરે નહિ કાંન, રડે બિચ્ચારા પોકે ૭૩
અન્યાઇયોના દામ, લેઈ ઠરાવે સાચા;
ન્યાઇયા લ્યે જો નાંમ, તો તો હણે તમાચા. ૭૪
રાજ્ય તણા સંતાન, રાય આપનેં માંને;
દુઃશમન થઇ દીવાન, કેદ કરે રાજાનેં. ૭૫
થોડા જોઈ અપરાધ, મરી રહ્યાને મારે;
બલવંતોનો બાધ, કરી સકે નહિ કયારે. ૭૬
વર્ત્તાવે નહિ ધર્મ, રહિયત જનોને રીત્યેં;
પોતે પણ સત્કર્મ, કદી કરે નહિ પ્રીત્યેં. ૭૭

ઉત્તમ જનનેં આંચ, દેઇને નિત્યે દમતાં;
વર્ષ ચ્યાર કે પાંચ, એટલામાં આથમતાં. ૭૮
કળીયે કીધો કેહેર, જ્યમ ગળે શશિને રાહુ;
માધવ કરિયે મેહેર, જોઇ પોતાના બાહુ. ૭૯
વૈશ્ય કરે વિપરીત તોલ ન સાચાં તોલે;
પરમારથની પ્રીત, મૂકી મુગદલ ચોળે. ૮૦
બાર પાંણ્યનો માલ, વીસ પાંણ્ય વેચંતાં;
દોડે દોડ્ય દલાલ, કઉતુક કલહ કરંતાં. ૮૧
કહે ધર્મના સંમ, ધર્મ ઘસરડે ધૃજ્યે;
તોહ્યે ત્યંમનું ત્યંમ, મરદી નાંખે મૂજ્યે. ૮૨
હેતસ્ત્રી થઈ હાંણ્ય, કરે ન હ્યે જોતશિયો;
વદે પરસ્પર વાંણ્ય, પોતાની પારશિયો. ૮૩
દમડી માટે ગાલ, મુખથી માને દેતા;
એક એકની આળ, જઈ દરબારે કેહેતા. ૮૪
શાંહાંણા થઇને શેઠ, પાંન તમાકુ ચાવે;
*વાડવ પાસે વેઠ્ય, કાયા તણી કરાવે. ૮૫
લેઇ આપ્યાની આશ, મનમાં કદી ન રાખે;
દામ તણા થઇ દાસ, ભૂંડું મુખથી ભાખે. ૮૬
યતિ ગુરૂ બ્રાહ્મણ દેવ, ગુંસાઇ વિધવાનાં ધન;
સંગ્રહવાની ટેવ, અંતે ઓળવ્યાનું મન. ૮૭
ચ્યાર રામની ઘર, થઇનેં કરતા કાળું;
જીરવી કઈના જર, દેખાડે દેવાળું. ૮૮
મનમાં રાખે મેલ, મુખે જણાયે મીઠાં;
ઘૃતમાં મેલી તેલ, દેતાં કંઇને દીઠાં. ૮૯
કહી બતાવે કાંઈ, આપે વસ્તુ બીજી,
મગન થયે મનમાંહી, તાલી આપે રીઝી. ૯૦
વૈષ્ણવ થઇને વેશ, અબળાને આરાધે,
કરે ધર્મનો દ્વેષ, શિવની નિંદા સાધે. ૯૧
સમર્પણી થઈ સ્વાદ, શીરો પૂરી જ્યમતા;
ગુરૂનો લેઇ પ્રસાદ, રામા સંગે રમતાં. ૯૨

---

* બ્રાહ્મણ.

વિપ્ર અડે જો અંગ, છુવાઇ જઇને થુકે:
ઉરમાં અતિ અનંગ, માંની જણી ન મૂકે. ૯૩
સાચા મનથી શરણુ, ગુરૂ ચરણે નવ્ય રેહેતા,
કરે અધર્માચરણુ, કલ્પિત કઇ મત કેહેતા. ૯૪
અજા મુકાવી ધંન, હિંસકને ચવરાવે;
માણુસ લાયક અન્ન, શ્વાનોનેં ખવરાવે. ૯૫
જીવદયા પ્રતિપાળ, થઇને કરે અજારા;
કલ્પે કઇનો કાળ, શ્રાવક થઇને સારા. ૯૬
ધરમ એટલો લાભ, બોલે પણુ નવ્ય પાળે;
ગરભિણિયોના ગ્યાભ, ઔષધી આપી ગાળે. ૯૭
પરધનથી પરતંત્ર, સમજે નહિ શિખામણુ;
ગમે મૂઠચના મંત્ર, કંને કરતા કાંમણુ. ૯૮
પરનારીના સંગ, પ્રીત્યે મનમાં પેસે;
અલંકારથી અંગ સરસ સમારી બેસે. ૯૯
વેદ વિનાના ધર્મ, વાંચે નિત્ય વિખાંણે;
કૃષ્ણુચંદ્રનાં કરમ, જીવ સરીખાં જાંણે. ૧૦૦
કળિયે કચ્ચરઘાંણુ, કરિને પીડ્યા પ્રાંણિ;
કૃષ્ણુ કરો કલ્યાણુ, ઉરુ આપનાં જાંણિ. ૧૦૧
દંભી જનના દાસ, થઇને શીસ નમાવે;
વિટલ તણો વિશ્વાસ, શુદ્રોને મન ભાવે. ૧૦૨
ઉત્તમના આચર્ણ, કનીષ્ઠ થઇને કરતાં;
સજ્જન જનનો શરણુ, ઓળખી નવ્ય આદરતાં. ૧૦૩
રાજ સેવાની રીત્ય, જાંણે નહિ પણુ રાખે;
મુખ માંહેથી નીત્ય, મમો ચચ્ચો ભાખે. ૧૦૪
દેખે પરની નાર, રૂપાળી મન માંની;
કામ ભરી દરબાર, છંડાવી લ્યે છાની. ૧૦૫
સંતાનોના સહીત, અષ્ટ મંગલે આંણે;
નારી પામ્યે નીત્ય, જગ જીત્યો એમ જાંણે. ૧૦૬
ગરીબ કેરાં ઘર, ઉલાળી લ્યે એઠ્યે;
છત્યનો વાધે છર, એલા થાશે મેઠ્યે. ૧૦૭
નવ ઠેકાણે જઇ, આવે દશમે દ્વારે;

કાંતા તેને કહી, સોવર્ણે શણુગારે. ૧૦૮
પાયે પડી પ્રણામ, બ્રાહ્મણને નવ્ય કરતા;
દુઃખે જોડ્યા દામ. દરબારોમાં ભરતા. ૧૦૯
લક્ષ્મી ન જુવે લેશ, નીર્મળ જનને નાગા;
મતે બનાવે વેશ, દેવ મંદિરે વાગા. ૧૧૦
યાત્રા જાતાં સંગ, જબર બેલ જોડાવે;
જયમ વળગ્યું હોય વ્યંગ, ત્યમ ગાડી દોડાવે. ૧૧૧
મલિન માંહિલા મંન, સંત સંગ નવ્ય સૂઝે;
કલ્પિત ગાય કિરતંન, જાત્ય જાત્યને પૂજે. ૧૧૨
ગૌબ્રાહ્મણને દાસ, કરિને ધર્મ ધાવે;
સેવા બ્રાહ્મણ પાસ, કણબી થઇ કરાવે. ૧૧૩
ઓછું હોય જો જર, તો તાંતણા તણાવે;
વળિ ઘણેરાં ઘર, ચાંનક કરી ચણાવે. ૧૧૪
શુદ્ધ ધરમની વાત, હઠ્યથી ઘાલી હેડચે;
જયમે જયમાડે જાત્ય, જણે જમાઈ તેડે. ૧૧૫
કઉતુક સરખું કામ, કળિયે કીધુ ભારી;
રક્ષા કરજ્યો રામ, પાગ પોતાના ધારી. ૧૧૬
કડિયા સુતાર મજુર, વચન પ્રમાણ ન ચાલે;
જોખ્યમ કરે જરૂર, ઘર કરતાં ઘર ઘાલે. ૧૧૭
સોની દેઇ વિશ્વાસ, કાલ્યને વાયદે કુહુનૂં;
આપે આઠે માસ, સોનાનું કરી સૂનૂં. ૧૧૮
ધોબી સાલવી સઇ, ફાડી વળતું સાંધે;
રોક મજુરી લેઈ, પણ પોતાનું રાંધે. ૧૧૯
વૈદ થયા વાળંદ, શાસ્ત્ર વાત સંતાણી;
સૈહિદ કરી સણુંદ, પાય મંત્રીને પાણી. ૧૨૦
બ્રાહ્મણ વિના અનંત, ગૃહસ્થ થઇને ભીખે;
શેરિયે શેરિયે સંત, ટેહેલ્ય નાંખવી શીખે. ૧૨૧
વૈરાગી ગોસાંઈ, શસ્ત્ર અંગપર ધરતાં;
મારે માંહોમાંહી, મમતા માંની મરતા. ૧૨૨
અંતરમાં અભિમાંન, બાંનું હરિનું બણિને;
મોડે દીજનું માંન, બ્રાહ્મણ પાસે ભણિને. ૧૨૩

ઉલટી વરણુ અરાઢ, વૈરાગીને વેશે;
ગામ ગામથી બાહારચ, બાવા થઇને બેસે. ૧૨૪
કરિને ચ્યારે ધાંમ, પૂજા કરે પુજારિ:
દેવ તણો લેઈ દાંમ, નિકળી જાયે લેઇ નારી. ૧૨૫
દેઈ બ્રાહ્મણુને ધંન, ભારે વિદ્યા ભણુતાં;
વળતા વ્યાસાસંન, બેસે સિદ્ધજ બણુતાં. ૧૨૬
તિલક છાપ ને માળ, ધરિને કૈંને ખેંચે;
કનીક ચોખા દાળ, કઇના લેઇને વેચે. ૧૨૭
કરમાં લે હીન દાંમ, મોટ્યમ રાખે માઝા,
લેઈ પુસ્તકનૂં નાંમ, જર લેઈ જાયે ઝાઝાં ૧૨૮
માંડીને ઘરબાર, લોટ માંગતાં વાંહાણે;
લાવિ લાકડાં ચારચ, જમી આવે જ્યહાં જાણે. ૧૨૯
વીઠલજીનો વેશ, હીંડે વિકલ વગોતા;
મૂડાવીને કેશ, જરને હીંડે જોતા. ૧૩૦
ફકીર થઇને ફળ, ભાલાના કર પકડે;
પૈસા લ્યે કરી બળ, રંક જનોને રગડે. ૧૩૧
તીર્થ તણા જે તર, રાજ્ય રહ્યાં ત્યહાં ખોટાં;
બંધાયાં બિંદર, મ્લેછ રાજ્યથી મોટાં. ૧૩૨
ગૌબ્રાહ્મણુને ત્રાસ, વધતો દિન દિન વાધ્યો;
રૂડી વસ્તુનો હ્રાસ, શાલેં શાલેં સાધ્યો. ૧૩૩
અંબુ વરસે અલ્પ, તે પણ નહી મુખ માંગ્યુ;
સત્ય રહ્યુ છે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યુ. ૧૩૪
ભલા પુરૂષને ભાંડ, ભાવ્યાં ભવાઇ કેરાં;
ડાહ્યાં જન તે ડાંડ, થઇને કરે અનેરાં. ૧૩૫
પૃથ્વી પણ ગળી જાય, ધન ડાટ્યું કર નાંવે;
રગડે નિત્યે રાય, જ્યમ જે જનથી ફાવે. ૧૩૬
પિતા પુત્રમાં વેર; ભાઈ ભાઇને ભાંડે;
જાત્ય જાત્યમાં ઝેર, મુખ કો કોથી ન માંડે. ૧૩૭
સગા સહોદર સાથ્ય, વાંધે વેર વધારે;
નર થઈ નારી હાથ્ય, માત પિતાને મારે. ૧૩૮
પૂરણ પાપે તંન, આ અવસરમાં આવે;

લોઈ તાતનું ધંન, અંતે બહુ અથડાવે. ૧૩૯
લાગે નરને અગ, કામિનીયોનાં કાંમણ;
માંને મંન થઈ દંગ, શાળકની શિખાંમણ. ૧૪૦
સ્નેહી સગાં સમસ્ત, કટ્ટ કાલજાં કોરે;
દાવો દેખી વસ્ત, આપ આપમાં ચોરે. ૧૪૧
મુખ તાંબુલે લાલ, પેહેરે જ્યાંમા નીમાં;
જુઠો જકડી માલ, સત્ય કરાવે વીમાં. ૧૪૨
રાખીને વેહેવાર, ગાળી નાંખે નાંમું;
માંગે જો દેનાર, જુવે ન તેહેના સામું. ૧૪૩
કરનું આપ્યૂં રોક, નાંણું તે પણ નાંપે;
સમજે કરવું શોક, વળિ ઉલટું શાપે. ૧૪૪
મેળે ખેલે જાય, દહ્યા કામને દરદે;
કાંમીનીયોની કાય, મંદિરમાં પણ મરદે. ૧૪૫
પીત્તળના શણગાર, સૂવર્ણ સરખા કરિને;
વેચે મધ્ય બાજાર, ધન લેઇ જાયે હરિને ૧૪૬
રૂપૈયામાં રોળ, ત્રાંબુ ઘાલે પેખી;
કોરી ભરતાં તોલ, મારે ઉપર મેખી. ૧૪૭
દામેં ડલકે ડાહાડ્ય, મનુષ્ય મનુષ્યને મારે;
ખોદી ઘાલે ખાડ્ય, અલંકાર ઉતારે. ૧૪૮
વ્યસન થકી થઇ વંઠ્ય, ધર્મ જુવે નહિ ધારી;
નિજ જનનીનેં કંઠ, મારે કુટીલ કટારી. ૧૪૯
માતપિતાનું ધંન, મૂક્યું ચોરી જાતાં;
માંનિનિ કરી મગંન, ખાંત્યે ખવું ખાતાં. ૧૫૦
રંક તણી પ્રતિપાળ, કરી કરે કોય કગો;
જણવે તે જંજાળ, બેદિલ જાય બહારવટો. ૧૫૧
ગમે ગરોના જોષ, પોમલીયો કર જોતી;
નિર્મળ જન નિર્દોષ, કલપ્યો જાય ન કોથી. ૧૫૨
દુનિયા સઘળી ડાહી, પોત પોતાના મનથી;
સંત રહે સંતાઈ, ઝેર ભરેલા જનથી. ૧૫૩
કળી કરે કલ્પાંત, કૃપણ જનોનેં કરડે;
સધાય નહિ સિદ્ધાંત, સરવ શળેલાં ભરડે. ૧૫૪

પતીવ્રતાની પેરચ, નારી જનની નાઠી;
મરદાઇ ગઈ મેહેર, માંનિનિયો થઇ માઠી. ૧૫૫
દશ એકાદશ બાર, વર્ષે ગરભજં ધરતી;
વિટલ થકી વ્યભિચ્યાર, કામીનિયો બહુ કરતી ૧૫૬
થયાં વાંમણા વેશ, આઠ હાથની સાડી;
લાજ ધરે નહિ લેશ, તરૂણી ઉઠે ત્રાડી. ૧૫૭
ઠરી ન બેસે ઠાંમ, ઘરોઘરે અથડાતી;
દિલમાં ધારી હાંમ, પરપુરૂષોને ચ્યાહાતી. ૧૫૮
જીભે ભરિયું ઝેર, બકોર કરતી બોલે;
વરથી રાખે વેર, ડાકયણ સરખી ડોલે. ૧૫૯
સાસૂને કહે શોકય, વહુ સાહાંમી રહી વઢતી;
પછિ મૂકતી પોક, રંક સરીખી રડતી. ૧૬૦
મારે જો ભરતાર, સાહામું બોલે શડતૂં;
ખરો ધરિને ખાર, કૂપે મૂકે પડતૂં. ૧૬૧
સાસુ પણ વહુ સાથ, કહે બાપની બૈયર;
લાંબા કરિને હાથ, શુણતાં સઘળી સહિયર. ૧૬૨
નગ્ન થઇને નાહાય, વિખાંણુ ત્યહાં પણ વાંચે;
શૌચ જવાને જાય, એક કળશિયે પાંચે. ૧૬૩
મળી કોયને કોક, ત્યહાં પણ બડબડ કરતી;
જ્યમ શુણે સહુ લોક, એ રીત્યે ઉચ્ચરતી. ૧૬૪
વાટયે કરતી વાત, કૈક મળીને કલબલ;
જાણી જાય ન જાત્ય, ખસે ન કરતી ખલભલ. ૧૬૫
કલ્પિત કીધા એમ, ધરમ દિવસ ધોવાના;
નારીયે કીધાં નેમ, પર દિવસ રોવાના. ૧૬૬
મરચે એક મોહોકાંણ્ય, ચ્યાર જુદી લેઇ ઉઠે;
પંદલ સરખાં વાંણ્ય, પુરૂષ પુકારે પૂંઠે. ૧૬૭
એક એકથી એક, આગળ પડે ઉજાતી;
અબળા મળી અનેક. પ્રોઢ પરજીયા ગાતી. ૧૬૮
કૂટે કઈક કપાળ, ઉર મૂકી ઉઘાડાં;
જણાય નહિ જંજાળ, શાં ઘટ પેઠાં ગાડાં. ૧૬૯
સાયં પ્રાતઃકાળ, મોહો વાળીને રડતી;

લીટ આંસુ ને લાળ, દેઇ જીવોને નડતી. ૧૭૦
કદી રજોદરશન, ઘર વિહીવામાં આવે;
ન દે પાળવા દિન, અખિલોને અભડાવે. ૧૭૧
સ્વાર્થ સ્વલ્પને કાજ્ય, પતિ પુત્રોને મારે;
દિલમાં રાખે દાજ્ય, હઠય પોતે નવ્ય હારે. ૧૭૨
અપરમાત થઈ આપ, દાસ પુત્રને દમતી;
પ્રૌઢ થાય જ્યહાં પાપ, ત્યહાં જઈ છાંની જમતી. ૧૭૩
ખાય શેર અઢીયેક, તોહે કહે નવ્ય ભાવે;
લડતી તજીને ટેક, પોઢ્યો ચ્યાર જગાવે. ૧૭૪
તેલ શરશિયું રાઈ, ખાતી એહું ટાહાડું;
શીક્ષાથી રીસાઈ, અબળા વદતી આડું. ૧૭૫
છાંની લેઈ જાય વસ્ત, મહિઅરમાં મન માની;
કહે બતાવે હસ્ત, જાણ્યે જ્યમ હોય જ્ઞાની. ૧૭૬
કાંઇને સાટે કાંઇ, વસ્તુ બતાવે બીજી;
ઘોળ કરે ઘર માંહિ, ખરૂં કહે રહે ખીજી. ૧૭૭
પીટચા કહીને ગાળ, શીશૂને દેઈ પછાડે;
પતિ તણી પ્રતિપાળ, કરે નહિ પણ ત્રાડે. ૧૭૮
નગ્ન નદીને તીર, નરને તનું નીરખાવે;
પતિને નિજ મંદિર, નિત્ય કરડવા ધાવે. ૧૭૯
હાય હાય કરી આધ, વાત કરે વિસ્તારિ;
મૂકી નીજ મર્યાદ, નિર્લજ થઈ કુળ નારી. ૧૮૦
કર્ણકંઠ પદકર, નંગ ભરી જાય ધાતી;
જ્યમ દેખે પર નર, અરધ ઉઘાડી છાતી. ૧૮૧
વિહીવા મંગળ દિન, ભૂડું ગાતી ભામા;
જાતિ વિજાતિ જન, સાંભળવા રહે સાહામાં. ૧૮૨
હોળીની પણ ઘેરય, હડી જાય જ્યમ હારી;
ગાય ત્યમ પૂરણ પેરય, નરોને શુણતા નારી. ૧૮૩
નિર્ધન કે ધન પાત્ર, સુભાગ્યવતી કે રાંડી;
મળી માંનીની માત્ર, કાતે ચરકા માંડી. ૧૮૪
શેરીયે કરતી સોહોર, શામાં શરમ ન આંણે;
દિવસ ચડે જ્યહાં પોહોર, ઘરમાં ઘંટી તાંણે. ૧૮૫

ઘહરમાં જો હોય દુઃખ, ગમતા ન મળે ઘરણાં;
મરડી નેં કહે સુખ, પાપે તમનેં પરણ્યાં. ૧૮૬
છડે ન વીંણે ધોય, તરત ન દેતી તડકા
રસોઇમાં પણ હોય, કેશ કોઈલા કડકા ૧૮૭
ચ્યકલે ચ્યકલે ગાયં, ગરબા મળિને ઘણિયો;
જાર જોવાને જાય, ભામા એહવૂં ભણિયો: ૧૮૮
સાસુ વહુને શીશ, પ્રથમ પેહેરાવે વાડી.
અંતે કરીને રીશ, કહે ઘોડાંની લાડી; ૧૮૯
સાસૂ જોઇનેં સૂખ, વહુ ફેરૂં મન ખીજે;
વહુ જોઇને દુઃખ, સાસૂને મન રીઝે ૧૯૦
અપર માત કે માત, સુતના ઘરમાં આવી:
જ્યે કાંઈ આવે હાથ્ય, તેતે જાય સંઘાવી ૧૯૧
દીકરીયો થઈ દૂત, ફોસલાવી લ્યે માનું;
શલી ન પામે સૂત, કરવા કારી ક્રિયાનું. ૧૯૨
જરં ખરચીનેં જનોઈ, નીચ જાતીયે પેહેરી;
વનીતા જાય વગોઇ, નાતરીયે નવ ફેરી ૧૯૩
મરયે જીવે ભરતાર, વગોય વનિતા વરનેં
નીકળી જાય કુળ નારય, લેઇ પારકા નરનેં. ૧૯૪
શામા સુતને કાજ્ય, વીર્ય ધરે કે કઇનું;
મૂકે કુળની લાજ, જ્યમ પાણું હોય ક્ષયનું. ૧૯૫
પિતા પુત્ર ભરતાર, સમ તેહેના ખાય જુઠે;
ચડે ઘડી દીન ચ્યાર, ચક્ષુ ચોળતી ઊઠે. ૧૯૬
પતીનું કરે ન માન, માંનનીયો મન માન્યું;
સ્વારથની રહી સાંન, કળિમાં સગપણ કયાંહાંનું. ૧૯૭
કાંતપાસ બહુ કાંમ, ઘરના નિત્ય કરાવે,
ઘરનો કરી ગુલામ, અહર્નિશી અથડાવે. ૧૯૮
વિધવા પણ જણી બાળ, જઈ ટાંકામાં નાંખે;
સુગુવંતી થઇ ગાળ, સર્વ જનોની સાંખે. ૧૯૯
પરપુરૂષોથી વાત, હશિ હશિ વાટયે કરતી,
ઊઠે અરધી રાત્ય, અબળા નય્ય ઓસરતી; ૨૦૦
દેવ મંદિરે જાય, નિત્ય રઝળતી રામા.

અન્ય પુરૂષ અથડાય, સુંદરિયોને સાહામાં ૨૦૧
ન કરે કહિયે નારય, સેવા નિજ સ્વામીની;
વાતે કરે વ્યભિચાર, કાંતાજન કામિની. ૨૦૨
ભાગે પરઘર સૂત્ર, તેહેવી વાતો ચણુતી;
થાય પુત્રને પુત્ર, તો પણ પોતે જણુતી. ૨૦૩
બાલા યુવતી વૃદ્ધ, ચડબડવું નવ્ય ચૂકે;
બડબડ કરતી બદ્ધ, મુખત્ત કોય ન મૂકે. ૨૦૪
સાચી જુઠી વાત શુણી લડાઈ લડતી;
સમ ખાતા સાક્ષાત રગડે રામા રડતી. ૨૦૫
વાંધા પડે વિશેક, સવળે અવળે સમજે;
એક એકથી એક, ટક્કર લેવી ન તજે. ૨૦૬
જયંભા જાયે ત્યહાં જ્યાંન, પરનું થતું ન જાણે;
કરી એકઠાં ધાંન, છાંડે શરમ ન આંણે. ૨૦૭
કૃષ્ણુ કથામાં વાત, એક એકથી કરતી;
કરે આપની ઘાત, કાન્ય કથા નવ્ય ધરતી. ૨૦૮
મનમાં માને ડાહી, વરણુ નિજનાં ભાવે;
રૂડું કહે રિસાઇ. જાય કથામા નાવે. ૨૦૯
કેટલાં કરૂં વિખાંણ, કળિના જનનાં કઠે;
ભજન પડે ભંગાણ, વાણી વળતી વંઠે. ૨૧૦
સર્વ જનોને સાથ, નમસ્કારછે માહારો;
જોડીને કહું હાથ, હું છું દાસ તમારો. ૨૧૧
કોય ન કરશો રોષ, સહુથી હું બહુ પાપી;
ગાવા સહુના દોષ, વાંણી જ્યાહારે વ્યાપી. ૨૧૨
તો પણ કરિને તોલ, અવગુણ તજજયો આપે;
કૃષ્ણચંદ્રનો કોલ, કલિના કલિમલ કાપે. ૨૧૩
કલિમાં છે બે ગૂણ, દોષ તણા નિર્દાલક;
કળિ શકે તે કૃણ, પોતાના પ્રતિપાલક. ૨૧૪
મન ચિંત્યા સતકર્મ, શીઘ્ર સફળ તે થાશે;
અંગે કરચાં અધર્મ, મનન કરચે મરદાશે. ૨૧૫
કૃષ્ણુ તણાં કિર્તન; ગાવા શુણવાં ગમશે;
થાશે પાપ પતંન, સંકટ સઘળાં શમશે. ૨૧૬

માટે શ્રી મહારાજ, મજ સાંહાંમું કાંઇ જોઇયે;
અન્નાદિકને કાજ, ખોટી થવું તે ખોઇયે. ૨૧૭
નાથ દાસને નિત્ય, આ અથડામણ ન ઘટે;
પ્રભો કરો તો પ્રીત્ય, સાચી મનમાં પ્રગટે. ૨૧૮
કોહોને કહું કિરતાર, આતુર થયો અતીશે;
શ્રીધર કીજે સાર, દિલ માહારે જ્યમ દીસે. ૨૧૯
નરતનુ કેરૂં નૂર, વહિ જાય વિશ્વંભર;
હરજી રાખો હજૂર, અથડાવો નહિ ઇશ્વર ૨૨૦
દેવ ન જોઇએ દોષ, દાસ તણા મન ધારી;
રંક ઉપર શો રોષ, મેહેર કરો મોરારી. ૨૨૧
અન્ય જનોની આશ, કરવી લાગે કરડી;
જોઇયે જગન્નિવાસ, પ્રભુજી પાસું મરડી. ૨૨૨
પતીત પાવન નાથ, શરણાગતના વત્સલ;
મેં માન્યું મન સાથ્ય, બિરૂદ તમારાનૂ બલ. ૨૨૩
સત્ય સચ્ચિદાનંદ, વચન તમારૂં જાણિ;
આવ્યો ધરિ આણંદ, શરણે શારિંગપાંણિ. ૨૨૪
વિટંબણાની વાત, દૂર કરો દામોદર;
યદુપતિ જાણી જાત, સંકટ કાપો સત્વર. ૨૨૫
હરિ ધરાવો હાંમ, ડગતું મન સ્થિર કરિયે;
માધવ રાખો માંમ, અરજી શ્રવણે ધરિયે. ૨૨૬
ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ, આશ્રય રાખો અમને;
કૃષ્ણરામ કંગાલ, ચરણ શરણ છે તમને. ૨૨૭
ફાલ્ગુન સિત પાંચ્યંમ, સંવત્ અરાઢ ચ્યુમોત્તર,
કલી કરમ જ્યમ ત્યંમ, પૂર્ણ લિખ્યાં બુધવાસર. ૨૨૮

દોહરો

બિસેંહે અઠાવીતૂકથી, કહ્યાં કલીનાં કર્મ;
કૃષ્ણરામની કૃષ્ણજી, રાખ્યે રેહેશે શર્મ. ૧

વી૦ ૨૩ પા૦ ૧

ઇતિ કલિકર્મ સંપૂર્ણમ.



## કીર્તન ૩૭૮ મું.

### કૃષ્ણ મુખમાં વિશ્વ દર્શન. અભંગ.

કદાચિત્કન્હયે, અહોગ્રાશિ; બોલ્યા માને કહિયે, સહવાશિ. ૧
ગ્રહી કંધરાને, તે ઉકાશિ; લ્યાવી કહ્યું માંને, થૈ ઉદાશિ. ૨
કહે મા અધન્યા, ટેવ આશિ, દેશે કુંણ કન્યા, તુંને ખાશિ. ૩
અસ્યા કાં અદાંત, ગ્રહોગ્રાશિ, વદે રમાકાંત, માત પાશિ. ૪
સખા કહે ખોટી, ભ્રાંતિ ભાશિ, જુવો કયહાં ચોટી, મોહોવિકાશિ ૫
જુવે મુખમાંહિ માત કયાસિ, દીઠિ જયે ન કયાંહિ, તે વિભાશિ ૬
રચેલિ વિધાતા, જીવરાશી; માંને જોઈ માતા, એકલાશી. ૭
પાતાલોને પેખ્યાં, ઉરગવાશી; ધાવા ભૂમિ દેખ્યાં, દેખિ કાશી. ૮
દિઠા સિંધુ અંભુ, નાવિલાશિ; વિધિ વિષ્ણુ શંભુ, નેં અનાશિ ૯
મહુત્તત્વ આદિ, નેં પ્રકાશિ; દિઠાં અંડજાદિ, નેં ચોરાશિ. ૧૦
પ્રજેશ સુરેશાદિ, અમૃતાશિ; રક્ષો અસુરેશા, નેં મલાશિ. ૧૧
ગિરિ દ્વીપખંડ, સરિદ્રાશિ; ભાસ્યે બ્રહ્માંડ માત ત્રાશિ. ૧૨
કૃષ્ણાનનેં કૃષ્ણ, વ્રજાભ્યાસિ; દેખી થૈવિતૃષ્ણ કહે હુમાશી. ૧૩
અહં મમ વાસિ, નેં નિરાશિ; માતા શિરો નામિ, થઇ દાશિ ૧૪
કૃષ્ણે પછિ માયા, ને સુધાશિ; પ્રસારિને ધાયા, યશોદાશિ. ૧૫
કહેં કૃષ્ણ હું શો, સ્તિકાશિ; ધરો યેં ભરૂંસો, વિશ્વવાસિ. ૧૬
વિસ્મૂર્ણમા મીઠિ, યે ઉદાસિ; કહેં મેં ન દીઠિ, મૃન્મુખાશિ. ૧૭
સખા પડયા જુઠા, હરિહાશિ, બોલી થયાં બુંઠા, ગયા નાશિ. ૧૮
કૃષ્ણરામ કાંમે, ધ્યાસો ધ્યાસિ; પ્રતીતિયો પામે; તો પ્રભાશિ. ૧૯

વી૦ ૨૪ પા૦ ૧

# મરાઠી.

## કીર્ત્તન ૩૭૯ મું.

### "અબ તુમ કબસુમરોગે રામ." ચાલ.

સખ્યે નિજ લક્ષ્ય દે લવ કરી, ધ્રુ૦
આતાં ઉપાધિ નલગે આણખિ. એક હા સિદ્ધ કરી; સ૦ ૧
લક્ષ્ય ચોરાશિ ફિરૂની મી થકલો, નકો ફિરૂનિ ફિરી;
કાં ભવ બંધન અજુનિ ન સોડિત; પાવલો ત્રાસ તરી. સ૦ ૨

યા માનવ દેહાશી માલા, દિલ્હિ દ્વિજ વર્ણ ખરી;
યા પ્રપંચાચેં સાર ભક્તિ તો, દેત ન રાખત ધરી. સ૦ ૩
સાધન કાંહિ સાધુની જાંણુતો, બુદ્ધિ તુંચ હરી;
પડિલો પાશ ભવ બંધને ગુંતુની, સોડિવ કરૂણા કરી. સ૦ ૪
મન કૃમ વચ અહંકાર સમેતાં, બુદ્ધિ તુજ ઠાંઇ ઠરી;
મ્હણુવુંનિ માહારાજાચેં અપર ધરિ. કૈસેં પદર પસરી. સ૦ ૫
જરિ કાંહિં અસેલ અવધ મરણાચિ, દાખિવ દ્રષ્ટિ ભરી;
કૃષ્ણુરામ મ્હણે આતાં મજશિ, કાંહિ જવાપ ઉચ્ચરી. સ૦ ૬

વી૦ ૧૩ પા૦ ૧૬

## કીર્ત્તન ૩૮૦ મું.

કૃષ્ણ ચરિત્ર. પાલણા.

બાલા જોજો જોજો, તુલા ઘુમરણી ઘાલો. મુલા હાલો હાલો. ધૃ.
વસુદેવ. દેવકીચેં ગૃહિ જનમિલા. મધ્ય નિશાચી કૃષ્ણા;
બિન કિલ્લી ઝટ કુલુપ ઉઘડલેં, ગોકુલ ગાંવી તૃષ્ણા. બા૦ ૧
માત પિતાશિ દરશન દિલ્હેં. મ્હણે મજલા ધ્યાવેં;
ગોકુલગાંવિ નંદ યશોદા, તિથેં ગુપ્ત સોડાવેં. બા૦ ૨
માયા ધારણી સેવક નિજલેં, કવાંડ ઉઘડલેં આપેં;
કાલિંદિને માર્ગ સોડીલા, તુઝયા ચરણ પ્રતાપેં. બા૦ ૩
મધ્ય નિશાંતેં મુલગી ઘ્યેવુની, વસુદેવ મથુરા આલે;
કવાડ સંપૂટ કુલુપ તસેં તો, પૂર્વ પ્રકારી જા'લે. બા૦ ૪
રડતી આઇકુનિ જાગ્રત જા'લે, અવઘે દાસાદાસી;
માતુલ્યેં મૂલ્ય ઘેવુની આપટલી, ઉડુન ગેલિ આકાશી. બા૦ ૫
જાતાં શબ્દ ઉઠલા કુઠહી, જા'લા તુજયા વૈરી;
ઐશી આઇકુની કંસ ભિયાલા, ઉપની ચિંતા ધૈરી. બા૦ ૬
બહિનિ આપ્ત પૂતનાનાવિ, શોધ્ય ઘ્યેયાલા જાતી;
ગોકુલ ગાંવિ ઘર ઘર મંગલ, કૃષ્ણુરામ ત્યા પાહાતી. બા૦ ૭

વી૦ ૧૩ પા૦ ૧૯

(૨)

વિષ અતિ વિષમ સ્તનિ મરદુનિ, મગ નંદ પૂત્ર દેલા;
પરમાનંદે પાન કરીતક્ષણ, જીવ લાગલા નેલા. ૧

કંસ ખબરચ્ આઇકુની પાઠવિલા. શકટાસુર તતકાલિ;
પાલનાતૂંન પાય પસરિલા, ત્યાલાહિ હર્દ્ધા બાલિ. બા. ૨
એશા અનેક તહ્રે ઉપદ્રવ, કંસ પ્રપંચિ કેલા;
કૃષ્ણ કરે તો સર્વ મરૂનિ મગ, મુક્તિ મારગિ ગેલા; બા. ૩
માંડિવર મૂલાલા ઘેઉની, દૂધ યશોદા આટિ;
સ્તનપાનાચા તિરસ્કાર, કેલ્યા મોહન ત્યાસાટિ. બા. ૪
ધાવુનિ મહિચેં મોહોઠેં ભાજન, મોડિલે માજ ઘરાતિં;
પળત પાહિલા માતેં માઘેં, કાઠિ ધરલી હાતિં; બા. ૫
દોન્હિ હાત ધરૂનિ સુતલા, માત યશોદા વેઢે.
રસી લાંબ મિળેનાં હ્મણુનિ, એક અનેકેં જોડે. બા. ૬
માતા શ્રમિત પાહુનિ માધવ, ઉલુખ બંધન જા'લે;
ગેલી આંત યશોદા જાણુનિ, આપણ બાહુરચ નિઘાલે. બા. ૭
નારદચે શાપાંકિત દોન્હિ, દ્રુમ યમુલાર્જુન નાવિ;
ત્યાલા સ્પર્શ કરૂનિ પાઠવિલે, કૃપણુરામ નિજ ધાવિ. બા. ૮

વી૦ ૧૩ પા૦ ૨૦

(૩)

બાલપણેચી ચેષ્ટા કરિતાં, માધવ માતી ભક્ષી;
મુખ પાહાતેં માતુનેં બધિતલી, ચવદા લોક પ્રત્યક્ષી. બા ૧
ગોપ બરોબર હલધર સંગે, ગેલે ગોરક્ષાલા;
અગબગ કેશી ધેનુક મારૂનિ, મુક્તિ દિલ્હિ ત્યાલા. બા. ૨
ગોપીચેં દધિ દૂધ તરકરૂનિ, મર્કટ હાતી દેતો;
મથુરાચે મારગ સ્રિય રોકુનિ, જકાતિ મહિચિ ઘેતો. બા. ૩
ગોપી જલ ક્રીડાયિ અસતાં, પાંઘ્રુણ ઘેઉનિ ગેલે;
વસ્તી વૃક્ષ્યે નગ્ન બધુનિ સ્તુતિ કરિતાં માગુનિ દેલે; બા. ૪
યજ્ઞ કારણિ બ્રાહ્મણ મિળુનિ, સ્વયંપાક સિદ્ધ કેલા.
ત્યાંચિ સ્રિયેંચિ પ્રીતિ પાહુનિ, આપણ પૂર્વે નેલાં. બા. ૫
બ્રહ્મા ભ્રમિત કરૂનિ ગાઇચે, ગોપવાસરૂં હરિલેં;
તતક્ષણ નૂતન કેલેં તો નિજ, ઘર ઘર પ્રત્યેં શિરલેં. બા. ૬
દોન્હિ વેળ દાવાનલ પિધલા, ગોપ રક્ષણા સાટિ;
બાલ ક્રીડા કરિતાં ગેલ્યે, કાલિંદીચે ઘાટિ. બા. ૭

આપણુ ઉડી આંત ટાકુનિ, ગેલે જલાંત ખાલી;
કૃષ્ણુરામ ગોરક્ષા અરથી, મરદન કેલ્યા કાલિ. આ. ૮

વી૦ ૧૪ પા૦ ૧

૪

ઇંદ્રિ મહોત્સવતો ટાકુનિ મગ, ગિરિ મહોત્સવ કરિલા;
ઇંદ્રિ કોપ વૃષ્ટી પાહુનિ હરિ, કર ગોવરધન ધરિલા. આ. ૧
સપ્ત સ્વર મુરલી વાહુનિ વશ, કેલી વ્રજ વનિતાલા;
શરદ સહા મહિનેચી રાત્રિ, રાસ ક્રીડાયાલા; આ. ૨
પ્રતિ સ્ત્રિયાંચે ઠાઇ જાલા, મોહન તું પ્રત્યેક;
બાલ ક્રીડા એશી બાળા, કેલી તુંચ અનેક. આ. ૩
મૂલ નન્હે હા મૂલપુરૂષ તું, સૃષ્ટિ સરજણહારા;
નિર્ગુણ તોચિ સગુણ હોઉ બશિલા, એક અપારા વારા. આ. ૪
બ્રહ્મા વેદ વિધે વરણવિતે, શુક સનકાદિક ધ્યાતે;
જ્યાવર સંપૂરણુ કરૂણાતો, વ્રજ જન સમિપ પાહાતે. આ. ૫
જો જન બાલક્રીડા ગાતિલ, અથવા ધરતિલ ધ્યાન;
તો જન સકલ પદારથ પાવિલ, ઉત્તમ પાવિલ જ્ઞાન. આ. ૬
હોતીલ વંશ પરંપર વૃદ્ધિ, પાવિલ ભવજલ પાર;
પ્રતિ દિન પ્રીતિ કરિલ જો તો જન, હોતીલ કૃષ્ણાકાર. આ. ૭
કૃષ્ણુરામ હ્મણે મી કિંકર, તુજ ચરણાચા સ્વામી;
અધમોદ્ધારણુ બિરૂદ બઘુનિન્યે, મજલા નિજ સુખ ધાવી. આ. ૮

વી૦ ૧૪ પા૦ ૨

અભંગ.

કૃપા કરા મજ, હેચી દેવરાયા; ગુણુ તુઝે ગાયા, આવડીદે. ૧
સજ્જન સંગ મી, આસુમિ નિત્યદા; સાંડુન દે કદા, ગાણુ તુઝે. ૨
પીયાસી ઘુઘરૂ, બાંધુની નાચું મીં; તુજ પાશી, યાચુ મી હેચીદેઇ. ૩
હાતિ વિણામુખી, નામ નારાયણુ; હેચિ પારાયણુ, નિત્ય ઘડો. ૪
કૃષ્ણુરામયાચી, વૃત્તિહિ પ્રેમાંચી; ચોગ વા ક્ષેમાસિ, ચિન્તાનસો. ૫

## કીર્તન ૩૮૧ મું.

### આરતી.

આરતી અનંત ભુજા, એસા દેવ નહિ દૂજા, આ૦ ૧

કેલી મનોમયી રૂપપંતી, કર્મ રૂપ એ બત્તી;
તૃષ્ણારૂપ તૃપ ત્યાંત, કેલિ જ્ઞાનરૂપી જ્યોત. આ૦ ૨
નિરાંજન ભક્તિરૂપ, વાંણિ મંત્ર આનૂપ;
ગુણ ગુણાતીત ગાંન, ત્યાંત સોહં સોહં ધ્યાંન. આ૦ ૩
પુષ્પ કેલે નિરમલ ચિત્ત, અહં એ વજ્રરહીત;
સમર્પિતો હર્ષહાતિં, મનોરથ ફલ સંઘાતિં. આ૦ ૪
તુઝે મસ્તક બ્રહ્માંડ, ભાસે કટી ભૂપિંડ;
હૃદયાંતરિક્ષાગાર, રોમ અઠરાભાર. આ૦ ૫
પર્વત એ તુઝેં અસ્તિ, કર્ણ દીશા સમસ્તિ;
કુક્ષિ એ સપ્ત સિંધુ, લોચન ભાસ્કર ઈંદુ. આ૦ ૬
મસ્તક એ તત્વાકાશ, વાયુ હૃદયાનવાસ;
અગ્નિ એ ઉદરસ્થાંન, જલ બસ્તિ સ્થલમાંન. આ૦ ૭
ભૂમિ એ ચરણ અંશ, ત્યાંત પાતાલ અદ્વંસ;
વિશ્વરૂપ એક મૂર્ત્તિ, ગતી કુણાશિ પૂર્ત્તિ. આ૦ ૮
મ્હણે કૃષ્ણરામ કિંકર, નહિ કોણાચાહિ ડર;
સમજુન ધ્યાવી યુક્ત. વ્હાવેં જીવન મૂક્ત. આ૦ ૯

વી૦ ૧૩ પા. ૧

નારાયણ મહારાજ કૃત—અભંગ.

મારૂતિચા કોણી, હોઈલ જો દાસ; યોનિભય ત્યાસ, સોડવિલે. ૧
શ્રીરામ સોયરા, જયા મારૂતિચા; અકિંત તયાચા, હોઉનિ રાહે. ૨
દઢહા વિશ્વાસ બાણલા જયાસી; તયાચા વિશ્વાસી, ઠાવ નાહી. ૩
ગુરૂ કૃષ્ણરામ, નિજ રૂપ દાઇ, દાખવિલી ખાંણી, અમૃતાસી. ૪

## સંસ્કૃત.

## કીર્તન ૩૮૨ મું.

श्रीश्रीनिवास मां पाहि । कृष्ण सखे स्वामिन् ।
त्वयाऽवयो ग्पनेया । मध्य गता माया ॥ श्री. १
त्वदधीनया मायया । गाढं विमोहितः ।
सच्चिद्घनं त्वा मतुलं । नो जानेऽस्मृतितः ॥ श्री. २
तन्वा द्वारा सक्त क्रिया । भ्रमामि संसारे ।

त्व मार्द्रया दृशाविभो । मां पाहि मुरारे ॥ श्री. ३

मामुद्धर दयानिधे । संसारार्णवतः ।
त्वं मद्‌घं कुरुपृष्ठे । सद्गीतासिग्रतः ॥ श्री. ४

सीतापते दाशरथे । राम रावणारे ।
पश्य गुणै भ्रममाणम् । मांविषयेऽसारे ॥ श्री. ५

त्वद्विरहादार्त्तमार्ति, भवांबुधौ मग्नम् ।
तारयमां करुणालो । त्वमदाब्जलग्नम् ॥ श्री. ६

कर्षय कष्टं मेदभ्र मसदध्या सात्तम् ।
त्वत्पादयो र्निधेहिमां । यदृच्छया मात्तम् ॥ श्री. ७

मदुपेक्षां मा कुरुभो । ह्यार्त्तजन त्रातः ।
कं शरणं यामि हरे । त्वदन्य कं धातः ॥ श्री. ८

त्वदंशकं त्वदभिन्नं । त्व द्दर्शन कामम् ।
त्व त्करुणा मभोप्सुकं । विद्धि कृष्णरामम् ॥ श्री. ९

વી० २५ ५ा. १

## કીર્ત્તન ૩૮૩ મું.

श्री सद्गुरुं ब्रह्मतनुं । नौमि नररूपम् ।
यदाश्रिता न पतंति । भूयो भवकूपम् ॥ श्री. १

गुणाकरं कृष्णपरं । सुरासुरैर्वंद्यं ।
निगमज्ञं ब्रह्मविदं । सद्भिरभिनंद्यम् ॥ श्री. २

समदृष्टिं निर्विकृतिं । निर्गुणतोऽभिन्नम् ।
परचित्ताभिज्ञमलं । विषयैरच्छिन्नम् ॥ श्री. ३

बोधकरं स्वप्नगतौ । तन्द्राविसूचकम् ।
वचनामृतैः शिष्याणा माधि विनोचकम् ॥ श्री. ४

शुद्धं बुद्धं बोधमय मगुणं निष्कामम् ।
संजानात्यपि विरलः । स्वत आत्मारामम् ॥ श्री. ५

प्रतारणा परानरा । ग्रमनांद्रियंते ।
निपतंति ते निरये । सुकृताद्धीयंते ॥ श्री. ६
तनु धन वाङ्मनोभिः । आज्ञानु वर्त्तिनः ।
भवंति ते सदुपास्याः । संतः सत्कृतिनः ॥ श्री. ७
मूढ दृशां स्व समानं । भाति स नो भाति ।
कथमर्को घूक दृशो । दृष्टि पथंयाति ॥ श्री. ८
तं सद्गुरुरूपं वंदे । कृष्णबोधकामः ।
नो जानेहं तत्कृपया । कथं कृष्णरामः ॥ श्री. ९

વી० ૨૫ પા० ૧

## કીર્તન ૩૮૪ મું.

अच्युत मुकुंद रुषिकेश । इश विशारद विश्वेश ॥
उत्तमश्लोक कृतज्ञ हरे । धर्म धुरंधर मुरारे ॥ १
रुषभ परात्पर परमात्मन् । केशव कृष्ण शाश्वदात्मन् ॥
खलद्‌वदहन रावणारे । त्रिशिरादुषणखरारे ॥ २
गिरिधर गोकुलेश गोविंद । घनश्याम श्री परमानंद ॥
चतुर्वेदविच्चतुर्भुज । छलवितूच्छद्मकदधोक्षज ॥ ३
जलशायिन् जय जनार्दन । झषरुपिन् कालियमर्दन ॥
तपोधनप्रिय तापहर । दंतवक्रहन् दामोदर ॥ ४
धनदेश्वर वल्लभ रणधीर । नारायण यादव यदुवीर ॥
प्रकृतेःपर परमार्थतनो । फलरूपिन्नपवर्गमनो ॥ ५
बलेर्द्वारपालक बकहन् । भक्तभीतिहारक भगवन् ॥
मधुसूदन मन्मथरिपुमित्र । यते यज्ञभुग्गकलचरित्र ॥ ६
सचराचरवित्सर्वस्वरूप । षट्शास्त्रज्ञ सदोदयरूप ॥
क्षांतिपुंज श्री वत्सल प्राण । कृष्णराम मंगल कल्याण ॥ ७

વી० ૨૫ પા० ૨

## વેદાંત.

### અથ તૃતીયસ્કંદે દેવહુતી કપિલ સંવાદે સુત્રાત્મક ષોડષ શ્લોકનાં કીર્તન પંચદશ બુદ્ધિ જુદી દેશીના

### કીર્ત્તન ૩૮૫ મું.

દેશી ફેર "આવિ એકાદશી" ચાલ.

ઓલ્યા મૈત્રેયજી વિદુરજી સાંભળો,
જ્ઞાંનિ ગુરૂ જ્યમ વદે શીષ્ય સાથે;
સૂત્ર રૂપે પ્રથમ વ્રત્તી રૂપે પછી,
જ્યંમ કહ્યું માતને કપિલ નાથે: ઓ. ૧
સૂત્ર કેહે સર્વનુંસાર સંક્ષેપથી,
જ્યંમ તારિજ કહે નાંમાવાળો:
વૃત્તી કહે વરણવી તેહને વિસ્તારથી,
જ્યંમ રકમે રકમ નાંમું ન્યાહાળો. ઓ. ૨
જ્ઞાની થઇને ગુરૂ શિષ્યના મન તણિ,
કાં નથી જાંણુતા પાંહાચ્ય થોડી;
સૂત્ર કાં કેહે છે એ આશંકા ઉપની,
તેહનાં છે કારણ દોઢ જોડી. ઓ. ૩
પ્રથમ કારણ તે તો સૂત્રને વૃત્તીની,
એકતા જાણીને ભાવ આવે:
ઉપજે વિશ્વાસ તે શિષ્યને ગુરૂ તણા,
વચનનો તે પછી સિર નમાવે ઓ. ૪
બીજુ કારણ જે જે જ્ઞાની બોલે વચન,
તે લિખ્યાં જોગે પુસ્તકને પાને;
સૂત્ર સાંભળિને જો કોઇ પામે મરણ,
તે પામે વૃત્તીનું પૂણ્ય ક્યાંસે, ઓ ૫
ત્રીજું કારણ પરિક્ષા [illegible] શિષ્યની;
સૂત્રને શુણિને જો ફરિ ન પુછે
અજ્ઞ છે પણ નથી ગરજ જાણ્યા તણી,
વૃત્તી વદવાનું ત્યહાં કાર્ય શું છે. ઓ. ૬

જ્ઞાનિના બોલ્યાની એહ પર નાળિકા,
કપિલે કહ્યું સૂત્ર હવે તેને કહિયે;
મા તમે પુછ્યું કલ્યાણ કયમ પામિયે,
તે તો આધ્યાત્મિક યોગે લહિયે. બો. ૭
આધ્યાત્મિક તો કહ્યા શાસ્ત્ર બહુ જાતિના,
તેહેમાં કપિલે કહ્યો કોણ એહેવો;
જેને સમજ્યે થકી દુઃખને સુખ તણી,
વૃત્તી જાયે ઉખડી તેહેને લેહેવો. બો. ૮
બાજીગરનો રચ્યો વ્યાલને આમ્ર જયમ,
તે તેથી થાય શું પુષ્ટી મરવું;
પ્રથમ શ્લોકે કહ્યું એમ સુખ દુઃખથી,
આત્મા અવિનાશિને શાંને ડરવું. બો. ૯

વી. ૨૮. પા. ૧૦

## કીર્તન ૩૮૬ મું.

બોલ્યા મૈત્રેયજી, શુણો વિદુરજી શ્લોક, બીજાની કહુ કથા
અનઘે કહિને દિધું સંબોધંન, વ્યસનની ગઈ વ્યથા. ૧
મૂળ દુઃખનારે, વાધે જ્યે કરચે કર્મ, તેહેને વ્યસન કેહે છે;
એ વિનાના તે અધિકારિ જંન, કૃષ્ણ કથા લેહે છે. ૨
કેહેતા અનઘેરે, મિટિ પાપની પીડ્ય, હેત હૃદય વ્યાપ્યું;
કહ્યું કપિલેરે, કહીશ તે તુને યોગ, માને વચન આપ્યું. ૩
તે પ્રતિજ્ઞાથી ન કહ્યાનો ભર્મ. માત તણો ગયો;
જે મેં પૂર્વેરે, સનકાદિક સાથ્ય, હંસ રૂપે કહ્યો. ૪
એણે વચનેરે, થયો શ્રવણાદર, દુર્લભ માંનીને;
અંગ સઘળાંરે, એનાં છે મા નિપૂણ, સમજવા જ્ઞાનીને. ૫
સમજાશે કે નહિ, એ ચિન્તાય, માત તણી ટળી;
એ સધાશેરે, વશ ચિત્તથી ત્યાંહ્ય, શંકા થશે વળી. ૬

## કીર્તન ૩૮૭ મું.

"નર તનુ આપીતે સુધારીયેરે" ચાલ.

કેહે મૈત્રેય શુણો વિદુરજીરે; કહુ ત્રીજા શ્લોકની વાત;
કહ્યું જ્યે વશ ચિત્તે એ સાધશેરે, ત્યહાં આશંકા પુછેછે માત. કે.

આત્મ કલ્યાણ મેં પૂછિયુંરે, તેહેમાં વશ ચિત્તનું શું કામ;
કપિલ કહે બંધને મોક્ષનુંરે, કહ્યું કારણ તે ચિત્ત નાંમ. કે. ૨
એકલું ચિત્ત તે વસ્તુ બે તણુંરે, કહો કારણ કયમ કેહેવાય;
અવસ્થા ભેદેથી ઓળખાવીયેરે, જયમ આપને અનુભવ થાય. કે. ૩
યાવત વિષયની માને સત્યતારે, ચ્યહાય વિધવિધ વિષય વિલાસ.
તાવત કારણ ભવ બંધનુંરે, આત્માને કરે અધ્યાસ. કે. ૪
જ્યાહારે શાસ્ત્રતણા સંસ્કારથીરે, થશે પરમેશ્વરની પ્રીત્ય;
વિષય વિકારશ્યા લાગશેરે, ત્યારે મોક્ષનું હેતુ એ ચિત્ત. કે. ૫

## કીર્ત્તન ૩૮૮ મું.

મૈત્રેય કહેરે શુણો વિદુરજી, ચોથે શ્લોકે કપિલે કહ્યું જયેહરે;
વશ ચિત્તેથી આધ્યાત્મિક તે સાધશે, તે'નો ભાગ્યો માતાને સંદેહરે.
મૈ૦ ૧
પૂર્વાવસ્થા પુછિ વશ ચિત્તતણી; સમવૃત્તિ તે તેહેનું કહ્યુ નાંમરે;
વિષમતા બિનાનું સમ જાંણવા, ઓળખાવે છે વિષમતાના ઠાંમરે.
મૈ૦ ૨
ઘી સાકરને લોભે ઝાઝા ગરિષ્ટને, સેવિયે જયંમ અપકવ વારંવારરે;
અજીર્ણ તેથી અતિશે વાધે ઉદરમાં, તેથી વાધે મલના કઇક વિકારરે.
મૈ૦ ૩
તેથી વાધે બડબડ ને બહુ વેદના, એથી થાયે અંગતણું અનિષ્ટરે;
એમ વાસના અપકવને જો સેવિયે, હું માહારાદ્વારા યે માંનિમિષ્ટરે.
મૈ૦ ૪
એથી કાંમલોભાદિ મલને ઉપજે, તેથી સુખદુઃખ બડબડ જ્વરશાં વાધેરે
એહ વિષમતા ચિત્તતણી વરણવી, હવે કહું જયંમ સમતા તેની સાધેરે
મૈ૦ ૫
કૃષ્ણકથાથી હું તે આત્મા ઓળખે, શુદ્ધબુદ્ધને ચૈતન્ય માહારૂં રૂપરે;
દિવ્ય રૂપ તે દેહરૂપી હું કયમ ઠરૂં, માહારે માહારો ઇશ્વર અનૂપરે.
મૈ૦ ૬
દારા ધન પુત્રાદિ એ નહિ માહરાં, જેને સેવ્યે, સંકટ વાધ્યાં સર્વરે;
એહેવું સમજી મમતા મૂકે મલિનની, અંગતણિ અહંતા મૂકે ગર્વરે.
મૈ૦ ૭

કાંમાદિક મલ ત્યાહારે, જાયે ઉખડી, અળગો થાયે સુખદુઃખનો અધ્યાસરે;
એણી રિત્યે સમતા થાયે ચિત્તની, તેથી સમજે વિષ્ણુનો વિલાસરે.
મૈ૦ ૮

## કીર્ત્તન ૩૮૯ મું.

કહે મૈત્રેય શુણોરે ક્ષત્તા. સમચિત્તથી વશ ચિત્તની સત્તા;
જ્યંમ ધોયેલું વસ્ત્રજ નિર્મલ, સમચિત્ત તેહેવું શોભે જલહલ. ૧
જ્યમ તે ઉપર રંગ ચઢાવે, ત્યંમ પ્રભુ પ્રેમાંકિત વશ કાહાવે;
તે વશચિત્તથી આત્મા ભાસે, છ વિશેષણેથી નિજ પાસે. ૨
કેવલ, પ્રકૃતિપર, ને નિરંતર, સ્વયંજ્યોતિ અણિમાંન્ અજરામર;
એકરૂપને કેવલ કહિયે, પ્રકૃતિપર તે સાક્ષિ લહિયે. ૩
નિરંતર તે અભેદને કેહેછે, ત્રણ્ય ભેદ વરજીત જ્યે રેહે છે;
સ્વગત સજાતિય ને રે વિજાતિ, શાસ્ત્રે ભેદ ભણ્યા ત્રણ્ય ભાતી. ૪
એક તરૂમાં જ્યમ શાખાદિ, એક જીવમાં ત્યમ જ્ઞાનાદિ;
મૂર્ખ ભણ્યો ને દંભિ સર્જ્જન, એ ધર્માનૂ ધરમી તે મન. ૫
મનથી આત્મા છે એ ન્યારો, સ્વગત ભેદ વર્જિત તે ધારો;
સજાતિ અર્ક અને જ્યંમ આંબા, ગુણરૂપે તે તેથી લાંબા. ૬
ત્યંમ જીવેશ્વરમાંહે સજાતિ, ચૈતન છે પણ જુજુવિ ભાતી;
જીવ અજ્ઞ સર્વજ્ઞજ ઈશ્વર, તે કયંમ અભેદ હોય બરાબર. ૭
એહ અવિદ્યા વિદ્યોપાધી, જ્યેણિયે ન્યૂનાધિકતા સાધિ;
જ્યમ ઘટગત અંબર ઘટ જ્યેવું, ઘટે ભાગ્યે પૂર્વે હતું તેહેવું. ૮
વશચિત્તવાલો ત્યમ એ જીવ, લિંગભંગથી શિવ તે શીવ;
જ્યારે લિંગવાસના ભાગી, ઓળખ આપ તણિ એમ જાગી. ૯
વિજાતી પાંહાંણ વૃક્ષ બે જેહેવા જડ ચૈતનદેહે આત્મા તેહેવા;
ગુણરૂપે ન્યારા ઓળખાય, એહને અભેદ કયમ કેહેવાય. ૧૦
દેહ મરે ને આત્મા ન મરે, ડરે એક ને બીજો ન ડરે;
આત્માએક દેહ તે ઘણિયો, એહેનો અભેદ તે કયંમ ભણિયો. ૧૧
જ્યંમ જલ વાયુ યોગે જાઝા, બનિ આવે બહુ બુદ બુદ તાજા;
જ્યારે નિમિત્ત વાયું ન વાહાય, ત્યારે બુદ બુદ જલે સમાય. ૧૨
એમ આત્મામાં વાસના દ્વારા, દેહ ઉપજે ન્યારા ન્યારા;
જ્યાહારે મૂળ વાસના ત્રૂટે, આત્મા રેહે ને દેહજ છુટે. ૧૩

ઉપજે જ્યે જ્યાંહાંથી ત્યહાં મલશે, એમ સમજેથી વિજાતિ ટલશે;
વશચિત્તે એમ અભેદ જાંણે, આભ્યંતર અનુભવ ઓલખાંણે. ૧૪
નિજ પ્રકાશ તેતો સ્વયં જ્યોતી, જ્યેણે ઇંદ્રિયો સહુ ઉદ્યોતી;
અણિમાંન તે સૂક્ષ્મજ કેહેવો, દેખાય નહિ તે લક્ષ્યે લેહેવો. ૧૫
ખંડિત નહિ તેતો અજરામર, જરા મરણનો જ્યેહેને નહિ ડર;
વશચિત્તે એહેવો અવલોકે, એહ કથા કહિ પંચમ શ્લોકે. ૧૬

## કીર્ત્તન ૩૯૦ મું.

ક્ષત્તા શુણિયે કેહે કૌશારવિ, છઠે શ્લોકે જ્યે કહિ યુક્તિ;
કૃષ્ણ પ્રેમરંગે જ્યે રંગિયું, તે વશચિત્તે કહિ જ્યે મુક્તિ ક્ષ. ૧
ત્યહાં આશંકા પૂછે, દેવહુતિ, કહો ક્યંમ એકલો ચઢિયો રંગ;
મેળવણિ વિના તે જાય ઉપડી, શી શી વસ્તુ મલી તે સંગ. ક્ષ. ૨
કપિલ કહે તે જ્ઞાંનવિરાગથી, ઉપટે નહિ તે પ્રેમ અનુપ;
જ્ઞાંનવિરાગ એ શી શી વસ્તુ છે, માતા શુણ્ય તેહેનાં કહું રૂપ. ક્ષ. ૩
સદ્ગુરૂ સત્શ્રદ્ધા સત્ શાસ્ત્રથી, જ્યે ઉપજે તે નિર્મલ જ્ઞાંન;
સદ્ગુરૂ તે ઓળખાવે આપને, સધવે શ્રીપતિનું સંધાંન. ક્ષ. ૪
સદ્ગુરૂ સરખું કોય સગું નથી, ઇશ્વર જ્યેણે જાણ્યો અદ્ધા;
તેહેની આજ્ઞાને જ્યે અનુસરવું, તેહેને તો કેવી સત્શ્રદ્ધા. ક્ષ. ૫
કઉતુક સરખા કેહે કાંમાદિકને, દેહાદિકને સ્વપ્ન સમાંન;
અભેદ કેહે તેતો સત્શાસ્ત્ર છે, તેથી અનુભવ હોય તે જ્ઞાંન. ક્ષ. ૬
વિલોમ થાય તે રાને ગ જેણે, વિરાગ તેને કહિયે સારો;
રો આદાને ગઅમને કહ્યો, વ્યાકરણેથી કહુ તે ધારો. ક્ષ. ૭
છલથી લેવું આવ્યું ધારે રા, ગયું ધારતો ગતે દાંન;
વિલોમ કીધાવીયે ગે જણને, પાપ પૂણ્યનુ કરિને ધ્યાંન. ક્ષ. ૮
છલથી લેવું પીડે પાપ થૈં, માટે ધર્મ કહ્યા ત્યંમ રળવું;
કૃષ્ણાર્પણ તેતો જ્યંમ વાવવું, કોટિ કોટિ ગણું નિજને ફળવું. ક્ષ. ૯
એહ જ્ઞાંન વૈરાગ્ય વડે ચઢયો, પ્રેમરંગ પોતાને ચિત્ત;
પ્રેમ કહ્યો તે કૃષ્ણાકારતા, ચિત્તવૃત્તિને વગર નિમિત્ત. ક્ષ. ૧૦
તે વશચિત્તે છ વિશેષણે, સહિતાં નિજ આત્મા ઓલખાયે;
ઉદાસીન તે જ્યંમ બેનો સાક્ષી, હર્ષ શોકથી નવ્ય લેપાય. ક્ષ. ૧૧
એ અવસરમાં પ્રકૃતિ હત તેજ, જ્યંમ દિવસે હોય શશિની કાંતિ;
એહેવી ભાસેરે આભ્યાંતરે, એ વશચિત્તે ઉપજે શાંતિ. ક્ષ. ૧૨

## કીર્ત્તન ૩૯૧ મું.

કહે મૈત્રેય વિદૂરની સાથ્યે, કથા સાતમા શ્લોક તણિ;
માત પૂછે શૂં મૂલ સરવનું, જ્યેથી આ જીવન મુક્તિ બણી. ક. ૧
પ્રથમ મૂલ તો સર્જ્જન સંગતિ, તેહેનું મૂલ તો પૂણ્ય પેહેલું;
કૃષ્ણ કથા શૂણ્યે કેશવ કરૂણા, હોય તેથી સર્વ થાય સેહેલુ. ક. ૨
અપર પ્રેમ તે તો સાધન ભક્તિ, તે થકે ચિત્ત ઠરે છે ઠાંમ;
તે થકી સમવૃત્તિ વશવૃત્તિ, તે થકે આધ્યાત્મિક નિષ્કાંમ ક ૩
તે થકે ઓળખ આપ તણિ હોયે, તે થકે જ્ઞાંન વિરાગને પ્રેમ;
પરા ભક્તિ તે પ્રેમ પ્રબલ હોય, તેથી સકલ બને છે ક્ષેમ. ક. ૪
જગજ્જિવનથી યોગ ઇચ્છે તેને, માર્ગ નથી કોય એહ સમાંન;
પરમ કલ્યાંણ કરે એ જીવનો, તેનું ન ત્રૂટે કદાપિ તાંન. ક. ૫
સાત શ્લોકથી સૂત્ર કહ્યું એ, ધારશે જ્યે મન રાખિ સ્થીર;
કૃષ્ણરામ કહે કષ્ટથી કાહાડશે તેને કૃપા કરી શ્રીયદુવીર. ક. ૬

## કીર્ત્તન ૩૯૨ મું.

મિત્રા તનય કહે વિદુરને, દેવહુતિ જ્યે પૂછે;
સંગ અસર્જ્જન સંતનો, કહો દુઃખ સુખ શૂં છે. મિ. ૧
ત્યારે કપિલ કહે જ્યે કુસંગતે, દઢ બંધન જાણો;
આત્માને કરે અથડામણી, તે તો પાપિ પ્રમાણો. મિ. ૨
સંતસંગ તે તો મોક્ષનું, નિશ્ચે દ્વાર ઉઘાડે;
દુષ્ટ સમાગમ જો કરે, તે તો નરકેપાડે. મિ. ૩
વાંમ હસ્ત પડે છાતિયે, જ્યમ ઝબકી જગાડે;
સવ્ય ભુજેથી સુખે સુવે, સંત ત્યમ ન બિગાડે. મિ. ૪
સંતનિ લક્ષ્ય શ્રીધર વિશે, અસર્જ્જનનિ લોકે;
સંત તે માટે શોધવા, કહ્યું અષ્ટમ શ્લોકે. મિ. ૫

## કીર્તન ૩૯૩ મું.

મૈત્રેય કહેરે શૂણો વિદૂરજીરે,
નવમે શ્લોકે કથા કહિતે કહિયેરે;
સંત પુરૂષને ઓળખવા લક્ષણ કહ્યાંરે,
દેવહુતીને કપિલે તે કહું લહિયેરે. મૈ. ૧
સુખને દુઃખ તે સકલ સહે પ્રારબ્ધ લહિરે,

સુખ દુઃખદાતા શુ નહિ રાગ દ્વેષરે;
ક્ષમાવંત તે પેહેલું લક્ષણુ સંતનુંરે,
બીજું લક્ષણુ કરૂણાવંત વિશેષરે. મૈ. ૨
આત્મા સાથ્ય પરમાત્માને આવવુંરે,
જ્યાહારે ધરવા જન્મ પડે બહુ વારરે;
એ અથડામણુ અનુભવથી આપી કરેરે,
કરે અન્યનો આપ લહિ ઉદ્ધારરે. મૈ. ૩
ત્રીજુ લક્ષણુ સુહૃદપણું સહુ જન થકીરે,
ઉપકારી નહિ, તેહેને પણુ ઉપકારરે;
કરે કૃષ્ણુનો કિધો આપ ન વિસરેરે,
દાસ થઈ નિત્યે રેહે નિરધારરે. મૈ. ૪
અજાત શત્રૂ ચોથું લક્ષણુ સંતનુંરે,
ઉર નવ્ય ઉઠે રિપુ કાંમ કે ક્રોધરે;
બાહારચ થકે તે શત્રૂ શાંને નિપજેરે,
ઉપજ્યો ઉરમાં બલિષ્ટ જ્યેને બોધરે. મૈ. ૫
શાંત કહ્યા તે પંચમ લક્ષણુ જાંણિયેરે,
હું માહારાના વિકાર ઉર નહિ જેહેનેરે;
છઠું લક્ષણુ સાધુ ભૂષણુ સંતનુ રે,
શીલ તણા શણુગાર ધરે જ્યે દેહનેરે. મૈ. ૬
એ લક્ષણુથી સાધુજનને ઓલખિયેરે,
અંતરદ્દષ્ટે અનુભવ કરિને માતરે;
કેવલ વેશ ધરયેથી સંત ન માંનવારે,
સંત શોધવા લક્ષણુથી સાક્ષાતરે. મૈ ૭

## કીર્તન ૩૯૪ મું.

શુણો વિદૂર કહું, દશમ એકાદશ શ્લોક,
જ્યહાં સંત તણાં લક્ષણુ કહ્યાંરે;
રૂષી મૈત્રેય કહે કપિલજીયે કહ્યું જ્યમ,
દેવહુતિ કરણુ ધરી રહ્યાંરે ૧
કહે કપિલ શુણો મા, અનન્ય ભાવે જ્યેહ,
દ્દઢ ભક્તિ કરે માહારે વિષેરે;
જેને સચરાચરમાં વિષ્ણુ વિનાનૂં અન્ય,

દેખંતાં દૈવત નવ્ય હિસેરે, ૨
એતો અનન્યતા કહિ ભક્તિ, તે પ્રભુનો પ્રેમ,
દ્દઢ અચલ વસે જેહેને ઘટેરે;
મજ અરથે જેણે ત્યાગ કરયાં સર્વ કર્મ,
તજી સ્વજન બંધુ મજને રટેરે. ૩
હું છું આશ્રય જયેમાં તે કથા શુણતાં કર્ણ,
ઘણિ શુદ્ધ લહિ કહે અન્યનેરે:
જયેનાં મર્ગત ચિત્ત થયાં છે તેને તાપ,
વિધ વિધના ન પીડે મંનનેરે. ૪

## કીર્ત્તન ૩૯૫ મું.

મિત્રા તનય કહે વિદુરને, દ્વાદશ શ્લોકે કહ્યું જયેહરે;
સાધ્વિ શુણો કહે કપિલજી, સંતનાં લક્ષણ એહરે. ૧
સહુથી મોટું એક લક્ષણ, એકે ન આસક્તિ અંગરે;
આત્મ કલ્યાંણને કારણે, પ્રાર્થવો એહેવાનો સંગરે. ૨
જીવના જન્મ મરણ તણા, કઇક કુસંગોના દોષરે;
એહેના અજાણ્યાને ઓળખાવી, તે કરે સઘળાને શોષરે. ૩
રાજાના અંતઃપુર વિષે, જયંમ મળિ રેહેતા હોય મરદરે;
ડાહ્યો દિવાન તેહેને લહે, ઓલખાવે ત્યારે હોય ગરદરે. ૪

## કીર્તન ૩૯૬ મું.

મિત્રાના સુત કહે વિદુરનેરે, તેરમા શ્લોકની વાતરે;
સંતતણા લક્ષણને સાંભળીરે, હવે આશંકા પૂછે છે માતરે. મિ૦ ૧
સંતનેં શુણ્યા તેના સંગનુંરે, રૂપ શું હશે તે કહો કપિલદેવરે;
કપિલ કહે તેના આસ્યથીરે, કથા કૃષ્ણતણી શુણવિ એ ટેવરે. મિ૦ ૨
તેના મૂખથી કથાઓ એવી નિકળેરે, માહારા ગુણકર્મની જાણનારરે;
તેતો હ્રદયને કર્ણની રસાયણોરે, શુણ્યે દોષતણા હોય નિસ્તારરે. મિ.૩
તેહેને સેવતાં સેવતાં ઉતાવળીરે, મોક્ષમારગના રૂપ મજમાંહરે;
તેને શ્રદ્ધારતિને ભક્તિ ઉપજેરે, તેનું ચિત્ત પછિ ચોટી રહે ત્યાંહરે.
મિ૦ ૪
તેમાં શ્રદ્ધા તે સત્ય મુજને લહેરે, પછિ રતી તે માહારેવિષે પ્રિત્યરે;
ભલિ ભક્તિ તે કૃષ્ણાકારતારે, રહે ચિત્ત તણી વૃત્તિયો નિત્યરે મિ. ૫

## કીર્તન ૩૯૭ મું.

કહે કૌશારવી લાયક, શુણ્ય સંયમની નાયક,
ચઉદમો સુખદાયક, શ્લોક કહું તુંનેરે;
કપિલ કહે સૂણ્ય માત, કહું સત્સંગતિની ખ્યાતરે,
ભક્તિ જ્યહાં શુભ જાત્ય, તે વાહાલા મુંનેરે. ૧
પૂર્વે થઇ જ્યે ભક્તિ મા, તેથી હોય વિરક્તિરે,
તેથી જાય આસક્તિ, આ પરલોકનીરે;
મજ રચનાને ધારયે મા, સૂધૂ સર્વ વિચ્યારયેરે,
વૃત્તિ ન ઉઠે ત્યાહારે, હર્ષ શોકનીરે. ૨
સાવધાંન થઈ જન મા, વશ કરવાને મંનરે,
સરલ અહિં સાધંન, યોગ યુક્ત બનેરે,
રાગાદિક જ્યે રોગ મા, તેહેના હોય વિયોગરે,
મજથી હોય સંયોગ, તેહેને વશ મનેરે. ૩

## કીર્તન ૩૯૮ મું.

હાંરે શ્રી દ્વૈપાયનના સખા બોલીયા,
હાંરે કહું પંનરમા શ્લોકની વાત. સંયમનિ પતિ સાંભળિયે
હાંરે તે સરલ સાધન કેવા હશે,
હાંરે કહો ફલ તેહેનું પૂછે છે માત. સં૦ ૧
હાંરે કહે કપિલમુની શુણો માનવી,
હાંરે ત્યહાં સત્સંગમ સાધન પેહેલું; સં૦
હાંરે તે સત્સંગમથી કથા કૃષ્ણનીરે;
હાંરે તે સાંભળતાં હોય સર્વ સેહેલું. સં૦ ૨
હાંરે તે શ્રવણેથી કૃષ્ણભક્તિ ઉપજે,
હાંરે હોય તેથી સરવ સમર્પણ કર્મ; સં૦
હાંરે હોય તેથી વેગે ચિત્ત તણી શુદ્ધતા,
હાંરે તે તેથી જાંણે પ્રકૃતિના ધર્મ; સં૦ ૩
હાંરે તે પ્રકૃતિના ગુણોને અસેવતાં,
હાંરે હોય તેહેને વિષે તિક્ષણ વૈરાગ; સં૦
હાંરે તે વિરાગેથી વૃદ્ધિ હોયે જ્ઞાનની,
હાંરે તે જ્ઞાને હોય કર્મતણો ત્યાગ; સં૦ ૪

હાંરે તે કર્મ ગયે જાય સર્વ વાસના,
હાંરે નિરવાસનિક ચિત્ત હોયે વશ્ય; સં૦
હાંરે તે વશ ચિત્તથી જાણે આત્માનું,
હાંરે જે વેદે કહ્યું તેહેવું રહસ્ય. સં૦ ૫
હારે તે રહસ્યથી ભક્તિ હોય પ્રેમરૂપા,
હાંરે તે ભક્તિ થકી મિટે અંતરાય; સં૦
હાંરે તે જીવ પાંમે મુને સર્વાવાસીને,
હાંરે આ જન્મે તેહેનાં સંકટ જાય. સં૦ ૬
હાંરે તે પ્રારબ્ધોના ભોગ ભોગ્યા પછિ,
હાંરે તે જીવ પામે સદ્યો મુક્તિ તર્ત; સં૦
હાંરે કહે કૃષ્ણરામ જે જન ધારશે,
હાંરે નહિ હોયે તેને ફરિને આવર્ત્ત. સં૦ ૭
હાંરે નવ, છ, ને પંચ, અષ્ટ, સોળ, દ્વાદશ,
હાંરે ષટ્, પંચ, સપ્ત, ચ્યાર, ચ્યાર પંચ; સં૦
હાંરે ત્રી, સપ્ત, એટલી એકાદિક પદ તણી,
હાંરે છે તુકો સર્વ સતાણુંનો સંચ. સં૦ ૮

દોહરો.

કહ્યું શ્લોક પંનર ભણિ, સૂત્ર સરવ સિદ્ધાંત,
કૃષ્ણરામ તે ધારતાં, નિશ્ચય હોય નિર્ભ્રાંત; ૧
સંવત અઢાર ચ્યુમોત્યરે, એકાદશી બુધવાર;
પદ પૂરણ તે દિન થયાં, લેખ વિષે દશ ચ્યાર. ૨

## કીર્તન ૩૯૯ મું.

દેશી ફેર.

તું તો સાંભળ્ય સુજાણુંહે જીજ્ઞાસું ધૃ૦
કારણ કોટિની સત્વ વૃત્તિયો કહું,
જે થકી ઉપજે છે કર્મ ગહુ હે જી. ૧
શમો, દમ, તિતિક્ષાને, ઇચ્છા, તપોરાગ;
સત્ય, અને દયા, સ્મૃતિ, તુષ્ટિ, અને ત્યાગ, હે જી.
અસ્પૃહાને, શ્રદ્ધ', હ્રી, સ્ત્રનિર્વૃત્તિ, દાન,;
સત્વનિએ પંનર વૃતિનાં અભિધાન. હે જી. ૨

શમ તે તો ક્રોધાદિક ઉપજે ન ઉર,
ઉપજે તો વશ્ય રાખે જાંણિને જરૂર; હે જી.
દમ, તે દશેદ્રિયોને રાખવા અધિન,
અઘટિત વિષયોમાં કરવાં ન લીન હે જી. ૩
તિતિક્ષ્ય, તે પ્રારબ્ધોના દુઃખ સુખ સહે,
શોક કે હર્ષના વેગમાં નવ વહે. હે જી.
ઇક્ષા, તે તો જાણે જેહેના તેહેવાં સ્વરૂપ,
પૂછે તેહેને કહે નહિ તો ચિંતવે ચૂપ. હે જી. ૪
તપોરાગ, તે તો શોષે ઇંદ્રિયોનેં કાય,
વ્રત તીરથ જપધર્મેથિ અહાય; હે જી.
સત્ય, તે તો નિજાશ્રમવર્ણોના ધર્મ,
યથાશક્તિ આદરિનેં કરે ન કુકર્મ. હે જી. ૫
દયા, તે તો કોયનું ન પીડન કરે,
પોતાના પ્રમાંણે સહુનું પ્રિય આચરે, હે જી.
સ્મૃતિ, તે તો પૂર્વાપરનું ધરે અવધાંન,
નિજ હિત ઉપાયોનૂં રાખે સંધાન. હે જી. ૬
તુષ્ટિ, તે તો સ્વલ્પ લાભે પણ ધરે તોષ,
કોઇને અધિક મળતું દેખિ નાંણે રોષ; હે જી.
ત્યાગ, તે તો ધરમે ધનના વ્યયનો ન દ્વેષ,
અજાંણ્યે ગમાવ્યું તેનો કરે નહિક્લેશ. હે જી. ૭
અસ્પૃહા, તે પુત્રાદિકની આશાઓ ન હોય,
ધન સુત ધામાદિને જુઠાં કરી જોય: હે જી.
શ્રદ્ધા, તેતો વેદાદીથી સમજિ રહસ્ય,
સત્ય માંની શ્રીપતીને રહે નિત્ય વશ્ય. હે જી. ૮
હ્રી, તો આંણે કુચ્છિત કર્મ આદરતાં લાજ,
પાતક શમાવા સેવે સંતનો સમાજ; હે જી.
સ્વનિવૃત્તિ, આપે ઉઘડે અનુભવ વૃંદ,
સ્વાત્માને શુદ્ધ જાણિ ઉપજે આણંદ. હે જી. ૯
દાન, તે તો વિદ્યાદીનું અધિકારિ જોઈ,
યથાયોગ્ય આપવું તે હૂંપણું ખોઇ; હે જી.
એ તો કહ્યાં સત્વવૃત્તિ પંનરોનાં રૂપ,

અનુભવ કરિ ઉરે ઓળખ્ય અનુપ. હે જી. ૧૦
એ પંનરમાં જયે જયે વૃત્તિ અતિશે સેવાય,
અતિવર પૂણ્ય વૃત્તિ તે તે કેહેવાય; હે જી.
વારંવાર સેવાય તે પુણ્ય વૃતિવર,
યથાશક્તિ સેવતાં સાધારણ પંનર. હે જી. ૧૧
સ્વલ્પ આદરતાં પૂણ્ય વૃત્તિ કનિષ્ટ,
અતિ કનિષ્ટ કિંચિત્ આદરતાં ઈષ્ટ, હે જી.
નિષ્કામે જો સેવે સમજી શાસ્ત્રોથી ફલ;
તે થકી વાધે સત્વ વૃત્તિનું બલ. હે જી. ૧૨

અલિષ્ટ થયો તે સત્વ વધતો થાય,
તેણે રજો તમો તણિ વૃત્તિ દબાય; હે જી.
તે અલિષ્ટ સત્વે કરિ ધર્મ બને સાર,
તે ધર્મથી જયે બને તે જાંણ્ય સંસ્કાર હે જી. ૧૩

શાસ્ત્ર સમઝીને પણ જો હોય સકામ,
રજો મળ્યે ધર્મ તેહનું ઉચ્ચકર્મ નામ; હે જી.
શાસ્ત્ર શુણિને પણ સ્વલ્પ સાધે સત્વ,
અહંમમ કામનાથી સમઝે ન તત્વ. હે જી. ૧૪
તે સત્વને રજોતમ મળ્યે બને કામ્ય,
તે કર્મોનું નાંમ કહિયે, સમઝીને સામ્ય; હે જી.
એણિ રિત્યે સત્વ થકી કર્મજ થાય.
સંસ્કાર ઉચ્ચને સામ્ય કેહેવાય. હે જી. ૧૫

રુષિ દેવ માનવ એ ત્રણ્યના સ્વભાવ,
એક એકથી એતો ઊતરતા દાવ: હે જી.
સત્વ તણિ વૃત્તિયોનો કહ્યો સંક્ષેપ,
કૃષ્ણરામ કહે જાણ્યે લાગે ન લેપ, હે જી. ૧૬

વી. ૩૦ પા. ૧

## શ્લોક.

शमोदमस्तितीक्षेक्षा तपः सत्यं दया स्मृतिः ।
तुष्टि स्त्यागः स्पृहा श्रद्धा ह्रीर्दयादिः स्वनिर्वृतिः ॥१॥

तत्र सत्वं निर्मलत्वा त्प्रकाशक मनामयं ।
सुख संगे न बध्नाति । ज्ञान संगे न चानघ ॥२॥
सत्वस्य वृत्तयः पूण्याः । रजसो मिश्रिकास्तथा ।
पापिष्टास्तमसः सर्वाः । भवंत्यति वरादिका ॥३॥
निरंतरं मुहुः शक्त्या । स्वल्पं किंचित् क्रमात्श्रिता ।
अतिवरा वरासाम्या । कनिष्ठातिकनिष्ठिका ॥४॥

इति सत्व वृत्तयः

વી. ૩૦. પા. ૧

## કીર્તન ૪૦૦ મું.

તું તો સાંભળ્ય સુજાણરે જીજ્ઞાસું, ધ્રૂ.
કારણ કોટિની રજો વૃત્તિઓ કહું;
જ્યે થકી ઉપજે છે કર્મ બહું. હે જી. ૧
કામ, ઈહા, મદ, તૃષ્ણા, સ્તંભ, અને આશી;
ભિદા, સુખ, મદોત્સાહ, યશઃપ્રીતિ, હાશી. હે જી.
વીર્ય, ને બલોદ્યમ, ચાપલ્ય, વંચન,
પંનર એ રજોવૃતિ ધારજ્યે મંન હે જી. ૨
કામ, તે સ્ત્રિયોને વિષે મોહિનિ કેલિ,
રેહેવું વશ સ્ત્રિને તન મન ધન મેલિ; હે જી.
ઇહા, તેતો પ્રવૃત્તિયો વ્યાપારોનિ બહુ,
પુછે તેને એમ કહે નિકામો નહૂં. હે જી. ૩
મદ, તે તો આંતરીમાં ધરવો ગર્વ,
એમ માને મુને ભલો કેહે છે સર્વ; હે. જી.
તૃષ્ણા, તેતો લાભ છતાં વળી મળો ચ્યહાય,
ઘણું મળે તોહે મનોતૃપ્તિ ન થાય. હે જી. ૪
સ્તંભ, તે છું ઉચ્ચ અમે એવી મનભ્રાંતિ,
સહુ ઉપરી થાવું ચ્યાહે કરી આક્રાંતિ. હે જી.
આશી, તેતો ધનાદિની કામનાઓ ઘણી,
તેહેને માટે સેવા કરે, દેવાદિક તણી. હે જી. ૫

ભિદા, તેતો ભેદબુદ્ધિ, હું માહારૂં ને પર,
જુદા જીવ. જુદું જગત જુદા ઈશ્વર હે જી.
સુખ, તે વિષય મળ્યાં, જાંણી કરે પ્રીત્ય,
ઈહિ પરલોક તણા ભોગ માંને નિત્ય. હે જી. ૬
મહોત્સાહ, તેનો મદે ધરે અભિનિવેશ,
તુકારયો ચઢાવ્યો ખરચે ધનાદિ અશેષ. હે જી.
યશઃપ્રીતિ, સ્તુતિ વાહાલી પોતા તણી અત્ય,
સ્તાવકોને રીઝે જાંણે પાત્રની ન ગત્યરે. હે જી. ૭
હાશી, તે વિનોદે પરની મશ્કરિયો કરે,
છિદ્ર કાંત કાંતાઓના કરણોમાં ધરે. હે જી.
વીર્ય, તે સ્વ પ્રતાપોની પ્રગટાવા ખ્યાત,
તેહેવી કાહાડે મિશેમિશે સ્વ પરની વાત. હે જી. ૮
બલોદ્યમ, તેતો કરે વીના અવસરે,
ઉદ્યમ વિજાતી પણ ડરપે ન ડરે. હે જી.
ચાપલ્ય, તે દેહેંદ્રિય મનો ન વિરાંમ,
સ્મર્ણ પાઠ કીર્ત્તનમાં વૃત્તી નહી ઠાંમ. હે જી. ૯
વંચન, તે સઘળાને ઠગવાની રીતિ,
મનમાંહે કાતિ મુખે જણવવી પ્રીતિ હે જી
એતો કહી રજોવૃત્તિ પંનર પ્રમાંણ્ય,
પૂણ્ય પાપાત્મક એને મીશ્રક જાંણ્ય. હે જી. ૧૦
એ પંનરોમાં જયે જયે અતિશે સેવાય,
અતિવર મિશ્રક તે વૃત્તિ કેહેવાય. હે જી.
વારંવાર સેવાય તે મિશ્ર વૃત્તિવર,
યથાશક્તિ સેવતાં સાધારણ પંનર. હે જી. ૧૧
સ્વલ્પને કિંચિતે એક નિષ્ટાતિકનીષ્ટ,
મિશ્રક રજોની કહીયે ઈષ્ટાનીષ્ટ. હે જી.
કામના છતાં જો કરે અકામનું યત્ન,
સત્વ મધ્યે સાધે તેતો પુરૂષ પ્રયત્ન. હે જી. ૧૨
સકાંમે જો સેવે સમજી શાસ્ત્ર સકલ,
તે થકી તે વાધે રજોવૃત્તિયોનું બલ હે જી
બલિષ્ટ થયો તે રજોવૃદ્ધિ થાય,

તેણું સત્વ તમો તણી વૃત્તિયો દબાય. હે જી ૧૩
તે બલિષ્ટ રજોવડે દ્દિષ્ટજ થાય,
તેણે દિષ્ટે ઋણોની તે અતિ ભોગાય. હે જી.
સકામ્ય છતાં પણ મલે રજે, સત્વ, તમ,
તેથી કર્મ સામ્ય બને આદરતાં સમ. હે જી. ૧૪
એણિ રીત્યે રજો થકી કર્મજ થાય,
પુરૂષ પ્રયત્ન દિષ્ટ સાંમ્ય કેહેવાય. હે જી.
માનવ અસુર ભૂત ત્રણ્યના સ્વભાવ,
એક એકથી એતો ઉતરતા દાવ. હે જી. ૧૫
રાગાત્મક રજો કરે કર્મ સંગે બંધ,
આભ્યંતર પ્રકાશો ને અર્ધ કરે અંધ. હે જી.
રજોગુણ વૃત્તિયોનો કહ્યો સંક્ષેપ,
કૃષ્ણરામ કહે જાણ્યે લાગે નહિ લેપ. હે જી. ૧૬



श्लोक.

काम इहा मदस्तृष्णा स्तंभ आशीर्भिदा सुखं ।
मदोत्साहो यशः प्रीतिर्हास्यं वीर्यबलोद्यमः ॥१॥
रजो रागात्मकं विद्धि तृष्णा संग समुद्भवं ।
तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥२॥
सत्वं तमश्चाभिभूय रजो भवति भारत ॥३॥
इति रजो वृत्तयः ॥

કીર્તન ૪૦૧ લું.

તું તો સાંભળય સુજાંણ હે જીજ્ઞાસું. ધ્રુ.
કારણ કોટિની તમો વૃત્તિયો કહું,
જયે થકી ઉપજે છે કર્મ બહુ. હે જી. ૧
ક્રોધ, લોભ, અનૃતને હિંસા, યાંચા દંભ,
ક્લમ કલિ, શોક, મોહ, વિષાદવિજૃંભ, હે જી.
આર્તિ, નિદ્રા, ભી, અને અનુદ્યમ, જેહ,

તમોનિ વૃત્તિયો પંનર નાંમે કહિ એહ. હે જી. ૨
ક્રોધ, તે પરોના ઉપર આભ્યંતરે તાપ;
ચક્ષુ કરિ લાલ મારે મરે કે ઘેરયાપ. હે જી.
લોભ, તે ખાવુ કે ન ખરચવું કાંઈ,
વ્યાજે વ્યાજ આવે કેવા ઘાલે મહિ માંહિ. હે જી. ૩
અનૃત, તે અકારણે પણ જુઠુ વદે,
કલ્પિ કલ્પિ વાતોવડે કઇના બાળે હૃદે. હે જી.
હિંસા, તે તો ચરાચરને પીડા બહું કરે;
સહુંનું માઠું થવું તાકે, જીવીકાઓ હરે. હે જી. ૪
યાંચા, તે તો પરધનાદિ માગવું ચ્યહાય,
છતે કે અછતે અહર્નિશી અથડાય. હે જી.
દંભ, તે તો ધર્મ વિના ધર્મિ છું અમે,
એમ કહિ નમાવે સહુને આપે ન નમે. હે જી. ૫
કલમ, તે જયે કરિ ન સકાય તે કરે,
સ્વ શક્તિ વિચ્યારચા વિના અશક્ય આચરે. હે જી.
કલિ, તે તો કરે સ્વીય પર થકે કલેશ;
સ્વરૂપ સમય ભુલી વદે ભુડું એષ. હે જી. ૬
શોક, તે તો જયે જયે ગયું તેની યાદ કરિ,
કુટિને કુટાવે વળિ, રડે આંસું ભરી. હે જી.
મોહ, તે તો વિપરિત ભાવના લહે;
પોતે એક ભલો બાકી સહુને ભૂંડા કહે. હે જી. ૭
વિષાદવિજૃંભ, તેતો ચિંત્તાયે સુકાય,
વિષય ન મળ્યે ગયે ચિત્તભ્રમ થાય. હે જી.
આર્તિ, તે તો અંગ દુઃખે કહે અરે અરે;
આપે થયે મંદ બિજા બહુને મંદ કરે. હે જી. ૮
નિંદ્રા, તે તો જાગતામાં યાદ સર્વ જાય;
સાંભળે પણ સમજે નહિ, ખરૂં ન બોલાય. હે જી.
ભી, ત્યે ભય રોગ ભૂત સર્પાદિ ના ધરે,
વિષયોને અર્થ કર્મ અયોગ્ય આદરે. હે જી. ૯
અનુદ્યમ, તે વેહેમેથી, સુઝે ન ઉદ્યંમ:
થશે કે નહિ થાય એટેવા ઉઠે ઉરે ભ્રંમ; હે જી.

એમ કહિ તમોવૃત્તિ પંનર પાપીષ્ટ;
એ થકી જયે જયે સધાયે ત્યેહ અનિષ્ટ. હે જી ૧૦
એ પંનરોમાં જયે જયે અતિશે સેવાય;
અતિવર પાપ વૃત્તિ તે તે કેહેવાય. હે જી.
વારંવાર સેવાય તે પાપ વૃત્તિ વર;
યથા શક્તિ સેવતાં સાધારણ પંનર હે જી. ૧૧
સ્વલ્પે ને કિંચિતે એક નિપાતિ કનિષ્ટ,
પંચધા તમો તણી, વૃત્તિ એ પાપીષ્ટ. હે જી.
કાંમ ક્રોધ છતાં કરે કર્મ જો અકામ્ય,
તે કર્મનું નાંમ કહીયે સમઝિને સામ્ય. હે જી. ૧૨
ક્રોધ છતાં જો કરે વિધિથી સકામ,
આગંતુક કહીયે તેને તમો રજે નાંમ. હે જી.
સકામે જો સાધે વિધી ઉલ્લંઘી સકલ,
તે થકી તે વાધે તમો વૃત્તિયોનું બલ. હે જી. ૧૩
બલિષ્ટ થયો તે તમો વાધતો જાય,
તેણું રજો સત્વ તણી વૃત્તિયો દબાય. હે જી.
તે બલિષ્ટ તમોવડે જયે જે સાધે કરમ,
તેનું તેનું નાંમ કહિયે અવચ અપરમ. હે જી. ૧૪
એણિ રીત્યે તમોગુણે ત્રિધા કર્મ થાય;
સામ્ય આગંતુક અવચ કેહેવાય. હે જી.
પશુ અસુર રાક્ષસ ત્રણ્યના સ્વભાવ,
એક એકથી એતો ઉતરતા દાવરે. હે જી. ૧૫
પ્રમાદ આલસ નિંદ્રાથી કરે બંધ,
તમો કરે આભ્યંતર પ્રકાશ ને અંધ. હે જી.
તમોગુણ વૃતિયોનો કહ્યો એ સંક્ષેપ,
કૃષ્ણરામ કહે જાંણ્યે લાગે નહિ લેપ. હે જી. ૧૬



श्लोक.

क्रोधो लोभो ऽनृतं हिंसा यांचा दंभः क्लमः कलिः ।
शोकमोहौ विषादार्त्ती निद्रा ऽशाभीरनुद्यमः ॥१॥

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्व देहिनाम् ।
प्रमादालस्यनिद्राभि स्तंन्निबध्नाति भारत ॥२॥
सत्वंरजश्चाभिभूय तमो भवति भारत ॥३॥
इति कारणकोटि मध्ये त्रिगुण वृत्तयः कर्माणि स्वभावाश्च कथिताः ॥

## કીર્તન ૪૦૨ જું.

### અથ ભોગકોટી.

ભોગ કોટીમાં ઋણુને ભોગવા,
દિષ્ટ ત્યાગવારે, લૌકિક કહું કર્મ. જીજ્ઞાસુ હે. ધ્રૂ.
સર્વે ઋણિયા સંબંધી જાંણુવા,
ઉરે નાણુવારે, માહારા માંની એ ચર્મ. જી૦ ૧
યથાશક્તિથી ઋણુ તેહેનાં છુટવા,
નવ્ય ફૂટવારે, એ માટે શિરો ઉર; જી૦
એમના માટે ન આધાઓ રાખવી,
નવ્ય ભાખવીરે, દીન વાણી જરૂર. જી૦ ૨
ગુણુ અવગુણુ ગાવા ન એમના,
મન વેહેમનારે, ધરવા નહિ ધોખા. જી૦
આપ આપને કર્મે અવતરચા,
એમાં કો ઠરચારે, મેલા કે ચોખા. જી૦ ૩
જયમ ભાર વેહેવો નવ્ય ધારીયે,
એમ વારીયેરે, વૃત્તિયો એ મળ્યાની; જી૦
એથી કલેશ ઘણા ઘણા નીપજે,
વૃત્તિ ન ભજેરે, ભુલ્યા પાછા વળ્યાની. જી૦ ૪
જયમ ભડકીયે ભૂતોનેં પેખીને,
એ ઉવેખીનેરે, જયમ નાશીયે દૂર; જી૦
એમ સંબંધી એ સઘળાં છળે,
માંન્યા નીકળેરે, નહિ જો વશ્યા ઉર. જી૦ ૫
એતો માનીયે સૃષ્ટિ રામની,
નહિ કાંમનીરે, એહેમાં આપણે કોય; જી૦
એહેને ન મળ્યે ન રેહેવું ઉચાટે,

ગયા માટેરે, એહેને અરથે ન રોય. જી૦ ૬
જ્યમ ગુનેગાર પગે શ્રૃંખલા,
જોઇ આકળારે, થઇ છોડવી ચ્યહાય; જી૦
એમ આપણુ એહ સંબંધીયે,
પડ્યા બંધિયેરે, તે કયમ નીકળાય. જી૦ ૭
જ્યે જ્યે બેડી છોડાવે શ્રીહરિ,
કરૂણા કરીરે, તે તે પાછી ન ઇચ્છે; જી૦
પછી નિશ્ચિંત શ્રીકૃષ્ણ સાંભરે,
નવ્ય વિસરેરે, દુઃખ પાછલ્યાં પ્રીછયે. જી૦ ૮

આતો કૃષ્ણ સ્મરણ માટે તનું,
બિરૂદ એમનુંરે, જોઇ આપી નાથે; જી૦
માટે અન્ય વાસનાથી બીહીઝીયે,
નવ્ય લીજીયેરે, કોયનો ભાર માથે. જી૦ ૯
પંચાત્ય ન કરીયે કોયની,
મન મોહનીરે, મોટાઈ ન ધરિયે; જી૦
બહુજતાવ્ય ન કરીયે જંનની,
મળ્યા ધનનીરે, વૃત્તિ ન પ્રસરીયે. જી૦ ૧૦

મોટા મંડપ મુસાળાં ને વરા,
પડે આકરારે, તે કરીયે ન કોડે; જી૦
ઝાઝા ઘર કે મોટા ધાંમને,
ધારી નાંમનેરે, ન બનાવીયે હોડ્યે. જી૦ ૧૧
કોહોનાં આભરણ માંગી ન પેહેરીયે,
નવ્ય ધીરીયેરે, કાંમી, ક્રોધીને ધંન; જી૦
ક્રોથી દત્ત પુત્ર નવ્ય રાખીયે,
નવ્ય ભાખીયેરે, કોહોને માઠું વચંન, જી૦ ૧૨
ધન નવારસું ન આરોગીયે,
નવ્ય ભોગીયેરે, પરની થાપણ્ય, જી૦
ઘરસા બ્રહ્મને બહુ ન જ્યમાડીયે,
નવ્ય કાહાડીયેરે, વરો કરવા ઋણ. જી૦ ૧૩
પુત્ર પરણાવા વેગ ન કીજીયે,
કન્યા દીજીયેરે, વર જોઇ વિવેકી; જી૦

ઓઝી મહર્ધ્યે વસ્તુ ન જ્યમીયે,
નવ્ય રમીયેરે, દ્યુત એકી બેકી. જી૦ ૧૪
દીર્ઘ દ્રષ્ટીયે જોઈ સ્વ પ્રતાપને,
તેહેવું આપનેરે, રાખીયે વાહંન; જી૦
તે પ્રમાણ્યે નંગ પશુ ભૃત્યને,
નિજ છત્યનેરે, જોઇ રાખે જંન. જી૦ ૧૫
જયેને ધીરયું તે જો આપે ન કદા,
તેને આપદારે, ભારયે ન કરીયે કોઇ; જી૦
વીના વિરાગે પરણી ન ત્યાજીયે,
નવ્ય દાઝીયેરે. સુખ પારકું જોઈ; જી૦ ૧૬
સારૂં કરતાં ન કોહોને વારીયે,
નવ્ય ધારિયેરે, ધન વિપ્રનું મળવું; જી૦
વાજવીથી અધીકું ન લીજીયે,
મુકી દીજીયેરે, માહા અધર્મે રળવું. જી૦ ૧૭
ઉંચ પાસે ન સેવા કરાવીયે,
ન ઠરાવીયેરે, બ્રાહ્મણ શિરે કર; જી૦
નિજથી કો કનિષ્ટ ·મરચા તણું,
માંની આપણુંરે, જીરવિયે ન જર. જી૦ ૧૮
ભાઇ, ભત્રીજો, સુત તેમની વરી,
બેહેન્ય, દીકરીરે, વળી હોય જો અનાથ; જી૦
આપણુ સધન હઇયે તો પાળયે,
પણ ગાલીયેરે, લડીયે ન તે સાથ. જી૦ ૧૯
કોનું માઠું જોઇ ન ખુશી થઇયે,
ન કદી કહીયેરે, દેવ વિપ્રના સંમ; જી૦
ગુરૂ તીર્થ દેવોને ન ખીજીયે,
નવ્ય કીજીયેરે, અનુંચિત ઉદ્યંમ. જી૦ ૨૦
ધન લોભે ન જંતુને મારીયે,
નવ્ય હારીયેરે, નિજ સત્ય વચંન; જી૦
કોથી સ્નેહ વૈર નવ્ય બાંધિયે,
નવ્ય રાંધિયેરે વીના વેણેલું અન્ન. જી૦ ૨૧
કૃષ્ણકથા સાંભળીયે કર્ણથી,

સદાચરણથી રે, કરીયે સત્સંગ; જી૦
કૃષ્ણરામ કહે ઋણ ભોગાશે,
દ્વિષ્ટ થઇ જાશેરે, ભલું આચરચે ભંગ. જી૦ ૨૨

## કીર્ત્તન ૪૦૩ જું.

ભોગ કોટિમાં પ્રારબ્ધ ભોગવા,
આગંતુક જવારે, શારિર કહું કર્મ; જી૦
નખ શિખ પીંડ ભૌતિક જાણવો,
ઉરે નાંણવોરે, આ હું માંની એ ચર્મ. જી૦ ૧
સુતકીનું ન અન્ન આરોગવું,
નવ્ય ભોગવુંરે, એંઠું વાશી ઉઘાડું; જી૦
જેહેને પિપીલીકા ઝાઝી ચઢી,
જયે ગયું શઙિરે, એહેવું જયમવું ન ટાહાડું. જી૦ ૨
રજોવંતિની છાયાયે સ્પર્શેલું,
કે આકર્શેલું રે, કોય જનનું ન લેવું; જી૦
દશા આદિ ત્રિદિન સંકેતનું,
કે અહેતનુંરે, ગળામાં નવ્ય ગ્રેહેવું. જી૦ ૩
કે ત્રિપિંડિનું કે પ્રાણાંતનું,
અહણાંતનુરે, જયમવું નવ્ય ચ્યહાવુ; જી૦
કાક માર્જાર શ્વાનનું અડકેલું,
ચર્મે ખડકેલું રે, જલે પકવ ન ખાવુ. જી૦ ૪
ઝાઝું ખારૂં ખાટું તીખું તેલનું,
રચ્યું ફેલનુંરે, અરધ પકવ કે દાઝયું; જી૦
મધુપૂષ્પ પલાંડુ લસુન મળ્યું
કે અતિ શળ્યુંરે, ન આરોગિયે ઝાઝું. જી૦ ૫
ઘણું જુનું કે ખાંણ્યથી નિકળ્યું,
કે આવિ મળ્યુંરે, કે વીરોનુ આંણેલું; જી૦
અતિ નીચે જયે છાનું આપીયું,
કીટે વ્યાપિયુંરે, જયમિયે ન જાંણેલું. જી૦ ૬
જાતાશૌચનું સુતિકા હેતનું,

રાહુ કેતુનું રે, દાનેથી લીધેલું; જી૦
ઘણા કેહેરનું કે ન સંતાનનું,
અવમાંનનું રે, જાણિ જયમિયે ન મેલું. જી૦ ૭
વિના નૈવેદ્ય કે વિના હોમનું,
પશુ રોમનું રે, કે સલિદ બાફેલું; જી૦
જ્યાહુ ખોરે અમિત્રે કે સંકરે,
ન તે ઉદરેરે, લેવું એમનું આપેલું. જી૦ ૮
હત્યારાનું વદ્લ્યાનું ગુમારનું,
વંધ્યદારનુંરે, કે અપૂછ્યું અજાણ્યું; જી૦
ચાડિયાનું કે વિપ્રના દ્વેશીનું,
કે વા કલેશીનું રે, નવ્ય લિજીયે આંણ્યું. જી૦ ૯
પંચભાગ વિનાનું કે ચોરનું,
ઘણા ઘોરનુંરે, કે પક્તિ વેરાનું; જી૦
ન લ્યે ચાકરી બિન સરકારનું,
પશુમારનું રે, કે વિપ્ર વેહેરાનું. જી૦ ૧૦
કન્યાવિક્રયીનું કે કુલટાનું,
કાંનફટ્ટાનું રે, કે લૂંટેલું ભોજ્ય; જી૦
ઠગ વિદ્યાયે ગરિબોનાં ગ્રહ્યાં,
શાસ્ત્રે કહ્યાંરે, એ અન્ન અભોજ્ય. જી૦ ૧૧
પર વસ્ત્ર અધોયું ન પેહેરિયે,
નવ્ય ધોરિયેરે, સભા મધ્યે ઉંઘે; જી૦
ખેળાલાં ન ધરે સ્વયં ધોઇને,
ખસઓઇનેં રે, પર સુંધિ ન સુંઘે. જી૦ ૧૨
દેશ કાલ વયો વર્ણ ધંનનેં,
જોઇ જંનનેંરે, યોગ્ય વસ્ત્રજ ધરવા; જી૦
સાવયવ ઈતર રતિ શય્યાયે,
નિજ ઇચ્છાયે રે, ત્યાંહાં શયન ન કરવા. જી૦ ૧૩
નિચ ઉંચને આસનેં ન બેશિયે,
નવ્ય પેશિયેરે, સહસા અંધારે; જી૦
રૂક્ષ છુટા મેલા ઘણા કેશને,
સદુદ્દેશનેંરે, બિન સમજ્યે ન ધારે. જી૦ ૧૪

અજાંણ્યા તરૂના ફુલ કંદના,
પૂષ્પવૃંદનારે, કરવા નહિ ભોગ; જી૦
કુ ચિકિત્સકની જયે ઔષધી,
રસાયણ બધીરે, ન લિજે છતે રોગ. જી૦ ૧૫
કહુંના ઔષધ કલ્પ્યાં ન કીજીયે,
નવ્ય ખિજીયેરે, અન્નને અન્ય રૂસ્યે; જી૦
ભંગ, મદિરા, તમાકુ, અફીણને,
ગુણ હીણનેરે, નવ્ય સેવિયે હુંશ્યે. જી૦ ૧૬
મહાગરિષ્ટ અતિ નઆરોગિયે,
નવ્ય ભોગિયેરે, રતી રામાથી આજિ; જી૦
અતિ આલસ નિદ્રા ન ધારિયે,
આહાર વારિયેરે, વશ્ય રહે જયમ બાજી. જી૦ ૧૭
દૃઢ આસન અંગે ઠરાવીયે,
ન કરાવિયેરે, શ્રમ વપુને વિશેષ; જી૦
સેહેતાં સેહેતાં તીર્થ જલે નાહિયે,
નવ્ય ધાઇયેરે. આપે કરી કલેશ. જી૦ ૧૮
વિના વૃતે ન પ્રાંણને પીડિયે,
નવ્ય હિંડિયેરે, દોડિ ઉછાંગી વાટયે; જી૦
ઘણું જયમિયે ન મુળગું મૂકિયે,
નવ્ય મુકિયેરે, ગઈ વસ્તુને માટે. જી૦ ૧૯
મોઘા વસ્ત્ર અતર ફૂલેલને.
કરિ સેલનેરે, નવ્ય સેવિયે રંગે. જી૦
આપે સદ વસ્તુ જયમતાં લાજિયે,
નવ્ય દાઝિયેરે, ડાંહાંમ દેવરાવિ અંગે. જી૦ ૨૦
બ્રહ્મચર્ય રાખિયે આપથી,
સથા પાપથીરે થરકિયે જાણીને જી૦
પાપે રજિને પુત્રાદિ ન પોષિયે,
નવ્ય ક્રોશિયેરે, અંગ માટે પ્રાંણીને. જી૦ ૨૧
માંસ આદિનો આહાર ન કીજીયે,
મને બિઝિયેરે, પ્રભુ છે પુછનાર; જી૦
ગર્વ કીજે ન જાતી કુલનાં,

જોઇ મૂળનારે, મસાલાનો પાર. જી૦ ૨૨
છાંણ્યું પાંણિ વાવરિયે સર્વથા,
શુણિયે કથારે, કરિયે સતસંગ; જી૦
કૃષ્ણરામ એ પ્રારબ્ધ ભોગાશે,
આગંતુક થાશેરે, એહેવે આચરયે ભંગ. જી૦ ૨૩

## કીર્તન ૪૦૪ થું.

ભોગ કોટિમાં વાસના ભોગાવા,
તેતે પલટાવારે, કુસ્વભાવના ધર્મ; જી.
સંસ્કાર ઉપજવાને કહું,
શુણજ્યે સહુરે, જયે અકામ્ય સુકર્મ. જી. ૧
સદ્ગુરૂને સેવિને સાંભળે,
નિવૃત્તિ ફલેરે, જે શાસ્ત્રથી તેહને. જી.
ઉપનિષદ ગિતા ને ભાગવત,
જ્યેથી સહસા તરે; વાંમે બે દેહને. જી. ૨
જ્યેથી પ્રવૃતિ પાખંડ ઉપજે;
શુણવા તજેરે, તેહેવા શાસ્ત્રને જાંણિ. જી.
મહિમા લહિ તિર્થોદકને ભજે,
બીજાં વરજેરે, ગંધ મદિરા પાંણિ. જી. ૩
નિવૃત્તિવંત જનને કરે સગાં;
રાખિ અલગારે કામી દૂરાચારીને. જી.
સ્મરણ માંહે એકાંત દેશે પેસે;
નવ્ય બેસેરે, માર્ગે ઘૃત ધારીને. જી. ૪
ધ્યાનાદિ માટે સેવે પ્રાહ્ણને,
પ્રદોષાંહ્ણનેરે, ન નિશીથનિ વેળા; જી.
નિત્ય કર્મ યથા શક્તિ આદરે,
કામ્ય પરિહરેરે, સાભિચારાદિ હેલા. જી. ૫
ભજે શૈવિ કે વૈષ્ણવિ દિક્ષાને,
સંત શિક્ષાનેરે, સમજીને સાચે જી.
શાક્ત વાંમ દિક્ષાને નવ્ય ધરે,
ક્ષુદ્રના ચરેરે, મેલે દેવે ન રાચે. જી. ૬
ધ્યાંન શ્રીકંઠનું કે શ્રીશનું;

ન અનિશનુંરે, કાં તાકે અરીનું. જી.
નમો ભગવતે શિવાય વિષ્ણુવે;
ઐક્ય અનુંભવેરે, જપવું હર હરિનું. જી ૭
એ વિના નવ્ય જપ વાજન્યના;
મંત્ર અન્યનારે, કામ્ય ક્ષુદ્રાદિ તજવા. જી.
સેવે સંસ્કાર મન શુદ્ધિ તણા;
બીજા ઘણારે, દેહ ગેહેના ન ભજવા. જી. ૮
હું છું કરતા એહેવું નવ્ય ધારવું;
ન વિચ્ચારવુંરે, મળ્યુ તે હોય માહારૂં. જી.
સર્વ હાથ્ય હરિને જાંણવું;
મન નાણવુંરે, કાંઈ ભુંડુ કે સારૂં. જી. ૯
સ્તુતિ નિંદા ન કોહોની કીજીયે;
માનિ લીજીયેરે, સઘળે હરિ એક. જી.
હું છું જ્ઞાંનિ સુખિ કે દુઃખી ઘણો;
એતો ગુણ તણોરે, મન નાંણિયે ટેક. જી. ૧૦
અહંકારાસું દેહેંદ્રિય દેવતા;
એતો સેવતારે, પોતં પોતાના ભોગ. જી.
એમાં આત્માને કોથી નથી કદા;
કાંઇ આપદારે, થતાં યોગ વિયોગ. જી. ૧૧
એતો અખંડ અજર અશોક છે;
સર્વ લોક છેરે, આત્માને અધીન. જી.
એતો ઇશ છે કાળનો કાળ છે;
આતો આળ છેરે, જયે કહે છે હું દીન. જી. ૧૨
એણે રૂપ વિસરિયો આપનું;
તેતો પાપનુંરે, સઘળાનૂ મૂળ; જી.
મિથ્યા માયિક વસ્તુમાં માહાલિયો;
તેણે ચાલિયોરે, પ્રભુથી પ્રતિકુલ. જી. ૧૩
એણે લક્ષ ચોરાશી અનુભવી;
તેણે થઇ આવિરે, વાસનાઓ અપાર. જી.
તેણે પ્રીતિ વિસારિ પ્રભુતણી,
તે વડે બણિરે, વાસનાઓ અસાર. જી. ૧૪

આતો અલબેલે આવ્યે અવસરે;
અજી કાં ફરેરે, માધવથી વિમૂખ. જી.
રખે વાંચ્છે હવે તું ત્રિવર્ગને;
સહુ સ્વર્ગનેરે, દાખિ જોજ્યે દુઃખ. જી. ૧૫
વપુ ધન દારા ગ્રહ આત્મજ;
તેને મા ભજ્યરે, હું માહારાં માનીને. જી.
એ છે ધૂર્ત્ત વિચ્યારી જો ધ્યાંને;
જો ન માનોરે, તો પૂછ્ય જ્ઞાનીને. જી. ૧૬
એતો ઠગબાજી માયા તણિ,
એ ન આપણીરે, આપણ નહિ એહેના; જી.
જોતાં જોતાં કાલ એહેને ગ્રસે;
એ ઉડી જશેરે, નહિ રેહે કોય કેહેના. જી. ૧૭
માટે સદ્ગુરૂ મીત્ર માંનિ કરિ;
ઓળખ્ય હરિરે, જયે આપણિ વસ્ત; જી.
એહેને ભૂલી રખે ભટકયો ભમે;
આવ્યો આ સમેરે, પૂર્વ પૂણ્યે પ્રશસ્ત. જી. ૧૮
ગુણ ત્રણ્યમાં સત્વનિ વૃત્તિને,
નિર્વૃત્તિનેરે, ઉપજાવા સેવ્ય; જી.
તેણે રજ તમ વૃત્તિયો છુટશે;
ત્યારે ત્રૂટશેરે, તૃષ્ણા તતખેવ. જી. ૧૯
હરિ સ્મરણેથી કામાદિ હારશે;
તે પધારશેરે, પોત પોતાને ઠામ. જી.
પછિ સત્વ શમી જશે શાંતીથી;
નિર્ભ્રાતિથીરે, થઇશ અગુણ અકામ. જી. ૨૦
માટે વેહેલો થા વેળા જાય છે;
કાળ ખાય છેરે, દેહાદિને જાણ્ય. જી.
હરિ વિમુખે તે થાય છે આપદા,
તું રખે કદારે, એહેવી ભજતો હાંણ્ય. જી. ૨૧
યશ અવયશ માનાવમાનને,
વ્યયઆદાનરે તુતો જોને સમાન. જી.
જયાજય સુખ દુઃખ સઉ જાવાનાં;

માન્ય વાહાવાનાંરે, એતો નિખિલ નિદાંન. જી. ૨૨
એહવે અકામ્યે સ્વભાવ પાલટશે;
ભોગ્યે છુટશેરે, વાસનાનાં શરીર. જી.
સંસ્કાર ઉપજશે નવા નવા;
ભક્તિ થવારે, મળવા યદુવીર. જી. ૨૩
શમ્યે કામ રામ સન્મુખ થશે;
તેણે ભાગશેરે, ભય ભવના ભારિ. જી.
તેતો પોહોચે પછિ નિજ ધાંમને;
કૃષ્ણરામનેરે, કૃષ્ણ લેશે ઉગારિ. જી. ૨૪

## કીર્ત્તન ૪૦૫ મું.

### અથ ચિહ્નકોટિ. અભંગ.

ચિહ્ન કોટિ તણિ વૃતિયો કહું ભણિ, નર જયમ નારિ બણી,
સકે તેહેવીરે જાણુ;
સ્રીને વસ્તુ માન્યે, ગાતિ શુણતાં કાંન્યે, બાધા રાખિને બાન્યે,
સ્રૈણપણુ એ જાંણુ. ૧

નગ્ન જોતાં નાહાતિ, છલિને ધારચે છાતિ; દોડિ જોતાં જાતી; સ્રૈ.
અધર ને અજીઠું, ચ્યુંબે જાણિ થીઠું, રાજી જો છિદ્ર દીઠું; સ્રૈ ૨
જો તે શૌચ જાતાં, સાંહામું દોડચે ધાતાં, ગુણ સ્રીના ગાતાં. સ્રૈ.
નિત્યે નારિ ખોળ્યે, ધર્મવંતિ ઝોળ્યે, રંગે કિચે રોળ્યે. સ્રૈ. ૩
સ્રી માટે માતાને, પીડવું પિતાને, ભાંડવું ભ્રાતાનેં,
વિગ્રહ એ જાંણુ.
પરસ્વ નહ્વરાવ્યે, સ્રીને તે ખવરાવ્યે, બાળ ન ધવરાવ્યે. વિ. ૪
સ્રીને માંટે સહુને, ગાળિ દેતાં બહુને, વેગળિ કરત્રે વહુને. વિ.
સહુનિ લજ્જા મૂકચે, યુવતિ સંગે ઝૂકચે, પર્વણિયો ચૂકચે. વિ. ૫
ઝાઝી નારિ વરચે, રાખ્ય રૂડિ ધરચે, સ્રીયોને કરગરચે.
આદાન એ જાણુ.
કુંઆરે જો રેહેતાં, ક્યાહારે પરણું કેહેતાં, સ્રીની વૃત્તિયો વેહેતાં.
આ. ૬
સ્રી મળવાને મંન, જોઇતું આપે ધંન, મન થઈ મગંન. આ.
સ્રીયોની મશકરિ, કરે મન ભરિ, એકાંતે આદરિ. આ. ૭

દિવસે સ્ત્રીને ભોગે, જયમે લેઇને યોગે, વિલસે છતાં રોગે
અતિ કેલિ એ જાંણુ.
અધો રહે નર, સ્ત્રી ધારે ઉપર, ક્રીડે પરસ્પર. અ. ૮
સ્ત્રી છતાં મહિયરે, અથવા પર ઘરે, ત્યહાં જઈ રતિ કરે. અ.
રજો વિના આવે, કે પૌત્રોને ધાવ્યે, ક્રીડે વયો ગમાવ્યે. અ. ૯
સ્ત્રીને રાખે બેશી, આપ રસોડે પેશી, પ્રીશી જયમે શેષી;
અધિનતા એ જાં.
મોહિ સ્ત્રીને રૂપે, સર્વ રહ્યું સૂંપે, પાણિ જાયે કૂપે. અધિ. ૧૦
સ્ત્રીનાં ગાઠે ઘરણાં, દળે આપે દરણાં, શિશુ તેડિ ફરણાં. અધિ.
સ્ત્રીનું બોલ્યું પાળિ, સ્વ વાકયોને ટાળી, સ્ત્રીની સાંખે ગાળિ. અ. ૧૧
કઇની રતિ ઝાંખે, કંકરિયો નાંખે, ભૂંડું સ્ત્રી જોઇ ભાંખે;
અનૃતતાએ જાણુ.
સ્ત્રી આવતી જાણે, લઘુ બેસે ટાંણે, પૂઠયેંથી પટ તાંણે. અનૃ. ૧૨
કહિ બેહેન્ય માડી, આંખ્ય રાખે આડી. સ્ત્રીની કરે ચાડી. અનૃ.
સૂતા બેહેન્ય વધુ, તેમ્ને પાઇ મધુ, અંગ નિહાલે બધુ. અનૃ. ૧૩
ઉંઘે સ્ત્રીને વળગી, ભોગે જાણિ અળગી, વારચે ઉઠે સળગી.
અશુચિતાએ જાણુ.
સ્ત્રીના નલને ચોળે, પુહુચો પેટે બોળે, મંદિરે સ્તન તોલે. અશુ. ૧૪
નારિનું ઉછિષ્ટ, જયમે માંની મીષ્ટ, મરચે કુટે કલીષ્ટ. અશુ.
જોરે સ્ત્રીમાં પેસે, સ્ત્રીને ટોળે બેસે, રેતો લુહવે ખેસે. અશુ. ૧૫
વિધવા કે વંધ્યા, મુગી ઘેલી અંધ્યા, ભોગે ત્રિકાલે સંધ્યા. અશુ.
સુતીકાને જોતાં, સ્ત્રીના વસ્ત્ર ધોતાં, પાસે રહ્યે રાતાં. અશુ. ૧૬
કાંમનિએ સાત, વૃત્તિસેણિ ખ્યાત, કહિ તુજ સંઘાત;
ધારિ જોજ્યેરે જાણુ.
નર જો સાતે કરશે, સ્રીની વૃત્તિ ધરશે, નારિ તે અવતરશે;
પાપ ભોગીરે જાણુ ૧૭
સ્ત્રૈણ વિગ્રહતા, આદાંના,ડધીનતા, અતિકેલી અનૃતતા;
અશુચિતારે જા.
કામવૃત્તિ સાતે, કૃષ્ણરામ થાતે, તજવિ જાણિ ઘાતે;
આપકેરિરે જા. ૧૮

श्लोक.

सप्तभि र्वृत्तिभिः कामं । यो सेवेत सदानरः ।
भोगांते क्लिब मामोति । मायःश्चित्तंनचेत्कृतं ॥१॥
तामिक्ष्येतात्मनो मृत्युं । तृणैः कूपमिवावृतं ॥२॥

## કીર્તન ૪૦૬ હું.

ચિહ્ન કોટિ તણી, વૃત્તિયો કહું ભણિ, નારિ જ્યમ નર ભણી;
સકે તેહેવીરે, જાણુ.

ભણવું સાંભલવું, સત્સંગમાં મળવું, કોપે ન કળકળવું;
દક્ષપણું એ જાં. ૧

શિવની સેવા કરવી, કથા કાંને ધરવી; સ્મૃતિ ન વીસરવી. દ.
પતિની આજ્ઞા માને, સમજી જાયે સાંને, શુદ્ધ રહે સ્નાંને. દ. ૨
દેહને માને નાશી, અન્નજ્યમે નહિ વાશી, કરે ન કોહોનીહાશી. દ.
સાસુ સસરો જ્યેષ્ટ, સહુનું વાંચ્છે શ્રેષ્ટ, પતિને માને પ્રેષ્ટ. દ. ૩
ગોવિંદને ગાવું, નાહિને તિર્થે નાહાવું, એકલાં ન નિશિ જાવું. દ.

થોડુ ખાવું અન્ન, કોયના સરખું ધંન, ઇચ્છવું નહિ મંન;
ધીરપણુ એ જાણુ. ૪

પરોના જ્યે નંગ, ધરવાં ન અંગ; શઠોનો ન કરે સંગ. ધી.
ગોષ્ટિ ઘરઘરોનિ, પરનારી નરોની, શુણે ન કરે કોહોની. ધી. ૫
કામિયોને કળે, લોભેથી ન ચળે, વાંકી વાચ્યે ન વળે. ધી.
અંગે ન ઉઘાડે, કદિયે બેસે દાહાડે, બોલે નહિ ઘાડયે. ધી. ૬
વાજણાં ન પેહેરે, નરોને ન હેરે, બેઠાં ઉઘે ન ઘેરે. ધી.

આશાઓ ન રાખે, અથડાયે ન આખે, દીનતા નવ્ય ભાખે.
નિર્ભયતા એ જાણુ. ૭

કોયનિ અંકિત, થૈને ગ્રામ્ય ગીત, ગાય ન વિપરીત. નિ.
લોકની જ્યે લવ, તેને માંને દવ, સંભારે કેશવ. નિ. ૮
કોયના જેવું થાવું, મન માહે ન ચ્યાહાવું, કોથી ન રિસાવું. નિ.
ધારે જ્યે અદષ્ટ, થાશે તેહેવુ સ્પષ્ટ, ભૂલી ન થાયે ભૃષ્ટ. નિ. ૯
સવતીજો આવે, તો ન દૂભે દાવે, પતિને ન રિસાવે. નિ.

પતિની સેવક, થઈ સંભાળે તક, જવા દે અન્ય જક;
સ્વાધીનતા એ જાણુ. ૧૦

યુથોમાં ન જાવું, ગરબે ન ગાવું, નીચમાં ન અભડાવું. સ્વા.
શેષ રાત્રે જાગે, ભજન ન ત્યાગે, પતિથી ન નંગ માગે. સ્વા. ૧૧
સેવાનિ તૈયારી, કરિ આપે નારી, પાક કરે સુધારી; સ્વા.
રજોના જયે ચ્યાર, દિવસોમાં બાહારચ, નિકલે નહિ નારચ. સ્વા. ૧૨
વૃદ્ધોને જયમાડી, પછી જયમે દાહાડી, માને હરિની વાડી. સ્વા.

વસ્તુ જયે ન મળે, મળીને જોટળે, તેથી ન ટલવળે;
અશોકતા એ જાણુ. ૧૩

વિષ્ણુનિ વિશ્વાસી, સઘળું માને નાશી, ધારે ન ઉદાસી. અશો.
વિધવા કે સૌભાગી, મનમાં રેહે વિરાગી, વહે ન ધર્મ ત્યાગી.
અશો. ૧૪
ન્યાહાલી ચાલે નીતિ, સહુથી રાખે પ્રીતિ, કોયને ન કરે ભીતિ; અ.
ત્રિસંધ્યા ન રૂવે, સહુ પેહેલી ન સૂવે, કોહોની રતિ ન જુવે.
અશો. ૧૫
સ્વ કીર્તિ ન વરણે, પતિને હરિને પરણે, મમતા ન રાખે મરણે; અ.

યથા શક્તિ દાંન, સહુને દે સન્માંન, સારિ કહે સાંન;
ઉપકાર એ જાણુ. ૧૬

સ્વામીને સજાવે, અધર્મ તજાવે, લક્ષ્યેથી લજાવે. ઉ.
દાનને કરાવે, અહંતા હરાવે, ધર્મને ધરાવે. ઉ. ૧૭
પાત્રોનેં પરખાવે, નિર્ણય નિરખાવે, શિક્ષાઓ શીખાવે. ઉ.
ગુરૂની સેવા કરે. કહ્યું ન વિસરે, ગર્વ કશ્યો ન ધરે. ઉ. ૧૮
ઇર્ષ્યા નિંદા મૂકે, કથાને ન ચુકે, લૌકિકે નવ્ય સુકે. ઉ.

માયાનિ જયે રચિ, છૈયાંની કચકચી, તેહેમાં રહે ન પચિ;
અલોલુપ્તા એ જાણુ. ૧૯

પતીને ન તાંણે, કેલિયો ન માંણે. ઉર આશાઓ નાંણે. અ.
સુતકીનુ અન્ન, ન કરે અશંન, ભુજે ન પ્રેતાન્ન. અ. ૨૦
નંગ વસ્ત્ર ચુડા, કોહોના કેશ જુડા, કહે ન રૂડા ભૂંડા. અ.
કો સખિના વરને, બિખાણે ન નરને, ગણે ન ઘરઘરને. અ. ૨૧
ઇશ ઇચ્છા યોગે, મળ્યું ધર્મે ભોગે, રડે ન વિયોગે. અ.

દાક્ષ્યતા ધૈર્યતા, નિર્ભય સ્વાધિનતા, અશોક ઉપકાર્યતા, અલોલુપ્તા.
રે જાણો. ૨૨

તોષનિ એ સાત, વૃત્તિ તણી ખ્યાત, કહી તુજ સંઘાત;
ધારિ જોજ્યેરે જાણો. ૨૩

સ્ત્રી જો સાતે કરશે, નરની વૃત્તિ ધરશે, નર તે અવતરશે;
પૂણ્ય યોગેરે જાણો. ૨૪

સાતે વૃત્તિ સારી, તેથી ભક્તિ ભારી, થાશે તો તે નારી;
ઉદ્ધરશેરે, જાંણો ૨૫

કૃષ્ણરામ કહે, ભક્તિ કાચી રહે, તો એ નારિ ગ્રહે;
વપુ નરનુંરે જાણો. ૨૬

## શ્લોક

सप्तभि र्वृत्तिभिस्तोषं । योषित्सेवेत या सदा ॥
सा नरत्वमवाप्नोति । पूण्ययोगैः पुनर्भवे ॥१॥

## કીર્તન ૪૦૭ મું.

ચન્દ્ર કોટી તણી, વૃત્તિયો કહું ભણી, પું સ્ત્રી ષંઢ ભણી,
ચકે જેણે રે જાંણો.

પરણેલિને મારી, કોયની કાહાડી નારી, નિકલી જાયે જારી,
હિંસનતાએ જાણો. ૧

કો નરને મરાવી, તેની સ્ત્રી હરાવી, રાખે પોતાને લાવી. હિં.
પરણેલાને મારી, નિકળી જાયે નારી, સગે લેઇ જારી. હિં. ૨
સવતી કે બાળ, તેના કરે કાળ, મુકે અન્યને આળ. હિં.
ગર્ભોને ગળાવે, ધર્મીને ચળાવે, વંધ્યાને ભળાવે. હિં. ૩
ગાળે નરની મસ્તી, ફાડે સ્ત્રીની ખસ્તી, ઝોળે જબરદસ્તી. હિં.
નર કે નારી રાખી. ભોગ તેના ચાખી, સાણસે દે નાખી. હિં. ૪
ચક્ષુ કોહોનાં ફોડી, સ્તન વા અડવા તોડી, તેમ્નાથી રમે જોડી. હિં.

કાંમણોથી ફસી, નરને કરે વશી, અન્યોથી રમે ધશી.
અભિચાર એ જાંણો. ૫

મંત્રોથી મંગાવી, પુરૂષોને ઉંઘાવી, સ્ત્રીથી રમે ફાવી. અ.
ભુરકીયે ભમાવે, અક્કલ ગમાવે, બીજી બીજાથી રમાવે. અ. ૬

ઔષધી ગળાવી, ડાગલી ચળાવી, રમે બિજાને લ્યાવી. અ.
નૃ નારીને ઠગે. ડાલાવી ઘે દગે, અન્યો અન્ય વળગે. અ. ૭
સ્તંભનેથી સ્તંભી, બિમોહે વિજંભિ, તેથી રમે આલંભી. અ
પરણી કોયની હરે, વરી પુનર્વરે, કોયની ને કહિક ઘરે.
ચૌર્યતા એ જાંણુ. ૮
નરને આપી જર, કે દેખાડી ડર, તેહેનીને રાખે ઘર ચૌ.
ચઢીને ઉતરે, કોયને સુને ઘરે, તેહેનાથી રતિ કરે. ચૌ. ૯
કોયની તેડી આંણે, તેહેની સાથ્યે તાંણે, જોરે રતી માંણે. ચૌ.
દલાલીને આલી, કોયને ઘરે ઘાલી, રમે કળે ઝાલી. ચૌ. ૧૦
કોહોનું દેઈ નામ, ઘે બીજાને ધાંમ, તેથી રમે કામ. ચૌ.
જારોને ન જાંણે, બીજા કોને તાંણે, પીડા રે પ્રહાંણે.
આસક્તતા એ જાંણુ. ૧૧
વિના વ્યભિચ્ચારે, વેહેમેથી વિચારે, કેહેશે સચ્ચો જારે. આ.
સ્વ સંતતિ થઇ, સ્વ સરખી ન લહિ, કેહેશે એ માહારી નહિ. આ. ૧૨
છોડજો પાલન્યું. બહુકાળે પ્રસવ્યું, પૂછે એ કોહોનું હવું. આ.
ભૂત કાઇ હરે, નિશ્ચય ન ઠરે, સ્ત્રીને શીશે ધરે. આ. ૧૩
કોયને હકારચે, વાંક ન વિચ્ચારે, પરણિને તજે મારે. આ.
બળવા જ્યે નીકળી, ત્યહાંથી પાછી વળી, નાસે વા અદબળી.
અધિરતા એ જાંણુ. ૧૪
સાસરે ન જાય, પતિથી પળાય, રતિની કહે નાય. અ.
સ્વામીને મરાવે, સેનાને હરાવે આપે નાશી આવે. અ. ૧૫
ચાલે તેને ચાંપે, બલિપોથી કાંપે, ઝુરણથી ઝાંપે અ.
રતિ અન્ય દરે, કરાવે કે કરે, સ્ત્રી દ્વારા પેટ ભરે. અ. ૧૬
સંતાનોને વેચે, પશુમાં રેતો સેચે, વિર્ય ગાળે રેચે. અ.
સાધુને સંતાપે, અસાધુને આપે, વિપ્રના કર કાપે.
અદાક્ષતા એ જાંણુ. ૧૭
ગોત્રનીને પરણે, માનાં છિદ્ર વરણે; શઠોને જાયે શરણે. અદા.
જુઠાં નામાં નૂધે, વગર વાંકે રૂંધે, સુવે સદા ઉંઘે. અદા. ૧૮
દૂધ વિના ગળ્યું, તાંમ્રપાત્રે મળ્યું, પીયે જ્યે વ્યાઇનું ભળ્યું. અદા.
સ્ત્રીને મુખે રેત, રેડે ધારિ હેત, જપે પૂજે પ્રેત. અદા. ૧૯
તિર્યં ભોગે નારી, જ્યહાં વહે છે વારી, નૃમાંસનો આહારી. અદા.

ગુરૂને વિક્રોસે, પાપિયોને પોસે, ધર્મિયોને ધ્રોસે.
નિર્દયતા એ જાણુ. ૨૦
પરણેલિને તજે, જેખલોને ભજે, સત્ર કરતાં વરજે. નિ.
પાટવિયોને મારે, બ્રાહ્મણિયોને હારે, ગૌજાતિને દારે. નિ. ૨૧
પૂસ્તકોને બાળે, વાહાણુ બાંધાં વાળે, મોંઘું કરે અકાળે. નિ.
અશ્વ મારી જયમે, બહુ નારિને રમે, દક્ષોને નિત્ય દમે. નિ. ૨૨
ચલાવે પાખંડ, ફોડે કઇના અંડ, વિપ્રોને દેહદંડ. નિ.
હિંસા અભિચારતા, ચૌર્ય, આશંકતા, અધિર્ય, અદાક્ષતા;
નિર્દયતા, રે જાંણુ. ૨૩
મોહની એ સાત, વૃત્તિયોની ખ્યાત, કહિ તુજ સંઘાત;
ધારિ જોન્યેરે જાંણુ.
નર નારિ જો કરશે, મોહવૃત્તિ ધરશે, ષંઢ બે અવતરશે;
પાપ ભોગીરે જાંણુ. ૨૪
પ્રાયશ્ચિત્ત કરતાં, નાસે કર્મ કરતાં, અનિષ્ટનાદરતાં;
રેહેશે રૂપે રે જાં.
કૃષ્ણુરામ કહે, નહિતો પાપિ રહે, વૃંદલ વેશ વહે;
નરનારિરે જાં. ૨૫

**શ્લોક.**

**सप्तभि र्वृत्तिभि र्मोहं । यायोषिद्योपुमांन् श्रयेत् ।**
**सासः षढत्व माप्नोति । पापं भुक्त्वाऽग्र जन्मनि ॥१॥**



## કીર્ત્તન ૪૦૮ મું.

ચિન્હ કોટિ તણી, વૃત્તિયો કહું ભણિ, ક્લિબતા નાસે બણી;
નૃ નારીનીરે જાંણુ.
ગંગાતટે જાવું, એકાંતમાં નાહાવું, અન્ન થોડું ખાવું;
તિર્થ કરવું એ જાંણુ. ૧
કથાઓ સાંભળે, સત્સંગમાં મળે, પાપોનિ વૃત્તિ ગળે. તિર્થ.
દંડવતે સમા, દેવો પ્રક્રમા, કરે ખિજાવ્યે ક્ષમા. તિર્થ. ૨
દેવોનાં દરશન, કરે ધારિ ચિન્હ, જોવું વ્રંદાવન. તિર્થ.

રામકૃષ્ણ કેહેવું, દુઃખ ન કોહોને દેવું, રાજી સદા રેહેવું;
જપ કરવું એ જાંણુા. ૩
વિધિ હર હરિ, અભેદે આદરિ, ભજવા ભાવે કરી. જપ.
સુવે બેસે ચાલે, હરિ સ્મરણે હાલે, ફંદમાં નવ્ય ફાલે. જપ. ૪
હરજીનું જ્યે ચરણ, તેનું કરતાં સ્મરણ, સદા રહે શરણ. જપ.
એકવાર જ્યમે, દ્યુતને ન રમે, ભ્રષ્ટ સંગે ન ભમે;
વ્રત કરવું એ જાં. ૫
નિત્યે ભૂમિ સુવે, આંગણે ન રૂવે, કહિયે ન લોહિ લુહે. વ્રત.
નગ્ન ન દેખાડે, કોયને ન ત્રાડે, નિજાંગ નવ્ય વાહાડે. વ્રત. ૬
એકાદશી કરે, ગાય સ્વર સ્વરે, નૃત્યને આચરે. વ્રત.
દેવ ધાંમ ઝાડે, લિંપે બાઉવા પાડે, ચિત્ર નાનાં કાહાડે;
સેવા કરવી એ જાણુા. ૭
વજાડે વાદિત્ર, સ્વરે સેલી ચિત્ર, માંને સાધુને મિત્ર. સેવા.
સંત તણા પાગ, ચાંપે પામી લાગ, સીચે દેવોની બાગ. સેવા. ૮
હરિ ચરણોદક, પીયે ત્રણ્યે તક, જવા દે અન્ય જક. સેવા.
નિત્યે સ્વવિચ્ચારે, વાસના નિવારે, માયિક સહુ ધારે;
મૌનપણું એ જાણુા. ૯
માધવનિ માયા, ધન ધાંમ ને કાયા, એથી સહુ બંધાયા; મૌ.
ઝાંઝુવાનું જલ, તેહેવું આ સકલ, ખરૂં માંને તે ખલ. મૌ. ૧૦
એહની વૃત્તિ વરે, જીવ જન્મ ધરે, લક્ષ્ય ચોરાશિ ફરે. મૌ.
મુખે બોલે મિષ્ટ, સહુનું ધારે ઇષ્ટ, સેવે સદા શિષ્ટ;
ઋતપણું એ જાણુા. ૧૧
હરિને ગાયે ગાંણે, વેહેલા ઉઠિ વાંહાંણે, મર્ણથી દુઃખ નાંણે; ઋત.
સહુને કરે માંન, ધન હોય તો દે દાંન, કથાનું રાખે ધ્યાંન.
ઋ. ૧૨
સંતોને વિખાંણે, કૃષ્ણ તુલ્ય જાંણે, વ્યસનોને નવ્ય માંણે; ઋ.
વિપ્રોને ન નડે, કોયથી ન લડે, ગર્વે ન ગડગડે;
અવિગ્રહ એ જાણુા. ૧૩
કરે નહિ ચાડી, બેસે નહિ ગાડી, વાત ન કહે આડી; અવિ.
શિખવે ન ભૂંડું, જ્ઞાન રાખે ઉંડું, સાધે સકલ રૂડું. અવિ. ૧૪
કોયને ન બાંધે, વઢે નહિ વાંધે, નિષ્કપટે રાંધે. અવિ.

તિર્થ, જપ, વ્રત્ત, સેવા, મૌન, ઋત, અવિગ્રહ એ સપ્ત;
તપો વૃત્તિરે જાણુા. ૧૫
તપોની એ સાત, વૃત્તિની વિખ્યાત, કહિ તુજ સંઘાત;
ધારિ જોજ્યેરે જાણુા.
ષંઢ સાતે કરશે, પૂં સ્રીવૃત્તિ ધરશે, પૂં સ્રી તે અવતરશે.
પૂણ્ય યોગેરે જાણુા. ૧૬
અસુર સ્વભાવે, કામ સ્ત્રી બનાવે, દિષ્ટને ઉપજાવે;
ઋણુ વાધેરે જાણુા.
દેવને સ્વભાવે, તોષ પું બનાવે, ઉચ્ચને ઉપજાવે.
કામ યોગેરે જાણુા. ૧૭
પશુને સ્વભાવે, મોહ ષંઢ બનાવે, સામ્યને ઉપજાવે;
કામ તોષેરે જાણુા.
માનવ સ્વભાવે, તપો એ બનાવે, સામ્યને ઉપજાવે;
કામ લોભેરે જાણુા. ૧૮
વૃત્તિ ન્યારિ ન્યારિ, સમજી જો વિચ્યારી, સેવે જ્યે નરનારી;
ભલી જાણીરે જાણુા.
કૃષ્ણુરામ કહે, પૂર્વ પાપ દહે, ચઢતાં ચઢતાં ગ્રહે;
રૂપ રૂડાંરે જાણુા. ૧૯

तीर्थं जपो व्रतं सेवा । मौनं ऋतमविग्रहं ।
तपसो व्रत्तयः सप्त याभि र्मुच्येतक्लीवतां ॥१॥

## કીર્તન ૪૦૯ મું.

### દેશી ફેર.

શ્રી ગુરૂ પ્રત્યે શિષ્ય પુછે છે, પ્રશ્ન નમીને પાયજી;
તમે કહ્યું જ્યે ઇશ ઇચ્છિાયે, જ્યમ ચિંત્યું ત્યમ થાયજી. ૧
ઇશિ ઇચ્છિાયે નિપજે ત્યાહારે, જીવ તણું શું જોરજી;
પૂણ્ય પાપ કાં જીવને માંથે. તરણી સુત કરે તોરજી. ૨
ઇશ્વર ઇચ્છા બિન નહિ હાલે, એકહિ *પિપ્પલ પાંનજી;
સ્વરગ નરક કયમ જીવને માંથે, શાસ્ત્ર ઠરાવે સાંનજી. ૩
જીવ તણે યત્ને કરિને નવ્વ, ઇશ્વિર ઇચ્છા તુટેજી;

---

* પીપળો.

તો કાં બિન અપરાધે જીવની, લક્ષ્ય સરવ મળી લૂટેજી. ૪
એ શંકાથી મનડું માહારૂ, છલ પાંમે છે છેકજી;
ગુરૂજી કહે શુણ્ય શિષ્ય કહું તુંને, ઇશ ઇચ્છાનો વિવેકજી. ૫
ઇશ ઇચ્છામાં ત્રણ્ય રૂપ છે, શિષ્ય કહું શુણ્ય રીઝિજી;
નામે અસાધારણ સાધારણ, મિશ્રક ઇચ્છા ત્રીજીજી. ૬
તેહેના રૂપ કહુ શુણ્ય જુદાં, ચિત્તમાં સમજી જોજયેજી;
શંકા ઉપજી તે સઘળીને, કૃષ્ણરામ તૂં ધોજયેજી. ૭

વી૦ ૧૪ પા૦ ૩

## કીર્ત્તન ૪૧૦ મું.

પૂર્વે કીધાં જીવે જેહેવાં, અશુભ કે શુભ જે કર્મજી;
હું કરતાં માંની તેણે થઇ, વાસના અપરમ પરમજી ૧
તે તેહેનાં સુખ દુઃખ ભોગાવા, ઇશ્વરે ઇચ્છા કીધિજી;
ધારચું અસુખ સુખ ભોગાવાને, તનું તે માફક દીધિજી. ૨
આટલું દુઃખ સુખ આહાને બનજ્યો, દેશકાલ જન યોગેજી;
આટલા દેહ એ આહાવા ધરજ્યો, આ પ્રારબ્ધ જયમ ભોગેજી. ૩
એહ અસાધારણ ઇચ્છાને, ચ્યતુર સમઝજ્યે ચિત્તેજી;
એહેનું ઉદાહરણ સમજાવું, જયે ત્રુટે ન નિમિત્તેજી. ૪
ભરતખંડ પતિ ભરતે ભોગ્યા, પૂર્વાર્જિતના ભોગજી;
શુદ્ધ કરચાં ક્રિયમાણ તેહેનાથી, અંતે સધાયો યોગજી. ૫
શુદ્ધાચરણે કરિને બનિયાં, જ્ઞાંન વિરાગને ભક્તિજી;
તોપણ અંતે ઇશિ ઇચ્છાથી ‡એણુની થઈ આસક્તિજી. ૬
એથી હરિણ બની તે વળતો, વિપ્ર દેહથી તરિયોજી;
એહ અસાધારણ ઇચ્છાથી, જ્ઞાનિયે તનું બે ધરિયોજી. ૭
જે કાલે દેશે જન યોગે, જયમ નિરમ્યું ત્યમ પામ્યોજી;
ઉપાય કીધા નવ્ય કીધા પણ, દુઃખ સુખ તેથિ ન વાંમ્યોજી. ૮
ઉપાય કરિયે કે નવ્ય કરિયે, તોહ્યે ન જયે પલટાયજી.
એણે અસાધારણ ઇચ્છા તે, કૃષ્ણરામ ઓલખાયજી. ૯

વી૦ ૧૪ પા૦ ૩

---

‡ હરણી.

## કીર્તન ૪૧૧ મું.

સાધારણ ઇચ્છા હવે સાંભળ્ય, જયેહ વિચ્યારચું ઇશેજી;
પૂર્વાર્જિત કર્માની વાસના, સ્વભાવરૂપે દીસેજી. ૧
આ જન્મે સતસંગ કરીને, સ્વભાવ જો શુદ્ધ કરશેજી;
તો તો સ્વધર્મ દ્વારા તે જન, સત્વે રજતમ તરશેજી. ૨
જ્ઞાન વિરાગ ભક્તિ જાગ્યાથી, જો અભેદને લેહેશેજી;
જો અધર્મ આદરશે નહિતો, મન માન્યું પદ ગ્રેહેશેજી. ૩
શુદ્ધ થકો જો નિજાભિમાને, અસત સંગથી આપેજી;
અધર્મ આદરશે તો પડશે, પીડાશે નિજ પાપેજી. ૪
એહેવું ઉદાહરણ કહું સાંભલ્ય, વિભિષણ રક્ષ સ્વભાવજી;
સતસંગેથી શાસ્ત્ર વિચ્યારી, બાંન્યો બેષ વણાવજી. ૫
અધર્મ મારગ જો ન ધરચોતો, લંકાપતિ થઈ બેઠોજી;
નહુષ થયો સ્વરગી પણ ત્યહાંથી, પડયો અધર્મે હેઠોજી. ૬
માટે જીવ સ્વભાવે જયે જયમ, કરશે તે ત્યમ ભોગેજી;
સ્વભાવ પલટે સત શ્રદ્ધાથી, સત્ શાસ્ત્ર ગુરૂ યોગેજી. ૭
સ્વભાવ પલટે પણ નવ્ય પલટે, પ્રારબ્ધોનાં ફલજી;
એ સાધારણ ઇચ્છાની લહે, કૃષ્ણરામ એમ કલજી. ૮

વી૦ ૧૪ પા૦ ૫

## કીર્તન ૪૧૨ મું.

મિશ્રક ઇચ્છાને કહુ સાંભળ્ય, જીવ જયે જીવના ઋણિયાજી;
પોત પોતાનું ઋણ લેવાને, મિત્ર સગા રિપુ બણિયાજી. ૧
વળી કબુલત કેશવજીની, પામી બીજા સધાયાજી;
તેમને માંન્યાં મને માહારાએ, માધવજીની માયાજી. ૨
બ્યાજ બ્યાજનું બ્યાજ ભરીને, તૂં અણુ સમજ્યે લેશેજી;
વળી વાસના ચીત્તે વસાવી, પરલોકે દુઃખ દેશેજી. ૩
જો સતસંગે શાસ્ત્ર સમજશે, તો થોડે ઘણું વળશેજી;
બ્યાજ બ્યાજનું બ્યાજ વાસના, ÷પરત્ર દુઃખ સહુ ટલશેજી. ૪
એહેનું ઉદાહરણ શું કરવું, સૂધું નજરે આવેજી;
સમજ્યે છુટે અલ્પ આપ્યાથી, અણુ સમજ્યે અથડાવેજી. ૫

---

÷ પરલોક.

એ સ્વરૂપ મિશ્રક ઇચ્છાનું, સમજી સંશય વારોજી;
ત્રણ કર્મોના ઉપર હરિની, મીશ્રક ઇચ્છા ધારોજી. ૬
ક્રિયમાંણો ઉપર સાધારણ, પ્રારબ્ધો પરિ પેહેલીજી;
જ્યમ હરિ ઇચ્છા તે ત્યમ થાશે, બુદ્ધિ ન કરશ્યો ઘેહેલીજી. ૭
સમજ્યેથી પ્રારબ્ધ ન છુટે, પણ ત્રણ સ્વરૂપે વાળેજી;
સમજીને ક્રિયમાંણ કરેતો, જન્મ મરણ દુઃખ ટાળેજી. ૮
અણ સમજ્યેથી આગંતુકતે, ક્રિયમાણે થાય અવળાંજી;
કૃષ્ણરામ કહે ઇશ ઇચ્છાના, સ્વરૂપ સમજો સવળાંજી. ૯

## કીર્ત્તન ૪૧૩ મું.

### દેશી ફેર.

શ્રીગુરૂ ચરણનેં શીશ નમાવિ, રસિક રમેશનેં હૃદયે રમાવિ;
શમલ સકળ માહારો નાંખો શમાવિ, મનોરથ પૂરો. ૧
કૃત્યોનિ પંક્તિને કેળવિ ગાઉં, ચિદ્દ્ઘનરાયનું ચિંતન ચ્યાહું;
કિર્ત્તન કરિને કૃતારથ થાઉં. મ. ૨
જીજ્ઞાસુ શિષ્ય કો જઈ ગુરૂ પાસે, સદય સ્વામી તણે રહિ વિશ્વાસે;
પાગ નમિ નિજ પ્રશ્ન પ્રકાસે. મ. ૩
કહો ગુરૂજી કાંઇ કરૂણા કરીનેં, જીવ જાંણેઃકુંણ રીત્યે હરિને;
જન્મોની ફેરી ન પામે ફરીને. મ. ૪
જીવ બલિષ્ટનો અંશજ બળિયો, કોણ પ્રકારે એ કર્મમાં કળિયો;
કુણ ચ્યાહ્યા વડે ચિત્તેં એ ચળિયો. મ. ૫
કેટલાં કર્મનાં રૂપજ કેહેવાં, જ્યમ ઓળખાય જ્યેનાં ફળ જ્યેહેવાં;
લક્ષ કરાવો તો માહારે એ લેહેવાં. મ. ૬
કેહેવાં કરચેં હોય કર્મોનો બંધ, શ્યાં શ્યાં સાધન કરચે છુટે સંબંધ;
કુંણ કહિયે દેખતો કુંણ અંધ. મ. ૭
કયમ તજાય હું માહારાનો ટેક, કયમ હોય ભક્તિ વિરાગ વિવેક;
કયમ સમજાય ઇશ જીવ બે એક. મ. ૮
કયમ કરિ મૂળથી વાસના છૂટે, શું કરચે તૃષ્ણાની તંતિયો ત્રૂટે;
શું કરચે લક્ષ ન કામાદિ લૂંટે. મ. ૯
ત્રિગુણ અધ્યા કયમ અગુણ એહેવાને, શકય ચ્યાહો કયમ વિષયસેવાને;
શ્યાથિ સધાય ગુણાતિત રેહેવાને. મ. ૧૦
જુદા કેહેવાયા કાં જીવને ઇશ, ઇશ કાં શકય કાં જીવ અનીશ;

પ્રીછવા પૂછું હું પ્રશ્ન પચીશ. મ. ૧૧
શ્રીગુરૂજી તમે વાંચ્છિત દાતા, ઉત્તર દેઈ કરો શિષ્યને શાતા;
તમ્યો સદા તમ જીવના ત્રાતા. મ. ૧૨
સંશય ટાળિ સંતાપ નિવારો, આપ્યો અનૂપમ જન્મ સુધારો;
કૃષ્ણ કહો કૃષ્ણરામને માહારો. મ. ૧૩

## કીર્ત્તન ૪૧૪ મું.

સદય સ્વામી કહે શુણ્ય જીજ્ઞાસુ, પ્રત્યુત્તર પ્રશ્ન કેરાં પ્રકાસું;
સમજજ્યે મન કરીને ખાસું. વિશાળ વિવેકી. ૧
માહારે ક્રમે તુંને ઉતર કેહેવા, જુદા જુદા સહુના જવાપજ દેવા;
તે જેમના ત્યમ સમજીને એહેવા. વિ. ૨
જીવેશ્વર ક્યમ જુદા કેહેવાયા, બિંબનું બિંબ બે સરખા એહેવાયા;
ઘટ મઠ *વિયતસ્યા ભેદે લેહેવાયા. વિ. ૩
એક ચૈતનના અનેક જણાયા, ઇશ ઇચ્છા વડે જાગી એ માયા;
એક અહં બહુસ્યાં તેણે ગાયા. વિ. ૪
પૂર્વે જગત્ જ્યાહારે પ્રલય કરયું'તું, માયાદ્વારા ઈશ ઉદરે ઠરયું'તું;
તે પ્રગટ્યું જે જ્યે વૃત્તિ ધરયું'તું. વિ. ૫
વાસના સહિત જ્યે જ્યે જન હોતા, તે પ્રગટ્યા તે ઉપાધિને જોતા;
નિર્વાસનીક તેતો પોતામાં પોહોતા. વિ. ૬
જેને ઉરે નોહોતું નિજાભિમાન, તેને નથી ઉપજાવ્યું અજ્ઞાન;
એહેવા છે કેશવ કરૂણાનિધાન. વિ. ૭
નામ રૂપાત્મક તેહ ઉપાધિ, ઇશ ઇચ્છા વડે માયાથી સાધિ;
અજ્ઞ હતા તેણે એહ આરાધિ. વિ. ૮
લય થયાતા પણ વાસના રહિતી, જ્ઞાનવિનાથી આભ્યંતરે ગ્રહિતી;
વિષ્ણુ વિમુખ જે નિવૃત્તિયો વહિતી. વિ. ૯
જ્યમ હિમે પાત્રમાં પાંણિ ઠરેલું, તેહેમાંનું બિંબ ન ભાસે ધરેલું;
વાદળે દીસે ન તે આવરલું. વિ. ૧૦
તે જ્યારે વાદળિ દૂરજ નાસે, ઓગળે જળ જ્યાહારે અર્ક વિકાસે;
ત્યારે તે બિંબ સકળ ઘટે ભાસે. વિ. ૧૧
એમ લયે વાસના મનમાં સંકોચી, ભાસ્યા ન જીવ મધ્યે
નિદ્રાઓ પોહોચી;

---

* આકાશ.

ઉદયે રહ્યું જ્યમતું ત્યંમ વિરોચિ વિ. ૧૨
ઉદક સુકયાં જ્યે જ્યે પાત્રજ ફૂટ્યાં, નામને રૂપ તે બિંબના છૂટ્યા;
પાછાં ન તે બને પેહેલાં જ્યે ત્રુટ્યાં. વિ. ૧૩
તે થયા ઐકય જેહેનિ ગઈ માયા, બીજા સવાસનીકને બનિ કાયા;
એમ જીવેશ્વર જુદા કેહેવાયા. વિ. ૧૪
ત્રેવિસમુ એ પેહેલું કહ્યું પ્રશ્ન, એથિ લહ્યા અથડાતા સતૃષ્ણ;
કૃષ્ણરામને ઉગારજ્યો કૃષ્ણ. વિ. ૧૫

## કીર્તન ૪૧૫ મું.

પ્રશ્ન પુછ્યાં તે બે ચોવી પચીશ, ઇશકાં શકય કાં જીવ અનીશ;
એ બેનો ઉત્તર સંગે કહીશ, સદય કહે શુણ્ય જીજ્ઞાસુ હે. ૧
એ બનિ માયાની બન્હે ઉપાધિ, વિદ્યા અવિદ્યાનિ શોધ ન લાધિ;
એથી અધિકતા ન્યૂનતા સાધિ. સદ. ૨
વિદ્યા એ સ્વચ્છ અવિદ્યા મલીન, નિજ નિજના ગુણ તેહેના નવીન;
એકે એ ઈશ બીજે એ અધીન. સદ. ૩
એ બે ઉપાધિથિ એ બે ભાસ્યાં, વસ્તુથિ એક તે જુદા વિકાસ્યા;
જ્યમ ઘટ મઠ નભ તેહેવા તમાસ્યા. સદ. ૪
સર્વજ્ઞ અલ્પજ્ઞ સ્વામિને સેવક, વ્યાપક છિન્ન ઉપાસ્ય ઉપાસક;
પરોક્ષ એક બીજો અપરોક્ષક. સદા ૫
વશ્યમાય અને વશ્ય માયાથિ, અનાવરિત આવરિત કાયાથિ;
મુક્તને બદ્ધ અવ્યાપ્યા વ્યાપ્યાથિ. સદા. ૬
સચરાચર ગતને પરિછિન્ન, મહદાનંદ ક્ષુદ્રાનંદ ભિન્ન;
દાતૃ યાચક એ ઉપાધિથિ ચિન્હ. સદ. ૭
એકને માયા ચરણ શિર નામે, એક નમે શિર માયાને કાંમે;
આપ્ત કામ એક અલ્પને પામે. સદ. ૮
એક નિયંતૃ નિયમ્ય કહાવે, એક અનાદિને સાદિ ઠરાવે;
બન્હે સુપર્ણને શ્રુતિયો શુણાવે. સદ. ૯
જવનિકા વરજીત તે જ્યગદીશ, વિષય વિલાસિ તે જીવ અનીશ;
એ લક્ષણે લહો જીવને ઈશ. સદ. ૧૦
એક વિદ્યા અવિદ્યાથિ બે ભાસે, તે સમષ્ટીને વ્યષ્ટીને પ્રકાસે;
કૃષ્ણરામ રહે કૃષ્ણને પાસે. સદ ૧૧

## કીર્તન ૪૧૬ મું.

ત્રિગુણ અડયો ક્યમ અગુણ એહેવાને,
શકેંય ચ્યાહ્યો ક્યમ વિષય વેહેવાને;
બોલું એ બેના ઉત્તર કેહેવાને, શિષ્ય સમજજ્યે સાંભળીરે. ૧
અગુણ સ્વરૂપ એ આત્માનું આદિ, માયાને જોતાં વિસારિ તે યાદિ;
સગુણ ભાસ્યો તેતો તેહેની પ્રસાદિ. શિષ્ય. ૨
નિજ પ્રકાશ થકિ જે જડ જાગ્યાં, વાસનાદ્વારા તે તે પ્રિય લાગ્યા;
માંન્યા અધ્યાસે તે જાય ન ત્યાગ્યા. શિષ્ય. ૩
ચેતનમાં જડ વિષય જણાયા, અડકયા નથિ પણ અડકયા ગણાયા;
જડ ગુણ ચૈતને ભાસે એ માયા. શિષ્ય. ૪
જ્યમ ધનવંતનો પુત્ર ધનીષ્ટ, નિદ્રામાં ભાસે દરિદ્ર અનીષ્ટ;
કંણ માગે પોતાને માંની કનીષ્ટ. શિષ્ય. ૫
એમ આ અંશ જીવ પ્રભુજીનો, માયાયે પામ્યો કૃપણછું એકીનો;
સ્વરૂપ વીસાર્યેથિ ફરે બીન્હો. શિષ્ય. ૬
વિસાર્યે રૂપ વિષયને વાંચ્છે, તત્વ ગયું નથિ જેહેનું તેહેમાં છે;
કૃપણ ભૂલિ કહે ક્યાંછાં છે કયાંછે. શિષ્ય. ૭
સત્ય સ્વરૂપ [illegible]ને શોધે, વિષય માટે લડિ ઉઠે ક્રોધે;
વિષય વસ્તુ માંની વિષયીને બોધે. શિષ્ય. ૮
એમ અડ્યા ગુણ અગુણને અંગ, અવિષયીને થયો વિષયનો સંગ;
વસ્તુ વિસારચે એ વળગ્યાં વ્યંગ. શિષ્ય. ૯
ચેતનને જડ રૂપનો ભાસ, અવિષયીને જ્યે વિષય વિલાસ;
એ સહુ જાણય માયાનો અધ્યાસ. શિષ્ય. ૧૦
ભ્રાંતિ તજી જે સ્વરૂપ સંભારે, તો એ અવળાં અધ્યાસને હારે;
કૃષ્ણજી કૃષ્ણરામને તારે. શિષ્ય. ૧૧

## કીર્તન ૪૧૭ મું.

શું કરચે અજ્ઞાન કામાદિ લુંટે, શું કરચે તૃષ્ણાની તંતિયો ત્રુટે;
એ બે ઉત્તર હવે છુટે. શુધ્ધ શિષ્ય સુધર્મિ. ૧
કામેથિ કામિયે કમળાપતિને, રટિયે નહિ હૃદિ રામા રતિને;
મેલી ન કરિયે મતિને. શુ. ૨
ક્રોધે અધરમને કાહાડિયે કાપી, શોધીયે નહિ કોયને સંતાપી;
પિંડ ન કરિયે પાપી. શુ. ૩

લોભેથિ ભગવદ્ભક્તિ ચ્યાહિયે, અલ્પકાજ્યે ન અતિં અથડાઇયે;
ધૈર્ય તજી ન ચ્ય ધાઇયે. શુ. ૪
મોહ્યેથી મોહનજીને ભજીયે, ઇર્ષ્યાયે કુસંગતિ તજીયે;
શ્રીપતિ સંગે સજીયે. શુ. ૫
કપટ રાખિયે ક્રત્રિમો સાથ્યે, દંભ રાખિયે મમતા માથે;
હરિ હારો ધરિ હાથ્યે. શુ. ૬
રાખિયે સ્નેહ જ્યે શ્રવણ ન છુટે, તે ન ધરંયે જ્યેથી કઇ જંન કુટે;
એમ કામાદિ ન લૂંટે. શુ. ૭
જ્યે જ્યે પદારથ મનમાં ચ્યાહિયે, ખાંચે તે આપણ જ્યેહેનેં ખાઇયે;
તાંણતાં આપે તણાઇયે. શુ. ૮
વિષ ખાતાં વિષ ખાયે આપણનેં, તાંણતાં પૂર તાંણે તે જણનેં;
એમ ઓળખ્ય લક્ષણનેં. શુ. ૯
જેનેં ચ્યાહિયે તે તે લક્ષજ લૂટે, વિરતિથિ તૃષ્ણાનિ તંતિયો ત્રૂટે;
કાળેથિ વિષયજ છુટે. શુ. ૧૦
ભવજલ સિંધુ વિષયરસ ખારો, એ થકે કૃષ્ણગોપાળ ઉગારો;
કૃષ્ણરામનેં તારો. શુ. ૧૧

## કીર્તન ૪૧૮ મું.

અંશ અકર્માનો કર્મમાં કળિયો, કુંણ ચાહ્યા વડે ચિત્તે એ ચળિયો;
બેન્નો ઉત્તર કહું બળિયો. ધરય ધારણા દ્વારા. ૧
એહ અવિદ્યાનો ઉપાધિ જાગ્યો, વાસના શેષે એ જોઈ પ્રિય લાગ્યો;
મુજને મળો એમ માગ્યો. ધ. ૨
વર્ણું વિચિત્ર અવિદ્યા પ્રકાશિ, ભોગ ભલે ભલે રૂપેં ભાશિ;
માયિક જ્યમ હોય માશિ. ધ. ૩
તેનું વિષય વિષપાનજ ચાહ્યું, વશ થતાં અગ્નિયે ચિત્તજ વાહ્યું;
દૈવત ભૂલ્યેં દબાયું. ધ. ૪
આવર્ણ અસ્મિતા રાગ ને દ્વેષ, પંચમું પર્વ તે અભિનિવેશ;
ઉદય થયા એ અશેષ. ધ. ૫
આવરણેં નિજ રૂપ આવરિયું, અસ્મિતા એ આ અંગહુ ઠરિયું;
રાગેંથી પૈષ્ટિક કરિયું. ધ. ૬
દ્વેશેથિ આદરયું નિષિદ્ધ કર્મ, અભિનિવેશથી ચિત્ત ગ્રહ્યું ચર્મ;

એ અવિદ્યાના ધર્મ. ધ. ૭
એમ અવળું આદરતાં નિત્યે, બિસ્મરણે વેહેતાં વિપરીતે;
ચર્મ ચ્યાહ્યે ચળ્યે ચિત્તે. ધ. ૮
આ હું ને આ સહુ માહારૂં માંનિ, દેહાદિક વસ્તુ કરી બાંનિ;
એમ થયો અભિમાંનિ. ધ. ૯
ઇંદ્રિયો મન ને પ્રાણુ ને કાયા, એ સઘળે રાગ રોષ ભરાયા;
મનમાં વશી એ માયા. ધ. ૧૦
એને અધ્યાસે મિથ્યામાં મળિયો, યદ્યપિ અંશ બલિષ્ટનો બળિયો;
કર્મમાં એમજ કળિયો. ધ. ૧૧
અનેક કર્મ કીધાં એ માટે, જુઠું વોહોરી લિધું સાચાને સાટે;
ઉતરયો અવળે ઘાટે. ધ. ૧૨
કઇકવાર દુઃખ સુખ ભોગાયાં, કઇ વિધનાં ક્રિયમાંણુ કરાયાં;
શેષ સંચિત સંચાયાં ધ. ૧૩
કર્માધિન થયો એ અધીશ કૃષ્ણુરામ કહે નાંમિ શીશ;
કૃષ્ણુ કરો બક્ષીશ. ધ. ૧૪

## કીર્તન ૪૧૯ મું.

કેહેવાં કિધે થયો કર્માંનો બંધ, શ્યાંશ્યાં સાધન કરયે છુટે સંમંધ;
એ બેનો વારૂં છું ધંધરે. સુખે શિષ્ય સાંભળજ્યે. ૧
ભગવંતનો અંશ સ્મર્ણને ભૂલ્યો, ખોટામાં બેશીને ખાસો એ ખુલ્યો;
હું માહારા માનિનેં ફૂલ્યોરે. સુખે. ૨
હું જુવુ હું વહું હું ગ્રહુ વાસ, હું શુણું હું ધરૂં હું ગળું શ્વાસ;
ઇંદ્રિયોનો એ અધ્યાસરે. સુખે. ૩
હું પેહેરૂં ઓઢું ને હું કરૂં ક્રીડા, હું ચાલું હું સુવું હું ધરૂં વ્રીડા;
હું ભોગું પર થકે પીડારે. સુખે. ૪
હું દુઃખી હું સુખી હું ગૌર કાળો, હું કુલહીન હું કુલિન, રૂપાળો;
હું અસવાર હું પાળોરે. સુખે. ૫
હું જીવું હું મરૂં હું દેખું અંધ, ઉપજ્યો અધ્યાસે એ પરનો સંમંધ;
એમ થયો કર્માંનો બંધરે. સુખે. ૬
દેખે તે ચક્ષુ ને ચાલે તે ચર્ણ, રસ લહે રસનાને સાંભળે કર્ણ;
દેહનેં જન્મ જરા મર્ણ રે. સુખે. ૭
ત્વચા લહે સ્પર્શ પકડે એ પાણિ, ઘ્રાંણુ ગ્રહે ગંધ બોલે તે વાંણિ;

રતિ તે ઉપસ્થની જાંણિરે. સુખે. ૮
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ મતિને, હર્ષ ગ્લાનિ ભય ઇંદ્રિપતિને;
ક્ષુત્તૃડ પ્રાંણ યતીનેરે. સુખે. ૯
કાળા ગોરા એતો અંગોના અંગી, કુલ કુલહીન એતો રાગના રંગી;
આત્મા તો સહુથી અસંગીરે સુખે ૧૦
જ્યમ પરદેશીકો પરઘર વાસે, તેને તે ઘરવાળાનાં સરવ ભાસે,
તેણું તે હરખે ના ત્રાસેરે. સુખે ૧૧
દ્રશ્યનાં સુખ દુઃશ દ્રષ્ટાને શાનાં, માહારાં એ કર્મ એ એણેં ન માન્યાં;
હું કુંણ છું એ તે ક્યાંહાનારે. સુખે. ૧૨
હું સતચિત આનંદ સ્વરૂપ; ઇંદ્રિયો કર્મના તે જડરૂપ;
એ કરતાં હું તો ચ્યૂપરે. સુખે. ૧૩
એતો અસત અખીલોના ધંધ, જો માંનું માહારા તો હું પડું બંધ;
એમ માંન્યે છુટે સંમંધરે. સુખે. ૧૪
બંધને મોક્ષ બે એ રીત્યે ગાયા, કૃષ્ણરામને કૃપાથી જણાયા;
માધવ છોડજ્યો એ માયારે. સુખે. ૧૫

## કીર્તન ૪૨૦ મું.

ક્યમ તજાય હું માહારાનો ટેક, ક્યમ સમજાય ઇશ જીવ બેએક;
એ બેનો કહું છું વિવેકરે શિષ્ય જોજ્યે વિચ્યારી. ૧
હું કેહેછે તે કિયાં કિયાં એ માહારાં, નખ શિખ અંગ નાંમેછે ન્યારાં;
એહેમાં તું કુંણ કિયાં તાહારાંરે. શિ. ૨
પંચભૂતો તણિ રચના એ દીસે, ચિત્તાદિ વશિયો છે એહેમાં ચોવીસે;
કાળ જેહેને નિત્ય પીસેરે. શિ. ૩
માંને અધ્યાસે એ આવી જણાયાં, આવિદ્યક એહેને આગમે ગાયાં;
જોતાં એ જયે ત્યહાં સમાયાંરે. શિ. ૪
માયાથિ ઉપજ્યો એ માયામાં મળશે, હું માહારાં માન્યેથી ફરિફરિ ફળશે;
તાહારાં ટાળ્યાં એતો ટળશેરે. શિ. ૫
જન્મ થયો રજ્જુમાં સર્પનો ભાસ, સર્પ માંન્યા વડે ઉપજ્યો ત્રાસ;
રજ્જુ જાંણ્યે મીટયો હ્રાસરે. શિ. ૬
એમ ભાસ્યા આત્મામાં દેહાદિ ભ્રાંત્યે, હું માહારાં માંન્યેથિ ભૂલ્યો અશાંત્યે;
આત્મા વિચારય એકાંત્યેરે. શિ. ૭

એહેમાંનું સત્ય ન માંનીશ એક, તો તો તજાશે હું માહારાનો ટેક;
એકમાં ક્યાંહાં થા અનેકરે શિ ૮
જહદ જહદ એ બે લક્ષણા કરીયે, જહતે તજી અજહતથી ધરીયે;
ઉપાધિ મુકી વસ્તુ વરિયેરે. શિ. ૯
પરોક્ષતા એતો વિદ્યાએ ભાસે, અવિદ્યાએ અપરોક્ષ પ્રકાસે;
ચૈતન એક વિકાસેરે. શિ. ૧૦
સર્વજ્ઞ અલ્પજ્ઞ એ પણ એહેની, અપરિછિન્ન પરિછિન્ન જયેહેની;
ઉપાધિ એ નહિ તેહેનીરે. શિ. ૧૧
વિદ્યા અવિદ્યા એ માયાની શક્તિ, ચેતન સ્વચ્છમાં સ્ફુરિયો બે વ્યક્તિ;
સ્ફટિકે કુસુમ વદારક્તિરે. શિ. ૧૨
વિદ્યાયે ઇશ એ અવિદ્યાયે જીવ, ભાસ્યા એ બે મુખ પ્રતિ મુખ ઈવ;
વસ્તુ વિચ્યારચે એક શીવરે. શિ. ૧૩
જૂઠી ઉપાધીને વસ્તુએ ખાસી, તત્વમસી વડે શ્રુતિયે પ્રકાશી;
આવરણ છુટું તેહેનેં ભાશીરે. શિ. ૧૪
એમ વિચ્યારચે ઇશ જીવ બે એક, કૃષ્ણરામનેં કૃષ્ણ કરૂણાયે છેક;
ઉપજે એહેવો વિવેકરે. શિ. ૧૫

## કીર્તન ૪૨૧ મું.

ગુણાતીત રહ્યું કયમ જાયરે, કુંણ દેખતો અંધ કેહેવાયરે;
એ ત્રણ્યેનો ઉત્તર થાય. મુમુક્ષુ માંનજ્યે મનમાંરે. ૧
રાગ રોષ વિનાથી રેહેવુંરે, સુખ દુઃખ તે સત્ય ન લેહેવુંરે;
જે પડે તે વપુયે વેહેવું. મુ. ૨
શોક મોહની શાંતિ કરવીરે, અહંમમતા ન કોહોની ન ધરવીરે;
વૈર વૃત્તિયો મનથી વિસરવી. મુ. ૩
અહં કરતા ભોક્તા ન માંનેરે, કૃષ્ણકથા તણી ધરે કાંનેરે;
તાંણ્યું જાવું ન કોયને તાંને. મુ. ૪
મર્ણ જીવવું માનાપમાનરે, યશ અપયશનું ધરવું ન ધ્યાંનરે;
ગાવું ગિરિવરધારીનું ગાંન. મુ. ૫
પ્રભુજી થકી કરવો પ્રેમરે. સહુ જનનું ચ્યાહાવું ક્ષેમરે;
ગુણાતીત રેહેવાયે એમ. મુ. ૬
જે તનુને દેખે ચાંમરે, જે ધનને દેખે દામરે;
જ્યે કારાગ્રહ લહે ધાંમ. મુ. ૭

જે યુવતિને દેખે જાગરે, જયે વૈરને માંને વ્યાળરે;
જયે કામને દેખે કાળ મુ. ૮
જયે ભોગને દેખે ભોગરે, જયે રાગને દેખે રોગરે;
જયે શોકને દેખે યોગ. મુ. ૯
જયે ઘરણાંને દેખે હાઉરે, બાળોને દેખે બિલાઉરે;
જયે સતને દેખે સ્યાહુ. મુ. ૧૦
દેખે પુત્રને પાપનો પાળોરે, દેખે મોહોટાઇ કંઠનો ગાળોરે;
પ્રતિષ્ટાને પોદરસાલો. મુ. ૧૧
દેખે પ્રત્યક્ષ ચોર સગાંનેરે, લૌકીકને લવ લવ માંનેરે;
સત્ય દેખે શ્રીધરને સાંને. મુ. ૧૨
દેખે સત્ય ગુરૂનો સમંધરે, બાકી સઘળાને દેખે બંધરે;
એ તે દેખતા બીજો અંધ મુ. ૧૩
જયમ બાજીગરની બાજીરે, દીસે નાના પ્રકારની તાજીરે;
સત્ય માંની ન થઇયે રાજી. મુ. ૧૪
બંધી નજરે કાંઇનું કાંઇરે, ભાસે તે ધરી મનમાંહિરે;
હતું ત્યંમ જુવે તેતો ગુસાંઇ. મુ ૧૫
દેખંતો જયંમ હોય ત્યંમ ન્યાહાળેરે, કાંઇનું કાંઇ આંધળો ભાળેરે;
કૃષ્ણરામને કૃષ્ણજી પાળે. મુ. ૧૬

## કીર્ત્તન ૪૨૨ મું.

જીવ જાંણે શિ રીત્યે હરિનેરે, તેનો ઉત્તર કહુ વિસ્તરિનેરે;
તુંતો ધારજ્યે મનને કરિનેરે, જાણજ્યે જીજ્ઞાસુ. ૧
જયેહેની સત્તાયે સકલ પ્રકાસેરે, જડવર્ગ સ્વવૃત્તિ વિલાસેરે;
સ્વય જયોતિ એ પ્રભુ તુજ પાસેરે. જાણુ. ૨
જીવ જાગ્રદાદિકને જાંણેરે, વિશ્વ તૈતજસ પ્રાજ્ઞ પ્રમાણેરે;
ઓળખ્ય આશ્રય એ ઓળખાંણેરે. જાણુ. ૩
જેહેને ભાસે વિષય તે વિભાસ્યા, હતા નિરસ તે સરસ પ્રકાસ્યા;
તે એ માહામાયીના તમાસ્યારે. જાણ. ૪
સર્વ અંગોમાં જયેહેની પૂર્ત્તિરે, ભાસે સાથ્યે સકળનિ સ્ફૂર્ત્તિરે;
જોજયે વિવેકે એ વિશ્વમૂર્ત્તિરે જાણ. ૫
નાહાનું બાલ તે સ્તનને જાણેરે, જેમની પ્રેરણાયે પય તાંણેરે;
પેખ્ય પ્રેરક એહ પ્રમાણેરે. જાણ. ૬

જેથિ અંતર વૃત્તિયો જાગેરે, નિજ નિજના વિષયને માંગેરે;
એ સહુ આશ્રિત એહેને આગેરે. જાણ્. ૭
જે સત ચીત આનંદરૂપરે, જે ભુવન સકલનો ભૂપરે;
જેહેનાં ઐશ્વર્ય અકલ અનૂપરે. જાણ્. ૮
જેથી ઉપજે સહુ સચરાચરરે, જયેહેનું બિરૂદ સદા વિશ્વંભરરે;
જે ગુણ ધરચે વિધિ હરિ શંકરરે. જાણ્. ૯
જેહેને કાળ વશી રહે હાથેરે, જેહેને ઇશ નથી કોય માથેરે;
જેહેને ખબરચ સકલનિ સાથેરે. જાણ્. ૧૦
જેહેનાં ધ્યાંનેથી માયા લાજેરે, જે ભક્ત તણે શિર ગાજેરે;
જેહેનાં બિરૂદ બહુ વિધ રાજેરે. જાણ્. ૧૧
જેહેનો વેદ વિમલ યશ વર્ણેરે, પાંમે અભય રહે જયે શરણેરે;
જેહેના મહિમાનો થાય ન નિરણેરે. જાણ્. ૧૨
એહેવે વિચારે જાણે હરિનેરે, રહે જીવ વૃત્તિથિ વરીનેરે:
કૃષ્ણરામ લે કૃષ્ણ ધરિનેરે. જાણ્. ૧૩

## કીર્તન ૪૨૩ મું.

કયમ જન્મોનિ ફેરિયો ત્રૂટેરે, કયમ મૂળથી વાસના છુટેરે;
એ બેનો હવે ઉત્તર ઉઠે, વિચ્યારિને જાંણજે જીજ્ઞાસુરે. ૧
જયાહારે મમતા સહુની મૂકેરે, સદા ચિંતન હરિનું ન ચુકેરે;
જયાહારે શઠતા સઘળી સૂકે. વિ. ૨
જયાહારે યમના ડરથી ડરપેરે, ક્રીયમાંણ કેશવને અરપેરે;
હરિ માંનીને સહુને તરપે. વિ. ૩
મુંકે વદવું લોકની લવનુરે, નિત્ય મનન કરે માધવનુંરે;
ભાસ્ચે દુઃખ માંને આ ભવનું. વિ. ૪
આપે વિચ્યારિ આપ સંભાળેરે, જરા જન્મ મરણ ભય ન્યાહાળેરે;
ઓહ્યો ગર્ભમાં તેહેને પાળે. વિ. ૫
મન કલ્પિત મતને ન તાંણેરે, ભેદ વિધિ હરિહરમાં નાંણેરે;
વેદ શાસ્ત્રના રહસ્ય જાંણે. વિ. ૬
કહિ કરમ કરે નહી કૂડાંરે, વેહેમ ગાડાં ન ઘાલે ઉંડાંરે;
ભોગ પ્રારબ્ધ રૂડાં ને ભૂંડાં. વિ. ૭
સત્ય વચન સદાયે ભાખેરે. આત્માને આલોકે આંખેરે;
અન્ય અસત જુવે એ પાખે. વિ. ૮

સંસાર સ્વપન શ્યો ભાસેરે, બેસે સંત પુરૂષને પાસેરે;
રહે વિઠલને વિશ્વાસે. વિ. ૯
શ્રીધરના સ્મરણુને સાંચેરે, વશ્ય ઈંદ્રિયો રાખે પાંચેરે;
વેદાંતના વાકયને વાંચે. વિ. ૧૦
નીત્ય કૃષ્ણુની કરૂણા ચ્યાહ્યરે, લોક લાજને માંને લાહ્યરે;
કોહોને વેશ ધરી નવ્ય વાહ્ય. વિ. ૧૧
દુશમનથી ન રાખે દાવોરે, માને ચ્યાર દીવસનો લાહાવોરે.
આપે જન્મ બીગાડે ન આહાવો. વિ. ૧૨
તેહેને કેશવ કરૂણા કરશેરે, તેતો મૂળથી વાસના તરશેરે;
શાને જન્મોની ફેરીયો ફરશે. વિ. ૧૩
પ્રભુ પતિતપાવન બિરૂદ પાળેરે, વાસના ઉઠતીને બાળેરે;
કૃષ્ણુરામને કૃષ્ણ સંભાળે. વિ. ૧૪

## કીર્ત્તન ૪૨૪ મું.

કર્મ કેટલાં તે કહું નામેરે, જ્યમ રચના રચી છે રામેરે;
અજ્ઞ ભોગ્યા વિના નવ્ય વાંમેરે, સમજે શોધ કરી. ૧
આથી પૂર્વે જન્મ હતા જ્યેજ્યેરે, તેમાં કર્મ કરયાં છે તે તેરે;
અહી આજ ભોગે છે એ એ રે. સ. ૨
આ હું માનીને જ્યે જ્યે કરિયાંરે, માહારાં માંનીને મનમાં વરિયાંરે.
તે તે વાસના રૂપે ઠરિયાંરે. સ. ૩
ત્રણ્ય ગુણના સ્વભાવ ઘણેરારે, તેથી કામાદિ ઉઠે અનેરારે;
એ છે બીજ કરમ સહુ કેરારે. સ. ૪
આથી પૂર્વે જે પીંડ ધરચોતોરે, કર્મ રાશીથી જ્યે ઉદ્ધરચોતોરે;
તેનો વિધિયે વિચ્યાર કરચોતોરે. સ. ૫
આટલા પિંડથી બણુજ્યો આહાવિરે, સપ્ત પર્યંત તનુઓ ભાવિરે;
તેહેમાં મનુષની જ્યેટલી ધરાવીરે. સ. ૬
તેહેમાં અજ્ઞે કરયાં જ્યે જ્યે કર્મરે, યદ્દચ્છાયે અન્યોથિ શરમરે;
તેહેના લખાયા ધરમાધરમરે. સ. ૭
પશુ પક્ષિના ભૂડાં ન લેવાંરે, બ્રહ્મહત્યા વિના મુકિ દેવાંરે;
નરદેહેનાં તો સઘળાં ગ્રેહેવાંરે સ. ૮
નગદેહનાં તાંરૂડાં લીધાંરે, સર્પ ભૂતના અશુભ જ્યે સીધાંરે;
ગ્રહી અરધા અરધ માફ કીધાંરે. સ. ૯

સ્વેદજના તો સઘળાં તજીયાંરે, સપ્ત જન્મ સુધિ એ ન ભજીયાંરે;
રાશી રૂપે સકલનેં સજીયાંરે. સ. ૧૦
તે તે કર્મનાં બે કરચાં શકલરે, તેમાં એક અલગ ધર્યું દલરે;
એકના કરચા ભોગ સકળરે. સ. ૧૧
શાસ્ત્ર સમજ્યાવિના જયેજયે કરિયાંરે,શાસ્ત્ર સમજી જયે કામ્યને વરિયાં
અણુ સમજ્યે અકામ્ય આદરિયાંરે. સ. ૧૨
અજાણ્યે કરચાં ને કરચાં કામ્યરે, તેના અરધના ભોગના ઠાંમરે;
ઋણુ વાસના પ્રારબ્ધ નામરે. સ. ૧૩
ઋણુ ઇંદ્રિયો ઉપર રેહેશેરે, વાસના મનવૃત્તિયે વેહેશેરે;
પ્રારબ્ધને તો તનુ સેહેશેરે. સ. ૧૪
વાસનાથી બને જન્માંતરરે, ઋણુથી બને રાગ રોષભર રે;
પ્રારબ્ધ સુખ સત્વરરે. સ. ૧૫
એતો ત્રણ્યે ન થાયે લીનરે, અસાધારણુ ઇચ્છાનેં અધીનરે;
બીજા ભોગ સાધારણુ તીનરે. સ. ૧૬
આગંતુકનેં ઋણુનું બંધરે, ત્રીજો સ્વભાવ કર્મનો બંધરે;
તેનો પુરૂષ પ્રયત્નેં સબંધરે. સ. ૧૭
પેહેલો શકલ રહ્યો છે જયેહરે, શુદ્ધ ક્રિયમાંણુથી શમે એહરે;
નહિતર સંચિત હોયછે તેહરે. સ. ૧૮
માહા પાપ કરચાં પૂણ્ય પાખેરે, તેહને યમ નરકે નાંખેરે;
મધ્ય પાપે દેહડીયે રાખેરે. સ. ૧૯
થાડે ભોગાવે લક્ષ ચોરાશીરે, શેષે મનુષ્ય કરે ગર્ભવાશીરે;
તે તે તનુનાં લયે પૂણ્ય તપાશિરે. સ. ૨૦
શાસ્ત્ર જાણ્યાવિના કર્મ કરતાંરે, એણી રીત્યે ભોગે ફળ નરતાંરે;
શાસ્ત્ર સમજ્યે સકામ્યે સરતાંરે. સ. ૨૧
માહા પૂણ્યે તે સ્વર્ગ ભોગાવેરે, મધ્યમથી દ્વિપાંતરે આવેરે;
શષે પુનરપિ મનુષ બનાવેરે. સ. ૨૨
તે તે તનુયે કુડાં કરમ કીધાંરે, તેનાં પાપ તે શિધીયે લીધાંરે;
શેષ પૂણ્ય તે સાથ્યે સમ કીધાંરે. સ. ૨૩
એતે નિષિદ્ધ કામ્ય કહ્યાં કરમરે, કીધા શાસ્ત્ર સમજ્યે જયે ધરમરે;
અહંકરતા માન્યા વિના પરમરે. સ. ૨૪
તે તે કર્મે બન્યાં સંસ્કારરે, મોહાટે મોહોટા લગારે લગારરે;

તેથિ વેહેલો મોડો પાંમે પારરે. સ. ૨૫
તેથી નરક ચોરાશિ ન ન્યાહાળેરે, ફરિ ફરિ ન પડે જંજાળેરે;
તેથિ નવિન વાસના બાળેરે સ. ૨૬
એમ શાસ્ત્ર સંસ્કારે ભણુશેરે, ચુકી ચાલ્યેથી અવળું ચણુશેરે;
જો ભવ ભય ગણુશે ન ગણુશેરે. સ. ૨૭
પિંડ વાસના પ્રારબ્ધ ઋણુરે, આગંતુક ઋણુબંધ ને છણ્યરે;
સ્વભાવોચ્ચાવિચ લક્ષણુરે. સ. ૨૮
સામ્ય ક્રિયમાણુ ને સંસ્કારરે, આવર્ત્તન એ તેર પ્રકારરે;
કહ્યાં કર્મના નાંમ નિરધારરે. સ. ૨૯
એહેના રૂપ વિસ્તારિને કેહેશેરે, કૃષ્ણુરામ શ્રી કૃષ્ણુ ઉદ્દેશેરે;
કૃષ્ણુ કરૂણાથી કૃષ્ણુને લેહેશેરે. સ. ૩૦

## કીર્તન ૪૨૫ મું.

પિંડ કરમનુ રૂપ કહું, જેથિ કરમ બને છે બહુ;
જેને અજ્ઞ કહે આ હું, ચિત્ત ધરી ચિંતન કરજ્યે. ૧
સપ્ત જનમ સુધીમાં જ્યેહ, પૂર્વે નર તનું ભોગી તેહ;
ત્યહાં કર્મ કરેલાં એહ. ચિ૦ ૨
ત્યેહેમાં શાસ્ત્રનિ સમજણુ બીન, કીધાં ત્રિગુણુથી કરમ નવીન;
લોક પરંપર સ્વચ્છ મલીન. ચિ૦ ૩
વળિ જ્યે શાસ્ત્ર લહિને કરમ, કીધાં સકામ્ય પરમાપરમ;
તેથિ બણિયા ધર્માધરમ. ચિ૦ ૪
વળિ જ્યે અણુજાણ્યે નિપજ્યાં, કોય દ્વારા જ્યે અકામ્ય સજ્યાં;
સાક્ષિ હરિયે તે ન તજ્યાં. ચિ૦ ૫
કરમ ત્રિક્ષણુાડવસ્થાયી, તેથી વાસના નિરમાયી;
તે તો ચિત્તમાં એહેવાઇ. ચિ૦ ૬
હું કરતા એ અધ્યાસે, વશી વાસના તે પાસે;
એથી પીંડ તે પ્રગટાશે. ચિ૦ ૭
એ સહુ કરમના ત્રણ્ય વિભાગ, રચિયા વિધિયે પામી લાગ;
તેમાં એ મૂકયા અન્ય જાગ. ચિ૦ ૮
એક તણા કીધાં વળી ત્રણ્ય, તે વાસના પ્રારબ્ધ ને ઋણુ;
વાસનાનાં કહું *શુણ્ય લક્ષણુ. ચિ૦ ૯

પૂણ્ય પાપ સામ્યેથી નર, તેટલા દેહે જેહેવો જ્યહાં ભર;
વિષમ થકી હોય એ ભૂચર. ચિ૦ ૧૦
ઘણા બને તો સાત ઠરે, થોડા તો તેથી ઉતરે;
અંતે નરતનુ ત્યાંહ્ય ધરે. ચિ૦ ૧૧
એટલે એ પ્રારબ્ધ ભોગાય, જ્યમ ઘટિત ત્યહાં ત્યંમ વેહેચાય;
એટલે ઋણ તે છુટી શકાય. ચિ૦ ૧૨
એ કહ્યા મધ્યમ કરમેં પિંડ, માહા પાપે હોયે નરક પ્રચંડ;
તે સાધારણ પાપે યમ દંડ. ચિ૦ ૧૩
સ્વલ્પ અઘે લક્ષ ચોરાશી, શેષે મનુષ ગર્ભવાશી;
તે તેહેનો લેઇ પૂણ્ય રાશી. ચિ૦ ૧૪
બ્રહ્મહત્યા બિન ચરનાં પાપ, કૃષ્ણ કહે છે સઘળાં માફ;
અલહ્યાં પૂણ્ય ગ્રહે છે આપ. ચિ૦ ૧૫
તે પૂણ્યોને પાપ સમાન, રહે ત્યહાં હોય માનવ સંતાન;
અવચ કરમથી એ સંધાન. ચિ૦ ૧૬
જો કરે મહત્પુણ્યનો ભર, તેથી સ્વરગ ભોગ હોય વર,
સાધારણથી દ્વીપાંતર. ચિ૦ ૧૭
તે તેહેનાં લેઇ કરમ અધમ, શેષ પુણ્યનેં કીધાં સમ;
તેથી મનુષ્ય બનાવે રમ્ય. ચિ૦ ૧૮
હરિ સેવન બિન પૂણ્ય પ્રતાપ, સુરનાં સર્વ કરચાં છે માફ;
લે છે કુકર્મ કેરાં પાપ. ચિ૦ ૧૯
એમ એ પીંડ ઉચ્ચ કરમેં, એકેકો ધરમાધરમેં;
સામ્યની રીત્યે ન બહુનિરમેં. ચિ૦ ૨૦
એ જન્મોમાં જ્યમ કરશે, તે તેહેવે સ્થળ અવતરશે;
જ્ઞાન થશે ત્યાંહાંથી તરશે. ચિ૦ ૨૧
જ્ઞાન થશે પણ શેષતનું, વિધિ નિર્મિત તે થશે જનું;
ચરમ જન્મેં તરશે તદનું. ચિ૦ ૨૨
અસાધારણ ઇચ્છાથી એમ, પડે ભોગવું જેટલો નેમ;
એ સમજ્યે ખસશે વેહેમ. ચિ૦ ૨૩
અજ્ઞાને આવૃત્તિ થાય, જ્ઞાંને અનાવૃત્તિ કેહેવાય;
ક્રિયમાંણેથી બે ઓળખાય. ચિ૦ ૨૪
વાસનાદ્વારા એમ અવતાર, માનવ તનુંમાં ઘણા પ્રકાર;
બ્રહ્મ, ક્ષત્ર, વિટ્, શુદ્ર, એ ચ્યાર. ચિ૦ ૨૫

રહે મનમાંહે વાસના રોગ, ઋણુનો ઇંદ્રિયને સંયોગ;
તનુને પ્રારબ્ધોનો ભોગ. ચિ૦ ૨૬
પેહેલાદલથી એહ ઉઠાવ, બીજાથી પણ ત્રણ્ય બનાવ;
દિષ્ટાડગંતુક અને સ્વભાવ. ચિ૦ ૨૭
સ્વભાવ કરે વાસના અધિક, આગંતુક ભોગાવે અલીક;
દિષ્ટ વધારે ઋણુની બીક. ચિ૦ ૨૮
શાસ્ત્ર સમજથી એહ શમે, અન્ય ઉપાયે નવ્ય વિરમે;
ઇંદ્રિય દેહે મન મધ્યે રમે. ચિ૦ ૨૯
એ ત્રય સત્કર્મે ત્રૂટે, અણુ સમજ્યે ભોગી છૂટે;
મધ્યે રહે સંચિત પૂટે. ચિ૦ ૩૦
ત્રીજા દળનું થાય સંચિત, જો સંસ્કારે ઘટે ન વિત્ત;
જ્ઞાન બન્યા બિન રહે તે નિત્ય. ચિ૦ ૩૧
•પકવ શાસ્ત્રથી સમજી સાર, હું કરતાનો ખોઈ અહંકાર;
અકામ્ય કીધે હોય સંસ્કાર. ચિ૦ ૩૨
તે સંસ્કારના બાર છે ભેદ, અન્ય થકી નોહ્ય એ ઉચ્છેદ;
જેહેને ઉત્તમ કેહેછે વેદ. ચિ૦ ૩૩
દૈવ વિરાગ ભક્તિ ને જ્ઞાન, ભાગ્ય યોગ ઇજ્યાને દાંન;
પૂણ્ય, તીર્થ, વૃત, જપ, અભિધાંન. ચિ૦ ૩૪
એથી આશય શુદ્ધિ સજે, સહસા સગત્ય ઉપજે;
એથી ભગવત્પદવિ ભજે. ચિ૦ ૩૫
છુટે અધ્યાસોની આળ, ત્રૂટે જન્માદિકની જાળ;
પાછો પ્રંષ્ઠે ન પડે કાળ. ચિ૦ ૩૬
એથી સાધે ઇશિ કોટી, વાસના ઉપજે નહિ ખોટી;
અંતે પદવિ મળે મોટી. ચિ૦ ૩૭
એ સંસ્કાર તણાં છે ફળ, સત્સંગે એ સાધે સકળ,
કોય વિરલાને લાધે કળ. ચિ૦ ૩૮
બ્રહ્મહત્યા બિન અરધાં પાપ, ભૂત સર્પનાં કીધાં માફ;
પૂણ્ય તણો લ્યે સરવ પ્રતાપ. ચિ૦ ૩૯
સ્વેદજ ઉદ્ભિજનાં નગનાં પાપ, સઘળાં તેનાં કીધાં માફ;
પૂણ્ય સકલને લે છે આપ. ચિ૦ ૪૦
સંસ્કારોની કોટિ ત્રણ્ય, દૈવ, ભાગ્ય, ને ત્રીજું પુણ્ય;

તેમનાં ત્રણ્ય ત્રણ્ય આચર્ણ. ચિ૦ ૪૧
કર્મોનાં છે રૂપ અપાર, એહેમાં મુખિયા કહ્યાં અઢાર:
કૃષ્ણરામ સમઝચે ઉદ્ધાર. ચિ૦ ૪૨

## કીર્તન ૪૨૬ મું.

પિંડ વાસનામાંથી જ્યે ધારચારે, જે જે મનુજ દેહ અવતારચારે;
તેના ભેદ કહું ગુણ દ્વારા. મુમુક્ષુ. ૧
બ્રહ્મ ક્ષત્ર વૈશ્ય ને શુદ્રરે, તેહેમાં સદૃશ ઉત્તમ ક્ષુદ્રરે;
તેનાં કારણ ત્રણ્ય તનુધ્ર. મુ. ૨
સદૃશ ભાસેં સત્‌સંગેરે, સંસ્કારેથી ઉત્તમ અંગેરે;
શુદ્ર ભાસે સ્વભાવને રંગે. મુ. ૩
પેહેલા ગુણ ભેદેં કહું અવતાર, બ્રાહ્મણાદિક વરણી ચ્યાર;
પછિ સદૃશાદિકનું સાર. મુ. ૪
સત્વ ગુણ તે ક્ષમા દયા શાંતિ, રજ તૃષ્ણા પ્રવૃત્તિ આક્રાંતિરે;
તમ મોહ કલેશ ને ભ્રાંતિ. મુ. ૫
ક્ષમા તે સુખ દુઃખને સેહેવુંરે, દયા તે કોહોને દુઃખ ન દેવુંરે;
શાંતિ તે ક્રોધાદિ ન વેહેવું. મુ. ૬
તૃષ્ણા તે અલાભ્યને ચ્યાહાવું, પ્રવૃત્તિતે મર્ચે અથડાવું;
આક્રાંતિ અતિ ઉંચ થાવું. મુ. ૭
મોહ સ્વસ્વરૂપ વિસરવુંરે, કલેશ સ્વ પરને સંકટ કરવું રે;
ભ્રાંતિ અવળું અનુંસરવું. મુ. ૮
ત્રણ્ય ગુણના ત્રિત્રિઆચર્ણરે, તેથી સરજાય સઘળિ વર્ણરે;
તેથી સરજવું કહું શુણ્ય કર્ણ. મુ. ૯
ત્રણ્ય સત્વના રજના હોયરે, મળે તમનો એકજ કોયરે;
એણે આશચે બ્રાહ્મણ હોય. મુ. ૧૦
ત્રણ્ય રજના સત્વના હોયરે, મળે તમનો એકજ કોયરે;
એણે આશયે ક્ષત્રી હોય. મુ. ૧૧
ત્રણ રજના તમના હોયરે, મળે સત્વનો એકજ કોયરે:
એણે આશયે વૈશ્યજ હોય. મુ. ૧૨
ત્રણ્ય તમના રજના હોયરે, મળે સત્વનો એકજ કોયરે;
એણે આશયે શુદ્રજ હોય. મુ. ૧૩

એકેકે ગુણે નવ નવ ભાતિરે, તેહેમાં અષ્ટાદશેં બને જાતિરે;
તેહેની વરણવું વિધ વિધ ભાતિ મુ ૧૪
નવ તમની રજનિસાતરે, મળે બે માંહિસત્વની ભાત્યરે;
એણે શુદ્રથી નીચી જાત્ય. મુ. ૧૫
નવ રજની તમ નિસાતરે, મળે બે કોય સત્વની ભાત્યરે;
એણેં ભૂત સરપની જાત્ય. મુ. ૧૬
નવ રજની તમની આઠરે, મે'લે એક સત્વની દાટરે;
એણેં પશુ પક્ષિના ઠાઠ મુ. ૧૭
નવ સત્વની રજનિસાતરે, મળે તમની કોય એક ભાત્યરે;
તેણે સુરની ઋષીની જાત્ય. મુ. ૧૮
તમની નવ રજની અષ્ટરે, કોય સત્વની એક અમૃષ્ટરે;
એણેં નારકી જાતિ સ્પષ્ટ. મુ. ૧૯
એમાં ચ્યાર કહી જયે વર્ણરે, જેવડે ઈચ્છાય ઉદ્ધર્ણરે;
તેહેનાં શુણ્ય કહું સદ્દશાચર્ણ. મુ. ૨૦
સંગ સદ્રશેં હોયેં સમાનરે, સ્વભાવેથી વિલોમ વિધાંનરે;
સંસ્કારેથી શ્રેષ્ટ સંધાંન. મુ ૨૧
કહિ વાસના ગુણથિ એ કાયારે, જે આશય તે પિંડ બંધાયારે;
કૃષ્ણરામથી જેટલા ગવાયા. મુ. ૨૨

## કીર્ત્તન ૪૨૭ મું.

કરે પુરૂષ પ્રયત્ન જો વર્ણરે, સંગ સદ્દશને રહી શર્ણરે;
તો તો ઉઘડે સદ્દશાચર્ણ. મુ૦ ૧
શુણવું ભણવું ધરી લક્ષરે, નિજ ધરમનિ સમજવી પક્ષરે;
દિલ રેહેવું સદાયે દક્ષ. મુ૦ ૨
લેહેવી પોત પોતાની નીતિ, સહુ જનથિ કરવી પ્રીતિરે;
નિજ વૃત્તિનિ સમજવિ રીતિરે. મુ૦ ૩
સત્ય મિષ્ટ વચન ઉચ્ચરવુંરે, દેશકાલ જોઈ કાર્ય કરવુંરે;
પર દાર ધનાદિ ન હરવું મુ૦ ૪
ઘણો આહાર નિદ્રાને પ્રમાદરે, નવ્ય કરવો કાંઇ ઉન્માદરે;
વિટળોથિ ન કરવો વાદ. મુ૦ ૫
પરથિ ગુણ સમઝી લેહેવારે, ઉંચ વરણની કરવી સેવારે;
દોષ પરખીને મૂકી દેવા. મુ૦ ૬

નાહાનિ પરણવી નિજની નારીરે, ખરચ કરવું તે સત્તા વિચ્ચારિરે;
હરામિથિ છુટવું હારી. મુ૦ ૭
કદિ વ્યસન ન કરવાં નરતાંરે, શિશુ વારવાં નેષ્ટ આચરતાંરે;
કોહોને રોકવાં નહિ દાન કરતાં. મુ૦ ૮
એઠું ઉઘાડું અભડાયું વાશીરે, સૂતકાન્નોનિ ધરવિ ઉદાસીરે;
કોય જનનિ ન કરવી હાસી. મુ૦ ૯
રૂડા ભૂંડાનિ કરવી ન ચાડીરે, મુખે વાત ન વદવી આડીરે;
શોક ધરિને ન રડવું દાહાડિ. મુ૦ ૧૦
કુંટિલોથિ કરજ ન લેવુંરે, બ્રાહ્મણોનું ન રાખવું દેવુંરે;
કૃપણોને કષ્ટ ન કેહેવું. મુ૦ ૧૧
કામિ ક્રોધી ને મિત્ર ન કરવારે, નિત્ય મૂકી નિકળવું ન ફરવારે;
આપે આપ ન ઇચ્છવું મરવા. મુ૦ ૧૨
રંક ઉપર ધરવો ન રોષરે, કોહોના જોવા ન વદવા દોષરે;
તરૂણિ થકી રાખવો તોષ. મુ૦ ૧૩
કાચિ રસાયણો નવ્ય ખાવિરે, સંત પુરૂષોને જોવા ન તાવીરે;
મુખે કીર્ત્તિ ન પોતાની ગાવી. મુ૦ ૧૪
એહેવા પુરૂષ પ્રયત્ને આચર્ણરે, કરચે સદશ રહે સર્વ વર્ણરે;
કૃષ્ણ કથા શુણે જો કર્ણ. મુ૦ ૧૫
થાય પુરૂષ પ્રયત્ન સુસંગેરે, જાત કર્માદિ કરતાં અંગેરે;
કૃષ્ણરામ રહે નિજ રંગે. મુ૦ ૧૬

## કીર્તન ૪૨૮ મું.

### દેશી ફેર.

પ્રારબ્ધોના ભોગ કહું શુણય કરણજો,
કરતાં નિત્યે સ્વધરમનું આચરણજો;
પથ્ય ભોજને વેહેતાં જયે જયમ વરણજો.
જીજ્ઞાસુ જાંણિને મનમાં સમજ જયેજો. ધૃ. ૧
યત્ન કરયાબિન જે જયે સુખ દુઃખ થાયજો;
અવળું કરતાં સવળું જે થઇ જાયજો,
સવળે અવળું જે જયે ભોગે કાયજો, જીજ્ઞા૦ ૨
જન્મ થકી જયે સાથ્યે સુખ દુખ હોય જો,
પરાધીનથી કૃત્ય કરંતા કોયજો;

જે બને તે પ્રારબ્ધોથી જોય જો. જીજ્ઞા૦ ૩
વામનશ્યામલ દુર્ગંધિ કે કોહોડીજો,
મસ તીલ પાહું રસોળિ હઇયાંહોડિજો;
પીત્ત વાત કફ બાંબ લાઇનિ જોડિજો. જીજ્ઞા૦ ૪
શૂળ શોક જ્વર આદોશીશિ વાળોજો,
મુર્ચ્છિ વાંતિ સંગ્રહણી વહે નાળોજો:
અક્ષાઇ નળને વાઇ તણો જે ચાળોજો. જીજ્ઞા૦ ૫
હીમ લૂક ને શરદીથી લડથડવુંજો,
અશક્તિ મળ કે કહિક અચાનક પડવું જો;
અકાળ પ્રાપ્ત જરાથી માંચે શડવું જો. જીજ્ઞા૦ ૬
કાંઇ વાગવું વ્રણ થાવું કે બળવું જો,
અંગ ત્રૂટવું ખાંસી શરીર ગળવું જો;
ખાન પાન રસ વસ્ત્ર ન મળવું મળવું જો. જીજ્ઞા૦ ૭
એટલાંમાંનું જે કાંઇ થાય ન થાય જો,
પુરૂષ પ્રયત્ન કરચેથી નવ્ય બદલાય જો;
અવશ્ય એ પ્રારબ્ધ એમ ઓળખાય જો. જીજ્ઞા૦ ૮
યત્નૌષધ પાખે જયે અવદ્યે જાશેજો,
યત્ન કરચે પણ જયે તેટલું ભોગાશેજો;
પ્રારબ્ધોના ભોગ એમ ઓળખાશે જો. જીજ્ઞા૦ ૯
એહુ અસાધારણ ઇચ્છાથી આવે જો,
એહેને જો કોય સિદ્ધિ બળે મિટાવે જો;
તોપણ બીજે કાળે હરિ ભોગાવે જો. જીજ્ઞા૦ ૧૦
હરિ વશ હોય પણ એ પ્રારબ્ધ ન છૂટે જો,
આગંતુક કરતાં તે અધિકું ઉઠે જો;
પિંડિમાંહાના શેષ જનમ નવ્ય ત્રટે જો. જીજ્ઞા૦ ૧૧
જો કોય મધ્યે જનને નાંખે મારિજો,
તો બાકી ભોગાવે ફરિ અવતારિ જો;
મારનારને યમરાય રાખે ધારિજો. જીજ્ઞા૦ ૧૨
કોયનું ઇશોપાસકથી નવ્ય ચાલે જો,
આગંતુક વિઘ્નોને ઇશ્વર જાલે જો,
કૃષ્ણરામને અશકય તે એ આલે જો. જીજ્ઞા૦ ૧૩

## કીર્તન ૪૨૯ મું.

આ હું માન્યે કર્માગતુક થાય જો,
તેથી પ્રારબ્ધોની લીક લોપાય જો;
સાધારણ ઇચ્છાયે બહુ ભોગાયજો. જી. ૧
અધરમ આચરણેથી જે જન વેહેશેજો,
કુપથ્ય ભોજન કરતાં સંકટ સેહેશે જો;
અંગ નિમિત્તે અન્યોને દુઃખ દેશે જો. જી. ૨
ઘણું હીંડતાં દોડતાં કે લડતાં જો,
ઉછળતાં કે ઝાડ ઉપરે ચઢતાં જો:
અગ્નિ સાથ્યે રમતાં જળમાં પડતાં જો. જી. ૩
કાષ્ટ ચીરતાં અસહ્ય ઉદકે નાહાતાં જો,
ચડતે પૂરે વસ્તુ લેવા જાતાં જો;
અધિકું તીખુ ખાદ્ય વાશિ ખાતાં જો. જી. ૪
અસહન ભાર વહતાં અધિકું તરતાં જો,
અધિક બેઠકે અથવા અધિકું ફરતાં જો;
મૂત્ર પુરીષને ગળફા રૂંધન કરતાં જો. જી. ૫
અણસેહેતાં વાહનના ઉપર બેઠે જો,
અણજાણ્યે ઉદકે એકાએકી પેઠે જો;
અચિકિત્સિકના ઔષધથી દુઃખ વેઠે જો જી. ૬
અણજાણે ટાંકે કૂપે ઉતરતે જો,
વ્યસન વિશેષે અઘટિતને આદરતે જો;
દિવા ઉંઘતે રાત્રે જાગરણ કરતે જો. જી. ૭
વિષમાસનથી બેઠે સત્વર ચઢતે જો,
અતિ ઉંઘતાં અલહિ સેજ્યેં પડતે જો;
જીર્ણાલયમાં ઈંટ્ય લાકડું જડતે જો. જી. ૮
આપણે અંગે આપ હાથથી ઘાને જો,
ઘણી લાંઘણે સહસા ઝાઝું ખાતે જો;
અન્ન છતાં પણ વેરે લાંઘણ ચાહતે જો. જી ૯
અજીર્ણ છે પણ ગરિષ્ઠ વસ્તુ જમતાં જો,
કપરી ચીજ કચરતાં ધાતુ ધમતાં જો;
આંધિ, વર્ષા, લૂ,માં બાહ્યર ભમતાં જો. જી. ૧૦

હોડયે રાત્રે અલક્ષે મારગ જાતાં જો,
કોહ્યું કાચું અણજોયેલું ખાતાં જો;
કઠીણ અવસરે સ્વતંત્ર વાટયે ધાતાં જો. જી. ૧૧
એટલામાંનું કરતાં દુઃખ સુખ થાય જો,
એણે પ્રારબ્ધોથી બહુ ભોગાય જો;
એ દ્વારા આગંતુકને ઓળખાય જો. જી. ૧૨
એ આચરણ કરે નહિ તો દુઃખ નાવે જો,
એ દુઃખને મંત્રૌષધ દેવ મિટાવે જો;
અવળું આચરતાં અધિકું ભોગાવે જો. જી. ૧૩
સત્સંગેથી જે જન હરિનો થાય જો,
તેથી આગંતુક તે દૂર પળાય જો;
કૃષ્ણરામને કેશવ કરે સાહાય જો. જી. ૧૪

## કીર્ત્તન ૪૩૦ મું.

### દેશી ફેર.

સાંભળ્ય શિષ્ય કહું ઋણ ભોગ, કરંતાં સ્વધર્માચરણનો યોગ;
જયે બને ઇંદ્રિયને સંભોગ. જીજ્ઞાસુ જાંણજ્યે મંન વિચ્યારી. ૧
અંધ મૂકતા બધિરતા આવે, બોબડું બોલવું રસ નવ્ય ભાવે;
નાસિકા ન લહે ગંધ સુહાવે. જી. ૨
ઠુંઠું થવું ઘણી થોડી આંગળિયો, પંગુ થવું કટિ બેવડિ વળિયો;
પુરૂષ છતાં નપુસક હોય ગળિયો. જી. ૩
વિશેષ વસ્ત્રને ભૂષણ મળવું, ખોટ જવી અથવા બહુ રળવું;
કોયથી મળે કેવા નિજનું ટળવું. જી. ૪
બંધન પડવું કે મારજ સેહેવો, ભલો ભૂડો પરિવારજ વેહેવો;
રસ રેહેવો કોયથી નવ્ય રેહેવો. જી. ૫
ભૂત સરપ સ્વેદજથી પીડા, હર્મ્ય હિંદોલા ખાટ્યમાં ક્રીડા;
નાત્ય સગાં પાડોશીની વ્રીડા. જી. ૬
કોયને મારયે મરવું રડવું, અભિચારેથી પડવું શડવું;
કોયનું ધન દાટેલું જડવું. જી. ૭
પુત્ર બને ન બને મળે દારા, ઝાઝું પરણવું કે રેહેવું કુંઆરા;
પુત્રી પશું સેવક ભુંડાં સારા. જી. ૮

મિત્ર થવા ન થવા જયહાની, રાંડે મરે, ભુંડાં ઉઠયેલાંનિ;
ધન ખોહોવું ચેલા સહિયારી માંની. જી. ૯
છુટિ પડે કે અગ્નિ દઝાડે, ઝાલ બોલે જાય ચોરને ધાડે;
અધર્મ બિન જયે રાય રંજાડે. જી. ૧૦
શાહાને આપ્યું પાછું નાપે, સૂપ્યું સગાનેં તે સ્વારથેં શાપેં;
વિશ્વાસી જન થઇ ધન શિર કાપે. જી. ૧૧
ઇંદ્રિયો સાજી ને દંતજ સાજા, મરણસુધી કહિ જાય ન માઝા;
સુત ધન સેવક સહુ રહે તાજા. જી. ૧૨
પૂર્વ પૂણ્યથી સહુ મળે રૂડા, પાપેં ભલામાહાથી નિકળે ભૂંડા;
અધ્યાસે રાખવા નહિ તેહેને ઉંડા. જી. ૧૩
ધર્મ ચાલંતા જયે ઋણ આવે, એ અસાધારણ કો ન મિટાવે;
જ્યમનું ત્યંમ તે ભોગિ છુટાવે. જી ૧૪
એહેને અધિક વધારે દીષ્ટ, જેણેં કરયાં નોહ્યે ઈશ્વિર ઈષ્ટ;
દાસોને અધિક ન હોયે અનિષ્ટ. જી. ૧૫
પ્રારબ્ધ સરખાં ઋણુને ધારે, સત્સંગતિ કરિ દિષ્ટને વારે;
કૃષ્ણરામને કૃષ્ણ ઉગારે. જી. ૧૬

## કીર્ત્તન ૪૩૧ મું.

દિષ્ટ બને રાગ રોષેથી રેહેતાં, સ્વધર્મ મૂકિ અધરમે વેહેતાં;
માહારૂં તાહારૂં પરનું એમ લેહેતાં. શિષ્ય. ૧
સંત પુરૂષથિ દૃષ્ટિ બિગાડયે, બગર વાંકે વિપ્રને ત્રાડયે;
ચુગલી દ્વારા રંકને રંજાડયે. શિષ્ય. ૨
ગો દ્વીજ રંકને મારતાં લત્તા. કન્યા ન દેવિ જ્યહાં વાંણિથિ દત્તા;
ચોરિથિ હરતાં સ્વધર્મિનિ સત્તા. શિષ્ય. ૩
પિત્રિનું તર્પણ પિંડ નિવારયે, માતા પિતા વધુ ભગની મારયે;
ઉત્તમનું લેઈ અધમને ચારયે. શિષ્ય. ૪
ક્ષુદ્રોની ક્ષુદ્ર બાધાઓ વેહેતાં, દેવા ન દાંનને વારતાં દેતા;
દુષ્ટ કાળે દુષ્ટ દાનોને ગ્રેહેતાં શિષ્ય. ૫
પુત્રાદિ અરથે સકામ્ય કરતાં, વિશ્વાસિ જનનિ વસ્તુ હરતાં;
કોયને ધનેથિ કુકર્મ આચરતાં. શિષ્ય. ૬
થાંપ્યેણુયો ઓળંગ્યે લેઇને નાપ્યે, બગર વાંકે સુખાજનને શાપ્યે;
લોભ માટે ગરિબોને સંતાપ્યે. શિષ્ય. ૭

જીવતાં જીવને મારતાં કામે, હેતસ્વી જનથકિ વેહેતાં હરામે;
નાંખ્યું દેખાડતે લખિને નામે. શિષ્ય. ૮
મરતાંનું ધન લેઈ સઘળું ખાતે, કાળજાં બાળતાં કલ્પિત વાતે;
રોકતાં કોય શુભ મારગે જાતે. શિષ્ય. ૯
પચ માહા યજ્ઞ કદીયે ન કરતે, વિપ્ર ન પોખતાં સારે નરતે;
આપનું દાટિને અન્યોનું ચરતે. શિષ્ય. ૧૦
અન્યોને કુટાવ્યે શોક પળાવ્યે, નાપી ને નામુ બલાંત વળાવ્યે;
લેઇને નાશિ જતાં કોયનું ફાવ્યે. શિષ્ય. ૧૧
વગર વિરાગે સ્વજનને તજતે, સંત જાણિને અસંતોને ભજતે;
અન્યાય મારગે દામ અરજતે. શિષ્ય. ૧૨
જીવોનિ વૃત્તિમાં વિઘ્ન કરંતે, નાંમ કોહોનું કહિ આપે હરંતે;
દિષ્ટ બને એહેમાંનું આદરતે. શિષ્ય. ૧૩
ઋણને અધિક ભોગાવે દીષ્ટ, માટે ન આદરવાં એ અનિષ્ટ;
પંચાત્યો મૂકીને સાધવું ઇષ્ટ. સિષ્ય. ૧૪
માટે સુસંગેથિ હરિને સેવો, દામ ન કોયનો રાખવો દેવો;
બોલ કઠીણ નવ્ય કોયને કેહેવો. શિષ્ય. ૧૫
જો ન કરોતો થશે નહિ દિષ્ટ, કૃત્ય સુધાં કરચે થાશો ન કિલષ્ટ;
કૃષ્ણરામને પ્રભુ કરશે ઇષ્ટ. શિષ્ય. ૧૬

## કીર્ત્તન ૪૩૨ મું.

શાસ્ત્ર અજાંણ્યેથી ચાલતાંરે, ગુણથી બને છે સ્વભાવ;
તમ રંજ સત્વથી માહાલતાંરે, ઉઠે અનેક ઉઠાવ.
શિષ્ય સમજજે સાંભળીરે. ૧
નજરે પડે પરનારિયોરે, રૂમઝુમ કરતી જાય;
દૃષ્ટે જોવા તેહને ધરિયોરે, પુરૂષ પ્રયત્નેં ધાય. શિ. ૨
ચાલે તો ચલવી ચાંપતારે, તેથી રમે વ્યભિચ્યાર;
જો ન મળે તો ઝાંપતારે, દિલ વધે દુઃખ અપાર. શિ. ૩
દોલત કોય તણી દેખીનેરે, ઉરમાં ઉપજે અદાપ;
પોતાને મળતું ન પેખિનેરે, શ્યાપ દે કે કરે તાપ. શિ. ૪
પોતે ધની થઇ ધરમનેરે, આદરે નહિ કાંઇ એક;
જો કરેતો કામ્ય કર્મનેરે, મનમાં ધરિ ઘણો ટેક. શિ ૫

અભિમાને આડાં વહેરે, કરતા તીરથ વ્રત જપ;
ધન પુત્રાદિ મળો કહેરે. મન ખરો ધારિ ખપ શિ. ૬
સમ સરિખાં સુખનેરે, જાતાં જાણીને રોય;
જાણે ન ભવ ભય દુઃખનેરે, શરિરાદિ સાચાં જોય. શિ. ૭
વિપરિત ભાવના આંણતારે, સંતને જાણે અસંત;
મન કલ્પિત મત તાંણતારે, આદરે કંઇના અંત. શિ. ૮
ખાવું ચ્યાહે ખવરાવીનેરે, ખરચે ત્યહાં અધિકો દાંમ;
લોભે નાંખે નઝ્હરાવિનેરે, જાણે ન રૂસશે રામ શિ. ૯
સુવર્ણથી શણગારતારે, નારિ નિરયની ગર્ત્ત;
કાંને તેનું કહ્યું ધારતારે, નાચતા નચવ્યા નર્ત્ત. શિ. ૧૦
પુત્રાદિક પરિવારથીરે, તૃપ્તિ ન ધરતા કાંઈ;
અનુદિન એહેના વિચ્યારથીરે, મળિને રહે તે માંહિ; શિ. ૧૧
એ અરથે ઉપાસનારે, કરિને આપે દાન,
ઉપજે ન હરિની વાસનારે, એહેવું ધરચે અભિમાન. શિ. ૧૨
મરતાં સુધી પણ કોયનીરે, વાસના ન કરે ત્યાગ;
મન જ્યાંહાં વિપત્તિ મોહનીરે, તેમને ન હોચે વિરાગ. શિ. ૧૩
એહેવે સ્વભાવેથી આવરચારે, દ્રોહિ તે પામે દ્રોહ;
સૂત્ર વરણ તે તે ઠરચારે, સ્વધર્મ કીધો વિદ્રોહ. શિ. ૧૪
તેથી બને બહુ વાસનારે, તેથી ધરે બહુ દેહ;
જો કરે કૃષ્ણ ઉપાસનારે, તો શમે સ્વભાવ એહ. શિ ૧૫
જો સમજે સત્સંગથીરે, તો પલટાય સ્વભાવ;
કૃષ્ણરામ રહે રંગથીરે, બેશ્ય બણ્યેથી બણાવ. શિ: ૧૬

## કીર્તન ૪૩૩ મું.

શાસ્ત્ર અજાંણ્યે કે જાંણતાંરે, રજ તમથી જાયે ઉઠાવ;
અસત સંગે મદ આંણતાંરે, મલિન બને છે સ્વભાવ. શિ. ૧
એથી અત્ચ કર્મ ઉપજેરે, તેહેનો કહું છું પ્રકાર;
નરક ભોગરૂપે ભજેરે, યમરાયનો પડે માર. શિ. ૨
માણુસ મારવાં મરડીનેરે, વટલાવવી વળિ વર્ણ;
દક્ષોનેં દાંતજ ઘરડિનેંરે, ધરિનેં ઘસરડવા ધરણ. શિ. ૩
તપ્ત તવે બેસારવારે, બિન અપરાધે સંત;
વિપ્રોને દેહે દંડ ધરવારે, અકળાવિને અનંત. શિ. ૪

માંસ ભક્ષણ ગો મારીનેરે, જીવતે તળવાં તેલ;
ધન સુતાં લેવાં હારિનેરે, દાખવીને બહુ ફેલ. શિ. ૫
વગુસાડવી પરનારિયોરે, વેગે રમી વ્યભિચાર;
અડકાવી સરવ બારિયોરે, રૂધવા દેહિ અપાર. શિ. ૬
રેત પાવું રામાને મુખેરે, રમવુ રજસ્વલા સંગ;
દેશ નગર વસતાં સુખેરે, કરવાં અચાનક ભંગ, શિ. ૭
સરવસ્વ હરવું શ્રેષ્ટનુરે, ખેતરિ હણવો રાય;
માત પિતા ગુરૂ જેષ્ટનુંરે, અનિષ્ટ કરવું ચ્યહાય. શિ ૮
કૃષ્ણ કથાને રોકાવવીરે, દેતાં નિવારવા દાન;
સતિયોને શોકાવવીરે, મદિરાનું કરવું પાન. શિ ૯
આગ્ય ઉદ્યોતવી વરિતયેરે, વરણોને પાવું વીષ;
કાષ્ઠ આરોપવું બસ્તીયેરે, મુદ્ગરે ફોડવાં શીશ, શિ. ૧૦
ક્ષુદ્રોની કરવી ઉપાસનારે, દેવોનાં ત્રોડવાં ધાંમ;
વસ્તુની રાખીને વાસનારે, મારગે વેહવું વાંમ. શિ. ૧૧
બ્રાહ્મણને સેવક કરિરે, અઘટિત દેવાં કાર્ય;
પુજ્યોની પૂજા પરહરિરે, આદરવાં જ્યે અનાર્ય. શિ. ૧૨
કામ ક્રોધ લોભે કરીરે, જ્યે જ્યે કરવા અધર્મ;
પ્રાયશ્ચિત અનાદરિરે, સમજવો નહિ કાંઈ મર્મ. શિ. ૧૩
એથી નરક યમ યાતનારે, લક્ષ ચોરાશીના ભોગ;
પાછળ જન્મ કિરાતનારે, અવચ્ય કરમને યોગ. શિ. ૧૪
અવચ્ય કરમ નવ્ય કીજીયેરે, વાસના કરીયે વિરામ;
કૃષ્ણચંદ્રથી બીઝીયેરે, કરગરિ કહે કૃષ્ણરામ. શિ. ૧૫

## કીર્તન ૪૩૪ મું.

શાસ્ત્ર સમજણ્યેથિને શુભ સંગેરે, સત્વ રજો વડે કામ્યને રંગેરે;
જે બને સરસ સ્વભાવને અંગેરે.
ધારચ્ય વિચારિને જીજ્ઞાસુ શિષ્યરે. ૧
ઉચ્ચ કરમ બને એહેવે સ્વભાવેરે, પાપ કરમ તણે કરચે પ્રસ્તાવેરે;
ઉત્તમ કર્મ તે સ્વરગ ભોગાવેરે. ધા. ૨
અહંકરતા મન માંનિને કરતેરે, નિજનિજ વરણુના ધરમમાં ઠરતેરે;
યજ્ઞ તિરથ વ્રત જપ આદરતેરે. ધા. ૩
નિત્ય ગંગાળુનું પાંનને સ્નાનરે, શય્યા હવેલી ને સ્વર્ણનાં દાનરે;

સન્માંને માંનવા નિત્ય મહાનરે ધા. ૪
વૃદ્ધોની સેવા ને રંકોને મેહેરરે, કરવા ન કોહોના કદાચિત કેહેરરે;
અમૃત વદવું ન રાખવું ઝેહેરરે. ધા. ૫
પરદારા થકે રતિયે ન રમવુંરે, વિપ્રોને વૃદ્ધોને આપીને જયમવુંરે;
પિઠચ હિધિ તેહેવા અરિને ન દમવુંરે. ધા. ૬
માસે માસે નિજ પત્નિને ભજવીરે, દોષ ભારચે વિના દારા ન તજવીરે;
ન્યાયદ્વારા નિત્ય રિદ્ધિ અરજવીરે. ધા. ૭
પોષ્યોને પાળવાં રંકરે, કોયને શિરે નવ્ય કલંકરે;
વિરતિ વિચ્યારવી દેખીને વંકરે. ધા. ૮
હય ગજ રથ સુખ પાલ્યોંન અન્નરે વિપ્રોને આપીને આપવું ધન્નરે;
ગૌ જીવિકા આપી કરવા પ્રસન્નરે. ધા. ૯
અડતાળિ સંસ્કાર અંગે આદરવારે, દેવ પિત્રિ વન્હિ તૃપ્તજ કરવારે;
નિત્ય નૈમિત્તિક ધરમાનુસરવારે. ધા. ૧૦
સંગ અધમના સહુજમાં તજવારે, વિઘ્નોના પંથોને નિત્ય વરજવારે;
સૂતકે સૂતકીના ભોગ ન ભજવારે. ધા. ૧૧
કૂપ વાપીને સરોવર ખણુવાંરે, ધર્મશાળાઓ દેવમંદિર ચણુવાંરે;
અભિચારાદિ ન કરવાં ન ભણુવાંરે. ધા. ૧૨
અંગે ન તપ્ત લોહીથી કરે વ્રણુરે, કોયનું ન રાખવું નિજ શિરે ઋણુરે;
ઉચ્ચ કરમ તણાં એહે લક્ષણુરે. ધા. ૧૩
ચુક પડયે પ્રાયશ્ચિત વિધાંનરે, એમ કરયે મળે સ્વર્ગનું સ્થાંનરે;
સાધારણે ખંડાતરમાંહાં માંનરે. ધા. ૧૪
સ્વલ્પ સુકૃત થકી દ્વીપાંતરરે, સ્વલ્પ પૂણ્યે પાછો અવતરે નરરે;
કૃષ્ણુરામ તો કૃષ્ણુનો અનુચરરે. ધા. ૧૫

## કીર્તન ૪૩૫ મું.

દેશી ૬૨.

દેવાર્ચન સંધ્યોપાસન ને સ્નાન જો,
પિત્રિ વન્હિ તર્પણુ ને નિત્ય દાંનજો;
એ કર્મોનું ધરમ એહ અભિધાંન જો. જી. ૧
ન્યાત સગા ને પડોશીને ભોજનજો,
નવસોત્તીરણુ કરી ખરચવું ધંનજો;
કામ કાજય એ કરમ ધારજ્યે મંનજો. જી. ૨

શેહેર ચોખલું જયમાડવુ ચોરાશી જો,
સગાં ભૃત્ય આશ્રિત કરવા સુખવાશીજો;
કર્મ કહ્યાં એ યશને અર્થે રાશિ જો. જી. ૩
કૃષિ વ્યાપાર ગુમાસ્તિ ચાકર રેહેવુંજો,
દલાલી, ભિક્ષા, ચિત્ર ભારનું વેહેવુ જો;
એહ કરમને અરથને અરથે લેહેવું જો. જી. ૪
અધિક અપાયું પડિયું કે વિસરિયું જો,
એ દ્વારા કોય જને શુભાશુભ કરિયું જો;
અણજાણ્યે તે કર્મ બન્યું એ ઠરીયું જો. જી. ૫
માત પિતા સુત બધુ ભાઈ ને દારા જો,
મિત્ર સુતા દૌહિત્ર શિષ્ય કરણારા જો;
એહેને કહિયે આપ ધને પરદારા જો જી. ૬
નિજનાં નાંખ્યાં કૃપાદિ કોયને જડિયાં જો,
કોયનું રક્ષણ થયું પરસ્પર લડતાં જો;
સ્નાન વળ્યું કોય કાળે તિર્થે પડતાં જો. જી. ૭
કોય ભૂલ્યો મારગ પાંમ્યો નિજ જાતાં જો,
કોય બચ્યો વ્યાઘ્રોથી વદતાં ઘાતાં જો;
કોય નિરોગિ થયો રસનાદિક પાતાં જો. જી. ૮
કોયનું દુઃખ મિટિયું ચર્માદિક લીધે જો,
કોયનું કાર્ય સરયું આહુતિ દીધે જો;
પશુ પક્ષિથી સુકર્મ હોય એમ કીધે જો; જી. ૯
કોયને ધન દેખાડયે ભાવિ કેહેતે જો,
કોયને વશ્ય વત્તિથી સેવા વેહેતે જો;
સ્તુતિ પાઠ કોય દ્વારા મનમાં એહેતે જો. જી. ૧૦
ધુણિ દર્શીને દાંન ભોજન દેવરાવ્યે જો,
આડાં ઉતરી અનિષ્ટને સુચાવ્યે જો;
ભૂત સર્પને સુકરમ હોય એમ ફાવ્યે જો. જી. ૧૧
મર્યાદા લોપંતા મહાજન કેરી જો,
તપનેં ભંગ કરંતાં કપટે હેરી જો;
દેવ યોનીને કરમ બને છે કેહેરી જો. જી. ૧૨
દોડંતાં કંઈ જીવ બણે છે કિલષ્ટ જો,
ઉતાવળું બોલંતાં ઝબકે શીષ્ટ જો;

માણસને હોય અલક્ષે એમ અનિષ્ટ જો. જી ૧૩
એમ કહ્યાં એ સહુનાં શ્રેષ્ઠાશ્રેષ્ઠ જો.
પિંડિ રચતાં વિધિ લ્યે નેષ્ઠાનેષ્ઠ જો;
કૃષ્ણરામને કૃષ્ણ એક છે શ્રેષ્ટ જો. જી. ૧૪

## કીર્તન ૪૩૬ મું.

શાસ્ત્ર તણા સંસ્કાર વિના જ્યે થાય જો,
શાસ્ત્ર લહ્યે પણ કામ્યે જેહ કરાય જો;
તે ત્રિગુણના સ્વભાવથી કેહેવાય જો. જી. ૧
હું કરતા માંન્યેથી નિપજે જ્યેહ જો,
અતિવર વરસાધારણ કનિષ્ટ એહ જો;
પૂણ્યાપૂણ્ય બંને એમ નિઃસંદેહ જો. જી. ૨
સત્વ સ્વભાવે પૂણ્ય બને છે આપ જો,
તમથી પૂણ્ય વિનાનાં એકલાં પાપ જો;
રજથી પૂણ્ય સહિત પાતકનાં માપ જો. જી. ૩
પૂણ્ય રાશીમાં પૂણ્ય સકલને મેલે જો,
પાપ રાશીમાં પાપ સકલને ભેળે જો;
તેથી પિંડી અન્ય રચાય અંત્ય વેળે જો. જી. ૪
પૂણ્ય પાપના ત્રિ ત્રિ કરે વિભાગ જો,
પંનર દશ ને પાંચ એ રીત્યે લાગ જો;
મહાન મધ્યમ કનિષ્ટ જુદા જાગ્ય જો. જી. ૫
કનિષ્ટ કેરાં ત્રણ્ય ભાગ તે કીધા જો,
ઋણ પ્રારબ્ધ વાસના રૂપે લીધા જો;
બીજે દ્દિષ્ટાગંતુક સ્વભાવ સીધા જો. જી. ૬
પૂણ્ય પાપ વાસના તણાં જ્યે આવ્યે જો,
સમ હોયતો તેથી નરતનુ બનાવ્યે જો;
અધિક પાપથી અન્ય રીતિ ઉપજાવ્યે જો. જી. ૭
પૂણ્ય થકે તે તૃતિયાંશને કાહાડે જો,
બે ભાગોની સાથ્યે અઘ સરખાડે જો;
તેટલા માફક નરતનુને સરજાડે જો. જી. ૮
તૃતિયાંશના સુકૃતનું જ્યે માપ જો.
તેહ થકી જો અષ્ટ ગુણિત હોય પાપ જો;

તે માફક સરજાય ભૂત કે સાપ જો. જી. ૯
પૂણ્ય થકિ જો સત્તર ગણું હોય પાપ જો,
પશુ પક્ષિ તે થકી અવતરે આપ જો;
ઉત્તમ પશુ હોય અધિક પૂણ્ય પરતાપ જો. જી. ૧૦
પૂણ્ય પાપ જો વાધે પિંડી રચતાં જો,
તેહના માટે કાળ કૃત્ય સરજાતાં જો;
સુકૃતિને નોહ્યે પાપીને તે થાતાં જો. જી. ૧૧
દુકાળ રેલ્ય દટંતર દાવાનળ જો
વિદ્યુત્ પાપ ભુવાથી જાય સકલ જો;
પાપ શેષથી એટલાં ચાલે બલ જો. જી. ૧૨
સદુપાસન સત્કરમોથી અઘ સૂકે જો,
નહિતર ભોગ કરયા બિન એ નવ્ય મૂકે જો;
શેષ પૂણ્યવાળો સત્સંગ ન ચુકે જો. જી. ૧૩
અતિવર પૂણ્ય પાપને રાખે શેષ જો,
એથી ફળ પામે છે ન્યારા એષ જો;
કૃષ્ણરામને રાખે શ્રી રૂષિકેશ જો. જી. ૧૪

## કીર્ત્તન ૪૩૭મું.

પૂરણ ત્રિચરણ એક ચરણ બે ચરણ જો,
સત્વ તથા તમથિ હોય પૂણ્યાપૂણ્ય જો;
અતિવર વરને કનિષ્ટ સાધારણ જો. જી. ૧
પૂણ્ય પાપ સમતોલે કરિને ઠીક્જો,
પણ મૂલેથી જોતાં ન્યૂનાધિક્જો;
તે માફક નરતનુની બાંધે લીક્જો. જી. ૨
એક જન્મ આવ્યો તો પિંડિપારેજો,
બે નરદેહને આદિ અંત વિચ્યારે જો;
આદિ, મધ્ય, અંત, ત્રણ્યોને ધારે જો. જી. ૩
ચ્યાર બંને તો અંતે આપે હોય જો,
પાંચે અંત મધ્યમાં બબે જોય જો;
છ સાત આવ્યે સમને સઘળા હોય જો. જી. ૪
સાત થકી તે અધિકા નોહે અવતાર જો,
તેહને ઓળખવાના કહું પ્રકાર જો;

જેહને ઉપજ્યા નથી શાસ્ત્ર સંસ્કાર જો. જી. ૫
કામ, ક્રોધ ને લોભ. મોહ, મત્સર જો,
કલેશ ભ્રમોના ક્રમથી ભાસે ભર જો;
કોય અવતાર હજ્યો કે અથવાનર જો. જી. ૬
જનમ જેટલા તેટલા કામાદિક જો,
ભાસે એકઠા વાધે ન ધરે બીક જો;
સુસંગત સત્કર્મો બિન હોયે અધિક જો. જી ૭
બહુ નારીનો સંગ કહ્યો તે કામ જો,
બહુનું અનિષ્ટ સાધે ક્રોધ હરામ જો;
લોભ હરે બિનધરમે બહુનો દામ જો. જી. ૮
મોહ મનાવે મ્હારૂં તાહારૂં પર જો,
પર ગુણ સેહેવા દે નહિ તે મત્સર જો;
કલેશ કરાવે બહુને સંકટ ભર જો. જી. ૯
ભ્રમથી સવળે અવળું સઘળે ભાસે જો,
પાછલા પોતાના તે એકઠા થાશે જો;
એ ઓળખાણે પ્રથમાદિક ઓળખાશે જો. જી. ૧૦
સંકોચાશે પેહેલાં તે સત્સંગે જો,
વર્ત્તમાનના વશ રહી રમશે રંગે જો;
સંસ્કારેથી કોય અડે નહિ અંગે જો જી. ૧૧
જેટલે ભાગે જયે ગુણ સેવે મંન જો,
તેહેવા ઉપજે આશય તેહેને ભિન્ન જો;
તેહ પ્રમાણે વણ અવતરે જંન જો. જી. ૧૨
કનિષ્ટ સાધારણ પુણ્યોનાં માપ જો,
તેની સાથ્યે વરકે અતિવર પાપ જો;
તેહેને સુખ થોડું ને બહુ સંતાપ જો. જી ૧૩
કનિષ્ટ સાધારણ પાપોને સંગે જો,
વર અતિવર જંત પૂણ્ય મળે નિજ રંગે જો;
દુઃખ થોડું ને સુખ બહુ તેહેને અંગે જો. જી. ૧૪
સામ્ય કરમથી કહિ જન્મોની રીતિ જો,
ઋણ પ્રારબ્ધોની પણ એહેવી નીતિ જો;
કેશવ ભાગે કૃષ્ણરામની ભીતિ જો. જી, ૧૫

## કીર્તન ૪૩૮ મું.

કારિણિ ધારિણિ હારિણિ આદિજી જો,
તોષણિ પોષણિ શોષણિ એતો બીજી જો;
રમણા ભ્રમણા દમના નામે ત્રીજી જો જી. ૧
મોહ તણિ એ નવ શક્તિયો વિજાતિ જો,
નરનારી નં ષંઢ તણિ ઘે ખ્યાતિ જો;
સાંભળ્ય ભિન્ન ભિન્ન કહું તેની ભાતિ જો. જી. ૨
કારિણિ પુરૂષ પ્રયત્ન અકળમાં દોડે જો,
ધારિણિ તેમ્નિ વાસનાઓ મન જોડે જો;
હારિણિ પરના વ્યાપારાદિક મોડે જો. જી. ૩
તોષણિ તારૂણિયોનિ તુષ્ટિ કરતિ જો,
પોષણિ અબળાનિ આજ્ઞા અનુસરતિ જો:
શોષણિ સ્ત્રી માટે અન્યાયાદરતી જો. જી. ૪
રમણાથિ સ્ત્રી કંઇક પુરૂષ શું રમતી જો,
ભ્રમણા કાંમણ મોહન માટે ભ્રમતી જો;
દમના તે અરથે કઇ નરને દમતી જો. જી. ૫
પોત પોતાની ત્રણ્ય ત્રણ્ય આસક્તિ જો,
તેથી ઉત્તમ મધ્યમ કનિષ્ટ વ્યક્તિ જો;
મોહ તણિ એમ કરે નવે તે શક્તિ જો. જી. ૬
સ્વધર્મ તજી જયે એ આચરણજ કરશે જો,
તે નર છે પણ નારી થઇ અવતરશે જો;
નારી હશે તે ષંઢ તનુને ધરશે જો. જી. ૭
પુણ્યાચરણે તનુ તેની બદલાશે જો,
સ્વલ્પાચરણે નિજ રહિ પલટાશે જો;
સત્કરમેંથી ચઢતા ચઢતી થાશે જો. જી. ૮
વાસનાઓને આસક્તિયો વધારે જો,
નરને નારી, સ્ત્રીને નર અવતારે જો;
સ્ત્રીને ષંઢ, ષંઢને કાંતાકારે જો. જી. ૯
પુર્વ પિંડિથી સ્વભાવ જયે બંધાય જો,
આ જન્મોના સ્વભાવથી સધાય જો;

અવળે ઉણો સરખે અધિકો થાય જો. જી. ૧૦
આશય દ્વારા વરણ રચી છે ચ્યાર જો.
તેહેના ઉપર સ્વભાવ છે શિરદાર જો;
શ્રેષ્ઠાશ્રેષ્ઠ કનિષ્ટ તણો કરણાર જો. જી. ૧૧
કિર્ત્તિ તુષ્ટિ ક્ષમા દયા નેં શાંતિ જો,
શ્રદ્ધા રતિ એ સપ્ત જન્મની ભાંતિ જો;
સંસ્કારીનેં એ ચઢતી એકાંતિ જો. જી. ૧૨
અકામ્ય કરમોથી એ ચઢતિ આવે જો,
સ્વભાવ ને આસક્તિનેં બદલાવે જો;
સત્સંગેથી સઘળું સવળું ચ્યાહાવે જો. જી. ૧૩
સંસ્કારેથી સ્વભાવ ને આસક્તિ જો,
મિટે મૂળથી ને હોય ભગવદ્ ભક્તિ જો;
જ્ઞાંન બને ને વાધે અતિ વિરક્તિ જો. જી. ૧૪
એ પરમાણ્યે કહી જન્મોની ખ્યાતિ જો,
સમઝંતાં ઉઘડશે સહુની છાતી જો;
કૃષ્ણરામને કૃષ્ણ કરે નિજ જાતિ જો. જી. ૧૫

## કીર્ત્તન ૪૩૯ મું.

મધ્યમ દલથી દિષ્ટાગંતુક સ્વભાવ જો,
તેમના પુણ્યાપુણ્ય તણા જયે ઉઠાવ જો;
ઉચ્ચ કરમથી તેમને હોય પ્રસ્તાવ જો. જી. ૧
શાસ્ત્ર સંગ સંસ્કારેથી તે દાઝે જો,
સત્સંગેથી તે બળિયા નવ્ય બાઝે જો;
નહિતર દેહિનેં સુખ દુઃખ દેઇ ગાજે જો. જી. ૨
એટલામાંનું એકે ન બન્યું જ્યાહારે જો,
સંચિત માંહ્યે સંધાશે તે ત્યાહારે જો;
તેને જ્ઞાનાદિક થાયે તે સંહારે જો. જી. ૩
મહાન દલથી સંચિત સઘળાં હોય જો.
જ્ઞાન વિના તેહેનેં નવ્ય બાળે કોય જો;
વિરાગ ભક્તિ થાય તે એહેનેં ધોય જો. જી. ૪
જયે પિંડિથી જયેહ કરચાં તે જામે જો,
ક્રિયમાણોને લખે વિધાતા નાંમેં જો;

સંચિત રહે ને બીજા ભોગિ વામે જો. જી. ૫
બ્રહ્માજીને દિવસાંતે શત વરષે જો
ત્રિભુવન ચઉદ ભુવનને ત્યહાં આકારશે જો;
શેષ રહ્યા તે જીવ સૃષ્ટિમાં ફરશે જો. જી. ૬
સંચિત તો છે કઇ કલ્પોનાં ભારે જો,
તેતો નથી છુટતાં કોય પ્રકારે જો;
જ્ઞાન એક બાળી સંચિત સંહારે જો. જી. ૭
શાસ્ત્ર સંસ્કારે ઉદ્યોતે જ્ઞાન જો,
ભક્તિ વિરાગ સહિતાં તેહ મહાન જો;
કૃષ્ણુરામ ગોવિંદનું ગાશે ગાંન જો. જી. ૮

## કીર્ત્તન ૪૪૦ મું.

ત્રણ્ય કોટિમાં ત્રિત્રિ જ્યે કહ્યા, સંસ્કાર તેહેનાં કહુ રૂપ; મુમુક્ષુ.
દ્દઢ બુદ્ધિયે કરિને ધારજ્યે, વેદ શાસ્ત્ર પુરાણ શુણિ ગ્રહ્યા,
જ્યે ચિત્તમાં વસે છે ચ્યૂપ. મુ. ૧

પુણ્ય કોટિમાં તિરથ કહ્યું તેહેને, જાણિ કરવાનિ સાંભલ્ય રિતિ. મુ.
જે કૃતાર્થ કરે નિજનિ દેહેને, જ્યેથિ ભાગે ચોરાશિની ભીતિ મુ. ૨

પેહેલાં શાસ્ત્ર શુણિ સત્પાત્રના, મુખથી લહી તેહનું સાર. મુ.
કથા તીર્થ નાહ્યે દોષ માત્રના, નિઃશેષ બને નિસ્તાર. મુ. ૩
તીર્થ માત્રનાં ત્રિ ત્રિ રૂપ છે, જલ મહિમા ને ત્રીજું દેવ. મુ.
તે તો એક એકથી અનુપ છે, તે તો ત્રણ્યોનિ ત્રિવિધા ટેવ. મુ. ૪
ધુવે અંબુ મલિનતા અંગની, મહિમા તે ધુવે સર્વ પાપ. મુ.
વાસના ધુવે સઘળિ લિંગની, દેવરૂપે પ્રગટ થઈ આપ. મુ. ૫
શાસ્ત્ર સમજે નહિ તે જલ દેખે, તેહેને તીર્થોનિ નહિ મર્યાદ. મુ.
શાસ્ત્ર સમજે તે મહિમાને પેખે, તેહેનો બાધ થયો બકવાદ. મુ. ૬
જેહેનાં પાપ ગયાં તે પ્રગટ જોશે, સર્વ તીર્થોનું દૈવત રૂપ. મુ.
તેહેને સેવ્યાથિ વાસનાને ધોશે, જલ કથા ગુરૂ એ અનૂપ. મુ. ૭
જલ શુદ્ધ થઈ કથા સાંભળે, માને ગુરૂને પ્રત્યક્ષ દેવ. મુ.
તેહેના મનના મનોરથ સર્વ ફળે, કરજ્યે ત્રિવિધ તીર્થનિ સેવ. મુ. ૮
તેહેને અરથે કરે વ્રત સરવદા, કુચ્છિત અન્નોનો ત્યાગ. મુ.
સંગ મૂકે જેથિ હોય આપદા દિલ લાગવા દે નહિ દાગ. મુ. ૯

તેતો સમય ન ચુકે સુસંગનો, એથી અપર ન માને લાભ. મુ.
એતો રોકયો ન રેહે કોય રંગનો, કથા મૂકે ન સૂતે ડાભ. મુ. ૧૦
શુણિ ત્યમનું ત્યમ કિર્त्तન કરે, મનખાઓ ધરીને ખપ. મુ
સદા ઉરમાં હરે કૃષ્ણ ઉચરે, એતો સંસ્કાર ત્રીજો જપ. મુ. ૧૧
આપ વરણવ પર નિંદા તજે, ગુણ ગાયે વિષ્ણુના વિચિત્ર. મુ.
ભેદને તજી ભગવંતને ભજે, તેતો પુણ્યેથિ હોય પવિત્ર. મુ. ૧૨
તેહેના અનિષ્ટ નાસે આવતાં, હોય પ્રીતિ પ્રભુનિ પરોક્ષ. મુ.
તેહેને દિષ્ટાંગતુક નાવતાં, તેહેના સ્વભાવનો હોયે મોક્ષ. મુ. ૧૩
સ્વલ્પ આયાસે પ્રારબ્ધ ભોગવે, અલગી ખશી જાયે અનીતિ. મુ
જયમજીવન શું મન યોગવે, કૃષ્ણરામ કરે ત્યહાં પ્રીતિ. મુ. ૧૪

## કીર્તન ૪૪૧ મું.

બિજી ભોગકોટિમાં દાનનું, કહુ રૂપ તે સાંભલ્ય કર્ણ. મુ.
પેહેલા સંત તણા સનમાંનનું ટેક મુકી કરે આચર્ણ. મુ. ૧
માહા પુરૂષોને માંનજ દીજીયે, જેહેને ઉદયાં ચક્ષુ અનંત. મુ.
તેહેની પદ રજ મુસ્તકે લિજીયે, શિક્ષા માંનિયે જે કહે સંત મુ. ૨
બીજું અભયદાન સર્વ જીવને, કોયને નવ્ય દિજીયે દંડ. મુ.
કોથી આદરિયે ન અભીવમે, આદરાવિયે નહિ પાખંડ. મુ. ૩
ત્રિજુ વિદ્યાનું દાનજ આપિયે, શ્રવણ પઠન લહિને પાત્ર. મુ.
કોહોને સ્વારથે નવ્ય સંતાપીયે, આત્મ તુલ્ય જોઈ પ્રાણિમાત્ર. મુ ૪
સન્મંત્ર બતાવિયે શીષ્યને, જ્યેથી હોય પ્રભુજીનિ પ્રીતિ. મુ
ચોથુ ધન દાન દીજે વરીષ્ટને, જેહેનિ નિર્મળ નિરખિયે નીતિ. મુ. ૫
જેહેને આશ્રયેથિ તારીને તરે, તેહેવિ ઉપયોગિની દીજે વસ્તો. મુ.
દિધે પંચમે ઔષધ ઉગરે, ઉઠે આમયાવિ જેણે હસ્તો. મુ. ૬
દિજે પંચદાન મહા પાત્રને, ઉરથી કરી અવલોકંન. મુ.
છઠું દાન દિજે રંક માત્રને, જલ વસ્ત્ર છાયાને અન્ન. મુ. ૭
જેહને દીજે ત્યહાં હરિ દેખીને, ષાડ્વધનાં કહ્યાં જયે દાન. મુ.
અહંકર્ત્તા ફલાશા ઉવેખીને, ધારે કૃષ્ણ પ્રીતિનું સંધાન. મુ. ૮
હવે યજ્ઞ કહું તે ધારિયે, ઇંદ્રિયાગ્નિમાં વિષયનો હોમ; મુ.
સગ શોષનિ વૃત્તિને વારિયે વાસના નવ્ય કરિયે વિલોમ. મુ. ૯
બાહ્ય અગ્નિમાં સ્વાહા સ્વધાયે કરિ, દેવ પિત્ર્યર્થ અહિંસ યજ્ઞ. મુ.
સર્વ રૂપે સકલમાં જાણિ હરિ, થાવા પ્રિતિ લગાવીયે લગ્ન. મુ ૧૦

ત્રીજો યજ્ઞ એકાદશી વૃત્તને, જાગરણ પુરઃ સર કીજે. મુ.
કીજે નૃત્ય મૂકીને મુમત્તને, કૃષ્ણ કીર્ત્તને વર્તમાન દીજે. મુ. ૧૧
ચોથો યજ્ઞ ચતુરને મળીને, એકાંતમાં થઇ એકત્ર; મુ.
તજી કામ કરમની કેલીને, સુંદર કરિયે બ્રહ્મસત્ર. મુ ૧૨
પંચમ યજ્ઞ બ્રહ્માનલ વીષે, હોમીયે જ્યે ભાસે છે ભેદ મુ.
સ્વજાતીને વિજાતિ સ્વગત દીસે, અનુભવથી કરિયે ઉચ્છેદ મુ. ૧૩
એતો પંચ મહા યજ્ઞ જાણજે, ભાગ્ય કોટીના એ સંસ્કાર. મુ.
અનુભવથી ઉરમાં આણજ્યે, દાન યજ્ઞ છે પંચ પ્રકાર. મુ. ૧૪
એણે સંસ્કારે સુંદરશ્યામનો, જનને ઝટ થાશ્યે યોગ. મુ.
કૃષ્ણચંદ્રજી તે કૃષ્ણરામનો, વેગે મિટાવિ દેશે વિયોગ. મુ. ૧૫

## કીર્ત્તન ૪૪૨ મું.

સાંભળ્ય યોગ કહું સ્પષ્ટ, જેના અંગ અનુપમ અષ્ટ;
યંમ નિયમાસન પ્રાણાયામ, પ્રત્યાહાર પંચમું નાંમ. ૧
યમ તે વશ કરવા સર્વ અંગ, આયાસે નવ્ય કરવા ભંગ;
એક યોજનથી અધિક ન ફરવું, અન્ને અરધ ઉદરને ભરવું. ૨
મધ્ય નિશાની દશ ઘડી રાત્રી, નિદ્રા કરવી ત્યહાં સુખ દાત્રી;
અત્યાયાસે અનિદ્ર ભૂખે, રહેતાં અંગ અખિલ તે દૂઃખે ૩
નિયમ સેહેતા જલથી નાહાવું, સેવન સદ્ગુરૂજીનું ચ્યાહાવું;
ભૂમિની શય્યાએ સુવું, રામાને સ્મરણે રેત ન ચુવું. ૪
આસન નિજનું સુધારવુ એલેં, ઉપર દર્ભ મૃગાજીનચૈલેં;
આસન સ્વસ્તિકાસનથી ઠરવાં, સૂધાં કરી પૃષ્ટ ગ્રીવા કરવાં; ૫
પ્રાણાયામ ઇડાથિ પુરક, બાહ્યથી વાયુ આંણવો ઉરક;
કુંભક સુષુમણાયે કરિયે. યથાશક્તિ તે વાયુ ધરિયે. ૬
પિંગળા નાડિયે રેચક કરવો. જ્યમ લીધો ત્યમ વાયુ નિસરવો;
પુરતાં દક્ષિણે મૂકતાં વાંમે, વાયુ વશ હોય પ્રાણાયામેં. ૭
પ્રત્યાહાર તે પાછિ વાળે, ઇંદ્રિયોને બહિ જાતાં ખાળે;
ધારણા ધ્યાન ને છેહલેં સમાધિ, કહું તે જ્યંમ સકાયે સાધિ. ૮
ધારણા ગુરૂયે કહ્યું જ્યે રૂપ, ચ્યતુર્ભુજાદિક અંગ અનૂપ;
તેતો મનથી વિસરવા ન પાંમે, જઇ નિજ મનડું તેહેમાં જાયે. ૯
ધ્યાન તે મૂર્તિને વારે વારે, પાદાદિ મુખ પર્યંતજ ધારે;
અવયવ અખિલ તણું જે ધ્યાન, તે કરચે મનડું રહે સંસ્થાન ૧૦

સમાધિ તે તદાકાર જ્યે વૃત્તિ, અન્ય વૃત્તિયોની નિવૃત્તિ;
એમ કરચે હૃદયે અપરોક્ષ, ભાસે સ્વરૂપ જ્યેહ પરોક્ષ. ૧૧
એ અષ્ટાંગ કહ્યો તે યોગ, જ્યેથી સત્વર ભાગે વિયોગ;
ભાગ્ય કોટિનો એ સંસ્કાર, ત્રીજો યોગ તે અષ્ટ પ્રકાર. ૧૨
હરિ બિન અન્ય વૃત્તિનો વિરામ, હોય તેહેનું યોગજ કહિયે નાંમ;
જો કથા વેદાંત વાક્ય વિચારે, હોય તો આ અષ્ટાંગ ન ધારે. ૧૩
વૃત્તિ રહે સદા કૃષ્ણાકાર, અષ્ટાંગ યોગ તણું એ સાર;
કૃષ્ણ કૃપાથી સહજ એ સાધે, કૃષ્ણને કૃષ્ણરામ આરાધે. ૧૪

## કીર્ત્તન ૪૪૩ મું.

ત્રિજી દૈવ કોટીના ત્રણ્ય, સંસ્કારોનાં કહું લક્ષણ;
પેહેલા વિરાગનો વિસ્તાર, જેહેના અંગ અનૂપમ ચ્યાર. ૧
વ્યતિરેકને પેહેલો યતમાન, એકેંદ્રય વશિકારાભિધાન;
સદ્ગુરૂથિ શુણિને સર્વ, દેહાદિકના મૂકે ગર્વ. ૨
જોઈ સહુ કાળ તણા મુખમાં, નિત્યેં તપતું ત્રિવિધા દુઃખમાં;
માયાનું રચિયું માયીક, અવલોકતાં દીસે અલીક. ૩
જન્મ જરા ભય ને મર્ણ, દુઃખ દોષનાં ચઢતાં ભરણ;
જ્યમ બાજીગરની માયા, વિવિધા જોઈને કંઈક વર્હાયા. ૪
એમ આ વસ્તુની કરવી આશ્યા, તે ભ્રાંતિ તૃષ્ણાના તમાશ્યા;
જ્યમ વિકશ્યા ઇંદિવરમાંહિ, બેસે ષટ્પદ તે હોય જાંહિ. ૫
એમ આ વિવિધા માયા વિકાશી, એહેમાં લોભાયો તેહેને ફાંશી;
માટે યત્ને રહે સાવધાન, પેહલો વિરાગ તે યતમાન. ૬
એહેમાંનું જ્યે સ્વલ્પ અપાર, જેહેનો ન્યૂનાધીક હોય ભાર;
જ્યેમાં ઝાઝો નોહ્યે અધર્મ, તેહેને સેવે ધરતો શરમ. ૭
જેણે અધર્મ અધીકો થાયે, તેને ન સેવે ન ચિત્તે ચ્યાહે;
દેહાડરબ્ધ ઋણોને ભોગે, માટે સ્વલ્પને રહે સયોગે. ૮
દિષ્ટાગંતુક અને સ્વભાવ, એ આદરતાં હોય પ્રસ્તાવ;
સેવે તેહેનો પણ નહી ટેક, બીજો વિરાગ એ વ્યતિરેક. ૯
ઇંદ્રિયોના જ્યે જુદા રસ, વિષય સેવાના ચતુર્દશ;
સેવ્યે ઇંદ્રિયો પામે બિગાડ, જાંણી કરે અકેકે આડચ. ૧૦
એકેકાના રસને મૂકે, તેહેના ઉપર પાછો ન ઢુકે;
એક તજીને તજે વળી બીજો, વિરાગ એકેંદ્રિય તે ત્રીજો. ૧૧

શુષ્ક થયું પ્રારબ્ધજ જાંણે, સર્વ વિષયની ગ્લાનિ આંણે;
જ્યમ વાંતીનું અશન ન ભાવે, એમ વિષયોની વિરતિ આવે. ૧૨
આબ્રહ્માદિ સ્તૃણ પરયંત, સહુનો કાળ કરે છે અંત;
એહેમાં વાસના જેહેને રેહે છે, તે વિષયોથી સંકટ વેહે છે. ૧૩
કાક વિષ્ટાના સરખા ભોગ, વાહાલા હોયે તોહ્યે પાંમે વિયોગ;
એથી અનંત દુઃખ ભોગાયા, સદ્ગુરૂથી એ સહુ સમઝાયા. ૧૪
વિષય માત્રનું હોય અવમાંન, ચોથો એ વશિકારાભિધાંન;
પેહેલો વિરાગ એ સંસ્કાર, કૃષ્ણરામ કહે ચ્યાર પ્રકાર. ૧૫

## કીર્તન ૪૪૪ મું.

સદય કહે શુણ્ય જીજ્ઞાસુ, એહેવે વિરાગે ખસે આસક્તિરે;
તેહેને બીજો સંસ્કાર તે, ઉર ઉપજે નવધા ભક્તિરે. ૧
વિષ્ણુનું શ્રવણ ને કીર્ત્તન, સ્મરણ પદાંબુજનું સેવન;
અર્ચન વંદન દાસ્યતા, સખ્ય ને નવમું આત્મ નિવેદન. ૨
કરણ નયનને મન તણું, એકત્ર રાખીને સંધાંનરે;
જ્ઞાની ગુરૂજીના મુખ થકી, કરિયે કથામૃતનું પાંનરે. ૩
અન્ય ચિંતન ઉરે નાંણવું, બાહ્ય પદારથને ન ભજવાંરે;
શાઠ્યતા વિસ્મૃતિ નિદ્રા એ, પાંચે રજોતમનાં તજવાંરે. ૪
શાસ્ત્રોનું સાર ઉતારવું, નિઃસંશય નિજના મનમાંરે;
એતો શ્રવણ કહ્યું એહેને, ત્યમનું ત્યમ ગાવું કીર્ત્તનમાંરે. ૫
વાનતિ ભાષા પ્રબંધની, સ્વર રસ તાલને મેલિરે;
લાલિત્ય છંદ ને શૃંખલા, અર્થ અનુભવને ભેલિરે. ૬
નિકૃષ્ટ નગ્ન વચન તજી, વિપ્રિય પદ વિપરીત ન ધરિયે;
અવધાન પૂર્વા પર તણું, જ્યમ જ્યેહેનું તે ત્યમ અનુસરિયેરે. ૭
જન્મ કરમ ગુણ રૂપનું, નામનું કીર્ત્તન કીજેરે;
લીલા પ્રયોજન પ્રાર્થના, ત્યહાં તેહેમાં સંબોધન દીજેરે ૮
ઉપદેશ ઉદ્દેશ મનનને, રૂપકાલંકાર ગાઇયેરે;
સંરંભ પ્રેમથી વક્તૃતા, ગાઇને પ્રીતિથિ અન્ય ન ચ્યાહિયેરે. ૯
ઇશનિ ઇશતા ગાઇને, જીવની દાસ્યતા જણુવિયેરે;
શાસ્ત્રની સંમતિ દેઇને, નીજ કલ્પિતના મતને ન કવિયેરે. ૧૦
કીર્ત્તન એ કહ્યું સ્મરણની, રીતિ કહું તે મનમાં ધારયરે;

બેસતાં ઉઠતાં હીંડંતાં, કૃત્ય સરવમાં કૃષ્ણ સંભારયરે. ૧૧
ક્ષણ હરિ સ્મરણ જો વીસરે, એથી ન હાનિયો બીજી મોહોટીરે;
જીવે હરિને વિસારતાં, કઇ કલ્પોમાં ધરચા તનું કોટીરે. ૧૨
ચરણ સેવન ગુરૂ રાયનું, પ્રભુ પ્રત્યક્ષ લહી કરવુંરે;
હરિયે તે હરિ ઓળખાવિયા, હરિજનને એમ મનમાં ધરવુંરે. ૧૩
સર્વ શુભાશુભ જ્યે થયું, ગુરૂને નિવેદન કીજેરે;
અનુકુલ વસ્તુઓ અરપીને, પદ રજને શિરસા લીજેરે. ૧૪
આજ્ઞાઓ નવ્ય ઉલ્લંઘિયે, વચન ચઢાવીયે શીશરે;
સદ્ગુરૂને નવ્ય નિંદિયે, કઠિણ કહ્યે નવ્ય ધરિયે રીશરે. ૧૫
અપાર મહિમા ગુરૂજીનો, શરણ રહ્યેથી તે સમજાશેરે;
હરિ ચરણાંબુજ સેવન, કૃષ્ણરામ એ રીત્યે સધાશેરે. ૧૬

## કીર્તન ૪૪૫ મું.

અર્ચન પ્રત્યમાને વિષે, સર્વેશ્વરજીનું કરીયેરે;
નિંદા ન કરિયે અવરની, દોષ ન કોયનો આદરિયેરે. ૧
અવમાંન કીજે ન સંતનું, મોહોટાઈ ધરિયે નહિ મનમાંરે;
દંભ મુકી પ્રભુ પૂજીયે, રંક થઇ રહીયે જનમાંરે. ૨
સ્તોત્ર પાઠ અને મંત્રથી, વિધિયે કરીયે સર્વોપચારરે;
અંબરાકલ્પ ધરાવિયે, ઉચ્છવ કરીયે સર્વ પ્રકારરે. ૩
ઇશ્વિર જનને અર્પિને, પ્રસાદ પાછળથી લીજેરે;
યથાશક્તિ સામગ્રિયો, નિત્ય સુપાત્રને દીજેરે. ૪
અર્ચન એ કહ્યું વદન, સર્વ જીવોમાં હરિને જોઇરે;
નમિયે વાઙ્મન કાયથી, ઇર્ષા મોઘ્યમને ખોઇરે. ૫
કોયનું દમન ન કિજીયે, સર્વનું શ્રેય થવું ચ્યાહિયેરે;
મમતા અહંતાને તજી, કોહોના દોષ કલંક ન ગાઇયેરે. ૬
વંદન એ કહ્યું દાસ્યતા, કૃત્ય સમર્પણ કરવાંરે;
હું કરૂં મેંહે કરયું મજ વડે, એ અભિમાંનોને ન ધરવાંરે. ૭
દાસ હું હરિને આશરે, જ્યમ માહારિ બુદ્ધિને પ્રેરિરે;
એથિ હું કૃત્ય કરી શકયો, જ્યમ કરે સિંધુથી લેહેરિરે. ૮
મજને ન તૃષ્ણા ફળ તણિ, કૃત્ય હજો જેહેનું તેહેનેરે;
પ્રીતિ ઇચ્છે પ્રભુરાયની, દાસ્યતા તે કહિયે એનેરે. ૯
સખ્યતા વિશ્વાસ વિષ્ણુનો, જ્યે મુંને રૂડું તે એ કરશેરે;

માફ કરી અપરાધને, સન્મિત્રના સરખું આદરશેરે. ૧૦
આત્મ નિવેદન સર્વથા, વિક્રીત ગૌ સરખું રેહેવું રે;
શરણવત્સલ શ્રીનાથને, શાંને પડે કાંઈ કેહેવું રે. ૧૧
હું હરિનો હરિ માહારાં, એ વિના અન્ય ન કાંઈ માગેરે;
અંતરાય સર્વ સિદ્ધિને, માંનિને સર્વાભિલાષા ત્યાગેરે. ૧૨
એ નવધા ભક્તિ કહી, સહુ સસ્કારોથી શ્રેષ્ટ;
એથી પ્રભુ વશ હોય છે, પ્રેમી જનોનો જ્યે પ્રેષ્ટરે. ૧૩
બીજો કહ્યા દૈવ કોટિનો, એ ભક્તિરૂપી સંસ્કારરે;
નવ માત્ર શુદ્ધ એ નિત્ય નવો, નવ નવા જ્યેહેના પ્રકારરે. ૧૪
ઇંદ્રિયો સરવ તે ઇશને, જ્યે કરચે અર્પણ થાયરે;
કૃષ્ણરામને કૃપા કરી, એ પ્રસાદ આપો યદુરાયરે. ૧૫

## કીર્તન ૪૪૬ મું.

દૈવ કોટીનો ત્રીજો તે, જ્ઞાનરૂપી સંસ્કાર; સાંભળ્ય જીજ્ઞાસુ.
સપ્ત ભૂમિકા જ્યેહની, એક એકથી ઉદાર. સાં ૧
નાંમે શુભેચ્છા વિચારણા, તનુ માનસા તૃતીય; સાં.
જાગૃદવસ્થા એ ત્રણ્યે, સાધનરૂપા સ્વકીય. સાં. ૨
સત્વાપત્તિ ચ્યારમી, સ્વપ્નાવસ્થા એહ; સાં.
ફલરૂપા એહેને કહિયે, સમજ્યે નિઃસંદેહ. સાં. ૩
અસંસક્તિ ને પદાર્થા, ભાવિનિએ ગુપ્તિ; સાં.
નિર્વિકલ્પિકા રૂપિણી, સુષુપ્તિ ગાઢ સુષુપ્તિ. સાં. ૪
સપ્તમી નાંમે તૂર્યગા, બાધીત વૃત્તિ રૂપ; સાં.
તૂર્યાવસ્થા એ કહીયે, અખિલ થકે એ અનૂપ. સાં. ૫
નામ અવસ્થા રૂપથી, કહી ભૂમીકા સાત; સાં.
જ્યમ સમજાયે ત્યમ કહું, સ્વરૂપની વિખ્યાત. સાં. ૬
કાલ માયા ને જીવેશ્વર, બ્રહ્મ નિત્ય એ પાંચ; સાં
અનિત્ય એથી અન્ય સહુ, જ્યેહેને લાગે આંચ. સાં. ૭
નિત્યાનિત્ય વિવેક એ, બીજો કહું વૈરાગ; સાં.
ઇહા મૂત્ર ભોગાશાનો, અનિત્ય માટે ત્યાગ. સાં. ૮
શમતે શાંતિ ચિત્તને, ક્રોધાદીનો વિરામ; સાં.
સ્વાધીન ઇંદ્રિ દશ રહે, દમતે તેહેનું નાંમ. સાં. ૯

એ સાધન ચ્યારે બને, મોક્ષાર્થે સંદેહ; સાં.
જ્ઞાન તણી નિજ ભૂમિકા, પેહેલી શુભેચ્છા એહ. સાં. ૧૦
સદ્ગુરૂને તે શરણ થઈ, પુછે પછી વિચાર; સાં.
નિત્ય એક હોય સર્વદા, તે કાં પંચ પ્રકાર. સાં. ૧૧
મોક્ષ હોય કુણ સાધને, તેહેનો કહો વિવેક; સાં.
સદ્ગુરૂ કહે તું માનજ્યે, નિત્ય પંચ એ એક. સાં. ૧૨
અનાદિ નિર્ગુણ બ્રહ્મ તે, સ્વ પ્રકાશ જ્યે જ્યોતી; સાં.
તેમની ઇચ્છા શક્તિ તે, કાલશક્તિ એ ઘોતી. સાં. ૧૩
તે ઇચ્છામાં નિર્ગુણ તે, ભાષા પુરૂષોત્તમ; સાં.
ચૈતન ભ્રૂભંગે વશી, કાલશક્તિ તે રમ્ય. સાં. ૧૪
તે ઇચ્છા અરધાંગના, તેહેની શક્તિ સચીવ; સાં.
તેહેની મલીન અવિદ્યામાં, કાલ એ ભાસ્યો જીવ. સાં. ૧૫
ઉજ્વલ વિદ્યામાં દિસે, પરમાત્મા એ કાલ; સાં.
જીવ ધરે જ્યે વાસના, તે માયાની જાળ. સાં. ૧૬
જ્ઞાન વડે એ વાસના, જીવ કરે જો ત્યાગ; સાં.
તો સઘળું એ એક છે, પંચ ન ભાસે ભાગ. સાં. ૧૭
શિષ્યે ગુરૂથી એમ શુણી, મનન વિચ્યારયું મંન; સાં.
સમજ્યો એહ વિચારણા, બીજી ભૂમિકા ભિન્ન. સાં. ૧૮
અભેદ ભાસ્યો પંચનો, છુટયા મનના વેહેમ; સાં.
કૃષ્ણરામ એ સાધશે, કરચ્યે કૃષ્ણથી પ્રેમ. સાં. ૧૯

## કીર્ત્તન ૪૪૭ મું.

શુણ્યું તે સકલ:પ્રમાણથી, કરિને નિદિધ્યાસ; સાં.
દ્રઢ કરવું તે ત્યંમનું ત્યંમ, જોઇને સરવા વાસ. સાં. ૧
નેહ નાનાસ્તિ કિંચન, એતો શ્રુતિ પ્રમાણ; સાં.
ભિન્ન હોય તો જ્ઞાનિ કયંમ, સહુનો થાય છે જાંણ. સાં. ૨
મિટચે વાસના દ્વૈતતા, એહેની મેળ્યે જાય; સાં.
પ્રતિબિંબ નવ્ય ભાસે બહુ, જળ જ્યાહારે સૂકાય. સાં. ૩
અનુમાન દ્રષ્ટાંતે, કરિને સમજે વેદ; સાં.
લૌકીકમાં પણ જન બોલે, આપે સકલ અભેદ. સાં. ૪
કમાડ ઠોકચે કુણ એ, પૂછચે કહે નહિ કોય; સાં.
એ હું ઉઘાડો સહુચે, કહે છે અભેદ જોય. સાં. ૫

કોય નહિ તે અન્ય નહિ, એ હું સઘળે એક; સાં.
ઉઘાડો આવર્ણ વિના, એ પ્રત્યક્ષ વિવેક સાં ૬
સગે એ માહારા કાકા ભાઈ, તે બિન એકલો ઓય; સાં.
હરિ ઓહિરે ઓહિ એમ, અભેદ કહિ સહુ રોય. સાં. ૭
એહ શમશ્યાઓ વર્ણે, વિંજન હોયે સ્વરીત; સાં.
એમ ચૈતનથી જુઠા જડ, ભાસે સત શોભીત. સાં. ૮
અનામ ઓવરણે જાણ્યું, હરિ વોહિ એ નામ: સાં.
જ્યે[redacted] મરચો તેહેને કહે છે, રામ બોલોને રામ. સાં. ૯
સાવધાન કહે પરણતાં, કાં તુ થાય આધીન; સાં.
હાથ પહ્રો તું લ્યે છઈયા માણ્યક થશે મલીન. સાં. ૧૦
એ પ્રત્યક્ષ પ્રમાણથી, આશા લહી વિડંબ; સાં.
એમ તૃતીયા તનુ માનસા, નો હોય ઉર અવલંબ. સાં. ૧૧
આપે ભાસે જ્યક્ત અને, અનુભવનું ઓળખાણ; સાં.
ત્રય એ સાધન ભૂમિકા, જાગ્રદવસ્થા જાણ્ય. સાં. ૧૨
પુરૂશોત્તમ પરમાત્મા, કાલ અને ઇચ્છાય: સાં.
સગુણ છતાં પણ વિકાર બિન, નિયંતૃ છે એ સદાય. સાં. ૧૩
નિર્ગુણ સાથે અભેદતા, એમ નિભાસે નિત્ય; સાં.
અસંભવના એમ લહ્યે, ગઇ થઇ પ્રભુની પ્રીત્ય. સાં. ૧૪
મહાકાશ ત્યમ. બ્રહ્મ લહ્યું, નિરૂપાધિક નીર્ગુણ; સાં.
સરો વિયત ત્યમ સોપાધીક, ઇશ અન્ય એ કુણ. સાં. ૧૫
જલમાં વૃશિયું ખં માટે, જલના જેવું જણાય; સાં.
રેલાય નહી ને કોહ્ય નહી, અભેદ એ ઓળખાય. સાં. ૧૬
જલમાં પ્રતિબિંબે દીસે, વ્યાપક વિયત વિમલ; સાં.
એમ એ ઇશ્વર નિર્મળ છે, દીવ્યોપાધી અકલ. સાં. ૧૭
અભેદ એમ નિત્યે ચિંત્યે, સત્વાપત્તિ હોય; સાં.
ફલરૂપા સ્વભાવસ્થા, જક્તને જુઠું જોય. સાં. ૧૮
જુઠું જગત સ્વપન સરખું, આપે હોય એમ સ્મર્ણ; સાં.
કૃષ્ણરામ એ સધાયજો, સેવે હરિના ચર્ણ. સાં. ૧૯

## કીર્તન ૪૪૮ મું.

ચતુર્થ એ ભૂમિકાવડે, જ્ઞાન બને તે પરોક્ષ; સાં.
યોગી તે હોય બ્રહ્મવિત, દેહાન્તે હોય મોક્ષ. સાં. ૧

એ યોગી એમ થઇ ધ્યાતા, ધ્યાને ચિંત્યે ધ્યેય; સાં.
સવિકલ્પક તે સમાધિથી સાધંતા હોયે શ્રેય. સાં. ૨
આવે અષ્ટો સિદ્ધિયો તેથિ ન કરે ન્યેહ; સાં.
નિર્વિકલ્પિકા હોય તેણે, અસંસક્તિ તે એક. સાં. ૩
સુષુપ્ત્યવસ્થા એ કહિયે, આપે હોય વ્યુત્થાન; સાં.
સિદ્ધિ સઘળી જાણે પણ, તેહેનું ન કરે માન. સાં. ૪
બ્રહ્મ વિદ્દાવર તે યોગી, જ્ઞાન બને અપરોક્ષ; સાં.
સ્ફુરે સકલ એહેને હૃદયે, હોય જીવંતા મોક્ષ. સાં. ૫
પંચમ કહિ એ ભૂમિકા, છઠ્ઠીનિ કહું રીતિ; સાં.
અભેદ ચિંતન એમ કરતા, સ્વરૂપની હોય પ્રીતિ. સાં. ૬
ઘણાકાલ છુટે નહિ, આપે એક સમાધિ; સાં.
તદાકાર હોય ભાવના, અળગી ખસે ઉપાધી. સાં. ૭
તેહ પદાર્થોભાવિનિ, છઠિ ભૂમિકા જાણ્ય; સાં.
કાલ કર્મને વાસના, તેહેનિ નહિ જ્યહાં તાણ્ય. સાં. ૮
પરને યત્ને તે યોગી, હોય કદિ વ્યુત્થાન; સાં.
ગાઢ સુષુપ્ત્યાવસ્થાયે, સબ્રહ્મ વિદ્વરિયાન. સાં. ૯
નિર્વિકલ્પિકા રૂપિણિ, ષષ્ટિ તે હોય એમ; સાં.
સાતમી એ સોહંભાવે, અનન્ય ચિંતન પ્રેમ. સાં. ૧૦
ચિર સમાધિથિ જ્યેહને, કોયથિ નોહ્ય વ્યુત્થાન; સાં.
અભેદ દર્શન સર્વથા સ્વરૂપનૂં સંધાન. સાં. ૧૧
વિશ્વ દેહની વિસ્મૃતિ, હોયે પરિપૂર્ણાનંદ; સાં.
એહેને વશ હોય વિશ્વશ્વર, નમ્યે પાગ્ય સુરવૃંદ. સાં. ૧૨
નિજ પ્રયત્ન પાખે યોગી, ઈશ પ્રેરિયો જાય;
પ્રારબ્ધોને એમ ભોગે, જીવન્મુક્ત જણાય. સાં. ૧૩
એહેનો બિગાડ નોહ્ય કોથી, એહેને સહૂ આધીન. સાં.
સહુ ભૂતોનો એ આત્મા, ઉપાધ્યવસ્થાહીન. સાં. ૧૪
સપ્તમ ભૂમિ તૂર્યગા, તૂર્યાવસ્થા એહ. સાં.
બાધિત વૃત્તિ રૂપિણિ, સમજ્યે નિઃસંદેહ. સાં. ૧૫
પૂરણ સપ્તમ ભૂમિયે, સબ્રહ્મ વિદાં વરીષ્ટ; સાં.
એહેની સેવા નિંદાથી, ઉપજે ઇષ્ટાનિષ્ટ. સાં. ૧૬
પંચમ આદિ ભૂમિયે, વિકલ્પનો હોયે છેદ; સાં.

જીવન મુક્તિના ત્રયથિ, કહ્યાં અવાંતર ભેદ સાં. ૧૭
દેવ કોટિના એ ત્રણ્યે, વિરાગ ભક્તિ જ્ઞાન; સાં.
સંક્ષેપ સંસ્કારોનાં, કહ્યાં રૂપ અભિધાન. સાં. ૧૮
સંચિત સકલ બને પછી, શુદ્ધ બને ક્રિયમાણ; સાં.
પ્રારબ્ધોને ભોગીને, અંતે હોય કલ્યાણ. સાં. ૧૯
સમૂળ સૂકે વાસના, ખસે ત્રિગુણના ટેક; સાં.
કૃષ્ણરામને કૃષ્ણનો, જબર ભરૂંસો એક. સાં. ૨૦

## કીર્તન ૪૪૯ મું.

### નારાયણ મહારાજનું ભવિષ્ય વર્ણન.

વરઘોડે ચઢશે ભાઇ નારાયણ,
પછી કરશે શ્રીભાગવતનું પારાયણ;
વેગે પ્રથમતો લગ્ન કરવા જાશે,
પછી પ્રેમેથી પુરૂષોત્તમના ગુણગાશે. ૧
આ અવતાર પામ્યા જયેને અર્થે કરી,
તે છે નારાયણ હૃદયે વાહાલા;
એક હરિ કિંચિત પ્રારબ્ધ ત્રણ ભોગવવા,
પેહેલા બ્રહ્મચારિ એ ઉપકુર્વાણ હવા. ૨
માટે સત્સંગતિ આદિ હરિયે આપી,
વૃત્તિ ઉદયિ તેથી પ્રિયંકર પ્રીતિ વ્યાપી;
તેથી ઋષિકેશ્વર રતિ ઉપજશે,
ભાવે નારાયણને એ નારાયણ ભજશે. ૩
કૃષ્ણ કીર્તિયો મળતાં કૃષ્ણ સુતુષ્ટ હશે,
કોટિ કલિમલહારિણિ તે ભક્તિ થશે;
મનો જાશે ન વિષયને વેગે વહ્યું,
નારાયણનું ધાર્યું તે નારાયણને કહ્યું. ૪
આપે કૃષ્ણ બિરૂદ કૃષ્ણ સાચવશે,
નારાયણ તેણે શ્રી નારાયણને કવશે;
વચન સિદ્ધિ થશે નારાયણને કોલે;
કૃષ્ણરામ તો કૃષ્ણ કૃપાથી એ બોલે ૫

# આરતિઓ.

(૧)

જય કરૂણા કર કેશવ, સવિતાન્વય ભાનું; (૨)
દોષા ચરવન દાહક, જયમ કુપિત ÷કૃશાનું.
જયદેવ જયદેવ. ધ્રુ. ૧

જેથી રાવણ *સાનુજ, ઈંદ્રજીત આદિ; (૨)
મૃધમાહા તિર્થે પાંમ્યા, નિજ પદવિ પ્રસાદિ. જય. ૨
અપિ હતી જયે +અવનીજા, કૃષાનુથી કાહાડી; (૨)
જેની યુગલ જોડીને, દાસ જુવે દાહાડી. જય. ૩
ભૂભાર આપે ઉતાર્યો, ધર્મ પ્રગટ કીધા;(૨)
×હરિપતી મીત્ર થઈને, †હરીને યશ દીધા. જય. ૪
મમ હૃદયાબ્જ ઉઘડવા, એહેવા ઉદય હજ્યો; (૨)
કૃષ્ણરામ કિંકરને, સદ્ય સુતુષ્ટ થજ્યો. જય. ૫

વી. ૨૨ પા. ૨૧

(૨)

જય ગીતે, જય ગીતે, જય ભગવદ્ગીતે; (૨)
કુંતિસુત પ્રતિ હરિણા, યા નિજ મુખ કથિતે. જ૦ ૧
સર્વોપનિષદ્ દોહનં, પરમામૃત રૂપા: (૨)
ભવ ભય હારિણી, તારિણી, અદ્વિતિયાનૂપા. જ૦ ૨
મુક્ત મુમુક્ષુ વિષયી, ત્વમખિલજનવંદે;‡
કાંડ ત્રયમયી વિમલે, અંતર્મલ ||ભિંદે. જ૦ ૩
પુનરાવૃત્તિ વારિણિ શ્રવણ માત્ર સુખદા;
?બાધરાયણ ગ્રથિતા, સત્ય સ્વરૂપ સદા. જ૦ ૪
ઇતિ નિરાજંન ગીતં, *અહમમનિંગત્વા; (૨)
નિવેદયે તવ પ્રીત, કૃષ્ણરામન ત્વા. જ૦ ૫

વી. ૭ પા. ૨૦

---

÷ અગ્ની. * નાનાભાઇ સાથે. + સીતાજી. × સુગ્રીવ. † વાનરો. ‡ સર્વને નમવા યોગ્ય. || નાશ કરનારી. ? વ્યાસજી. * હું નીચે પડી નમન કરીને

(૩)

જય કલ્યાણી તારિણી, વારિણી ભવ ભયની મા; (૨)
વ્યક્તિ જણાવ્ય વરા તૂં, શ્રી સદ્ય હૃદયની
જય દેવી જય દેવી ૧
અઘોઘક઼ંતની સંતની, અનુભૂતી ભક્તિમા; (૨)
વિરક્તિ વૈરાગીની, સર્વ તણી શક્તિ. જય. ૨
સંકટ શમની દમની, દુષ્ટ દનુજ કેરી મા; (૨)
વેદવાંણિ તૂ વિમલે, માધવની મેહેરી. જય. ૩
તું ગાયત્રી ધરિત્રિ, ક્ષમા દયા શાંતિ મા; (૨)
ચિત્ચ્છક્તિ તુજ ભાને, અર્કાઘનુ ભાંતિ. જય. ૪
પ્રણત પાલિની શાલિની, અભિનવ ફલદાત્રી મા; (૨)
પુરૂષોત્તમ પટરાણી, ધી હ્રી શ્રી ધાત્રી. જય. ૫
કરૂણા કરચ તું કમલે, અંતરાધી શમવા મા; (૨)
કૃષ્ણરામને શિખાવ્ય, કૃષ્ણ પદે રમવા. જય. ૬
વી. ૨૨ પા. ૨૩

(૪)

જય ત્રિભુવન સ્વામી, જય ત્રિભુવન સ્વામી;
આરતિ કરૂં કૃપાલો, સન્મુખ શિરનાંમી. જ૦ ૧
પ્રસન્ન મુખ શશિ શેખર, ગંગ જટાધારી; (૨)
રવિ શશિ વન્હિ સદશ, લોચન ત્રય ભારી. જ૦ ૨
કર્ણે મણિ રૂદ્રાક્ષ, કંઠે રુંઢ માલા; (૨)
સર્વાંગે અભિશોભિત, હિમાચલ બાલા. જ૦ ૩
નીલ ગ્રીવ સદાશિવ, વાસુકિ ઉપવીત; (૨)
સદય હૃદય અતિ કોમલ, સગુણ ગુણાતીત. જ૦ ૪
પંચાનન દશભુજ શુભ, કક્ષે વિભુતિ ગોળા; (૨)
પ્રિયકર વિજયા વલ્લિ, શિવશંકર ભોળા. જ૦ ૫
પાશાંકુશ શુલ ડમરૂ, વજ્ર પરશુ હસ્ત; (૨)
પિનાક ભિંદી તોમર, મુદ્ગર મદમસ્ત. જ૦ ૬
કામાંતક અંધકાંતક, દક્ષાદ્ધર હારી; (૨)
પૂષદંત ભિદ શંભો, તારક ત્રિપુરારી. જ૦ ૭
મહા શ્મશાંને ક્રીડા, ભૂત પ્રેત સંગ; (૨)
નૃત્યતિ રુચિર મનોહર, નિત્ય નાના રંગ. જ૦ ૮

તતથેઇ તાંડવ ગીત, સ્વર વીણા તાલ; (૨)
વાજે મૃદંગ ઝલ્લરી, શૃંગી કંસાલ. જ૦ ૯
યક્ષોરગ ગણ રાક્ષસ, નર દાનવ દેવ; (૨)
મુનિ વિદ્યાધર પ્રભૃતિ, નિત્ય કરે સેવ. જ૦ ૧૦
વિશ્વરૂપ વિશ્વંભર, અજ અખિલાધાર; (૨)
કૃષ્ણરામ કિંકરની, શીઘ્ર કરો સાર. જ૦ ૧૧
વી૦ ૭ પા૦ ૧૮

(૫)

જય ગુરૂરાય કૃપાકર, જય જય શુક સ્વામી; (૨)
જેને પ્રતાપે કઈ જંન, ઉદ્ધરિયા કામી. જ૦ ૧
જન્મ પ્રભૃતિ યોગી, ષડૈશ્વર્ય યુક્ત; (૨)
અભેદદર્શિ શશ્વત્, જે જીવન મુક્ત. જ૦ ૨
કરૂણા કરીને કીધું, પરિક્ષિતનું કાંમ; (૨)
સપ્ત દીવસ સાંભળતાં, પાંમ્યા નિજ ધાંમ. જ૦ ૩
કલિન જનને તરવા, દાખવિયું નાવ; (૨)
વચન પ્રતીતિ કરતાં, હોય બ્રહ્મ ભાવ. જ૦ ૪
કૃષ્ણ પુત્ર ધરિ નામ, કૃષ્ણે કૃષ્ણ ગાયા; (૨)
કૃષ્ણરામ જયમ છુટે, કૃષ્ણ તણી માયા. જ૦ ૫
વી૦ ૭ પા૦ ૧૯

(૬)

જય ભગવન્નારાયણ, મુખનિઃસૃત વાણી; (૨)
અંતર્દષ્ટિ ધ્યાંને, સ્વયંભુયે જાણી. જ૦ ૧
વિધિમુખથી વીસ્તરતાં, નારદજી પામ્યા; (૨)
તેથી વ્યાસજ શુણતાં, ચિત્ત ચિંતા વાંમ્યા. જ૦ ૨
તે ભણિયા શુકદેવ, પૂર્ણ ધરી પ્રીતિ; (૨)
તેથી શુણતાં પરિક્ષિત, છુટ્યા ભવ ભીતિ. જ૦ ૩
સંગે શુણતાં સૂત, કૃપા થકે સમજ્યા; (૨)
સત્રી શુણતાં તેમણે, તરત વિકાર તજ્યા. જ૦ ૪
તે આ ભાગવત સેહેજે, સહુ જનને મળિયું; (૨)
કૃષ્ણરામનું મનડું, કૃષ્ણ વિષે વળિયુ. જ૦ ૫
વી. ૭ પા. ૨૦

॥ समाप्तोयं ग्रन्थः ॥

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૪ | ૨૨ | વ ન | વન. |
| ૬ | ૨૧ | ચટ | ચટ્ટ. |
| ૧૮ | ૬ | તહુરાની | તાહુરાની. |
| ૧૮ | ૨૯ | ખેયું | ખોયું. |
| ૨૦ | ૮ | શરૂ | સારૂં. |
| ૨૨ | ૨ | અહિત | અર્હિત. |
| ૨૭ | ૧ | માયુ | માન્યું. |
| ૪૯ | ૧૫ | ગેવિંદજી | ગોવિંદજી. |
| ૪૯ | ૨૮ | અંત ાય. | અંતરાય. |
| ૫૮ | ૨૩ | સ્વમિ | સ્વામિં |
| ૭૦ | ૧૧ | સસારનારે | સંસારનારે. |
| ૭૩ | ૨૮ | બક્ષાશ | બક્ષીશ. |
| ૭૪ | ૨૦ | દેખડે | દેખાડે. |
| ૧૧૫ | ૬ | ઉજ્જુવાળો | ઉજ્જુવાળુ. |
| ૧૨૪ | ૧૦ | પ્રતિતી | પ્રતીતિ. |
| ૧૩૬ | ૧૭ | ઓખે | આંખે. |
| ૧૪૩ | ૯ | રકને | રંકને. |
| ૧૬૨ | ૪ | ગરદે | મરદે. |
| ૧[illegible]૩ | ૧૬ | બધુને | બંધુને. |
| ૧૬૩ | ૨૨ | ગા | ગૌ. |
| ૧૬૫ | ૧૯ | બદ્દનુ | બન્ધુ. |
| ૧૬૯ | ૧ | ખસે | ન ખસે. |
| ૧૭૦ | ૨૬ | કિકર | કિંકર. |
| ૧૭૬ | ૧ | દરા | દારા. |
| ૧૭૮ | ૨૮ | કંસારી | કસારી. |
| ૧૮૬ | ૨ | પવન | પાવન |
| ૧૮૬ | ૧૧ | તરવારે | તારવારે. |
| ૧૯૨ | ૧૨ | હાસ | દાસ. |
| ૧૯૨ | ૧૩ | દાસ | હાસ. |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૦૫ | ૮ | ધાદીને | ધારીને. |
| ૨૦૫ | ૨૭ | કર | કરત. |
| ૨૦૬ | ૬ | ત્યોરે | ત્યારે. |
| ૨૧૦ | ૧૨ | હેરે | હરે |
| ૨૨૭ | ૧૬ | પ્રચ્છું | પ્રીછું. |
| ૨૪૮ | ૧૫ | કુખ | કુખા |
| ૨૫૦ | ૧ | ખેલિયે | ખોલિય. |
| ૨૫૧ | ૫ | બતાવ | તે બતાવ્ય. |
| ૨૫૪ | ૫ | પુકરૂં | પુકારૂં. |
| ૨૬૦ | ૨૫ | અધ | અંધ. |
| ૨૬૨ | ૧૧ | લોક | ત્રૈલોક. |
| ૨૬૬ | ૩ | દમદારાના | દામદારાના. |
| ૩૦૫ | ૨૯ | અલબેલ | અલબેલા. |
| ૩૩૦ | ૫ | ગદનકી | ગંદનકી. |
| ૩૪૫ | ૧૩. | છાસકું | દાસકું. |
| ૩૯૮ | ૩ | સગને | સંગને. |
| ૩૯૯ | ૧૩ | જડે | ન જડે. |
| ૪૦૦ | ૨૮ | પાડિત | પંડિત. |
| ૪૫૨ | ૨૧ | પીચાસી | પાચાસી. |
| ૪૫૫ | ૧૪ | छलवितू | छलाविद् |
| ૪૯૯ | ૮ | દુઃશ | દુઃખ |
| ૪૯૯ | ૨૬ | જન્મ | જયમ. |
| ૫૨૨ | ૮ | સગ | સંગ. |
| ૫૨૭ | ૭ | સસ્કાર | સંસ્કાર. |

